## સં. ૧૯૯૭ : પોષ માસની પત્રિકા—

**ધાર્મિક પ્રવૃત્તિઓ:**—નિયમાનુસાર પ્રતિક્રમણ, પ્રભુપૂજા, મુનિવંદન વિ૦ ક્રિયાઓ થઈ રહેલ છે. પોષ શુદિ ૮ના રોજ બધા વિદ્યાર્થીઓએ શ્રી સિદ્ધગિરિની યાત્રા કરી હતી.

**આવક:**— રૂ. આ. પા.

| | | | |
|---|---|---|---|
| શ્રી જ. નિર્વાહફંડ ખાતે | ૧૫૯–૦–૦ | શ્રી સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટફંડ | ૨૫૧–૦–૦ |
| શ્રી વાર્ષિક મદદ ખાતે | ૫૦–૦–૦ | શ્રી ભોજનફંડ ખાતે | ૫–૦–૦ |
| શ્રી કેળવણીફંડ ખાતે | ૨૬–૦–૦ | શ્રી દેરાસર સાધારણ ખાતે | ૧૨–૦–૦ |

**જમણવાર:**—૧. શેઠ જેસીંગભાઈ સારાભાઇ, અમદાવાદ. પોષ શુદિ ૧૦

**ભેટ:**—જેઠાલાલ ચુનીલાલ વકીલ–સાઠંબા પુસ્તક ૨, દુઃખ માત્ર ટાળવાનો ઉપાય ૧, દિશાસૂચન બુક ૧. શ્રી જૈનસંઘ સમસ્ત–અમદાવાદ. કેસર તોલા ૬. એક ગૃહસ્થ હા શ્રી તલકચંદ કે. કપાસી વ્હીસલ ૩. શેઠ બાપાલાલ મગનલાલ અમદાવાદ ભાવના કામલતા બુક ૧. શેઠ નાનજી શામજી–ભાવનગર. ચોખા ગુણ ૨. શેઠ ભોગીલાલભાઇ–ઉંઝા–ઉંઝાફાર્મસીની જુદી જુદી દેશી દવા–સુદર્શન ચૂર્ણ વિગેરે. બેન સમરતબેન ધરમચંદ–બારોડા બરણીચુરમું શે. ૨૫

**મુલાકાત:**—શ્રી મણિલાલ વાડીલાલ નાણાવટી, અમદાવાદ શેઠ દલીચંદ વીરચંદ શ્રોફ, સુરત. ડૉ. અમીચંદ છગનલાલ શાહ, સુરત શ્રી નવલચંદ નેમચંદ શ્રોફ, પારડી. શ્રી મણિલાલ આણંદચંદ, સુરત શ્રી તલકચંદ કાનજી કપાસી, મુંબઈ. શ્રી છોટાલાલ ત્રિકમલાલ પારેખ, પ્રમુખ શ્રી નિંગાળા જૈન શ્વે૦ કોન્ફરન્સ. શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, મુંબઇ. શ્રી મણિલાલ ખુશાલચંદ પારી, પાલણપુર. શ્રી ભોગીલાલ નગીનચંદ, ઉંઝા. શેઠ ભીખાભાઇ ધરમચંદ, સુરત. શ્રી મનસુખ લાલન, મુંબઈ. શ્રી રાજપાળ મગનલાલ વ્હોરા, મુંબઇ. શ્રી માણેકલાલ મોદી, મુંબઇ. સોદાગર હીરાલાલ કેશવલાલ, અમદાવાદ. શા. ભાઈલાલ કેશવલાલ, લીંબડી લાલભાઇ ડી દલાલ, મુંબઈ.

**મીટિંગ:**—સુરતવાસી શેઠ દલીચંદ વીરચંદ શ્રોફના પ્રમુખપણા નીચે ડૉ. અમીચંદ છગનલાલ શાહે પોતાના જાપાનના પ્રવાસના તથા જીવનના અનુભવો જણાવ્યા હતા તેમજ નિંગાળામાં ભરાયેલ શ્રી જૈન શ્વે. કોન્ફરન્સ અધિ. ના પ્રમુખ શ્રી છોટાલાલ ત્રિકમલાલ પારેખ તથા શ્રી મોતીચંદભાઈ ગિ. કાપડીઆએ સંસ્થાની મુલાકાત વખતે વિદ્યાર્થીઓને ઉદ્દેશી યોગ્ય પ્રવચન કર્યું હતું. હિન્દી ભાષાના પ્રચારક શ્રી કાનજી રાઠોડે હિંદી ભાષાને ઉત્તેજન આપવા અંગે પ્રવચન આપ્યું હતું.

**સમાજના દાનવીરોને:**—એક સો જૈન બાળવીરોને માટે પ્રતિવર્ષ વીશેક હજાર રૂ. ખર્ચતી આ અતિ ઉપયોગી સંસ્થાને તમારો હિસ્સો આપી સુકૃતની કમાઈનો લહાવો જરૂર લેશો.

———




| પુસ્તક ૫૬ મું | ચૈત્ર | અંક ૧ લો |
|---|---|---|
| વિ. સં. ૧૯૯૬ | | વીર સં. ૨૪૬૬ |

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( મુદ્રાલેખ )

## નૂતન વર્ષની મંગળમય પ્રાર્થના

( અહા કેવું ભાગ્ય જાગ્યું, શ્રી વીરનાં ચરણો મળ્યાં–એ રાગ )

આ વર્ષમાં **શાન્તિ** પ્રભુ, શાન્તિ અમોને આપજો;
છો કષ્ટના હરનાર સ્વામી, કષ્ટ સઘળાં કાપજો. આ વર્ષમાં૦ ૧
હે જ્ઞાનસાગર ! જ્ઞાનના, બિંદુ તમે વરસાવજો;
કરુણાતણા ભંડાર કરુણા, અમ પરે દરશાવજો. આ વર્ષમાં૦ ૨
મંગળતણા દ્વારો પ્રભુ ! આ વર્ષમાં ઊઘાડજો;
સહુ ભવ્યને સમકિતના, સાધન પ્રભુ ! દેખાડજો. આ વર્ષમાં૦ ૩
નષ્ટ કરીને ભિન્નતાને, ઐકયતા અર્પાવજો;
તુજ મુખરૂપી ચંદ્રથી, શાંતિ ! સુધા વરસાવજો. આ વર્ષમાં૦ ૪
મોહ મમતાથી હવે, હે નાથ ! મુક્ત કરાવજો;
ઉન્માર્ગથી કરી દૂર ને, સન્માર્ગમાં પ્રસરાવજો. આ વર્ષમાં૦ ૫
**શ્રી 'જૈનધર્મપ્રકાશ'**નો, જય જય ધ્વનિ વિસ્તારજો;
આ વર્ષ છપ્પન પૂર્ણ થાતાં, પૂર્ણ હર્ષ પ્રસારજો આ વર્ષમાં૦ ૬
**શ્રી વૃદ્ધિચંદ્ર** ગુરુતણો, ઉપકાર નવ ભુલાવજો;
હે **શ્યામ** ! તુજ વચનામૃતોમા, સર્વને ઝુલાવજો. આ વર્ષમાં૦ ૭

### ગુરુસ્તુતિ

**વૃદ્ધિચંદ્ર** ગુરુતણી હૃદયથી સેવા ખરી આચરી,
વાણી વીર વિભુતણી જગતમાં વિસ્તાર સ્નેહે કરી;
પ્રૌઢાવસ્થામાં પ્રકાશ કરવા આવું નવા વર્ષમાં,
આપો શક્તિ અપૂર્વ આજ મુજને તો વિચરું હર્ષમાં.

માસ્તર શામજી હેમચંદ દેશાઈ

# શ્રી જિનધર્મ પ્રકાશ

### સ્વાગતા વૃત્ત

સ્વાગતં ! શ્રી જિનધર્મ પ્રકાશ ! લોકના હૃદયપદ્મ વિકાસ !
જેથી ચેતન [1]મધુવ્રત મુક્તા, થાય શાશ્વત સ્વઋદ્ધિ સુયુક્તા. ૧
[2]જૈનધર્મ-જ પ્રકાશ જિહાં છે, ગાઢ મોહ-તમ નાશ તિહાં છે;
ભાનુના પ્રસરતા કર જ્યારે, અંધકાર સ્થિતિ કેમ જ ધારે ? ૨

### મંદાક્રાંતા

વિશ્વ-વ્યોમે શુભ શશિ સમો ધર્મ જૈની પ્રકાશે,
ભવ્યાત્માના હૃદય-કુમુદો પૂર્ણતાથી વિકાસે;
જ્ઞાન-જ્યોત્સ્ના અમૃતઝરણી નિષ્કલંકી પ્રસારે,
નિમજ્જી જ્યાં બુધજન મનો દિવ્ય આનંદ ધારે. ૩

### અનુષ્ટુપ્

હજારો સૂર્ય-ચંદ્રોથી, જ્યોતિ જેની વિશેષ છે;
ત્રિકાળ જયવંતો તે, જિન ધર્મ પ્રકાશ છે. ૪

### ઇંદ્રવજ્રા

નિર્ધૂમ દીવો જિનધર્મનામી, જ્યોતિ જ્વલે જેની ત્રિલોકગામી;
ના [3]સ્નેહધારી પણ સ્નેહહારી, દર્શાવતો [4]નિર્વૃતિ વૃત્તિ[5] સારી ! ૫

### મંદાક્રાંતા

લોકે જ્યારે પ્રદીપ પ્રગટે જૈનધર્મી અનૂપ,
વસ્તુ ત્યારે સકલ જ તણું સત્ય ભાસે સ્વરૂપ;
તે વિના તો ભ્રમણ ભજતા લોક મિથ્યાત્વવંતા,
મોહાત્મિકા [6]ઘન રજનીમાં ખાય ગોથાં અનંતાં. ૬

### ઉપજાતિ

પડે જિહાં જૈન પ્રકાશ ધારા, ત્યાં તો ઊડે ચેતનના ફુવારા;
તેના કણોથી ઉપજે પ્રશાંતિ, ટળે અનાદિ ભ્રમજન્ય [7]ક્લાંતિ. ૭

---

૧ ભ્રમર ૨ જિનધર્મથી ઉપજતો ૩ શ્લેષ (૧) તેલ (૨) રાગ ૪. શ્લેષ (૧) નિર્વાણ (૨) વૃત્તિ-વાટ વિનાનો-વિરોધાભાસ યથાસંભવ અર્થથી દૂર થાય છે ૫ શ્લેષ (૧) વાટ, (૨) વર્ત્તન ૬. ગાઢ ૭ થાક, ખેદ

માલિની

સકલ કલહકારી દુર્નયો જે લડે છે,
સુનય થઇ પડે તે દષ્ટિ જો 'સ્યાત્' પડે છે;
અનુપમ સઘળો તે જૈન ધર્મ પ્રભાવ,
ક્ષણ પણ ન ટકે જ્યાં વૈર-વિરોધ ભાવ. ૮

અનુષ્ટુપ્

વાડાના આગ્રહો છૂટે, ત્રૂટે બંધન પક્ષનાં;
જો જિનધર્મનો સાચો, પ્રકાશ અંતરે સ્ફૂરે. ૯

શિખરિણી

બધા પ્રાણી પ્રત્યે સતત શુભ મૈત્રી ધરી રહો,
ગુણોથી શોભંતા સુજન પ્રતિ પ્રીતિ બહુ વહો;
ઉપેક્ષો વિરુદ્ધે, દુઃખિત અનુકંપા નિત ચહો,
પ્રકાશંતો એવું ધરમ જિનનો આ જય લહો! ૧૦

અનુષ્ટુપ્

"વિશ્વકલ્યાણ હો ! પ્રાણી, રત પરહિતે રહો!
*"નાશો દોષ" પ્રકાશે જે, "સુખી સર્વત્ર લોક હો!" ૧૧

કવિત

મહામતિવંતની જ્યાં, મતિની ગતિ ન પ્હોંચે,
અગાધ ઊંડાણતણો, તાગ ન જણાય છે;
તત્ત્વના તરંગ જેમાં, દુસ્તર ઉલ્લસે એવા,
અગમ આગમ વારિ, મિષ્ટ જ્યાં મણાય છે;
નિજ બુદ્ધિ-મંથ વડે, બુધથી મંથિત થાતાં,
સ્ફુટ જ્યાં જ્ઞાનાદિ રત્ન, ગણ્યા ન ગણાય છે;
સાગરવરગંભીર, એવો જિનધર્મ તેથી,
પંડિત—રત્નોથી, રત્નાકર જ ભણાય છે. ૧૨

---

* शिवमस्तु सर्वजगतः, परहितनिरता भवंतु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखी भवतु लोकः ॥

# सदुपदेश

દુહા

અજિત પ્રભુ પદ પ્રીતડી, સમજે સંત સુજાણ;
જડવાદી જાણે નહીં, સમજ્યા વણ શુભ જ્ઞાન. ૧
અજિત આ અવતારમાં, પ્રભુનો સાચો પંથ;
અક્કલહેરા અંધ તે, શું સમજે મતિમંદ ? ૨
અજિત આત્મિક પુરુષને, નથી દુઃખની દરકાર;
સુખદુઃખ વાદળ છાય છે, સાચો પ્રભુનો પ્યાર. ૩
મિલકત મેલી ચાલવું, તજવા મંદિર મ્હેલ;
ઘોડા ઘોડાળે રહે, ખોટો જગનો ખેલ. ૪
અજિત અંતે ચાલતાં, ઇશ્વર આવે કામ;
સ્વારથનાં સગલાં બધાં, નગદી ઇશ્વર નામ. ૫
અજિત એવું સમજીને, કર પરમારથ મ્હેલ;
આ તન-રંગ પતંગનો, માટે મમતા મેલ. ૬
ચાર દિવસની ચાંદની, ફોગટ શું ફૂલાય ?
પૂર્વજની પેઠે મરણ, થાય થાય ને થાય. ૭
ચતુરા કૂટે ચોકમાં, મરણ નાથને ન્હોય;
સઘળી બોલે સામટી, હોય હોય ને હોય. ૮
ઊગનારાનો અસ્ત છે, નિર્મિત વિધિનો પંથ;
પરમાનંદી એટલા, સાચા જગમાં સંત. ૯
અજિત માટે આજથી, કરી લે પ્રભુમાં પ્રેમ;
જગના નિયમો ચળ બધા, નિશ્ચળ પ્રભુના નેમ. ૧૦

મુનિશ્રી લક્ષ્મીસાગરજી

---

પ્રમિતાક્ષરા

મૂળ જેનું દર્શન કથંત સંતો, થડ જ્ઞાન ડાળ સુવિશાળ થતો;
ફૂલ સ્વર્ગ મુક્તિ ફળ જ્યાં પ્રવરુ, જિન ધર્મ એવું શુભ કલ્પતરુ. ૧૩

શાલિની

સાચા સંતો ત્યાં વિહંગો સુજાણ, સ્વાધ્યાયોનાં ગાય છે દિવ્ય ગાન;
ને આસ્વાદી સ્વાદુ મુક્તિ-ફળોને, આનંદે છે ઊર્ધ્વગામિ જુઓને ! ૧૪

અનુષ્ટુપ્

મનોનંદન એવો તે, પ્રકાશ જિન ધર્મનો;
સીધો નિષ્કંટકી શુદ્ધ, માર્ગ છે શિવશર્મનો. ૧૫

ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા

# भद्रेश्वर तीर्थस्तवः ।

[ वसन्ततिलकावृत्तम् ]

नेतर्जिनेश्वर ! भवार्णवपारप्रापिन्, भद्रेश ! तावकपदद्वयपद्ममाप्तः ।
मिल्यद्द्विरेफकृतचाटुगुणानुनादः, गोपायतादुदितरश्मिदिवाकरो माम् ॥ १ ॥
सूत्रप्रवृत्तिरधिगच्छति प्रकृतौ तु, तद्वच्छरीरमनुगम्य च जीववृत्ति ।
रीशे ! ऽप्यनीश्वरनिदानजवादिमार्गे, नात्रापि चाक्षुपरमाननपङ्कजश्रीः ॥ २ ॥
श्वस्यां तवागमजलधिविनिर्गतां ताम्, पाथेयसाधुमधुरां सितशर्करेव ।
राज्यां दिगन्तरगतां कलुपापहन्त्रीम्, दीक्षामवाप्य कृतकृत्यतमोऽहमद्य ॥ ३ ॥
संस्मृत्य पादयुगलं तव देवदेव !, रोमायतेऽद्य जलजं द्युमणिं समेत्य ।
औनत्यमेधि सरणीव सुमेरुशृङ्गम्, आपादपद्मविनतः कलमाहमाप्तः ॥ ४ ॥
स्याद्वादनीरनिधिरामथितश्च येन, ज्ञानादिरत्नविमलाभरणस्य भर्ता ।
स श्रीजिनेश्वरमणिर्जगदेकवन्द्यः, वीरप्रभुः प्रणतवत्सलसाधुसेवी ॥ ५ ॥
देव ! त्वदन्यशरणं न हि दीनबन्धो !, निश्चयं मनसि धारितवाञ्जिनेश ! ।
ज्ञानेश ! दर्शनमसि त्वघनिर्विनाशि, तस्माद् विभो ! शरणमेतमनूद्धर त्वम् ॥ ६ ॥
अंजारकच्छकजिनालयमाश्रितो यः, श्रीवासुपूज्यविभुपादयुगश्रितश्च ।
श्रीसूरिराड्विजयनेमिकृतार्थनाम्नः, तत्किङ्करो मुनिजितोविजयो गुरुर्मे ॥ ७ ॥
शिष्यावरोहमधुना धृतशब्दशास्त्रः, साहित्यसारसरसो रसितुं प्रयुक्तः ।
विद्यादिनंदमधुलिड् गुरुपादसेवी, तेन कृतेयमनघा जिनराट्प्रशस्तिः ॥ ८ ॥

प्रणेता–मुनि विद्यानंदविजयः ।



## આત્મોપદેશ ( દોહરા )

જીવતર તો તેનું ખરું, મોહે નહિ લોભાય;
સુખ અને વળી દુઃખમાં, હર્ષ શોક નહિ થાય. ( ૧ )
માળા તો કરમેં ફિરે, જીભ ફિરે મુખ માંય;
મનવા તો ચઉદિશ ફિરે, એસો સમરન નાંય. ( ૨ )
કાગા કિસકા ધન હરે, કોયલ કિસકું દેત ?
મીઠી વાણી બોલકે, જગ અપના કર લેત. ( ૩ )
મણુકા ફેરત જન્મ ગયો, ગયો ન મનકો ફેર;
કરકા મણુકા છોડ દે, મનકા મણુકા ફેર. ( ૪ )



( આ. ક. શેઠ )

# નવું વર્ષ

પંચપરમેષ્ઠીને નમસ્કાર કરીને આ "શ્રી જૈન ધર્મ પ્રકાશ" માસિક પોતાના ૫૬ મા વર્ષમાં પ્રવેશ કરે છે. પરમાત્માની કૃપાથી તેનો આટલો દીર્ઘ સમય પ્રાયે નિર્વિઘ્નપણે વ્યતીત થયો છે. ગત વર્ષના છેલ્લા ચાર માસ જ્વરાદિક વ્યાધિના ઉપદ્રવવાળા ગયા છતાં માસિક તો નિયમસર નિર્ણીત દિવસે જ પ્રસિદ્ધ થયું છે અને લેખો પણ વિશેષ સુંદર આવેલા છે.

પ્રારંભમાં ગત વર્ષનું સરવૈયું તપાસી જઈએ. ગત વર્ષમાં પદ્ય લેખો ૫૮ અને ગદ્ય લેખો (૧૫૦-૭) ૧૫૭ મળી કુલ ૨૧૫ લેખો આપવામાં આવ્યા છે. પદ્ય લેખો પૈકી ૮ રાજમલ ભંડારીના, ૮ ડૉ. ભગવાનદાસ મન:સુખભાઈના, ૬ શેઠ અમીચંદ કરશનજીના, ૩ મુનિ ચતુરવિજયજીના, ૩ એન. બી. શાહના, ૩ શા. કપૂરચંદ ઠાકરશીના, ૨ મુનિશ્રી વિદ્યાનંદવિજયજીના અને ૨ રાયચંદ મૂળજી ચુમંગીવાળાના લખેલા છે. ૫ લેખો જસવિલાસમાંથી અને ૩ ચિદાનંદજીની બહોંતેરીમાંથી લીધેલા છે. બાકીના પંદર જુદા જુદા ૧૫ લેખકના લખેલા છે. આ ૫૮ લેખોમાં ૨૨ લેખોના લેખક તો વર્તમાન અને વ્યતીત મુનિમહારાજાઓના છે. મુનિમહારાજાઓની લેખ લખવાની પ્રવૃત્તિ ધીમે ધીમે વધવા માંડી છે. લેખો સારા લખાવા માંડયા છે, તેથી ગદ્ય અને પદ્ય સંબંધી લેખોની આ માસિકમાં સારી સંખ્યા દાખલ થઇ શકી છે આ પદ્ય લેખોમાં કેટલાક તો અપ્રતિમ છે અને પૂર્ણ રહસ્યથી ભરેલા છે તે વિષે વધારે શું લખવું ?

૧૫૭ ગદ્ય લેખોમાં ૪૨ લેખો મારા લખેલા છે. તેમાં ૨૮ લેખો જુદા જુદા વિષય પરત્વે જ્યારે લખવાની ઊર્મિ જાગી ત્યારે લખેલા છે અને ૧૪ લેખો પ્રશ્નોત્તરના છે. તેમાં કેટલાક પ્રશ્નોત્તરો બહુ ઉપયોગી છે. ભાઈ મોતીચંદના લખેલા ૩૨ લેખો છે; તેમાં ૨૮ વ્યવહાર કૌશલ્યના ૧૪૫ થી ૧૭૨ સુધીના છે અને ૪ લેખો શ્રીમાન્ હેમચંદ્રાચાર્યના સંબંધના છે. મોહનલાલ દીપચંદ ચોકસીના લેખો બારે અંકમાં આવેલા છે, તેમાં પ્રથમના બે અંકમાં સુદર્શન શ્રેષ્ઠીની કથા અપૂર્ણ હતી તે પૂર્ણ કરી છે અને પછીના ૧૦ અંકમાં ચેડા મહારાજાની કથા આપેલી છે, જે હજુ અપૂર્ણ છે. રાજપાળ મગનલાલ વહોરાના ૧૬ લેખો છે; તેમાં નવ જુદા જુદા વિષયના છે અને સાત અક્ષરમાળાના છે. સાત લેખો સદ્ગત મુનિ શ્રી કર્પૂરવિજયજીના પ્રથમના લખેલા દાખલ કર્યા છે. ૬ લેખો મુનિ પ્રેમવિમળના 'સિદ્ધાંત પ્રકરણ સંગ્રહ'માંથી ઉદ્ધરેલા છે. ૪ અમીચંદ કરશનજી શેઠના છે અને ૪ મુનિરાજશ્રી વિદ્યાનંદવિજયજીના લખેલા છે. તેમનો

પ્રયાસ સ્તુત્ય છે. તદુપરાંત ભાઈ શાંતિલાલ છોટાલાલ, મુનિ લક્ષ્મીસાગરજી, ભાઇ મોહનલાલ હરિચંદ, મુનિ ચતુરવિજયજી અને મુનિ સુબોધવિજયજીના બે બે લેખો છે. બાકીના ૧૭ જુદા જુદા ૧૭ લેખકોના લખેલા છે, તેમાં ૧ ઉપદેશ-પ્રાસાદમાંથી; ૧ લલિતવિસ્તરાપંજિકામાંથી, ૧ પ્રાચીન પત્ર ઉપરથી અને ૧ 'કિશોર.' માસિકમાંથી લીધેલ છે. એ પ્રમાણે કુલ ૧૫૦ લેખો છે. પ્રકીર્ણ ૭ લેખોમાં ૫ મારા લખેલા છે, જેમાં પુસ્તકોની પહોંચ ચાર અંકમાં આપેલી છે. એક લેખ ભાઈ નરોત્તમદાસ ભગવાનદાસનો મુનિ કર્પૂરવિજયજી સ્મારક સમિતિ સંબંધી છે અને એક શ્રી જૈન ધર્મ પ્રસારક સભાના ૫૭ મા વર્ષના રિપોર્ટનો છે.

ઉપર પ્રમાણે કુલ ૨૧૫ લેખોનું ટૂંકું વિવરણ છે. તે સંબંધી વિશેષ હકીકત અહીં લખવા કરતાં માસિકમાંથી તે લેખો વાંચવાની ભલામણ કરવી તે જ યોગ્ય લાગે છે.

હવે નવા શરૂ થયેલા વર્ષ માટે લેખોને અંગે શી ધારણા વર્તે છે તે જણાવવામાં આવે છે. હું પ્રશ્નોત્તરનો લેખ તો દરેક અંકમાં આપવાનો જ છું. બીજા જ્યારે જ્યારે ઊર્મિ જાગે ત્યારે ત્યારે લેખ લખીને આપવાનો છું. ભાઈ મોતીચંદના વ્યવહારકૌશલ્યના લેખો બારે અંકમાં આપવાના છે અને હાલ તો ૨૦૦ પૂરા કરવાની તેમની ઇચ્છા છે. શ્રી આનંદઘનજી મહારાજનાં પદો સંબંધી લેખ લખવાની તેમની ધારણા છે. ભાઈ મોહનલાલ દીપચંદ ચોકસી ચેડા મહારાજાની કથા પૂરી કરીને બીજી કથાઓ આપવા ઇચ્છા ધરાવે છે. ભાઇ રાજપાળ મગનલાલ વહોરા પણ પ્રસંગોપાત લેખો લખીને મોકલ્યા જ કરે છે. ડૉક્ટર ભગવાનદાસ હાલ તો પદ્યમાં જ લેખો આપે છે. તેમના લેખ વિના પ્રાયે માસિક ખાલી જવાનું નથી. સદ્‌ગત મુનિ શ્રી કર્પૂરવિજયજીના લખેલા હજુ કેટલાક લેખો પડેલા છે તે ક્રમે ક્રમે દાખલ કરવામાં આવશે. ભાઇ અમીચંદ કરશનજી અને મુનિ વિદ્યાનંદવિજયજી તેમ જ મુનિ પ્રેમવિમળજી પણ સભામાં લેખો સીલક રાખે છે. મુનિ લક્ષ્મીસાગરજી, મુનિ ચતુરવિજયજી અને મુનિ કલ્યાણવિમળની પણ તેવી જ ઇચ્છા વર્તે છે. હમણા મુનિરાજશ્રીની કૃપા ને ઉત્સાહ સારાં વર્તે છે, તેથી ગત વર્ષમાં ગદ્ય, પદ્યના મળીને કુલ ૩૫ લેખો મુનિરાજના લખેલા આપેલા છે. પંન્યાસ ધર્મવિજયજી તથા મુનિરાજશ્રી દર્શનવિજયજી ત્રિપુટી તેમ જ મુનિરાજશ્રી જયન્તવિજયજી પ્રત્યે અમારી પ્રાર્થના ચાલુ છે. તેઓ લેખ મોકલાવે પણ છે. અન્ય મુનિમહારાજાઓ તથા વિદ્વાન લેખકો પણ આ માસિકની ખાસ ગુણ-ગ્રહણ કરવારૂપ મધ્યસ્થ વૃત્તિને લઇને તેમાં પોતાના સદ્વિચારો આપવા ઉત્સાહ ધરાવે છે. આશા છે કે અમારી મનોવૃત્તિ કાયમને માટે એક

સરખી ગુણગ્રાહીપણાની અને દોષ તરફ ઉપેક્ષા ભાવવાળી બની બની રહે કે જેથી કર્મબંધનાં કારણો ઘટી જાય.

સારા ને સંસ્કારી લેખો એ જ માસિકની શોભા છે અને તે જ તેનું આભૂષણ છે. જૈનમાન્યતાથી વિપરીત ભૂલથી પણ ન લખાઈ જાય એવી વૃત્તિ ધરાવીએ છીએ અને કદી પ્રમાદવશ તેમ જ છદ્મસ્થપણાથી તેવી ભૂલ થાય તો તે કબૂલ કરીને ક્ષમા માગવાની તત્પરતા ધરાવીએ છીએ. અમારી સુજ્ઞ મુનિરાજાદિ પ્રત્યે એ જ પ્રાર્થના છે કે અમારી જે કાંઈ સ્ખલના જણાય તે નિઃશંકપણે અમને જણાવવાની જરૂર કૃપા કરે.

ગત વર્ષ સંબંધી અન્ય પરિસ્થિતિનો વિચાર કરતાં અત્રે મુનિમહારાજાઓ સારી સંખ્યામાં ચાતુર્માસ રહ્યા હતા. પઠન-પાઠન ઠીક ચાલતું હતું. મુનિરાજશ્રી હંસસાગરજીના પ્રગતિ-પંથે ચડેલા બે લઘુ શિષ્યોએ પણ સારો અભ્યાસ કર્યો છે. બીજા મુનિઓએ લોકપ્રકાશ પણ પ્રારંભથી લગભગ પૂર્ણ વાંચ્યો છે. ચોમાસા પછીનો વખત ભાવનગરમાં જ્વરાદિ વ્યાધિ વિશેષ પ્રચલિત થવાથી પઠન-પાઠનમાં કંઈક ખામી આવી છે, પરંતુ એકંદર મુનિવર્ગ સુખશાંતિમાં રહ્યો છે.

સાધ્વીવર્ગમાં ભાવનગર શ્રાવકસમુદાયના અને તેમાં પણ સવિશેષપણે શ્રાવિકાસમુદાયના પરમ ઉપકારી સાધ્વીજી **લાભશ્રીજી** કાર્તિક વદિ ૯ મે સ્વર્ગવાસી થયાં છે. બીજાં પણ ત્રણ સાધ્વી પંચત્વ પામ્યાં છે. શ્રાવકવર્ગમાં પણ શ્રી સંઘમાં અગ્રણી ગણાતા સુશ્રાવક ગિરધરલાલ આણંદજી, વોરા ગોરધનદાસ હરખચંદ તથા શેઠ નાનચંદ કુંવરજી વિગેરેનો અભાવ થવાથી જૈનસમુદાયમાં ન પૂરાય તેવી ખામી પડી છે, પરંતુ કાળનો ક્રમ જ દુરતિક્રમ હોવાથી તેમાં નિરુપાયપણું છે.

સાધ્વીજી લાભશ્રીજીના ઉપકારના કિંચિત્ અનૃણી થવા માટે શ્રાવક સમુદાયે માહ વદિ નોમથી ૧૬ દિવસનો મહોત્સવ કર્યો છે. શ્રી પાવાપુરી તીર્થની રચના કરવા સાથે શાંતિસ્નાત્ર ભણાવ્યું છે. એવાં શાંતસ્વભાવી અને જ્ઞાનાભ્યાસી સાધ્વીઓ બહુ અલ્પ નજરે પડે છે. મુનિવર્ગમાં પણ પાટણખાતે પ્રવર્તકજી મહારાજના વિદ્વાન શિષ્ય મુનિરાજશ્રી **ચતુરવિજયજી** સ્વર્ગવાસી થયા છે. એઓ જૈન સિદ્ધાંતો ને ગ્રંથો શુદ્ધ કરીને પ્રગટ કરાવવાના સંબંધમાં સતત પ્રયાસી હતા. તેમની પણ ન પૂરાય તેવી ખામી પડી છે. એ વિષમ કાળનો પ્રભાવ છે.

મુંબઈખાતે અમારી સભાના ઉત્પાદકોમાં મુખ્ય ભાગ લેનારા અને બહુ વર્ષથી સભાનું જનરલ સેક્રેટરીપણું જાળવી રાખનારા ભાઈશ્રી અમરચંદ ઘેલાભાઈનો અભાવ થયો છે. એવા સેક્રેટરી સભાને મળવા દુર્લભ છે. એમણે સભાની ગોલ્ડન જ્યુબિલી વખતે બહુ સારો ભાગ લીધો હતો.

## વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૭૩ )

**' મને ઘણીવાર વિચાર આવ્યો છે કે બચ્ચાંઓ વગર આ દુનિયા કેવી ખેદમય હોત અને વૃદ્ધો વગર કેવી નિર્દય હોત!!'**

**મ**હાકવિ કાળીદાસે એક શ્લોક લખ્યો છે. એમાં ધૂળમાં રમતાં, કાલુંકાલું બોલતાં, વિનાકારણ હસતાં છોકરાંઓનાં મેલાં શરીરનાં અવયવોથી જે માબાપનાં કપડાં કે ગાત્રો રજવાળાં થાય છે તેમને નસીબદાર ગણ્યાં છે. એ શ્લોક વાંચીને વિલિયમ જોન્સ બોલી ઊઠ્યો: ' દુનિયામાં કવિ તો કાળીદાસ!! શું સુંદર વર્ણન એણે બાળચેષ્ટાનું કર્યું છે! એના દાડમની કળી જેવા દાંત, અસ્પષ્ટ ઉચ્ચાર અને કારણવગરનું હસવું મનુષ્યવર્તનની અસાધારણ અવલોકના બતાવે છે!' આ એક શ્લોક પર પાશ્ચાત્ય વિદ્વાનવર્ગ કાળીદાસ પર રીઝા થઈ ગયો. છોકરાંઓ ગડબડ કરે કે તોફાન મસ્તી કરે, ધૂળ ઉડાડે કે રંગ ઉડાડે, ઉઘાડી કે પ્રચ્છન્ન મશ્કરી કરે કે હુરીઓ બોલાવે–ત્યારે અકળાઈ જનારાને કહેવું પડશે કે ઘરમાં એક દિવસ છોકરાંઓ ન હોય ત્યારે કેવું ' ઊડ ઊડ ' લાગે છે એનો ખ્યાલ કર્યો છે? નિર્દોષ મસ્તી, અવ્યવસ્થિત દોડાદોડી, ગભીરતાનો અભાવ, કાલુંઘેલું વચન અને એવી એવી અનેક બાબતો બાળજીવનને સુલભ છે અને ન હોય ત્યારે ' ઓરતો ' ( અરતિ ) કરાવે તેવી છે. છોકરાં વગરનાં પ્રૌઢને લમણે બે હાથ દીધેલાં નજરે જોયાં છે. તોફાન કરે ત્યારે જરા પીત્તો ઊછળી આવે, પણ એ મસ્તીમાં જીવનલ્હાણુ છે અને એમ ન હોય તો આ સંસાર ગંભીર, વિષણ્ણ અને ત્રાસિત થઇ જાય એ ખ્યાલમાં રાખવા જેવું છે. જે માતા છોકરાંને ' મારા રોયા–રઝા ' કહી શકતી હોય તે આ વાત વિચારે. યાદ રહે કે આર્ય માતા

---

સભાનું પુસ્તકપ્રકાશનખાતું ગત વર્ષમાં બહુ સાધારણ ચાલ્યું છે. જો કે નાનાં મોટાં દશ પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં છે, પરંતુ પ્રથમના વર્ષોના પ્રમાણમાં એને મંદસ્થિતિવાળું કહી શકાય તેમ છે. સભાસદોની સંખ્યામાં ધ્યાન આપવા જેટલો વધારો કે ઘટાડો થયો નથી. મુંબઈખાતે ઉદારતાના ગુણથી પ્રસિદ્ધિ પામેલા શેઠ માણેકલાલ ચુનીલાલે પેટ્રનપણું સ્વીકારવાથી તેની સંખ્યામાં એક યોગ્ય વ્યક્તિનો વધારો થયો છે. તંત્રીપણું ભાઇ નરોત્તમદાસ દેવચંદે સારી રીતે જાળવ્યું છે.

શરૂ થતું નવું વર્ષ જીવમાત્રને શાંતિકારક નિવડો અને જનસુખાકારી સારી રહો કે કારણવાસી આત્માઓ સારી રીતે ધર્મસાધન કરી આત્મહિત સાધી શકે. અમે જૈનશાસનની અને મુનિવર્ગ વિગેરેની નિરંતર સર્વ પ્રકારે ઉન્નતિ ઇચ્છીએ છીએ, અને જૈન ધર્મનો જય ઇચ્છીએ છીએ. કુંવરજી

છોકરાને મારતાં તે જ્યારે રડે ત્યારે સાથે રડવા બેસે છે-આ તેનો અવલોકેલો-અનુભવેલો સ્વભાવ છે અને તેને ધ્યાનમાં લઇએ તો આખી વાત બરાબર સમજાઇ જાય તેવી છે.

તેવી જ રીતે વૃદ્ધોની-ઘરડાંઓની ટીકા કરવી સહેલી છે. તેઓ પ્રગતિમાં કે વિકાસમાં આડાં આવે તેવાં છે એવી વાતો અનેક કરે છે, પણ દુનિયાના અનુભવોને છેડે બેઠેલાં, દરેક બાબતને નરમ કરનારાં તેઓ ન હોય તો આ દુનિયા અમાનુષી થઇ જાય તે વિચારીને પચાવવા જેવું સત્ય છે. **ઘરડાંઓ ગાડાં કેમ વાળે** છે એ તો ઘૂંચ આવે, એના ચક્રોમાં અટવાઇ જવાય અને રસ્તો ન દેખાય ત્યારે અનુભવના પાઠોનું સ્થાન સમજાય. સારા લેખક વગર સાહિત્યક્ષેત્રની દશા સમજે, સારા પ્રયોગ કરનાર નિષ્ણાત વગરની પ્રયોગશાળાની સ્થિતિ વિચારે, મીઠાશ વગરની કેરીનો રસ કેવો લાગે છે એનો જેને ખ્યાલ હોય તે સમજુ વિચારશીલ અનુભવી વૃદ્ધવગરની દુનિયા મનુષ્યત્વમાંથી નીકળી જઇ કેવી ધમાલમય કે સંગ્રામમય થઇ જાય તે જાણી શકે.

સમાજમાં બાળકોને તથા વૃદ્ધોને બરાબર સ્થાન છે, એમનાં સ્થાનો સુસ્પષ્ટ છે, એમના વગરની સ્થિતિ અસહ્ય છે અને એમના વગરનાં સ્થાનની કલ્પના ત્રાસ કરાવે તેવી છે. એવું જે જાણે તે નાનાં મોટાં સર્વ સ્થાનો સમજે, સમજીને ગોઠવે અને ગોઠવીને તેને યોગ્ય સન્માન આપે. આ દુનિયામાં ચાલુ કકળાટ પણ પોસાય નહિ અને વારંવાર પશ્ચાત્ ખેંચાણ પણ પરવડે નહિ. બાળ અને વૃદ્ધ સમાજનાં ઉપયોગી અંગ છે. તેને જે બરાબર ઓળખે તે તેને તદ્યોગ્ય સ્થાન આપી જીવનયાત્રાનો ભાર હલકો કરે. આવી રીતે સમાજના પ્રત્યેક અંગનું મૂલ્ય આંકી **કુશળ** મનુષ્ય તેમાં રસ સિંચન કરતો જાય.

---

I have often thought what a melancholy world this would be without children, and what an inhuman world without the aged.

BOLERIDGE ( 8-5-39 ) E.

( ૧૭૪ )

## તે પોતે ધારે છે તેટલો તે હુશિયાર નથી.

એ વાત સાધારણ માણસને ગળે ઉતારવી મુશ્કેલ છે. સાધારણ વાર્તા છે કે જ્યારે **અક્કલની વહેંચણી** થઇ ત્યારે અંધારામાં થયેલી એટલે દરેક માણસ એમ સમજી બેઠેલો કે અરધીઝાઝેરી અક્કલ તો તેના પોટલામાં આવી અને બાકીની-અડધી માઠેરી અક્કલ બીજાઓને પલ્લે પડી. એટલે કોઇ પણ બાબતમાં મારા ( પોતાની ) જેટલી અક્કલ-લાંબી નજર બીજા કોઇની ચાલે નહિ-આ ધોરણે દુનિયાનો મોટો ભાગ ચાલે છે. જેમ **અજ્ઞાન વધારે તેમ અભિમાન વધારે** એ સિદ્ધ નિયમ છે. અભણ કે અલ્પજ્ઞનું સ્વમાન ઘવાતાં વાર નહિ લાગે. એને કાંઇ ખબર નહિ હોય તો પણ ચાલુ કોઇ પણ બનાવ પર, કોઇ ધારેલા કાર્ય પર, કરવાના વેપાર પર કે કોઇના જીવનવ્યવહાર પર એ સિદ્ધ અભિપ્રાય આપવા મંડી જશે. એને લડાઇની રચના કે શત્રુનાં સ્થાનોની ખબર પણ નહિ હોય, કે ભૂગોળ કે ઇતિહાસનું ભાન નહિ હોય તો પણ, એ જર્મની કે ઇગ્લાંડ પરત્વે

હાથ ઠોકી ઠોકીને અભિપ્રાય આપવા મંડી જશે અને વ્યાપારની તેજી-મંદીમાં તો તોબા પોકરાઇ જાય એવા અજ્ઞાન વચ્ચે એ ઘમંડભરી વાતો અને ગંભીર મુખમુદ્રા સાથે અભિપ્રાય આપવા લાગી જશે.

એક સુભાષિતમાં કહ્યું છે કેઃ 'જ્યારે હું અતિ અલ્પ જાણનાર હતો ત્યારે મોટા હાથી જેટલો મદવાન થઇ જતો હતો અને જાણે હું સર્વજ્ઞ હોઉં એ રીતે મારું મન લેપાઇ જતું હતું. વિદ્વાનોના સહવાસથી જ્યારે હું કાંઇક સમજ્યો ત્યારે મને ખાતરી થઇ કે હું બીજા સમજુના પ્રમાણમાં મૂર્ખ છું એટલે ત્યારે મારો મદ ગળી ગયો.'

આ વાત સત્ય છે છતાં, ચાલુ વ્યવહારના સાધારણ માણસને ગળે ઊતરવી મુશ્કેલ છે. હું દુનિયામાં કાંઇક છું, મારી નાતજાતમાં મારું સ્થાન છે, મારાં છોકરાંઓ પર મારું સામ્રાજ્ય છે, મારા શેઠ મને બહુમાનથી બોલાવે છે, મને સારી હજામત કરતાં આવડે છે-આવી કોઈ કોઇ વાતમાં એને પટેલાઇ કરતાં જોશો તો સહજ માલૂમ પડશે કે એનામાં છે તેના કરતાં એ પોતાની જાતને ઘણી વધારે મોટી માને છે. આવા અભિમાનને પોષવાના કોઇ નિર્જીવ નાના મોટા બનાવ બને તેને એ ગોખી રાખે છે અને યોગ્ય અયોગ્ય વખતે એ વાતને ગાયા કરે છે.

મનુષ્યજીવનની આ નબળી બાજુ છે, પણ ખાસ નજરમાં રાખવા જેવી છે. પોતામાં હોય તે કરતાં પોતાની જાતને મોટી માનવાની ભ્રમણાથી પ્રાણી પ્રગતિનો માર્ગ ચૂકી જાય છે અને પરને બોજારૂપ જીવન નકામુ બનાવી વધારે ભારભૂત થાય છે. પોતાનું સ્થાન, પોતાની આવડત, પોતાની શક્તિ અને શક્યતા ગોપવવાની જરૂર નથી, પણ હોય તે કરતાં વધારે અતિશયોક્તિભરેલો ખ્યાલ પોતા માટે રાખવાથી આત્મવંચના થાય છે અને જીવનવિકાસ-પ્રગતિપંથ પ્રયાણનો સાચો લ્હાવો લેવાની ઉમદા તક ગુમાવાય છે. કુશળ માણસ પોતાની સાચી કિંમત સમજે, પોતાથી વધારે શક્તિમાન, ચારિત્ર્યમાન, વિચારક હોઇ શકે છે એવો સર્વ અવસ્થામાં ખ્યાલ રાખે અને પોતાની જાતને ખોટી રીતે તોડી ન પાડે, પણ તેને માટે વધારે પડતું મૂલ્ય અંકિત કરી વિનાકારણ પશ્ચાત્તાપનો ભોગ ન બને.

---

It is difficult to convince the average man that he isn't as clever as he thinks he is. ( 11-2-39 ) B. C.

( ૧૭૫ )

**લેવા કરતાં આપવું-વધારે આશિર્વાદભરેલું છે એમ ભલે હોય, પણ આપણાંમાંનાં ઘણાખરાં એ આશિર્વાદ બીજાને મળે તેમાં રાજી રહે છે.**

ધનની ત્રણ સ્થિતિ છેઃ દાન, ભોગ અથવા નાશ. ( ૧ ) પોતાને માટે મોજ માણવામાં તેનો ઉપયોગ થાય, ( ૨ ) અન્ય વ્યક્તિ કે સંસ્થાને તેનું દાન થાય અને ( ૩ ) આપે નહિ કે ભોગવે નહિ તેના ધનનો આખરે નાશ થાય.

બીજી વાત-ખવરાવ્યું તે ખાધું, ખાધું તે ખોયું. ગમે તેટલું સારું અન્ન ખાધું હોય, પણ બીજે દિવસે સવારે તો પાછો પેટમાં ખાડો જ પડે.

'ભિખારી આપણી સામે ઊભો રહી શિખામણ આપે છે-' ભાઇ ! આપો, આપો, અને ન આપો તો, આ **ન આપનારની દશા જુઓ.** છે તે રાખી મૂકશો તો **મારા જેવા તમારા હાલ થશે** ' આ મર્મ જાણીતા કિસ્સા છે.

ત્યાગધર્મની શરૂઆત દેવાથી-દાનથી થાય છે. જે બાહ્ય પરિગ્રહનો ત્યાગ કરી શકે તે અંતે સર્વનો ત્યાગ કરી શકે છે, આતરશત્રુઓ પર જય મેળવે છે અને અંતિમ સાધ્ય તરફ ઝડપભેર કૂચ કરે છે. દેતી વખતે મનમા એવો અસાધારણ આનદ થાય છે કે જાણે શરીર હળવુ ફૂલ જેવુ થઇ જતુ લાગે છે અને મગજ પરથી સવામણનો બોજો ઊતરી ગયો હોય તેવુ લાગે છે આપનારને ખોટ આવતી નથી, યોગ્ય માર્ગે દાન કરવાથી ભંડાર ખાલી થતા નથી ઘણી વાર નળ-પાઇપ એમ ધારે છે કે એની પાસે બધા લેવા જ આવે છે, પણ એને ખબર નથી કે એની ચકલીમા જોર કે જેમ નથી, પણ એની પાછળ આખુ તાનમા (સરોવર) છે ઘણા ધનવાનો મૂઝાય છે કે એમને ત્યા માગણી કરનારા આવ્યા જ કરે છે, કેટલાને જવાબ આપવા ? પણ એમા સમજફેર થાય છે મધ હોય ત્યા માખીઓ તો આવે જ, પણ વિચાર મધનો કરવાનો છે, માખીઓ તો આવે જ. માખી ન આવે તેમ ઇચ્છવુ તે કરતા મધ વધારે એકઠુ કરવાનો જ ખ્યાન રાખવા જેવુ છે.

માગવાની સ્થિતિમા મુકાવુ એ તો ભારે આકરુ છે કોઇની પાસે ઊભા રહી પોતાની નબળી વાત કરવી, લાબો હાથ કરવો-એના જેવી બીજી ખરાબ ચીજ નથી અને અન્યને આપીએ ત્યારે એના જીવને જે કરાર વળે છે તે તો કલ્પનાતીત છે એ જે આશિર્વાદ આપે એની જોડી મળવી મુશ્કેલ છે

આ સર્વ જાણીતી વાત છે, એક ને બે ત્રણ જેવી સીધી વાત છે, છતા આ આશિર્વાદ બીજાને મળે એમ જોવા ઘણાખરા રાજી હોય છે સ્વાર્થ અને અધતા એટલા જોર કરે છે કે એક સારો ચદો (ટીપ) ભરવામા કે ઘરઆગણે ઊભેલા ભિક્ષુકને પાડોશીને ત્યા ધકેલતા સકોચ થતો નથી સારુ અને સાચુ જાણવા છતા સ્વાર્થના પડદા એટલા આડા આવી જાય છે કે માણસ પોતાની જાતને વિસરી જાય છે એ પાડોશીની ઉદારતા વખાણશે અને ગમે તેમ કરી માથે આવી પડેલ આપત્તિને પાડોશીને ત્યા મોકલી આપશે સ્વાર્થ આડે એને વિવેક નહિ રહે, જ્ઞાન અને સમજણનો એને ખ્યાલ નહિ રહે, સદ્-સદ્વિવેકના નેત્ર મીંચાઇ જશે અને એ ઇચ્છશે કે આ આફત જાય તો સારું માગનારને આફતરૂપ ગણનારનુ માનસ કેવુ હોય તે વર્ણવવાની જરૂર નથી, પણ ટૂકી નજરનો પ્રાણી પોતાને મળવાનો મોટો લાભ લાબી નજરને અભાવે આ રીતે ગુમાવી બેસે છે

It may be more blessed to give than to receive, but most of us are willing to let the other fellow have the blessing (11-2-39) B C



# પ્રમાણમીમાંસા

[ અનુવાદ ]

**મંગળ**—અનંત દર્શન, જ્ઞાન, વીર્ય અને આનંદમય આત્માવાળા, કૃપાથી ધર્મતીર્થની સ્થાપના કરનારા અને (તાયિ) રક્ષક અરિહંત પ્રભુને નમસ્કાર હો. ૧.

**વૃત્તિ બનાવવાનું પ્રયોજનઃ—**

બુદ્ધિમાન પુરુષોને તત્ત્વજ્ઞાનના અભ્યાસથી સમ્યક્ત્વરૂપ બીજની વૃદ્ધિ થાય માટે, પોતે જ રચેલા જૈન **સિદ્ધાન્તનું** સ્વરૂપ સમજાવનારાં સૂત્રોની **વૃત્તિ** રચવામાં આવે છે.

**પ્ર૦**—જૈન સિદ્ધાન્તનાં આ સૂત્રો જો આપનાં છે, તો આપની પહેલાં કયા અથવા કોનાં જૈન સિદ્ધાન્ત સૂત્રો હતાં ?

**ઉત્તર**—આ તો તમારો બહુ નાનો પ્રશ્ન છે.

**પાણિનિ, પિંગલ, કણાદ, અક્ષપાદ** વિગેરેની પહેલાં કયા અથવા કોનાં વ્યાકરણ વિગેરેનાં સૂત્રો હતાં ? તે પણ પૂછોને ?

આ બધી વિદ્યાઓ અનાદિકાળથી ચાલી આવે છે. માત્ર સંક્ષેપમાં કે વિસ્તારથી સમજાવવા માટે નવી નવી રચના થાય છે, માટે "તે તે સંક્ષેપ કરનાર કે વિસ્તાર કરનારે બનાવેલી" ગણાય છે.

શું તમે સાંભળ્યું નથી ? કે—"હાલ જે જગત્ છે, તેવું કદી નથી એમ નથી." એ માટે સમસ્ત શાસ્ત્રોમાં અલંકારસમાન શ્રીમાન્ **ઉમાસ્વાતિ મહારાજા**( વાચકમુખ્ય )નું બનાવેલ **તત્ત્વાર્થ** જ સૂત્ર જોઇ લ્યો.

**પ્ર૦**—જો એમ છે, ( અનાદિ કાળથી ચાલી આવતી વિદ્યા માત્ર સંક્ષેપમાં અને વિસ્તારથી સમજાવવાથી નવી નવી થાય છે અને તેથી સંક્ષેપ કરનાર કે વિસ્તાર કરનારે બનાવેલી તે ગણાય છે ) તો

**અકલંક** અને **ધર્મકીર્તિ** એ વિગેરેની માફક પ્રકરણરૂપે નહિ બનાવતાં આવા સૂત્રકાર થવાનું ખોટું અભિમાન શા માટે રાખો છો ?

ઉ૦–એમ ન બોલો. કારણ દરેક માણસની રુચિ–ઇચ્છા જુદી જુદી હોય છે, માટે–

કોઈપણ પુરુષની મનની ઇચ્છા દાબી દેવાને વ્યાવહારિક કે રાજકીય સત્તા શક્તિમાન્ થતી નથી. બસ, એટલેથી જ બંધ વાળો. તે (જૈનસિદ્ધાન્ત સૂત્રો)માં—અક્ષરોના સમૂહરૂપ પદ; પદના સમૂહરૂપ સૂત્ર; સૂત્રના સમૂહરૂપ પ્રકરણ; પ્રકરણના સમૂહરૂપ આહ્નિક; આહ્નિકના સમૂહરૂપ પાંચ અધ્યાયવડે આ શાસ્ત્ર આચાર્યમહારાજે રચ્યું છે.

જિજ્ઞાસુ પુરુષોની પ્રવૃત્તિના આધારભૂત–ગ્રંથના વિષયનો નિર્દેશ કરનારું આ પહેલું સૂત્ર છે—

**अथ प्रमाणमीमांसा ॥ १ ॥**

**અથ—**

અથ શબ્દનો અર્થ **અધિકાર** થાય છે. એટલે શાસ્ત્રમાં જેનો અધિકાર શરૂ કરવાનો છે—બતાવવાનો છે, તે **પ્રમાણ** શબ્દની સૂચનાથી આખા ગ્રન્થનો સાર સૂચિત થઇ જાય છે. તેથી જિજ્ઞાસુઓને તેનું (પ્રમાણનું આ શાસ્ત્ર છે એવું) જ્ઞાન થાય છે. તેથી તેમાં પ્રવૃત્તિ પણ થાય છે. અથવા—

**અથ** એટલે **પછી.**

"**શબ્દાનુશાસન, કાવ્યાનુશાસન** અને **છન્દોનુશાસન** પછી પ્રમાણનો વિચાર કરવામાં આવે છે" એવું **અથ** શબ્દના 'પછી' અર્થ ઉપરથી સમજાય છે. તેથી—

**શબ્દાનુશાસન** વિગેરેના અને આ **શાસ્ત્રના** કર્તા એક જ હોવાનું સૂચન થાય છે તથા—

બીજાને માટે લઇ જવામાં આવતાં ફૂલની માળા તથા જળનો કુંભ વિગેરે મંગલકારી ચીજોનુ વચ્ચે દર્શન થવાથી, જેમ જોનાર બીજા માણસને મંગલકારી થાય છે તેમ અધિકાર અર્થવાળો **અથ** શબ્દ [ પ્રસંગોપાત્ત ] સાંભળવાથી પણ મંગલ પ્રવર્તે છે.

એ પ્રમાણે જ્યારે મંગલ થયું, એટલે નડતાં વિઘ્નોનો નાશ થઇ જવાથી જલદી શાસ્ત્ર પૂર્ણ થાય છે અને શ્રોતાઓનું આયુષ્ય લાંબું થાય છે.

પંચપરમેષ્ઠિ નમસ્કારરૂપ મંગળ જો કે કર્યું છે, છતાં—લાઘવપ્રિય સૂત્રકારે તે અહિં લખ્યું નથી.

**પ્રમાણ:—**

પ્રકર્ષે કરીને એટલે—સંશય વિગેરે સિવાય વસ્તુસ્વરૂપ માપવામાં—સમજવામાં—જાણવામાં જે ખાસ મદદ કરે, **તે** પ્રમાણ. પ્રમામાં—જ્ઞાનમાં જે ખાસ મદદગાર કારણ હોય, તે. તેની—

**મીમાંસા**—એટલે ઉદ્દેશરૂપે વિચારણા.

કેમકે—કોઇપણ શાસ્ત્ર ત્રણ રીતે વિચારાય [ રચાય ] છે. તે આ પ્રમાણે—

૧ ઉદ્દેશ: ૨ લક્ષણ: ૩ પરીક્ષા:

તેઓમાં ' ફક્ત નામ આપવું ' તે ઉદ્દેશ:

જેમકે—अथ प्रमाणमीमांसा ॥ १ ॥ આ પહેલું સૂત્ર ઉદ્દેશ સૂત્ર છે.

જેનું નામ આપ્યું હોય, તે સમગ્ર વસ્તુના જ ખાસ આગળ પડતા—જાહેર ગુણધર્મો સમજાવનારું વાક્ય જ લક્ષણ કહેવાય છે. તેના બે પ્રકાર છે—

૧ સામાન્ય લક્ષણ: ૨ વિશેષ લક્ષણ:

હવે પછીનું સૂત્ર **સામાન્ય લક્ષણ** ગણી શકાય—

જેમકે—सम्यगर्थनिर्णयः प्रमाणम् ॥ ૨॥ અને—

विशदः प्रत्यक्षम् ॥ १-१-१३ ॥ આ સૂત્ર **વિશેષ લક્ષણ** ગણી શકાય.

વિભાગ—એટલે વસ્તુના પેટાભેદો: તે તો વિશેષ લક્ષણનું અંગ હોવાથી તેનો તેમાં જ સમાવેશ થાય છે, માટે જુદો બતાવેલ નથી.

જેનું લક્ષણ કરવામાં આવ્યું હોય તે, તે લક્ષણ પ્રમાણ (બરાબર) છે કે તે પ્રમાણ નથી? એમ પદ્ધતિસર ખાત્રી કરવી તે-**પરીક્ષા**

જેમકે—ત્રીજું સૂત્ર—

सम्यगर्थनिर्णयः सन्नप्यलक्षणम्, अप्रमाणेऽपि भावात् ॥ ३ ॥

**મીમાંસા** શબ્દનો અર્થ માત્ર વિચાર કરવો એટલો જ નથી થતો, પરંતુ **પૂજ્ય** એટલે "વખાણવા લાયક વિચાર કરવો" એવો અર્થ થાય છે. તેથી—

આ ગ્રન્થમાં માત્ર પ્રમાણનો જ વિચાર કરવાનો છે એમ નથી, પરંતુ તેના અંગરૂપ-દુર્નયોને દૂર કરવાયોગ્ય ઠરાવીને, મોક્ષમાર્ગને સ્પષ્ટ કરનારા **નયો**નો વિચાર કરવાનો છે, [ ઉમાસ્વાતિ મહારાજાએ તત્ત્વાર્થાધિગમ સૂત્રમાં કહ્યું છે કે—**प्रमाणनयैरधिगमः** [ અ. ૧, સૂ. ૬ ] અને ચારે પુરુષાર્થોમાં મુખ્યમાં મુખ્ય **મોક્ષ** પુરુષાર્થનો, તેના **ઉપાયો**નો અને તેના વિરોધી **બંધ**નો તથા તેના યે કારણોનો વિચાર કરવાનો છે.

એમ કરવાથી જ—"વિચારણા વખાણવા લાયક" બને.છે. પ્રમાણનો વિચાર તો ફક્ત સામા પક્ષનું ખંડન કરવાથી ય થાય, પરંતુ તે કેવલ વાઙ્માત્ર જ ગણાય.

અને જો એમ જ કરવું હોત, તો—**अथ प्रमाणपरीक्षा** એવું જ સૂત્ર રચવામાં આવત; માટે હવે નક્કી એ થાય છે કે—

મોક્ષના માર્ગભૂત પ્રમેયોને, પ્રમાણ અને નયની કસોટીએ ચઢાવીને વ્યવસ્થિત સમજાવવાપૂર્વક બંધના અને મોક્ષના ઉપાયો સમજાવવા સાથે, મોક્ષનું સ્વરૂપ સમજાવવા આચાર્યશ્રીએ **મીમાંસા** શબ્દ ખાસ વાપર્યો છે. ૧. તેમાં—

પ્રમાણની મીમાંસા ચલાવવામાં-પ્રથમ પ્રમાણનું સામાન્ય લક્ષણ કહેવામાં આવે છે—

सम्यगर्थनिर्णयः प्रमाणम् ॥ २ ॥

જેનું લક્ષણ કરવાનું હોય તે લક્ષ્ય કહેવાય. લક્ષ્યના સૂચનરૂપ અહિં **પ્રમાણ** શબ્દ છે, માટે અહિં પ્રમાણ લક્ષ્ય છે, અને **सम्यगर्थनिर्णयः** એ બાકીનો ભાગ લક્ષણ છે. "જાણીતી વાત કરી, અજાણ્યું સમજાવવું" એ લક્ષણનું પ્રયોજન હોય છે. તેમાં—"ચર્ચા સિવાય [ વાદી અને પ્રતિવાદીને અથવા શ્રોતા અને ઉપદેષ્ટાને જાણીતું હોય, ] જે સિદ્ધ હોય, તે ધર્મી **પ્રમાણ** પ્રસિદ્ધ છે.

તેનો ધર્મ—" **અર્થનો સાચો નિર્ણય** " સમજાવવાનો છે.

તેમાં—' **પ્રમાણપણું** ' હેતુરૂપે આપવામાં આવે છે.

( જેમાં પ્રમાણપણું હોય તે પ્રમાણ કહેવાય ).

પરંતુ, ધર્મી હેતુ ન હોઇ શકે, તેનું કેમ ?

ના, એમ ન હોય [ ધર્મી પણ હેતુ હોઇ શકે છે ]; કેમકે—વિશેષ ધર્મી [ પક્ષ ] હોય, તો સામાન્ય ધર્મી હેતુ થઇ શકે છે.

જેમકે—" આની અગાઉ જોવામાં આવેલા ધૂમાડામાં જેમ ધૂમપણું હતું, તેથી તે અગ્નિ સહિત હતો, તેમ અત્યારે જોવામાં આવતા ધૂમાડામાં ધૂમપણું હોવાથી, આ ધૂમાડો પણ અગ્નિ સહિત જ છે. "

આમાં—[ વિશેષ ધર્મીમાં ] સામાન્ય ધર્મી હેતુ થઇ શક્યો છે. તેમ અહિં પણ. ["જ્યાં પ્રમાણપણું હોય ત્યાં અર્થનો સાચો નિર્ણય હોય છે, માટે, તે પ્રમાણ છે.]

તમે કહેશો કે " દૃષ્ટાન્ત વિના તે [ અનુમાન પ્રયોગ ] અધૂરો રહે છે. "

તે તમારું કહેવું ઠીક નથી, કેમકે અન્તર્વ્યાપ્તિથી જ સાધ્યની સિદ્ધિ સમજી શકાય છે. દાખલા તરીકે—

" પ્રાણ વિગેરે વાળું હોવાથી જીવતા શરીરમાં આત્મા છે. " એ વિગેરે આગળ બતાવશું તે—( લક્ષણના શબ્દો )માં—

નિર્ણય એટલે—સંશય, અનધ્યવસાય અને નિર્વિકલ્પક રહિત જ્ઞાન, ' નિર્ણય ' શબ્દનો ઉપયોગ કરવાથી અજ્ઞાનસ્વરૂપ ઇન્દ્રિય સંનિકર્ષાદિ અને જ્ઞાન-સ્વરૂપ છતાં સંશયાદિ **પ્રમાણ** ગણી શકાશે નહિ.

પ્રાપ્ત કરાય—મેળવાય, તે **અર્થ** ( જગતમાં ) હેય, ઉપાદેય અને ઉપેક્ષા કરવા યોગ્ય (જે કંઇ છે) તે રૂપ. તેમાં છોડવા યોગ્યની છોડવા માટે, ગ્રહણ કરવા યોગ્યની ગ્રહણ કરવા માટે અને ઉપેક્ષા કરવા યોગ્યની ઉપેક્ષા કરવા માટે ઇચ્છા કરવામાં આવે છે; માટે તેઓ છોડવા યોગ્ય, ગ્રહણ કરવા યોગ્ય અને ઉપેક્ષા કરવા યોગ્ય ગણાય છે.

ઉપેક્ષા કરવા યોગ્ય અર્થ સ્વીકારવા યોગ્ય નથી, માટે તે છોડવા યોગ્યમાં અંતર્ગત નહિ જ થાય. કેમકે—

એમ માનીએ, તો તે " છોડવા યોગ્ય નથી " માટે ગ્રહણ કરવા યોગ્યમાં અન્તર્ગત થવા જશે.

ખરી રીતે તો (આ જગતમાં) ઉપેક્ષા કરવા યોગ્ય જ મુખ્ય અર્થ છે, કેમકે—

યોગીઓ તેને જ વધારે સ્વીકારે છે. ( કારણ કે તેઓને આખું જગત્ ઉપેક્ષા કરવા યોગ્ય જ છે. )

આપણી જેવા સામાન્ય જીવોને પણ છોડવા યોગ્ય અને ગ્રહણ કરવા યોગ્ય સિવાય ઘણી વસ્તુઓ ઉપેક્ષા કરવા યોગ્ય હોય છે, તેથી આ "ઉપેક્ષા કરવા યોગ્ય" અર્થ ગણત્રીમાં લેવો જ જોઇએ.

' **अर्थस्य निर्णयः** ' આમાં ' **अर्थस्य** ' શબ્દને કૃદન્તના કર્મ તરીકે છઠ્ઠી વિભક્તિ લગાડવામાં આવી છે. કેમકે—

**अर्थ** શબ્દ નિર્ણીયમાન ( નિર્ણય કરવા યોગ્ય ) હોવાથી વ્યાપ્ય કર્મ થાય છે. એટલે કે **અર્થને બરાબર જણાવે,** તે અર્થનો નિર્ણય.

જો કે હેયોપાદેયાદિ અર્થનો અને પ્રમાણનો પોતાનો પણ નિર્ણય થાય છે, પરંતુ પોતાના નિર્ણયને લક્ષણકોટિમાંથી દૂર કરવા **અર્થ** શબ્દ વાપરેલ છે.

[ જો અર્થ શબ્દ મૂકવામાં ન આવે, તો અર્થનો અને પ્રમાણનો પોતાનો સાચો નિર્ણય : એવું પ્રમાણનું લક્ષણ બને, પરંતુ પ્રમાણનો પોતાનો **સમ્યગ્ નિર્ણય** થાય છે, છતાં પણ લક્ષણકોટિમાં તેની જરૂર ન હોવાથી, તે લેવાની જરૂર નથી. ] એમ આગળ ઉપર સમજાવવાના છીએ.

' **सम्यग्** ' એ શબ્દ " સાચું ( અવિપરીત ) " એ અર્થનું અવ્યય પદ છે.

અથવા તો—**सम्** ઉપસર્ગપૂર્વક **अञ्च्** ધાતુ ઉપરથી એ શબ્દ બન્યો છે અને તે ' નિર્ણય ' નું વિશેષણ છે, કેમ કે—સાચો કે ખોટો તે નિર્ણય હોઇ શકે છે, માટે સમ્યગ્ કે અસમ્યગ્ એ બન્ને ય વિશેષણો નિર્ણયનાં ઘટી શકે છે.

**अर्थ** તો જાતે સાચો યે નથી ને ખોટો યે નથી, માટે સંભવ અને વ્યભિચાર નહિ હોવાથી અર્થને તે વિશેષણ આપવાની જરૂર રહેતી નથી; માટે " સાચો જે અર્થ નિર્ણય: " એમ સમ્યગ્ શબ્દને અર્થનિર્ણયનું વિશેષણ બનાવવાથી **વિપર્યય** જ્ઞાન અર્થના નિર્ણયાત્મક છતાં પ્રમાણ તરીકે ગણી શકાશે નહિ. એટલે હવે—

અતિવ્યાપ્તિ : અવ્યાપ્તિ : અને અસંભવ : એ ત્રણ દોષ વગરનું પ્રમાણનું આ [ સૂત્રમાં જણાવ્યું તે ] સામાન્ય લક્ષણ થાય છે. ( ચાલુ )

અનુવાદક:—**મેસાણા શ્રેયસ્કર મંડળનો વિદ્યાર્થી**

## ટૂંકા પ્રશ્નોત્તર

૧ સ. સૌથી મીઠી ચીજ કઇ ? — જ. ગરજ ને ખણજ.
૨ સ. ફતેહ શામાં છે ? — જ. પોતાને જીતવામાં.
૩ સ. સૌથી સારી સલાહ આપનાર કોણ ? — જ. પોતાનો જ આત્મા.
૪ સ. કિંમતીમાં કિંમતી વસ્તુ કઈ ? — જ. આબરૂ.
૫ સ. ભયંકર ભય કોનો ? — જ. દુષ્ટ કર્મોનો, મૃત્યુનો નહીં.
૬ સ. કોની સાથે લડવું ? — જ. પોતાની ખરાબ લાગણીઓ સાથે. (અ. ક.)

# તિથિચર્ચા પર પ્રકાશ પાડતો એક પ્રાચીન લેખ

## વધઘટને અંગે સ્પષ્ટીકરણ કરતી સામાચારીનો ઉપયોગી પ્રકાશ.

[ પર્વ-તિથિની વધઘટનો પ્રશ્ન આપણી સમક્ષ આ પહેલો જ ઉપસ્થિત થયો નથી. પૂર્વકાળમા આવા પ્રશ્નો-શંકા કોઈ કોઇ સમય ઉદ્ભવતા અને તેવા સમયે તે વખતના આગેવાન આચાર્યદેવો વગેરેને પૂછીને તેનો ઊકેલ કરવામા આવતો.

આચાર્યવર્યો પણ આવો આદેશ આપતી વખતે પૂર્વની પરંપરાનો આધાર શોધતા, તેનો અભ્યાસ કરતા અને પછી નિર્ણય બાધતા અને પરિણામે આવી શંકાઓનો અંત આવી જતો અને દરેક સ્થળે એકસરખા ક્રમથી તિથિનુ આરાધન કરવામા આવતું.

તિથિ-નિર્ણયને અંગે આધુનિક પ્રકરણ ઉપસ્થિત થયુ ત્યારે તેનો ઊકેલ લાવવા માટે જુદા જુદા વિદ્વાનો તરફથી પૂર્વાચાર્યોના પ્રમાણ સાથે નિવેદનો રજૂ કરવામા આવ્યાં છે. અને પર્વોનુ નિયમન અને એકરસતા જળવાઇ રહે તે માટે પૂર્વાચાર્યોએ પરંપરાને કેવી રીતે જાળવી રાખી છે, તેમ જ એ રીતથી જૈન સમાજને શું શુ લાભો થયા છે તે વસ્તુ ઘણી સગ્મ રીતે રજૂ કરવામા આવી છે

જ્યારે મહાવદિ ચૌદશનો પ્રશ્ન તાજેતરમા ચકડોળે ચઢ્યો ત્યારે તપગચ્છના પૂર્વાચાર્યોની એક પ્રાચીન પ્રત, જે એક ગ્રંથભડારમાથી તાજેતરમા મળી આવેલ છે તેનો મહત્ત્વનો પાઠ અક્ષરશ નીચે રજૂ કરવા માટે 'જૈન' પત્રકારને મળ્યો છે, જે તે પત્રમા પ્રગટ કરવામાં આવેલ છે પરતુ સમજવામા અનુકૂળતા થાય તે માટે તેનો અનુવાદ પણ સાથેસાથ આપવામા આવેલ છે તે અમે અહીં ઉપયોગી જાણી દાખલ કરેલ છે. ]

ૐ નમ: સિદ્ધેભ્ય: । અથ શ્રીઆણંદવિમલસૂરિરાજ્યે સપ્તસપ્તત્યધિકપંચદશશતમીતે વર્ષે કાર્તિકકૃષ્ણપ્રતિપદાવાસરે શ્રીથરાદનગરે લિખિત પ્રતિમાં ગતવર્ષે શ્રાવણશુક્લપૂર્ણિમાવૃદ્ધૌ પૂજ્યપાદાચાર્ય મહારાજ શ્રીઆણંદવિમળજી મહારાજના વચનથી પન્યાસજી મહારાજશ્રી દાનવિજયજી પ્રમુખે બે તેરશો કરી હતી પ્રથમ પૂર્ણિમા જે છે, તે અપૂર્વરૂપ છે, તેથી એ પ્રમાણે તપગચ્છના સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા-એ રૂપ ચતુર્વિધ સઘે મળીને પૂછયું ત્યારે તેમણે વૃદ્ધસમાચારીમાથી પાઠ કાઢ્યો, જે પાઠ આ પ્રમાણે છે:—

जइ पव्वतिहिखओ तह कायव्वो पुव्वतिहिए ।
एवमागमवयणं कहियं तिलुक्कनायएहिं ॥ १ ॥
चउमासीय वरिसे वुड्ढी भवे जा पव्वतिहीए ।
ठविउण पुव्वदिणे मिल्लिया दोवि तत्थदिणे ॥ २ ॥
पुव्वाए तिहियए ठविउण जह कमेणं ।
पच्छा आराहणिया सुरुदयवेला संपत्ते ॥ ३ ॥

असाढ कत्तिय फग्गुण मासाण जाण पुण्णिमा होइ ।
तासां खओ तेरसीए भणिओ जिणवरिंदेहिं ॥ ४ ॥

बीआ पंचमी अट्ठमी एकारसी च चाउदसी च ।
तासां खओ पुवतिहिओ अमावासा वी तेरसी ॥ ५ ॥

पक्खस्से अद्धा अट्ठमी मासं अद्धाओ पक्खिअं होइ ।
सोलसमे दिवसे न पक्खियं न कया हुंति कयावि ॥ ६ ॥
पनरसमे दिवसे कायव्वा पक्खियं तु पायेणं ।
चउदसी महियं कयावि न हुंति तेरसे सोलसमे दिवसे ॥ ७ ॥
अट्ठमी तिहि सहियं कायव्वा अट्ठमी तु पायेणं ।
अहवा सत्तमीमेयं नवमे छट्ठे न कयावि ॥ ८ ॥
पक्खिय पडिक्कमणाओ सट्ठिअ पहरम्मि य अट्ठमी होइ ।
तत्थेव पच्चक्खाणं करंति पव्वेसु जिणवयणं ॥ ९ ॥
जइ अट्ठमी लग्गा तिहिआओ हुंति पक्खसंधिसु ।
संधिपुरम्मिय नेया करंति हि पक्खियं पडिक्कमणं ॥ १० ॥

तथा चागमे—

अट्ठमी चाउद्दसी उद्दिट्ठा पुणिमाइसु पव्वतिहिसु । खय वुड्ढी न हवइ इह वयणा उ ॥ इति वचनात् आदि शब्दात् ज्ञानपंचमी पर्युषणापंचमी मार्गशीर्षैकादश्यादौ क्षयवृद्धिर्न भवति, कल्याणकादिपर्वतिथिषु भजनेति ॥

जम्हा पुण्णिमासए तेरसीए खओ होइ ।
तम्हा पुण्णिमा वुड्ढिए वि तेरसी वुड्ढीज्जा ॥

इइवयणं पुव्वसूरिहिं भणियं । तथा चोक्तम्—

पखंते तह मासंते जा भवे पुण्णिमा–वुड्ढिए ।
तो तेरसीए भणिया करिज्ज जिणआणाए ॥ ११ ॥
अत्थि तम्मिअ गन्थो तवसेण साहुणा जायइ ।
एवं पुवसूरिहिं भणियं एत्थ न संदेहो ॥ १२ ॥
उक्किट्ठ मज्झिमा जहन्ना पवतिही तिविहा भणिया ।
वरिसे चउमासिए अन्ना पुण मासपडिबद्धा ॥ १३ ॥

एवं गुरूवएसेण भणिया भवसमबोहिए।
सुत्ताणुसारेण कहिआ लिहिया जसविजयेण ॥ १४ ॥

इतिश्री तपागच्छीयदेववाचकेनोध्धृतपूर्वाचार्यप्रणीतसामाचारीतो गाथासमूहः कृतश्च भव्यात्मप्रबोधाय। श्रीआणंदविमलसूरिराज्ये श्रीदेववाचकेन पर्वतिथिनिर्णय. सप्तसप्तत्यधिकपंचदशशताब्दे माघकृष्णत्रयोदश्याम् भानुजवासरे अनुराधानक्षत्रे श्रीराजनगरे—अहम्मदावादनगरे श्रीमहावीरजिनप्रसादात् पूर्णिमापाक्षिकप्रतिक्रमणमतोच्छेदनार्थं चतुर्दश्यामेव पाक्षिकप्रतिक्रमणं प्रस्थापितं च। अत एव आद्या पूर्णिमा त्रयोदश्यां स्थापिता, पर्युषणा सांवत्सरिकं चतुर्थ्यां स्थिरीकृतं चतुर्विधसंघेनाऽपि तदुररीकृतं, न केनाऽपि विरोधः कृतः अविरोधिवचनत्वात्, आगमानुसारिवचनत्वात्। अन्यथा षष्ठं तपः कथं स्यात्? चतुर्दश्यां तु पाक्षिककालेन तपः पाक्षिककालिनमुपवासरूपम्। द्वितीयं तु पौर्णमास्याः पर्वतिथित्वेन द्वितीयोपवासं करोति। अतएव चतुर्दश्यानन्तरं पौर्णमासी। अनया रीत्या तपोनिर्णयः। पूर्णिमावृद्धौ पूज्यपादाचार्यश्रीआणंदविमलसूरिणाप्येवमकारि इति। सुष्ठु कथितमस्मदादियतिसमूहानामिति पर्वतिथिनिर्णयः समाप्तः॥

[ प्रत उपरथी बराबर उतारो करेलो होवाथी लेखकनी केटली अशुद्धिओ रही गइ छे ते सुधारीने वांचवुं. आ विषयने अंगे जे कोई विद्वानने नवीन साधननी उपलब्धि थाय तेमणे जनतानी जाण माटे जरूर नूतन प्रकाश पाडवो.]

ભાવાર્થ:—જો પર્વતિથિનો ક્ષય હોય તો તેની અગાઉની-પૂર્વની તિથિનો ક્ષય કરવો એવું તીર્થંકર ભગવંતોએ ઉપદિશ્યું છે ચોમાસી અને સંવત્સરી તરીકેની પર્વતિથિની વૃદ્ધિ થાય તો પ્રથમની તિથિ પૂર્વની તિથિમાં સ્થાપન કરીને એટલે તેને બે કરીને બીજે દિવસે પર્વ કરવું. તેમાં બંને તિથિ મળી ગયેલ સમજવી. ક્રમાનુસાર પૂર્વતિથિને રહેવા દઇને સૂર્યોદય સમયે જે તિથિનો અવશેષ રહેતો હોય તે તિથિ જ આરાધના કરવી જોઇએ અસાડ, કાર્તિક અને ફાગણ પુર્ણિમાનો જો ક્ષય હોય તો તેરસનો ક્ષય કરવાનું તીર્થંકરોએ ફરમાન કર્યું છે. જો બીજ, પાંચમ, આઠમ, અગ્યારશ અને ચૌદશ એ પાચ તિથિનો ક્ષય હોય તો તેની પૂર્વની તિથિનો ક્ષય કરવો તેમ જ જો **અમાવાસ્યાનો ક્ષય હોય તો પણ તેરસનો જ ક્ષય કરવો.** પખવાડીઆના અર્ધા ભાગે આઠમ ગણવી અને મહિનાના અડધા ભાગે પાખી ગણવી જોઇએ, પણ પખવાડીઆના સોળમે દિવસે કદી પાખી કરાતી નથી અને કરવી નહીં ઘણું કરીને પંદરમા દિવસે પાખી કરવી જોઇએ. તેરમે યા સોળમે દિવસે ચતુર્દશીનું આરાધન થઇ શકતું નથી, તેવી જ રીતે આઠમ, આઠમા અથવા તો સાતમા દિવસે કરવી, પરન્તુ છઠ્ઠે અગર તો નવમા દિવસે કરવી નહિ.

પાક્ષિક પ્રતિક્રમણથી સાડાસાત દિવસ ( સાઠ પહોરે ) વ્યતીત થયે આઠમ

આવે. પર્વને દિવસે તેવી જ રીતે પચ્ચખ્ખાણ કરાય છે એવું જિનવચન છે. પખવાડીઆની બરાબર સંધિમાં (મધ્યભાગે) જેમ આઠમની તિથિ આવે છે તેમ જ મહિનાના મધ્યમાં પાક્ષિક પ્રતિક્રમણ કરવું જોઇએ. વળી સિદ્ધાંતમાં જણાવ્યું છે કેઃ—

આઠમ, ચૌદશ, અમાવાસ્યા (પુનમ) વિગેરે અને પર્વતિથિ માટે આ પ્રમાણભૂત વચનથી તેની ક્ષય વૃદ્ધિ ન થાય એમ ફરમાવેલું છે, એટલે જ્ઞાનપંચમી, પર્યુષણપંચમી તેમ જ મૌન એકાદશી વિગેરેમાં ક્ષય-વૃદ્ધિ ન થાય. જિનેશ્વર ભગવંતના કલ્યાણકાદિ તિથિઓ વિષે વિકલ્પ-ભજના જાણવી. જ્યારે પૂર્ણિમાનો ક્ષય હોય ત્યારે **તેરસનો ક્ષય કરવો** ને તેવી જ રીતે પુનમની વૃદ્ધિમાં **તેરસની વૃદ્ધિ કરવી**-આવા પ્રકારનું પૂર્વાચાર્યોનું કથન છે. વળી પણ કહ્યું છે કે-પખવાડીઆના અંતે અગર મહિનાને અંતે જો પુનમ( અમાવાસ્યા )ની વૃદ્ધિ થાય તો તેરસને દિવસે વૃદ્ધિ ગણવી જોઇએ એવું આપ્તવચન છે. તે દિવસે તે દિવસનો ગંધ-અંશ રહેલો હોવાથી સાધુ પુરુષો તેનો સ્વીકાર કરે છે. આ પ્રમાણે પૂર્વપુરુષોએ ફરમાન કરેલું હોવાથી તેમા લેશમાત્ર શંકાને સ્થાન નથી. સંવત્સરી, ચોમાસી અને તિથિઓને માસિક ઉત્કૃષ્ટ, મધ્યમ અને જઘન્ય એમ ત્રણ પ્રકારની જણાવેલી છે. ગુરુના ઉપદેશવડે ભવ્ય જીવોના બોધને માટે આ કથન સૂત્રાનુસાર કહેવામાં આવ્યું છે અને આ પાઠ જસવિજય નામના મુનિવડે લખવામાં આવ્યો છે.

ભવ્યજીવોના પ્રતિબોધને માટે પૂર્વાચાર્યપ્રણીત સામાચારીમાંથી આ ગાથાસમૂહ શ્રીમાન્ દેવવાચકવડે ઉધ્ધૃત કરવામાં આવ્યો છે. ક્રિયોદ્ધારક શ્રી આણંદવિમળસૂરિના ગચ્છમાં વિ. સં. ૧૫૭૭ના માઘ માસના કૃષ્ણપક્ષની તેરસને દિવસે શનિવારે અનુરાધા નક્ષત્રમાં શ્રી રાજનગર( અમદાવાદ )માં શ્રી મહાવીર જિનેશ્વરની કૃપાથી શ્રી દેવવાચકે પુનમે કરાતા પખ્ખી પ્રતિક્રમણના ઉચ્છેદનાર્થે અને ચૌદશને દિવસે જ પખ્ખી પ્રતિક્રમણ સ્થાપવાના હેતુએ આ પાઠ ઉધ્ધૃત કર્યો છે.

આથી પહેલી પુનમ તેરસમાં સ્થાપવામાં આવી, પર્યુષણની સંવત્સરી ચોથને દિવસે નિર્ણીત કરવામાં આવી. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘે આ ફરમાન માન્ય રાખ્યું અને આગમોદિષ્ટ પ્રમાણભૂત પ્રરૂપણાને કારણે કોઈએ તેનો વિરોધ કર્યો નથી.

હવે છઠ્ઠનો તપ ક્યારે કરવો ? એ પ્રશ્નના જવાબમાં જણાવવામાં આવે છે કે—ચૌદશને દિવસે અને પર્વતિથિ હોવાને કારણે પુનમને દિવસે ઉપવાસ કરીને છઠ્ઠ તપ કરવો. આ પ્રમાણે છઠ્ઠ તપનો નિર્ણય કરવામાં આવ્યો છે. પૂર્ણિમાની વૃદ્ધિમાં શ્રીઆણંદવિમળસૂરિએ પણ આ પ્રમાણે કર્યું હતું.

—पंन्यास श्री संपतविजयजी गणि

# સમજ્યા વિના ત્યાગ કરી શકાય ?

આ પ્રશ્ન જ એક રીતે વિચારતાં અયોગ્ય છે, કારણ કે કોઈ પણ પ્રકારનો નિયમ કરનાર તે નિયમ પૂરતું તો સમજેલ હોય જ છે. વળી આ જીવ અનાદિકાળથી અવિરતિપણે રહ્યો છે. તેને ત્યાગ કરવો ગમતો જ નથી. કોઈપણ વખત હિંદુસ્થાન મૂકીને નહીં જવાવાળાને પણ હિંદુસ્થાન બહાર નહીં જવાનો નિયમ કરવો મુશ્કેલ પડે છે. હિંદુસ્થાન બહારના પદાર્થો વિગેરેના ત્યાગની વાત સોહાતી નથી, એનું કારણ તેને કર્મબંધના હેતુરૂપ અવિરતિ નિયમ કરતા રોકે છે.

હવે સમજવું એટલે શું ? અને કેટલું સમજવું ? કે જેટલું સમજ્યા પછી ત્યાગ કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય ? એનો જવાબ એ જ હોય કે જે વસ્તુનો કે જેટલો ત્યાગ કરવામાં આવે તે ત્યાગની સમજણ તેને નિયમ કરાવનારે આપવી જોઈએ અને પછી નિયમ કરવો-કરાવવો જોઇએ, કેમકે સમજણ એટલે જ્ઞાનની સીમા નથી. છદ્મસ્થનું જ્ઞાન કેવળી ભગવંત કરતાં અનંતમે ભાગે છે અને તેમાં પણ છઠાણુવડીઆ ચૌદપૂર્વના જ્ઞાનવાળામાં પણ લાભે છે. એક કરતાં બીજા ચૌદપૂર્વી અનંતગુણ બોધવાળા હોય છે ત્યારે પ્રથમના અનંતગુણહીન બોધવાળા હોય છે, તેથી આ કાળના અત્યલ્પ જ્ઞાનના સંબંધમાં તો શી હદ બાંધવી ?

જો સમજ્યા વિના એટલે પૂરું સમજ્યા વિના ત્યાગ કરી જ શકાય નહીં એમ હોય તો કોઈપણ મનુષ્ય દેશવિરતિ કે સર્વવિરતિપણું ગ્રહણ કરી શકે જ નહીં અને તેમ થાય તો ધર્મનો જ લોપ થાય. અલબત્ત, તદ્દન અજ્ઞાનપણે-સમજ્યા વિના-રભસવૃત્તિએ વ્રત-નિયમાદિ કરવા તે ઠીક નથી, પરંતુ જીવ કારણવાસી હોવાથી વ્રત-નિયમના ધારણ કરનારાના સંસર્ગમાં આવે અને રહે તો જ તે વ્રત-નિયમ લઈ શકે અને પાળી શકે.

જો સમકિત વિનાની ક્રિયા કે વિરતિ નિષ્ફળ જ હોય તો અભવ્ય જીવો માત્ર ક્રિયાના બળથી નવમા ગ્રૈવેયક સુધી જઇ શકે નહીં, પરંતુ '**या या क्रिया सा सा फलवती।**' એવું સૂત્ર હોવાથી જે જે ક્રિયા કરવામાં આવે તે ભાવાનુસાર ફળ આપે જ છે. વળી સમકિત તો આત્મિક ગુણ છે. તે છદ્મસ્થ જોઈ શકે તેમ નથી, તેનું તો માત્ર અનુમાન જ કરી શકાય છે અને વિરતિ તો પ્રત્યક્ષ છે, તેથી શુદ્ધ શ્રદ્ધાનું અનુમાન કરીને જ દેશવિરતિ કે સર્વવિરતિપણું આપી શકાય છે તેમ જ લઈ શકાય છે.

જઘન્ય શ્રાવક પણ દેવદર્શન, ગુરુવંદનાદિ કરનારો અને રાત્રિભોજન તથા કંદમૂળનો ત્યાગ કરનારો હોય. આ પ્રમાણેની પરિસ્થિતિ વર્તતી ન હોય છતાં જૈન કે શ્રાવક કહેવાવું તે પણ અયોગ્ય છે. નાના મોટા સચિત્તત્યાગ, વનસ્પતિ-ત્યાગ, તિથિએ બ્રહ્મચર્યપાલન વિગેરે નિયમો પૂર્વકાળથી અપાતા આવ્યા છે. તેમાં ફક્ત જે પ્રકારનો નિયમ લે તે પ્રકાર તેને સમજાવવો જોઇએ અને તેને દૃઢપણે પાળવાનું સમજાવવું જોઇએ.

સચિત્તત્યાગ, સર્વથા બ્રહ્મચર્ય અને આરંભત્યાગ વિગેરે પડિમાધારી શ્રાવક જ કરે એમ કહેનારની ભૂલ થાય છે. પડિમાધારીમાં તો તે બાબતો નિર્ણીત છે અને તે પ્રાણાંતે પણ અતિચાર લગાડ્યા વિના પાળવાની છે. નિરાગાર છે એટલે તેમા અને બીજા દેશવિરતિ-બારવ્રતધારીમાં પણ પારાવાર અંતર છે. બાર વ્રતધારી નહીં થયેલ પણ સ્રિયાદિકના અભાવે અથવા સદ્ભાવે બંને કે એકલા બ્રહ્મચર્યનો યાવજ્જીવિત નિયમ લે છે તે શું અયોગ્ય છે? તે ન લઇ શકે? બાર વ્રત લીધા વિના શું સચિત્તનો ત્યાગ ન કરી શકે? બાર વ્રતધારી પણ બધા સચિત્તના ત્યાગી હોતા નથી. 'શ્રાવક વ્રતભંગ પ્રકરણ' જુઓ. તેમાં શ્રાવકના વ્રતાદિને આશ્રીને કરોડો ભાંગા કહ્યા છે તે બધાને દેશવિરતિ કહી શકાય છે. એક માણસ ભક્ષ્યાભક્ષ્યના વિવેક વિનાનો છે અને બીજો ભક્ષ્યાભક્ષ્યના વિવેક-વાળો છે. અભક્ષ્યનો ત્યાગી છે તે શું પહેલા કરતાં સારો-ઉત્તમ નથી? બાવીશ અભક્ષ્યનો ચોક્કસ ત્યાગ તો સાતમું વ્રત પૂર્ણ રીતે લેનારને હોય છે, તેથી તે વ્રત વિનાનો મનુષ્ય અભક્ષ્યનો ત્યાગ ન કરી શકે? શું આવી ત્યાગની અવગણના કરનારા પણ માંસ, મદિરા વિગેરેના ત્યાગી હોતા નથી? ત્યાગ સ્વીકાર્યો હોય કે નહીં પણ ત્યાગી તો હોય જ છે, એટલા ઉપરથી એને અત્યાગી કહી શકાતા નથી. જાણે, આદરે અને પાળે-એ ત્રણ વાતને અંગે શ્રી કર્મગ્રંથ, કર્મપ્રકૃતિ વિગેરેમાં આઠ ભાંગા નીચે પ્રમાણે કહેલા છે—

૧ ન જાણે, ન આદરે, ન પાળે-સંસારી અવિરતિ જીવો.
૨ ન જાણે, ન આદરે, પાળે-અજ્ઞાન તપસ્વી.
૩ ન જાણે, આદરે, ન પાળે-પાસથ્થા.
૪ ન જાણે, આદરે, પાળે-અગીતાર્થ.
૫ જાણે, ન આદરે, ન પાળે-શ્રેણિકાદિ-અવિરતિસમકિતદૃષ્ટિ.
૬ જાણે, ન આદરે, પાળે-અનુત્તર વિમાનવાસી દેવો-નિશ્ચયસમકિતી.
૭ જાણે, આદરે, ન પાળે-સંવિજ્ઞપાક્ષિક.
૮ જાણે, આદરે, પાળે-દેશવિરતિ-સર્વવિરતિ.

આમાં પ્રથમના ચાર ભાંગાવાળા અજ્ઞાની છે, તેનામાં સમ્યગ્જ્ઞાનનો અભાવ છે, તદ્દન અજ્ઞાની નથી, તેમની કરણી નિષ્ફળ નથી.

ત્યારપછીના ત્રણ ભાંગાવાળામાં જાણપણું છે, છતાં સમ્યગ્ગ્રહણ અને પાલનનો અભાવ છે.

આઠમા ભાંગાવાળા તો સર્વ પ્રકારે યોગ્ય છે.

સમ્યગ્પ્રકારે જાણ્યા છતાં અને વિરતિ પણ કર્યા છતાં સંસારમાં રહેનાર શ્રાવકને અનુમતિનો દોષ લાગે છે. તે અનુમતિ ત્રણ પ્રકારની છે:-૧ પ્રતિસેવનાનુમતિ, ૨ પ્રતિશ્રવણાનુમતિ ને ૩ સંવાસાનુમતિ-આનું સ્વરૂપ અન્ય પ્રસંગે કહેશું.

આ લેખ લખવાનો હેતુ માત્ર એ જ છે કે-યથાશક્તિ, યોગ્ય સમજણસાથે નાનો-મોટો કોઇ પણ ત્યાગ કરવો તે આત્માને હિતકર છે. તેની ના પાડનારા અવિરતિના ઉદયવાળા છે. જો કે જ્ઞાનયુક્ત ક્રિયા જ પૂર્ણ લાભકારી છે અને **ज्ञानक्रियाभ्याम् मोक्षः ।** એવું શાસ્ત્રવચન છે **ક્રિયા** અને **જ્ઞાન** એ બે મળવાથી જ મોક્ષ છે. સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ જ મોક્ષમાર્ગ છે. એ ત્રણ એકત્ર મળે ત્યારે જ મોક્ષ પ્રાપ્ત થાય છે, પરંતુ તેની અગાઉની સ્થિતિમાં એકલા દર્શન( સમકિત )વાળો, એકલા જ્ઞાનવાળો કે એકલા ચારિત્રવાળો ગણનાની બહાર જ છે એમ નથી. એ ત્રણે ગુણ કાર્યકારણભાવ-બન્ને પ્રકારને ધારણ કરનારા છે. સમકિત પ્રાપ્ત થયે જ જ્ઞાન થાય છે અને જ્ઞાનનું ફળ જ વિરતિ છે. જ્ઞાન થયું હોય છતાં વિરતિ ન હોય તેના જ્ઞાનને શાસ્ત્રકાર અજ્ઞાન જ જણાવે છે. કહ્યું છે કે-તે જ્ઞાન જ નથી કે જે છતાં રાગદ્વેષ ઉદયમાં આવે. **દૃષ્ટાન્ત**-અંધકારની શક્તિ જ કયાં છે કે સૂર્યના કિરણો પ્રસાર પામે સતે રહી શકે ? ચારિત્રની વિશુદ્ધિ સમકિત અને જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. ચારિત્રી જીવ શ્રુતકેવળી તેમ જ મનઃપર્યવજ્ઞાની અને કેવળજ્ઞાની થાય છે તેમાં ચારિત્રનું બળ ( અપ્રમત્તપણું ) કારણભૂત છે. આ પ્રમાણે કાર્યકારણભાવ એ ત્રણેમાં વર્તતો હોવાથી તેમાંથી એકેનો એકલા હોય ત્યારે પણ અનાદર કરવો યોગ્ય નથી.

વળી કોઇપણ બાબતનો શ્રાવકધર્મને અંગે અભિપ્રાય આપતાં પહેલાં તેને લગતા શાસ્ત્રોનો અભ્યાસ કરવો જોઇએ. તેમાં માત્ર બુદ્ધિવાદ ચાલી શકે નહીં તેને માટે શ્રાદ્ધવિધિ, શ્રાદ્ધદિનકૃત્ય, શ્રાદ્ધગુણવિવરણ, આચારોપદેશ, આચારપ્રદીપ, આચારદિનકર, પ્રવચનસારોદ્ધાર વિગેરે ગ્રંથો વાંચી-વિચારી અભિપ્રાય આપવાની યોગ્યતા મેળવો, પછી અભિપ્રાય આપો બીજાને યોગ્યતા મેળવવાનું કહેતાં પહેલાં પોતે યોગ્યતા મેળવવી જોઇએ.

કોઈ કહેશે કે અમે બાળવયના જૈન બાળકો માટે કહીએ છીએ, તો તે બાળકો કોનાં છે? શ્રાવકનાં જ છે. શ્રાવકધર્મ સ્વીકારવા માટે મુનિધર્મની જેમ અમુક વર્ષનો ખાસ પ્રતિબંધ નથી, તેથી લઘુ વયનાં જૈન બાળકો પણ વ્રત-નિયમ ગ્રહણ કરી શકે છે.

વળી કથાનુયોગના સંબંધમાં શંકા લાવતાં પૂર્ણ વિચાર કરવો ઘટે. પૂર્વપુરુષો ભવભીરુ હતા. તેઓ કદી અસત્ય હકીકત લખે જ નહીં. ચાર અનુયોગ પૈકીનો ધર્મકથાનુયોગ એક અનુયોગ છે અને તે મહોપકારી છે. આધુનિક લેખકો પૈકી અમુકને બાદ કરો, પણ પૂર્વપુરુષોના કથનમાં તો શંકા ન કરતાં આપણી સમજશક્તિની સમન્વય કરવાની ખામી જ સમજવી. શાસ્ત્રોમાં એવી ઘણી હકીકતો હોય છે કે જેને માટે મહાવિદ્વાનો પણ ખુલાસો ન કરી શકવાથી तत्त्वं तु केवलिगम्यं અથવા बहुश्रुतगम्यं કહીને છૂટા થાય છે.

અલબત્ત, જૈન ધર્મ સંબંધી આધુનિક પ્રવૃત્તિઓ પૈકી કેટલીક સુધારણાઓ માગે છે, તેમાં સુધારાને અવકાશ છે; પરંતુ તેટલા ઉપરથી પોતાની કલ્પના અનુસાર તેના પર અશ્રદ્ધા લાવવી તે ઠીક નથી, અથવા અનાચીર્ણ છે એમ કહી દેવું તે સુજ્ઞને માટે તો ઘટિત નથી જ.      કુંવરજી



## સાધ્વીજી લાભશ્રીજીના સ્વર્ગવાસ પછી તેમના ઉપકાર સ્મરણાર્થે
## ભાવનગરમાં થયેલ મહોત્સવ

ભાવનગરના શ્રી સંઘ ઉપર તેમાં પણ સવિશેષપણે શ્રાવિકા સમુદાય ઉપર સાધ્વીજી લાભશ્રીજીનો પારાવાર ઉપકાર હોવાથી તેમનું પંચત્વ ૧૯૯૬ ના કાર્તિક વદિ ૯મે થતાં મહા વદિ ૯ થી તેમની ભક્તિના કારણે મોટા દેરાસરમાં પાવાપુરી તીર્થની રચના કરી મહોત્સવ શરૂ કરવામાં આવ્યો હતો. રચનામાં ચતુર્મુખ બિંબને બિરાજમાન કરવામાં આવ્યા હતા અને મહોત્સવની શરૂઆત દરરોજ જુદી જુદી પૂજાઓ ભણાવીને કરવામાં આવી હતી. આ પ્રસંગે શાંતિસ્નાત્ર ભણાવવાનું હોવાથી તે નિમિત્તે વદિ ૧૩ શે કુંભસ્થાપના કરી અખંડ દીપક પધરાવ્યો હતો. જુવારા વવરાવ્યા હતા. ફાગણ શુદિ ૧ મે જળયાત્રાનો વરઘોડો ચડાવ્યો હતો. શુદિ ૨ના દિવસે ગ્રહદિગ્પાળનું પૂજન કરવામાં આવ્યું હતું અને શુદિ ત્રીજે શ્રી સંઘના પૂર્ણ ઉત્સાહ સાથે શાંતિસ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું. મહોત્સવ મહા વદિ ૯થી ફાગણ શુદિ ૮ સુધી લંબાઇ ૧૬ દિવસનો થયો હતો. શાંતિસ્નાત્રની ક્રિયા કરાવવા માટે પાલીતાણાથી માસ્તર કુંવરજી દામજીને બોલાવવામાં આવ્યા હતા. શ્રી સંઘે આ મહોત્સવ પૂરા ઉત્સાહથી ઉજવીને સાધ્વીજી લાભશ્રીજીના કાંઇક અનૃણી થવાપણું બતાવી આપ્યું છે.

કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર-ભાઈ દેવચંદ કરશનજી—રાધનપુર )

**પ્રશ્ન ૧**—ઉત્કૃષ્ટ હજાર યોજનના શરીરવાળા મત્સ્યો અને ઉરપરિસર્પો કયા દ્વીપસમુદ્રમાં હશે ?

**ઉત્તર**—લવણુસમુદ્રમાં પાંચશેં યોજનના, મધ્યના સમુદ્રોમાં ૮૦૦ યોજનના અને સ્વયંભૂરમણુ સમુદ્રમાં હજાર યોજનના મત્સ્યો હોય છે એમ કહેલ છે. ઉરપરિસર્પ માટે ખાસ કહેલ નથી, પરંતુ અઢીદ્વીપની બહાર સંભવે છે.

**પ્રશ્ન ૨**—ઔદારિક શરીર મોટામાં મોટું કેટલા પ્રમાણનું હોય ?

**ઉત્તર**—પ્રત્યેક વનસ્પતિકાયનું હજાર યોજન ઝાઝેરું કહ્યું છે. તે ઉત્સેધાંગુળે હજાર યોજન ઊંડાઈવાળા જળાશયોનાં કમળો આશ્રી જાણવું, તેનાથી બીજે નંબરે પ્રથમ પ્રશ્નમાં કહેલા મત્સ્ય ને ઉરપરિસર્પનું શરીરપ્રમાણુ જાણવું.

**પ્રશ્ન ૩**—ઉત્તરવૈક્રિય શરીર લાખ યોજન સાધિક કહ્યું છે તે કોને અપેક્ષીને કહ્યું છે ?

**ઉત્તર**—દેવો લાખ યોજનનુ કરે છે. મનુષ્યો માટે લાખ યોજન સાધિક કહ્યું છે, તે દેવો જમીનથી ચાર અંગુળ અધર રહે છે, તેની અપેક્ષાએ મનુષ્ય માટે સમજવું. બંને મસ્તકે સરખા દેખાય.

**પ્રશ્ન ૪**—સર્વે ઋજુમતિ મનઃપર્યવજ્ઞાની અને સર્વે વિપુળમતિ મનઃપર્યવજ્ઞાનીનું જ્ઞાન સરખું હોય ?

**ઉત્તર**—ઋજુમતિનું જ્ઞાન પ્રતિપાતી છે, વિપુળમતિનું અપ્રતિપાતી છે. વળી વિપુળમતિ ઋજુમતિ કરતાં મનોવર્ગણાનાં દ્રવ્યો વધારે નિર્મળ દેખે છે, ઋજુમતિ કરતાં વિપુલમતિ અઢીદ્વીપની બહાર અઢી આંગુલ વધુ દેખે. બન્ને પ્રકારમાં પોતામાં સરખાઇ હોય કે તરતમતા હોય તે વિષે સ્પષ્ટ વાંચેલ નથી, પરંતુ એ જ્ઞાન ક્ષયોપશમ ભાવનુ હોવાથી તરતમતાનો સંભવ જણાય છે.

**પ્રશ્ન ૫**—મતિઅજ્ઞાનવાળાને જાતિસ્મરણજ્ઞાન થાય કે નહીં ?

**ઉત્તર**—થાય, કારણ કે મિથ્યાત્વી જીવોને પણ જાતિસ્મરણ જ્ઞાન થાય છે.

**પ્રશ્ન ૬**—મતિઅજ્ઞાનવાળાને ઔત્પત્તિકી વિગેરે ચારે પ્રકારની બુદ્ધિ ઉત્પન્ન થાય કે નહીં ?

ઉત્તર—થઇ શકે, એમાં સમકિતની ખાસ અપેક્ષા નથી.

**પ્રશ્ન** ૭—મતિજ્ઞાનના ૨૮ ભેદો છે, તે પ્રમાણે મતિઅજ્ઞાનના પણ સમજવા?

ઉત્તર—તે જ પ્રમાણે તેના પણ ૨૮ ભેદ સમજવા.

**પ્રશ્ન** ૮—શ્રુતજ્ઞાનના ૧૪ ભેદના ખમાસમણમાં અનક્ષરશ્રુત, અસંજ્ઞીશ્રુત ને મિથ્યાશ્રુતને માટે પણ ખમાસમણ દેવાય છે તે યોગ્ય છે?

ઉત્તર—એ ખમાસમણ શ્રુતજ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી થતા ૧૪ ભેદની મુખ્યતાને અંગે હોવાથી તેમાં વિરોધ નથી

**પ્રશ્ન** ૯—વિભંગજ્ઞાની અવધિજ્ઞાનીથી બધું ઊલટું જાણે?

ઉત્તર—એમ સમજવું નહીં. અવધિજ્ઞાનીથી વિભંગજ્ઞાની બધી વસ્તુ ઊલટી દેખતા નથી, પરંતુ તાત્ત્વિક બાબતમાં અવધિજ્ઞાનીથી તેનું જ્ઞાન મિથ્યાત્વ-સંયુક્ત હોવાથી વિપર્યયવાળું હોય છે.

**પ્રશ્ન** ૧૦—જેમ અવધિજ્ઞાનના છ ભેદ છે તેમ વિભંગજ્ઞાનના પણ છ ભેદ થાય કે નહીં?

ઉત્તર—અનુગામી, અનનુગામી, હીયમાન, વૃદ્ધિમાન ને પ્રતિપાતી-આ પાંચ ભેદ સંભવે છે. છઠ્ઠો અપ્રતિપાતી ભેદ સંભવતો નથી.

**પ્રશ્ન** ૧૧—શુભવિહાયોગતિ ને અશુભવિહાયોગતિ પુણ્ય, પાપ પ્રકૃતિમાં કહી છે તેમ નિર્માણનામકર્મનું વિરોધી નામકર્મ પાપપ્રકૃતિમાં કેમ કહ્યું નથી?

ઉત્તર—તેની જરૂર ન જણાવાથી કહેલ નથી.

**પ્રશ્ન** ૧૨—દરેક ચૌદપૂર્વીને આહારકલબ્ધિ હોય?

ઉત્તર—દરેકને હોવાનું જાણ્યું નથી, પરંતુ હોય તો ચૌદપૂર્વીને જ હોય.

**પ્રશ્ન** ૧૩—આહારક શરીરનું પ્રમાણ કેવડું કહ્યું છે?

ઉત્તર—અજઘન્યોત્કૃષ્ટ એક હાથનું જ કહ્યું છે.

**પ્રશ્ન** ૧૪—રસેંદ્રિય, ઘ્રાણેંદ્રિય, ચક્ષુઇંદ્રિય ને શ્રોત્રેંદ્રિયનું પ્રમાણ શા પ્રમાણે કહ્યું છે?

ઉત્તર—ઇંદ્રિયોના બે પ્રકાર છે: નિવૃત્તિઇંદ્રિય ને ઉપકરણેંદ્રિય. તે બન્નેના પણ બે બે પ્રકાર છે: ૧ બાહ્ય ને ૨ અભ્યંતર. આમાં જે વિભાગમાં જાણવાની શક્તિ છે તે વિભાગ પૌદ્‌ગલિક રસેંદ્રિયનો તો દરેક જીવોની જીભ પ્રમાણે સમજવો અને બીજી ત્રણ ઇંદ્રિયોનો અંગુળના અસંખ્યાતમા ભાગનો સમજવો.

**પ્રશ્ન ૧૫**—બાકીની ચારે ઇંદ્રિયોનો સ્પર્શેંદ્રિયમાં સમાવેશ થાય કે નહીં?

**ઉત્તર**—આખા શરીરમાં અંદર ને બહાર સ્પર્શેંદ્રિય હોવાથી તેના અમુક વિભાગમાં બીજી ઇંદ્રિયો રહેલી છે એમ કહેવાય, પરંતુ તે દરેક ઇંદ્રિયના વિષયને જાણવા માટે તેનો ક્ષયોપશમ તો જુદો જુદો જ જાણવો.

**પ્રશ્ન ૧૬**—જે જે પદાર્થો અગ્નિવડે ઉષ્ણ થાય છે તેમાં અગ્નિકાયના પુદ્‌ગળો સમજવા?

**ઉત્તર**—ન સમજવા. અગ્નિના નિમિત્તથી તે તે વસ્તુનો સ્પર્શ શીત હતો તે બદલાઇને ઉષ્ણ થયો છે એમ સમજવું. જો ઉષ્ણ વસ્તુમાં અગ્નિકાયના પુદ્‌ગળ હોય તો મુનિ ઉષ્ણ વસ્તુને અડી જ શકે નહીં

**પ્રશ્ન ૧૭**—જિનપૂજામાં સ્ત્રી ને પુરુષ કેટલાં વસ્ત્ર રાખે?

**ઉત્તર**—પુરુષ બે ને સ્ત્રી ત્રણ વસ્ત્ર રાખે. અષ્ટપુટ મુખકોશની સવળતા માટે રૂમાલ વધારે રાખવાની જરૂર પડે છે, પરંતુ પુરુષ ઉત્તરાસનના છેડાથી અને સ્ત્રી સાલ્લાના છેડાથી અષ્ટપુટ કરી શકે છે.

**પ્રશ્ન ૧૮**—શ્રી યશોવિજયજી વિગેરેની ચોવીશીમાંહેનાં કેટલાંક સ્તવનોમાં આત્માને તેમ જ અન્યને ઉદ્દેશીને કહેલ છે તે બરાબર છે?

**ઉત્તર**—એમાં વિરોધ જેવું નથી એનું પણ પરિણામ તો જિનભક્તિમાં લાવેલું જ હોય છે

**પ્રશ્ન ૧૯**—પ્રભુના ન્હવણનું જળ જો નિર્માલ્ય ગણાય છે તો તેના સિંચનથી થયેલાં પુષ્પો પણ નિર્માલ્ય ગણાય કે નહીં?

**ઉત્તર**—ન ગણાય. એ પુષ્પોમાં નિર્માલ્યપણું ગણાતું નથી.

**પ્રશ્ન ૨૦**—પોસહમાં ઊનની કામળીની સાથે સુતરુ વસ્ત્ર જોઇએ કે નહીં?

**ઉત્તર**—રાખવું જ જોઇએ. મુનિને પણ ઓઢવાની કામળીમાં અંદર સુતરુ વસ્ત્ર રાખવાનું કહ્યું છે.

**પ્રશ્ન ૨૧**—મસ્તકના વાળ મસ્તક સાથે ચોટેલ હોય છે છતાં, તેનો વધેલો ભાગ અચિત્ત કેમ કહેવાય?

**ઉત્તર**—એમાં આત્મપ્રદેશો રહેતા ન હોવાથી અચિત્ત કહેવાય છે. જે ભાગ મસ્તક સાથે એકરૂપ છે તે સચિત્ત છે.

**પ્રશ્ન ૨૨**—પંદર કર્મભૂમિમાં દરેક ગણધરની રચેલી દ્વાદશાંગી સરખી હોય?

**ઉત્તર**—અક્ષરમાં ફેરફાર હોય, ભાવ એકસરખો જ હોય.

**પ્રશ્ન ૨૩**—દ્વાદશાંગીમાં આચારાંગાદિ નામો અત્યારે છે તે જ હોય ?

**ઉત્તર**—પ્રથમ નામ આચારાંગ ને છેલ્લું નામ દષ્ટિવાદ દરેકમાં હોય. વચ્ચેનાં નામોમાં ફેરફાર હોય.

**પ્રશ્ન ૨૪**—ચોવીશે પ્રભુનો કેવળીપર્યાય તો સરખો હોતો નથી તો તેમના જ્ઞાનમાં કાંઇ ઓછાવત્તાપણું હોય ?

**ઉત્તર**—કિંચિત્ પણ ઓછાવત્તાપણું ન હોય. સર્વનું સરખું હોય.

**પ્રશ્ન ૨૫**—આચારાંગનાં ૧૮૦૦૦ પદ અને ત્યારપછીનાં અંગોનાં બમણાં બમણાં પદો કહ્યાં છે. એ પ્રમાણે દરેક દ્વાદશાંગીમાં સમજવું કે કેમ ?

**ઉત્તર**—દરેક દ્વાદશાંગીમાં એ જ પ્રમાણે હોવા સંભવ છે.

**પ્રશ્ન ૨૬**—દૈવસિક પ્રતિક્રમણમાં કહેવાતા સાત લાખ ને અઢાર પાપસ્થાનક કોનાં કરેલાં છે અને કયારથી પ્રતિક્રમણમાં દાખલ થયેલાં છે ?

**ઉત્તર**—એ બન્ને વાત જાણવામાં નથી. બહુ વખતથી કહેવામાં આવે છે.

**પ્રશ્ન ૨૭**—પ્રતિક્રમણના ચૈત્યવંદનમાં ઉત્તરાસનની જરૂર કેમ ગણી નથી?

**ઉત્તર**—પ્રતિક્રમણમાં ઉત્તરાસન ઉપગરણ તરીકે જ નથી, તેથી તેની જરૂર માનવામાં આવી નથી.

**પ્રશ્ન ૨૮**—'જે જે આરતિ આદિ જિણંદા'–એમ કહે છે એમાં આરતિ શબ્દ શું અર્થમાં સમજવો ?

**ઉત્તર**—આરતિ એટલે આરાત્રિક-રાત્રિના પ્રારંભમાં–સંધ્યાકાળે કરાતી ક્રિયા સમજવી. પછી એ શબ્દ રૂઢ તરીકે બોલાવા લાગ્યો છે.

**પ્રશ્ન ૨૯**—'અપચ્છરા કરતી આરતિ જિન આગે.' એમાં આરતિ શબ્દ શું અર્થમાં સમજવો ?

**ઉત્તર**—એને માટે ઉપરના પ્રશ્નનો ઉત્તર જાણી લેવો.

**પ્રશ્ન ૩૦**—આરતિ ઉતારવી એમ કહેવાય છે તેનો અર્થ શું સમજવો ?

**ઉત્તર**—'રાત્રિના પ્રારંભમાં સંધ્યાકાળે એ ક્રિયા કરવી' એવો અર્થ સમજવો. આરતિ દીપપૂજાનો જ એક વિભાગ છે.

**પ્રશ્ન ૩૧**—શ્રી પદ્મવિજયજી મહારાજે શ્રી નેમિનાથજીની સ્તુતિમાં અંબિકાદેવીને પાપ-સંતાપની નિવારનારી કહી છે તે બરાબર છે ?

ઉત્તર—એ અપેક્ષાવચન છે. અંબિકાદેવી પાપ-સંતાપનો નાશ કરે તેવાં નિમિત્તો પ્રભુના ભક્તોને મેળવી આપે છે, તેથી ઔપચારિકપણે તેને પાપ-સંતાપનો નાશ કરનારી કહી છે

**પ્રશ્ન ૩૨**—દરેક આરામાં મનુષ્ય સ્ત્રી કેટલે વર્ષે ગર્ભ ધારણ કરતી હશે ?

**ઉત્તર**—એ બાબતમાં ચોક્કસ વય જાણવામાં નથી, પરંતુ પહેલા, બીજા ને ત્રીજા આરામાં તો યુગળિક હોય છે તે પોતાના આયુષ્યના છેલ્લા ૧૫ માસ રહે ત્યારે ગર્ભ ધારણ કરે છે અને છ માસ બાકી રહે ત્યારે પ્રસવે છે.

**પ્રશ્ન ૩૩**—મનુષ્યનાં મળમૂત્રાદિ શરીરથી છૂટાં પડ્યાં પછી સચિત્ત રહેતાં હશે?

ઉત્તર—તરત જ અચિત્ત થઈ જાય છે, સચિત્ત રહેતાં નથી.

**પ્રશ્ન ૩૪**—શ્રાવકને પ્રતિક્રમણમાં છ આવશ્યક પૂરા થયા અગાઉ ગુરુને સ્થાપનાચાર્ય લઈ જવાની જરૂર પડે તો બાકીની ક્રિયા શ્રાવક શી રીતે કરે ?

**ઉત્તર**—બીજી ચરસ્થાપના સ્થાપીને બાકીની ક્રિયા પૂરી કરે.

**પ્રશ્ન ૩૫**—પોસહ લઈને પછી રાઈપ્રતિક્રમણ કરનારને શ્રી સીમંધરસ્વામીનું ને શ્રી સિદ્ધાચળનું ચૈત્યવંદન કહેવાની જરૂર ખરી ?

**ઉત્તર**—એ બને ચૈત્યવંદન કરવાં જોઈએ એમ મારું માનવું છે.

**પ્રશ્ન ૩૬**—દેવમૂર્ત્તિ પાસે ક્રિયા કરતાં મનુષ્યની આડ ગણાય ?

**ઉત્તર**—ન ગણાય.

**પ્રશ્ન ૩૭**—ચૌદ નિયમમાં અલંકારનો નિયમ શેમાં ગણાય ?

**ઉત્તર**—એને માટે ખાસ નિયમ જાણ્યો નથી, પરંતુ વસ્ત્ર સાથે તેનો નિયમ કરે તો કરી શકે છે. એ નિયમનું નામ વસ્ત્રાલંકાર પણ કહેલ છે

**પ્રશ્ન ૩૮**—કર્માદાનના વ્યાપારનો ત્યાગ ચૌદ નિયમ પૈકી શેમાં ગણાય ?

**ઉત્તર**—એ વિષય જ જુદો છે, એને ચૌદ નિયમ સાથે સંબંધ નથી. ચૌદ નિયમ ઉપરાંત છકાય ને અસી, મસી, કૃષીનો નિયમ કરે છે તેમાં ધારે તો કરી શકે.

**પ્રશ્ન ૩૯**—ભાવશ્રાવકના છ ગુણ કયા છે ?

**ઉત્તર**—કૃતવ્રતકર્મ, શીલવાન, ગુણવાન, ઋજુવ્યવહારી, ગુરુસુશ્રૂષક અને પ્રવચનકુશળ-આ ભાવશ્રાવકના છ ગુણ કહ્યા છે.

કુંવરજી

# અસીમ ઉપકારીઓ

**जलदो भास्करः चन्द्रः, चतुर्थो धर्मदेशकः ।**
**एतेषामुपकाराणां, नास्ति सीमा महीतले ॥ १ ॥**

મેઘ, સૂર્ય, ચન્દ્ર અને ધર્મોપદેશકના ઉપકારની પૃથ્વી પર કોઇ સીમા–હદ નથી

સામાન્ય રીતે મેઘની ઉપકારકતાથી સૌ જ્ઞાત હોય છે, પરંતુ મેઘનો ઉપકાર જગત પર કેટલો મહાન્ છે અને તેના અભાવમાં મનુષ્યો તેમ જ જાનવરોને કેટલુ સહેવુ પડે છે તેનુ યથાર્થ ભાન અનાવૃષ્ટિના પરિણામે ઉદ્ભવેલ હમણાના દુર્ભિક્ષ જેવા સમયમા થાય છે વસ્તુની હાજરીમા તેની કિંમત ગણુ નથી હોતી, પણ જ્યારે તેનો અભાવ હોય–ગેરહાજરી હોય ત્યારે જ તેનુ સાચુ મૂલ્યાંકન થાય છે. ઘરમા સ્ત્રી હોય ત્યા સુધી મનુષ્યને તેનુ બહુ મહત્ત્વ નથી હોતુ, પણ તે જ્યારે પોતાના પિતૃગૃહે કે બીજે કાંઇ લગ્નાદિ પ્રસગે જાય છે ત્યારે પાછળથી ઘરમા અવ્યવસ્થાનુ સામ્રાજ્ય જામવા માડતા ગૃહિણીની ઉપયોગિતાનો ખરો ખ્યાલ આવી શકે છે તે જ રીતે મેઘની વિશ્વ પર કેટલી મહાન ઉપકારિતા અને ઉપયોગિતા છે તે હમણા બરાબર સાબિત થયુ છે મેઘના અભાવે અનાજ અને ઘાસ પાકતુ નથી અને તેથી ગરીબ મનુષ્યો તથા જાનવરોના મૃત્યુની સખ્યા વધતી જાય છે મેઘના અભાવે સરોવરો ખાલી રહે છે અને પૃથ્વીના અમીઝરણા પણ સુકાઇ જાય છે, જેથી કૂવા–વાવમાથી પણ જળ મહામુશ્કેલીએ મળી શકે છે મેઘના અભાવે લૂટફાટ અને ચોરી આદિનુ પ્રમાણ પણ અતિશય વધી જાય છે પરિણામે લોકોના મન ઊંચા રહે છે આ પ્રમાણે મેઘવૃષ્ટિ ન થાય તો માનો કે જગતમા અનેક પ્રકારના અનિષ્ટોની ભૂતાવળ વહેતી થાય છે, જ્યારે મેઘવૃષ્ટિથી ધન–ધાન્ય પાકે છે, નદી, કૂવા, તળાવાદિમા જળ ઉભરાય છે, ગરીબ લોકોને મજૂરી મળે છે, પશુઓ હૃષ્ટપુષ્ટ થાય છે અને મનુષ્યોના મન સ્થિર અને પ્રફુલ્લિત રહે છે એકદરે સર્વ શાતિની ખાણરૂપ મેઘરાજાના ઉપકારની કોઇ સીમા નથી એ વચન સત્ય જ કહેવાયેલ છે

* * *

સૂર્ય–ચન્દ્રનો ઉપકાર પણ જગત પર ઓછો નથી ચોમાસામા એકાદ અઠવાડીઆ સુધી સૂર્ય વાદળાથી આચ્છાદિત બની ન દેખાય ત્યારે મનુષ્યોમા ખૂબ આકુળતા વ્યાપે છે અને ક્યારે સૂર્યપ્રકાશ નીકળે એમ લોકો ઝખે છે

સૂર્ય એ દિવસનુ ભૂષણ છે જે દિવસે સૂર્ય સાફ ન નીકળ્યો હોય તે દિવસ અમગળ જેવો ગણાય છે–ગમગીન લાગે છે વળી સૂર્યની ગરમીથી મનુષ્યોના જઠરની ગરમી પણ પ્રદીપ્ત રહે છે, તથા અન્ન–ઘાસાદિની ઉત્પત્તિમા સૂર્યગરમીની આવશ્યકતા હોય છે આ સર્વ ઉપરાત મેઘવૃષ્ટિ થવાનુ ઉપાદાન કારણ પણ સૂર્યનો તાપ હોય છે અર્થાત્ વૈશાખ–જેઠનો પ્રખર તાપ સમુદ્રાદિકના જળને શોષે છે ને પરિણામે એ ગરમી મેઘને ખેચી લાવે છે

દિવસનુ ભૂષણ જેમ સૂર્ય છે તેમ રાત્રિનુ ભૂષણ ચન્દ્ર છે ચાંદની રાત્રિની ભવ્યતાને

કવિઓ અને રસિકજનો અચ્છી રીતે જાણે છે ને સામાન્ય જનતા પણ ચન્દ્ર-જ્યોત્સના યાને ચાંદનીને ચાહે છે બાળકો અજવાળી દૂધ જેવી રાતમાં વિવિધ ક્રીડા કરે છે પથિકો પણ ચાંદનીને ચાહે છે, તેથી વિરુદ્ધ કૃષ્ણ પક્ષમાં શ્યામતાનું સામ્રાજ્ય હોઇ માત્ર ચોર અને કામી લોકો સિવાય કોઇ તેને ચાહતું નથી આ પ્રમાણે ભૂમિતલ ઉપર મેઘની જેમ સૂર્ય-ચન્દ્રના ઉપકારની પણ કોઇ હદ નથી એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી

*                    *                    *

ચોથો મહાન્ ઉપકાર ધર્મોપદેશકનો છે બાહ્ય ઉપકાર કરનાર તો જગતમાં અનેક હોય છે, પરંતુ આત્માના મળને સાફ કરનાર, અજ્ઞાનને હટાવનાર, જ્ઞાનજ્યોતિને જગવનાર, સંસાર સાગરમાંથી તારનાર ધર્મોપદેશકના ઉપકારનું વર્ણન તો અનેક જિહ્વાથી પણ થઇ શકે નહિ

આ ભવના સગા-સ્નેહીઓ તો ફકત આ ભવ સુધી જ જો સ્નેહ જળવાઇ રહે તો હિતકારી હોય છે, પણ ધર્મોપદેશકનો ઉપકાર તો ભવાંતરમાં પણ અત્યંત ઉપયોગી નીવડે છે, તેથી તેના ઉપકારની હદ તો કયાંથી જ હોય ?

આ ચારની ઉપકારવૃત્તિની વિચારણાથી એ સ્પષ્ટ થાય છે કે **परोपकाराय सतां विभूतयः।** સત્પુરુષની વિભૂતિઓ પરના ઉપકાર અર્થે જ હોય છે અત્ર આપણી પણ શું ફરજ હોવી જોઇએ ? તે અવશ્ય વિચારણીય છે માત્ર સર્વના ઉપકારો સ્વીકારવાનું ઋણ વધાર્યા જ કરવું કે અન્ય જનો ઉપર આપણાથી બનતો ઉપકાર કરી એ ઋણને ભરપાઇ કરવા કાંઇ પણ પ્રયત્ન કરવો ? આ પ્રશ્નોનો આત્મસાક્ષીએ જવાબ આપવા જેવો છે ખરી વાત એ છે કે સૂર્ય-ચંદ્રાદિ કે જેઓ જ્યોતિષી દેવોના ઇન્દ્રો છે તે પણ દિન-રાત પરિભ્રમણ કરીને જગન્વ્યવહારમાં નિયમિતતા લાવી ઉપકારની અખંડ ધારા વહાવી રહ્યા છે તો પછી મનુષ્યોએ તો પોતાથી બનતા પ્રત્યેક ઉપકારની તકને બરાબર સાધી લઇને પરોપકાર કરવા પ્રયત્નશીલ રહેવું જોઇએ

એક લોકકથા છે કે એક રાજા બહાર જવાની તૈયારીમાં છે તે સમયે ધર્મશાસ્ત્રનો જાણ એવો કોઇ પંડિત ત્યાં આવી ચઢ્યો રાજા તેને કહે છે કે-' ભાઇ ! મને અવકાશ નથી *તેથી જો તમે સમગ્ર ધર્મશાસ્ત્રનો સાર ટુંકામાં પણ સચોટ રીતે કહી શકતા હો તો કહો '* રાજાના જવાબમાં પંડિત નીચેનો શ્લોક કહે છે—

**श्लोकार्धेन प्रवक्ष्यामि, यदुक्तं ग्रंथकोटिभिः ।**
**परोपकारः पुन्याय, पापाय परपीडनम् ॥ १ ॥**

જે ક્રોડો શ્લોકોવડે શાસ્ત્રોમાં કહ્યું છે તેનો સાર હું તમને અર્ધા શ્લોકમાં કહું છું કે- **પરોપકાર કરવો તે પુન્ય અને પરપીડન કરવું તે પાપ**

આનું નામ તે " પેગડે પગ ને બ્રહ્મ ઉપદેશ " પરોપકારપરાયણતા જેવો એકે સદ્‌ગુણ નથી પ્રાપ્ત થયેલ લક્ષ્મીની સાર્થકતા પારકા પર ઉપકાર કરવામાં જ સમાયલી છે આટલું જીવનમાં ઊતરે તો ઘણું છે

રાજપાળ મગનલાલ વ્હોરા

# પ્રભાવિક પુરુષો

## ચેડા મહારાજ

( ૧૧ )

'પુત્ર ! માદરવતન વિશાલા માટેનો પ્રેમ મારા હૃદયના પ્રત્યેક અણુમાં ભર્યો હોવા છતાં અને એમાં વસતી પ્રજાના સંરક્ષણ માટેની તીવ્રતમ ભાવના સદા રમતી હોવા છતાં, એનું પતન અવશ્યભાવી છે જ અને તે પણ મારા દોહિત્રના હસ્તે જ ! જ્યોતિષના એ લેખ દશકાઓ પૂર્વે મારા જાણવામાં આવ્યા ત્યારથી જ એને અન્યથા કરવા મેં શકય હતા એટલા બધા પ્રયત્નો કર્યા છે, એ માટે જડી એટલી યુક્તિઓ કામે લગાડી છે; પણ અફસોસ એટલો જ છે કે એ સર્વ નિષ્ફળ નિવડયું છે અને સમયચક્ર અસ્ખલિતપણે એના નિર્ણીત ચીલે ગતિ કરી રહ્યું છે. ભગવાન શ્રી મહાવીરદેવના-'હોણહાર મિથ્યા થતું નથી' અથવા તો 'भवितव्यता वलीयसी'-એ શબ્દો આજે પણ મારા કર્ણમાં ગુંજી રહ્યા છે."

"પિતાશ્રી ! જ્યારે રાજ્ય પર શત્રુનું કટક ઘેરો નાંખી પડયું હોય ત્યારે ક્ષત્રિયવટ નથી તો એને લગતાં જ્યોતિષના કે ગ્રહચક્રના આંકડા મેળવવામાં, કે નથી તો એ પુત્ર, સાળો કે દોહિત્ર છે એવા સંબંધ જોવામાં. એક જ ધર્મ એ વેળા પોકાર પાડે છે અને તે એ જ-વીરતાથી ઝુઝવાનો. કયાં તો એ દ્વારા કાર્યની સિદ્ધિ થાય, કયાં તો દેહનો પાત થાય. એ કાળે એક જ કામના સંભવે-કયાં તો વિજયની વરમાળ કે સ્વર્ગની અપ્સરાની ફૂલમાળ. ભૂત કે ભવિષ્યના વિચાર છોડી, નેત્ર સામે મુખ ફાડી ઊભેલા-જોતજોતામાં વહાલી પ્રજાનો કોળિયો કરી જનાર અને પ્યારી ભૂમિને ખેદાનમેદાન કરી નાખનાર વર્તમાનને નિરખી એની સાથે જ બાકડી બાંધો."

"ચિરંજીવી ! યુવાન લોહી તે આનું નામ. આટલા સારુ જ નીતિકારોએ યુવાનીને દિવાની કહી છે. પ્રથમ પચીશીનો-સોળથી પચીશ સુધીનો-કાળ એ ખાતર ભાવનાવશ ગણાયો છે. જ્યાં પરાજયની પ્રતીતિ થઇ ચૂકી હોય, વિનાશનો પ્રચંડ વાયુ વાઇ રહ્યો હોય, ત્યાં વીરતાના ઓઠા હેઠળ કે રાજપૂતીના ગર્વથી વધુ લોહી વહેવડાવવું-એમાં નથી તો ડહાપણ કે નથી તો પરાક્રમ. સમય જોઈ વર્તનાર પુરુષ જ સમજુ લેખાય છે.

"જ્યારથી નાગ સારથિના પૌત્ર વરુણે કૂણિકના સેનાપતિને હણીને યુદ્ધભૂમિના બહારના ભાગે સંથારો કર્યો ત્યારથી મેં સૈન્ય-દોરવણીનો અધિકાર જાતે હાથમાં લીધો હતો, છતાં તેં જોયું છે તેમ પેલી બે દૈવી શક્તિના જોરે શત્રુ વધુ જોર પર આવ્યો અને મારું અમોઘ ગણાતું બાણ પણ એની

સામે નિરર્થક નિવડયું! કેવળ અથડાઈને પાછું પડયું! આ બધાં ચિહ્નો જ્યોતિષશાસ્ત્રની વાણીને સાચી પાડે છે. તે દિનથી મેં કિલ્લાનો આશ્રય શોધ્યો છે તે નહિં કે મારા કાંડા-બાવડામાં યુદ્ધ ખેલી કેશરીઆ કરવાની તાકાતનો અભાવ છે તેથી! અગર તો મને હજી લાંબું જીવી રાજ્ય કરવાની લાલસા છે તેથી! એમ નથી, પણ હજી એક અંકોડો મળવો અધૂરો છે અને એ અંકોડો વિલક્ષણ છે.

" વિશાલાની પ્રજા જે શ્રી મુનિસુવ્રતસ્વામીના સ્તૂપની બહુમાનપૂર્વક ભક્તિ કરે છે અને જે સ્તૂપની સ્થાપના એવા અમૃત ચોઘડીએ થઈ છે કે ત્યારપછી વિશાલાની દરેક રીતે સમૃદ્ધિ વધતી રહી છે એ જ સ્તૂપ પ્રજાના હાથે વિલીન થશે. મારા જેવાથી એનો પ્રતિકાર પણ નહીં થાય અને એ પાછળ આ વિશાળ રાજ્ય માટીમાં મળવાની ઘટિકા રૂમઝૂમ કરતી આવી લાગશે. કિલ્લામાં લગભગ બાર વર્ષ વ્યતીત કર્યાં છે-એ ઉપરોક્ત વસ્તુના દર્શનની કેવળ અભિલાષાથી જ. વસ્તુત: એ દર્શન કરુણ છે, છતાં સંસારી જીવોના સ્વાર્થમય ને અસ્થિર ભાવોનું-ચળવિચળ પરિણામોનું-પ્રત્યક્ષ અવલોકન કરવાનો મોહ હોવાથી આ વૃદ્ધ હજુ પણ પરિસ્થિતિ જેમ નચાવે છે તેમ નાચી રહ્યો છે. પુત્ર! માની લે કે શૂરાતન દાખવી આ આવી રહેલ આંધિને તું થોડા કલાકો કે એકાદ દિવસને માટે ખાળી શકીશ; પરન્તુ એમાં હરગીજ બીજો કંઈ ફેર પડનાર નથી જ. જ્ઞાનબળે જોનાર વિભૂતિઓએ જે આંક મૂકયા છે એ સાચા છે. એની ખાતરી મને ડગલે ને પગલે થઈ રહી છે. તારા વંશજથી ભવિષ્યમાં જૈનધર્મ અને માનવસમાજની સુંદર સેવા થવાની આગાહી મને થઈ રહી હોવાથી જ મારી તને એક જ અને છેલ્લી આજ્ઞા છે કે આવતી કાલની સંધ્યા પૂર્વે તું તારા કુટુંબ સહિત અહીંથી કલિંગ તરફ પ્રયાણ કરી જા."

વાચકગણ ઉપરના સંવાદ પરથી સારી રીતે જાણી ચૂકયો હશે કે એ ચેટક મહારાજ અને તેમના પુત્ર વચ્ચેનો અંતિમ વાર્તાલાપ હતો. બીજી તરફ વિદ્યાઓ મળ્યા છતાં, ઘેરો અતિશય લંબાવાથી કૂણિક અકળાઇ ગયો હતો, બીજી તરફ રાત્રિના કોઈ છૂપા હલ્લાથી એના સૈન્યનો કચ્ચરઘાણ વળતો હતો! છૂપો હલ્લો પકડવા સારુ એણે પોતાના દળ અને નગરીના માર્ગ વચ્ચેની ખાઇમાં ખેરના અંગારા ભરાવ્યા અને સખત ચોકી રખાવી અને એ રીતે હલ્લ ને વિહલ્લ કુમારો તરફથી સેચનક હાથીની મદદવડે થતો-હલ્લો પકડી પાડ્યો-એ વાત ઉક્ત બંધુઓના કથાનકમાં અગાઉ આવી ગયેલ છે. હલ્લ, વિહલ્લના ચાલ્યા જવાથી અને સેચનક હાથીના પરલોકપ્રયાણથી ખરી રીતે લડાઈનું કારણ નષ્ટ થતું હતું, છતાં કૂણિકના અંતરમાં એથી વધુ રોષ ભરાયો. આ બધાના નિમિત્તભૂત ચેટક મહારાજને લેખી કોઇપણ હિસાબે વિશાલાના રાજ્યને

હતું ન હતું કરી મૂકવાનો દૃઢ નિશ્ચય દાખવી, પ્રતિજ્ઞા કરી કે–' તીક્ષ્ણ હળવડે વિશાલા નગરીને ખોદી નાંખવી, અગર તેમ ન બને તો અગ્નિપ્રવેશ કરવો.'

આ દારુણ પ્રતિજ્ઞા સાંભળી લાંબા સમયના ઘેરાથી નિરાશ થયેલ સૈન્યમાં પુનઃ જોશ આવ્યો ને શત્રુદળને હંફાવવાનું કાર્ય વધુ વેગથી ચાલ્યું. બીજી તરફ કૂણિકે કોઇ નિષ્ણાત જ્યોતિષીને તેડાવી પૂછતાં માલૂમ પડ્યું કે જ્યાંસુધી વિશાલાના ચોકમાં શ્રી મુનિસુવ્રતસ્વામીનો સ્તૂપ મોજુદ છે ત્યાં સુધી એ પ્રાચીન નગરીનો નાશ થનાર નથી. તેમ ગમે તેટલું કરવા છતાં એ નગરીના કિલ્લાની એક કાંકરી પણ ખરનાર નથી નિમિત્તની વાત જોતાં જણાય છે કે આ સંગ્રામમાં બળ કરતાં છળ કરવામાં આવે તો વિજય પ્રાપ્ત થાય, પણ એમાં કોઇ ચારિત્રભ્રષ્ટ સાધુનો સહકાર મળવો જોઇએ વૈશાલીની પ્રજા ધર્મના ઓઠા નીચે છેતરાય, તે સિવાય એની સામે અન્ય પ્રલોભનો નકામાં છે અને ધર્મના પવિત્ર સ્વાંગમાં રહી દંભનું નાટક ભજવનાર ચારિત્રસંપન્ન આત્મા તો મળી શકે જ નહીં–એટલા સારુ મેં ચારિત્રભ્રષ્ટ આત્માની વાત જણાવી. હે અજાતશત્રુ ! તમારા ભાગ્યમાં વિજયનો યોગ છે, છતાં એમાં ખૂદ વિશાલા નગરીના પ્રજાજનોનું માનસ ફેરવાય તો જ એ સંભવિત બને -

અજાતશત્રુ કૂણિકમાં જન્મથી જ અડગતા ને દૃઢ નિશ્ચય જડાયેલાં હતાં. ગમે તેવા કપરા સંયોગોનો સામનો કરવામાં તે પાછી પાની કરે તેવો નહોતો. મગધના માલિકને એકાદ પતિત સાધુને શોધવામાં શી મુશ્કેલી નડવાની હતી ? અરે ! પતિત ન હોય તો એને પતિત બનાવવાના દાવ કંઇ આ સર્વતંત્ર–સ્વતંત્ર રાજવીને શીખવા જવા પડે તેમ હતું જ નહીં. પરમાત્મા શ્રી મહાવીર દેવના અનન્ય ઉપાસક તરીકેની સુકીર્તિ શ્રેણિક મહારાજના નામે ચઢી છે; પણ એ રાજવીના આ ગાદીધર વારસને ખૂદ મહાવીરદેવના વચનમાં પણ પૂર્ણ શ્રદ્ધા નહોતી. અલબત્ત, એ પણ એ પ્રભુનો ભક્ત હતો, છતાં એનામાં રહેલ બળનો ગર્વ અને રાજ્યલક્ષ્મીનો લોભ, ઘણી વાર એના હાથે ઉતાવળા ને ન ભરવા યોગ્ય પગલાં ભરાવતો. વિશાળ મહારાજ્ય મળવા છતાં એની તૃષ્ણા છીપી નહોતી ! પાટનગર બદલ્યા છતાં શાંતિ એનાથી દૂર ને દૂર જ દોડી જતી ! આવા જીવનમાં એ કયું પગલું ન ભરે, અગર કયું કામ ન કરે એ વિચાર જ અસ્થાને છે. તપાસ કરતાં એને જણાયું કે ગુરુના શિક્ષાવચનથી ક્રોધ પામી, ખૂદ ગુરુ પર પથ્થરની નાની શિલા ગબડાવનાર એક સાધુ એકાંતવાસ કરી ધ્યાનસ્થ રહેલ છે. પત્થરને એ પગ વચ્ચેથી જવા દઇ ગુરુ જીવથી બચ્યા, પણ તરત જ એ અવિનીત શિષ્યને દૂર કરતાં એમણે કહ્યું કે–' જે સ્ત્રી–જાતિના ચહેરા જોવાનો તને આ પવિત્ર અંચળા હેઠળ રોગ લાગુ પડ્યો છે એ જાતિવડે જ તારો સર્વનાશ સર્જાયો છે.

તારા કલ્યાણ ખાતર આપેલ ઠપકો સાપને જેમ દૂધ જેવો પૌષ્ટિક પદાર્થ ઝેરરૂપે પરિણમે છે તેમ તને વેરરૂપે પરિણમ્યો જોઇ મને દુઃખ થાય છે. તારા જીવનની એ અધમ દશા સૂચવે છે.'

એ અવિનીત સાધુ નારીજાતિના પરાભવથી બચવા સારુ એક એવા નિર્જન પ્રદેશમાં પહોંચી ગયો કે જ્યાં વસ્તીનું નામ ન મળે અને જ્યાં પહોંચવા સારુ સરિતા ઓળંગવી પડે! આ ઉપરાંત એણે તીવ્ર તપ પણ શરૂ કરી દીધો હતો અને એના પ્રભાવથી શાસ્ત્રમાં સંભળાય છે તેમ નદીનો પ્રવાહ જે દિશામાં પ્રથમ વહેતો હતો તેનાથી ઊલટી દિશામાં વહેતો થયો હતો. એ કારણે આ સાધુનો મહિમા વૃદ્ધિ પામ્યો હતો એટલું જ નહિં પણ 'કુલવાલક સાધુ' તરીકે એ આસપાસના પ્રદેશમાં વિખ્યાત પણ થઇ ચૂકયો હતો. એમના નામની આસપાસ જનતાએ જાતજાતના ચમત્કારોની હાર-ગૂંથણી પણ કરી દીધી હતી! કુલવાલક સાધુએ એકાંત પ્રદેશનો વાસ અને તીવ્ર તપ ખુશીથી સ્વીકાર્યાં હતાં અને એ રીતે ત્રિયાજાતિથી પરાભવ પામવાના યોગને સર્વથા ટાળી દીધો હતો. એ પાછળ એક જ તમન્ના વર્તતી હતી કે કોઇપણ રીતે ગુરુવચનને મિથ્યા કરવું.

કૂણિકને ઉપર જોઇ ગયા તેમ આવા જ કોઇ ચારિત્રભ્રષ્ટ મુનિનું કામ હતું અને જે હેતુની સિદ્ધિ સારુ એ આતુર બન્યો હતો. એમાં આ પોતાના નામરાશિ સાધુ કુલવાલક સારો ભાગ ભજવશે એમ લાગવાથી તરત જ પોતાની ચતુર ગણિકા માગધિકાને બોલાવી અને કોઇપણ યુક્તિ-પ્રયુક્તિપૂર્વક એ કુલવાલકને ફસાવી આ યુદ્ધભૂમિ પર તેડી લાવવાની આજ્ઞા કરી. એ સારુ સોનામહોરોની થેલી આપી અને સાથમાં જોઇતા અનુચરો પણ આપ્યા.

ગણિકા કે વારાંગનાની કળા-દક્ષતા માટે એ સમયના સાહિત્યે ઘણી ઘણી વાતો કરી છે. એ જાતિ કેવળ દેહવિક્રય કરતી એવું એકાંતે ન કહી શકાય. એ વર્ગમાં પણ નારીજાતિને શોભાવે તેવી સ્ત્રીઓ પાકી છે. બાકી ચતુરાઇ-નૃત્ય-સંગીત-કપટનીતિ આદિ તેમની કેટલીક વારસામાં ઉતરતી કળાઓને લઇ, તેમનું સ્થાન, કળાનું શિક્ષણ આપનાર ધામસમું થઇ પડતું હતું. ગૃહસ્થો પોતાના સંતાનોને સંસારમાં નાંખતા પૂર્વે એવી કળાઓના શિક્ષણ અર્થે એમના વાસમાં ચાહીને મોકલતાં. ટૂંકમાં કહેવાનું એટલું જ કે માગધિકામાં ભલભલા મજબૂત મનવાળાને પણ પીગળાવવાની શક્તિ હતી.

કુલવાલક મુનિને પતિત કરવામાં કેવી યુક્તિઓ કામે લગાડી અને એક સમયના સ્ત્રીનું મુખ પણ ન જોવું કે જેથી ગુરુનાં વચનો સાચા પડે એવા દૃઢ નિયમવાળા આ મુનિને ભ્રષ્ટ કરી પોતાના મુખ સામે જોતા કરી દીધા. એનું લંબાણ વિવેચન ન કરતાં એટલું જ કહી સંતોષ માનીશું કે એ સ્થિતિ જન્માવવામાં ગણિકાએ તીર્થાટન કરવા નીકળેલી એક ધર્મપ્રેમી શ્રાવિકાનો સ્વાંગ સજ્યો અને

ધર્મના છદ્મથી પોતા પ્રતિ આકર્ષી સરવાળે એટલી હદે આસક્ત બનાવ્યો કે જેથી એ સ્થળ તજાવી કૂણિકરાજ સમક્ષ આણવામાં અને એની પાસે મનગમતાં કાર્યો કરાવવામાં તેણી ફતેહમંદ થઇ.

જ્ઞાની પુરુષોએ સાચું જ કહ્યું છે કે-कामांधो दिवानस्तम् न पश्यति। અર્થાત્ ઘુવડ દિવસે દેખી શકતું નથી, કાગડો રાત્રે જોઇ શકતો નથી, પણ જેનાં નેત્રો કામથી અંધ થયેલાં છે એ તો રાત્રે કે દિવસે પણ જોઇ શકતો નથી! કર્તવ્ય-અકર્તવ્યનું ભાન એને રહેતું જ નથી! અજાતશત્રુ રાજાએ સંગ્રામ સંબંધી પરિસ્થિતિનો ટૂંકમાં ખ્યાલ આપી, જ્યોતિષીના સ્તૂપ સંબંધી વિચારો જણાવી, કોઇપણ રીતે વિશાલાની પ્રજાનું માનસ ફેરવવાની યુક્તિ યોજવા જણાવ્યું.

માગધિકાના મોહથી અંધ બનેલ કુલવાલક ગુરુજીના છેલ્લા શબ્દોને સાચા પાડતો, જતિના વેશમાં, રાજ્યખટપટનો એક અણછાજતો વેશ ભજવવા નીકળી પડ્યો. બાર બાર વર્ષના બંધિયાર જીવનથી જેમને કંઠે પ્રાણ આવ્યા છે અને આ ભયંકર ત્રાસથી છૂટવા જે તલસી રહ્યાં છે એવા વિશાલા નગરના પ્રજાજન આ ક્ષપણકને જોતાં જ હર્ષમગ્ન થઇ ગયાં. એના ચરણમાં પડી પૂછવા લાગ્યાં કે-

"મહારાજ! આ ઘેરો ક્યારે ઊઠશે? વિશાલાના દ્વાર ક્યારે ખૂલશે?" કુલવાલકે પ્રથમ તો જનતાની વાત સાંભળી ન સાંભળી કરીને સીધો શ્રીમુનિસુવ્રતસ્વામીના સ્તૂપનો માર્ગ લીધો. ભક્તિનો આડંબર કરી વંદન કર્યું, તેમ પ્રદક્ષિણા પણ દીધી. આથી તો યતિમાં પ્રજાજનનો વધુ વિશ્વાસ બેઠો. એમનાં ચરણ પકડી આ સંકટમાંથી ઉગરવાનો ઉપાય દર્શાવવા પ્રાર્થના કરી.

કુલવાલક મુનિએ ભ્રકુટિ ચઢાવી, જાણે કોઇ ઊંડા વિચારમાં ગરકાવ ન થયો હોય એવો ડોળ કરી, ધીમા સાદે જણાવ્યું કે-

"પૌરલોકો! તમારી વર્તમાન પીડાનું કારણ આ પવિત્ર સ્તૂપની અવિધિએ કરાયેલી સ્થાપનામાં સમાયેલું છે, એટલે જ્યાં લગી મૂળથી એ સ્થાન ખોદી નાખવામાં ન આવે અને સ્તૂપને ખસેડી અન્યત્ર લઇ જવામાં ન આવે ત્યાં લગી આ સંકટનો નિસ્તાર થવો અશક્ય છે." મૂંઝવણ સામાન્ય બુદ્ધિનો પણ ભ્રંશ કરે છે. એ વેળા ભૂતકાળનો અનુભવ પણ યાદ આવતો નથી. સંકટથી મુક્ત બનવાના એક માત્ર ઇરાદાથી પ્રજાજનોએ યતિની વાત સાચી માની, સ્તૂપ ખોદવાનું કામ આરંભી દીધું. બીજી તરફ પૂર્વસંકેત મુજબ કુણિકનું સૈન્ય ઘેરો છોડી પાછું વળવા માંડ્યું. સૈન્ય પાછા ફરવાના સમાચારે જનતામાં મુનિવચનનો વિશ્વાસ વધાર્યો અને ખોદવાનું કામ અતિ જોરથી ચાલી રહ્યું.

આ સમાચાર ચેટકરાજને પહોંચ્યા અને એમણે દોડતાં આવી જોયું ત્યારે તો સ્તૂપ સ્થાનભ્રષ્ટ થઇ ચૂક્યો હતો. પ્રજા હસતા મુખડે આ સંકટમાંથી મુક્ત કરવાનો ઇલાજ દર્શાવનાર અને થોડી ક્ષણ પૂર્વે બહુમાનપૂર્વક પસાર થઇ જનાર ક્ષપણકના ગુણ ગાતી હતી!

ખેલ ખલાસ! વિધિનું બળવત્તરપણું તે આનું નામ! સત્તાધીશ રાજવી એ અટકાવવાનો પ્રયાસ કરે તે પૂર્વે તો જતાં જતાં ક્ષપણકે ઉઘડાવી દીધેલા દરવાજેથી જોરથી કૂચ કદમ કરતું કૂણિકનું સૈન્ય નજીક આવી લાગ્યું. જો કે એ વેળા ચેટકરાજના સુભટોએ કુણિકના સૈન્યને વારવામાં પ્રબળ પુરુષાર્થ દાખવ્યો અને જ ખરું શૂરાતન બતાવ્યું, પણ એક તરફ મહાસાગરનો અમર્યાદિત પ્રવાહ અચાનક ધસી આવતો હોય એવું અજાતશત્રુનું સૈન્ય અને બીજી તરફ બંધિયાર જીવનથી કંટાળેલો અને અણધાર્યા હલ્લા સામે વ્યવસ્થિતપણે ન ઊભો રહી શકે એવો ખોબા જેટલો સુભટસમૂહ!! કુણિકનો વિજય અચૂક હતો જ. એણે આગળ આવી, ચેડા મહારાજને ઉદ્દેશી કહ્યું—

"હે પૂજ્ય માતામહ! હું આપનો પુત્ર છું. હવે હું શું કરું તે કહો."

"દોહિત્ર! ક્ષણવાર ઊભો રહે."

એટલું કહી ચેડા મહારાજા, સ્તૂપ સમીપની પુષ્કરણી(વાવ)માં ઊતર્યા. આ તે જ પુષ્કરણી હતી કે જેના પવિત્ર જળથી સંખ્યાબંધ સામંતોનો પૂર્વે મહારાજની હાજરીમાં અભિષેક થયો હતો. જનતા આતુર નયને નીરખી રહી કે મહારાજ સ્નાન કરી હમણાં પધારશે ખુદ અજાતશત્રુ પણ એમ માની રહ્યો હતો, પણ ઘટિકાઓ વ્યતીત થવા માંડી અને સૌ કોઈની ધીરજનો અંત આવ્યો. વાવડીમાં ઊતરી જ્યાં તપાસ કરવામાં આવી ત્યાં શાંત ને સ્થિર જળ દેખાયું, પણ મહારાજાનું કંઇ પણ ચિહ્ન ન મળ્યું! શાસ્ત્રકાર કહે છે તેમ ચેડા મહારાજાએ ગળે લોખંડની પુતળી બાંધી જ્યાં પાણીમાં ભુસ્કો માર્યો ત્યાં તો ધરણેંદ્રે અદ્ધરથી ઝીલી લીધાં અને પોતાના ભુવનમાં લઇ ગયા શેષાયુ મહારાજાએ ત્યાં જ પૂરું કર્યું. અંતિમ સમયે અનશન સ્વીકારી આઠમા સહસ્રાર દેવલોકે તેઓ ઇંદ્રના સામાનિક દેવ થયા.

વીલે મુખે વાવમાંથી પાછા ફરેલા અનુચરોની પાસેથી અશુભના સમાચાર શ્રવણ કરતાં જ કુણિકના ટાંટીઆ ઢીલા પડી ગયા. વિજયનો હર્ષ ઓસરી ગયો. પણ એના લલાટમાં લેખ જ એવા હતા— પિતા અને માતામહના જીવનના કરુણ અંત એના વગરવિચારી પગલાંથી જ થશે. દુઃખ અને બંધિયાર જીવનથી કંટાળેલા પુરજનો મહારાજના છેલ્લા પગલાથી એટલી હદે વિવશ બની ગયા કે હવે એ ધરતી પર ક્ષણભર થોભવું એ કરતા મરી જવું સારું લાગ્યું. દરમિયાન સત્યકી વિદ્યાધરનું આગમન થયું. જો કે માતામહના દર્શનની આશા તો ન ફળી, પણ એમની વહાલી પ્રજાની માગણીથી એ પુરજનોને નીલવંત પર્વત પર લઇ ગયો.

આમ વગર હળ ખેડ્યે વિશાલાએ કાયમની નિર્જનતા અને શૂન્યતાની પ્રતીતિ કૂણિકને કરાવી! સાચે જ એ મહાપુરી માટીમાં મળી ગઇ. વિશાલાના પતન સાથે આ કથાનકનો અંત આવે છે.

ચોકસી

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ–પાલીતાણા

( સ્થાપના–સંવત ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦. )

## પોષ તથા માઘ માસની પત્રિકા

**ધાર્મિક પ્રવૃત્તિઓ:**—નિયમાનુસાર સામાયિક પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુપૂજા વિગેરે થઇ રહેલ છે.

રૂા આ. પા. **પોષ માસની આવક**

૧૬૬–૦–૦ શ્રી નિર્વાહફંડ ખાતે. ૧–૦–૦ શ્રી દેરાસર ખાતે.
૨૧૮–૮–૦ શ્રી ભોજનફંડ ખાતે. ૨–૮–૦ શ્રી દેરાસર સાધારણ ખાતે.
૪૦–૦–૦ શ્રી કેળવણીફંડ ખાતે. ૫૦૨–૦–૦ શ્રીસ્વામીવાત્સલ્ય ટ્રસ્ટફંડ ખાતે.

૯૩૦–૦–૦

**માઘ માસની આવક**

૧૦૫–૪–૦ શ્રી નિર્વાહફંડ ખાતે. ૧૧–૦–૦ શ્રી વાર્ષિક મદદ ખાતે.
૧૭૭–૦–૦ શ્રી ભોજનફંડ ખાતે. ૨–૮–૦ શ્રી દેરાસર સાધારણ ખાતે.
૫–૦–૦ શ્રી કેળવણીફંડ ખાતે. ૧૦૧–૦–૦ શ્રી દૂધફંડ ખાતે.

૪૦૧–૧૨–૦

જમણવાર— **પોષ તથા માઘ**

| | | |
|---|---|---|
| ૧. શેઠ હરગોવિંદદાસ સોમચંદ | ભાવનગર | પો. શુ. ૭ |
| ૨. શેઠ જેશીંગભાઇ સારાભાઈ | અમદાવાદ | પો. શુ. ૧૦ |
| ૩. શેઠ ચુનીલાલ દુલભદાસ | ભાવનગર | પો. વ. ૨ |
| ૪. શેઠ નાનાલાલ ત્રિભોવન | ભાવનગર | પો. વ. ૯ |
| ૫. શેઠ હસ્તીમલજી નેમીચંદજી | ખીમેલ | પો. વ. ૧૦ |
| ૬. બેન વીજકુર | સુરત | મા. શુ. ૨ |
| ૭. શેઠ દલપતરામ પ્રેમચંદ | અમદાવાદ | મા. શુ. ૬ |
| ૮. શેઠ મૂળચંદ પોચાભાઇ | અમદાવાદ | મા. શુ. ૧૦ |
| ૯. શેઠ નરોત્તમદાસ ભાણજી | ભાવનગર | મા. શુ. ૧૩ |
| ૧૦. શેઠ માણેકલાલ મનસુખલાલ | અમદાવાદ | મા. વ. ૨ |
| ૧૧. શેઠ પ્રેમચંદ ત્રીકમજી | પાલીતાણા | મા. વ. ૩ |

ભેટ–ભીખીબહેન લક્ષ્મીચંદ–વાડકો ૧), વાડકી ૧), આચમની ૧). બાઇ જીવી ડાહ્યાભાઇ–જર્મન સિલ્વરની થાળી ૧), કળશ ૧), વાડકી ૧), ધૂપદાની ૧), રૂપેરી વરગની થેકડી ૧), વાળાકુંચી ૧), અગરબત્તી શેર ૦I, કેસર તોલા ૦I, વાસક્ષેપ તોલા ૦II, અંગલુછણાં ૨). શેઠ ડોસાભાઇ અભેચંદ, ભાવનગર–કેસર તોલા ૫) તથા સુખડ કટકો ૧). શેઠ કનૈયાલાલજી જેસલમેર–જર્મન સિલ્વરનો કળશો ૧) મથુરીબેન, રાધનપુર–સુતરાઉ સાડી ૧), પોલકું ૧), ચણીઓ ૧), રૂમાલ ૧).

**વાર્ષિક પરીક્ષા**—વ્યાવહારિક વાર્ષિક પરીક્ષાનું પરિણામ નીચે મુજબ છેઃ—

| ધોરણ | બેઠા | પાસ | નાપાસ |
|---|---|---|---|
| અં. ધો. ૭ મું. | ૬ | ૬ ( ફોર્મ મળેલ છે. ) | ૦ |
| અં. ધો. ૬ ઠું. | ૧૮ | ૧૩ | ૫ |
| અં. ધો. ૫ મું. | ૯ | ૮ | ૧ |
| અં. ધો. ૪ થું. | ૧૪ | ૧૦ | ૪ |
| અં. ધો. ૩ જું. | ૧૧ | ૧૦ | ૧ |
| અં. ધો. ૨ જું. | ૧૩ | ૧૨ | ૧ |
| અં. ધો. ૧ લું. | ૧૧ | ૧૧ | ૦ |
| ગુજરાતી વર્ગો. | ૮ | ૮ | ૦ |
| | ૯૦ | ૭૮ | ૧૨ |

બાર વિદ્યાર્થીઓને સારા નંબરે પાસ થયા બદલ ઈનામો મળેલ છે.

ધાર્મિક વાર્ષિક પરીક્ષા શ્રી જૈન શ્રેયસ્કર મંડળ મેસાણાના પરીક્ષક ભાઇ વાડીલાલ મગનલાલે લીધી હતી; તેનું પરિણામ નીચે મુજબ છેઃ—

| વર્ગ | બેઠા | પાસ | નાપાસ |
|---|---|---|---|
| પુરુષ ધો. ૧ લું. | ૧૩ | ૧૧ | ૨ |
| બાળ ધો. ૨ જું. | ૧૧ | ૯ | ૨ |
| મૂળવર્ગ | ૫૬ | ૪૧ | ૧૫ |
| | ૮૦ | ૬૧ | ૧૯ |

શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ તરફથી લેવાયેલી ધાર્મિક ઇનામી પરીક્ષામાં પુરુષ ધોરણ પહેલામાં ૧૪ વિદ્યાર્થીઓ બેઠા હતા. તેમાં ૧૩ વિદ્યાર્થીઓ સારા માર્કસ લઈને ઉત્તીર્ણ થયા છે અને વિ. અમરચંદ વલ્લભભાઈને રૂા. ૮), વિ. ઝવેરચંદ કરશનદાસને રૂા. ૮) તથા વિ. શામળજી ગુલાબચંદને રૂા. અઢી ઇનામ મળેલ છે. બાળ ધોરણ બીજાનું પરિણામ હજુ બહાર પડેલ નથી.

**મુલાકાતો**—શેઠ મોહનલાલ દોલતચંદ, અમદાવાદ. શેઠ લલ્લુભાઈ કરમચંદ, મુંબઈ શેઠ મણિલાલ લહેરચંદ, કરાંચી. શેઠ શિવલાલ કીશનદાસ, ઇસ્લામપુર. શેઠ વાડીલાલ ચુનીલાલ, અમદાવાદ શેઠ રમણીકલાલ વાડીલાલ, મુંબઈ. વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ, સાદરા. ગાંધી વાડીલાલ ચત્રભુજભાઈ, ભાવનગર. તથા સ્થાનિક કમિટીના સભ્યો તેમ જ ગાંધી જમનાદાસ અમરચંદભાઈએ સંસ્થાની મુલાકાત લીધી હતી

**સમાજના દાનવીરોને**—હજુ મકાનખાતે રૂપીઆ આઠ હજારનો તથા શ્રી દેરાસરજીખાતે રૂપીઆ ચાર હજારનો તોટો છે. દર સાલ નિર્વાહ-ફંડમાં પણ મોટી રકમનો તોટો પડે છે. સંસ્થાને મદદ કરી જ્ઞાન-દાન સાથે સ્વામીવાત્સલ્યનું પુન્ય ઉપાર્જન કરવા નમ્ર વિનંતિ છે.

# શ્રી જૈન ધર્મ પ્રકાશ


બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂ. ૧-૧૨-૦

પુસ્તક ૫૬ મું
અંક ૨ જો. | **વૈશાખ** | વીર સં. ૨૪૬૬
વિક્રમ સં. ૧૯૯૬


## अनुक्रमणिका



### નવા સભાસદોનાં નામ

૧. દેશાઈ ધીરજલાલ નરોત્તમદાસ | બોટાદ | લાઇફ મેમ્બર.
શ્રી વિજયવલ્લભસૂરીશ્વર જૈન લાયબ્રેરી | સુરવાડા | "
લઘુભગવાનદાસ મનસુખભાઈ | મુંબઈ | વાર્ષિક મેમ્બર.




પુસ્તક ૫૬ મું | વૈશાખ | અંક ૨ જો
વિ. સં. ૧૯૯૬ | | વીર સં. ૨૪૬૬

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( મુદ્રાલેખ )

# શ્રી મહાવીર જિન સ્તવન



ત્રિશલાનંદન જ્ઞાનના ભંડાર રે;
વીરજિન ! દર્શન તુજ શાંતિને અર્પતાં
દેવ મનુષ્યના કર્યા છે અનેક, ભવ તિર્યંચનો નહિ પાર,
દારુણ વેદના પરમાધામીની, સહી છે મેં નરક મોઝાર રે વીરજિન૦ ૧

પૃથ્વી અપ્ ને તેઉ વાઉના, ત્રસ થાવર અવતાર;
એવા અનંતા નિગોદ ભવ કરતા, આવ્યો ન ભવનો પાર રે વીરજિન૦ ૨

માન માયા ને સ્ત્રીઓના ભોગી, માન્યા મે દેવો અપાર;
મિથ્યાત્વના ચકડોળે ચડીને, જાણ્યો ન સમકિત સાર રે. વીરજિન૦ ૩

નિર્ગ્રંથ મુનિ સાચા ન માન્યા, જે ચારિત્ર ગુણના ભંડાર;
ચોરાશી લાખ જીવાયોનિ કરતા, હવે મળ્યા તારનાર રે. વીરજિન૦ ૪

પુણ્ય પ્રભાવે જૈન ધર્મ પામી, આપને જાણ્યા દાતાર;
આવ્યો પ્રભુજી ! આશ્રયે આપના, સેવકને પાર ઉતાર રે. વીરજિન૦ ૫

કર જોડી 'અમૃત' કહે વિભુ, વિનંતિ મારી ઉર ધાર;
આ ભવરૂપી મહાસાગરમાં ડૂબતું, જીવન મારું તાર તાર રે. વીરજિન૦ ૬

અમૃતલાલ ધરમચંદ શાહ

# અષ્ટપ્રકારી પૂજા

( ૫૬ )

રંગ જમાવો ને ધૂમ મચાવો, જિનમંદિર જઇ રંગ જમાવો. ટેક.
નિર્મળ નિતરાં નીર મગાવો, પંચામૃત ભેળાવો રે;
સુગંધ વાસિત સુંદર જળથી, અરિહાને નવરાવો રે. રંગ૦ ૧

શુદ્ધ કેશર ને ઉત્તમ ચંદન, બરાસ, કસ્તૂરી સાથે રે;
ઘસી ચરચો જિનવરને અંગે, કેવળ કોમળ હાથે રે. રંગ૦ ૨

ચંપક, મોગર, જાઇ, કેતકી, ગુલાબ, દાઉદી લાવો રે;
કુસુમ પૂજા કરી જિનવરની, લ્યો લાખેણો લ્હાવો રે. રંગ૦ ૩

અગર, કૃષ્ણાગર, અંબર, મૃગમદ, દશાંગ ધૂપ ધૂપાવો રે;
ધૂપ ઉવેખો ને અશુચિ ટાળો, મોક્ષમહેલ મહેકાવો રે. રંગ૦ ૪

ઉજ્જ્વળ ઉત્તમ ગૌઘૃત આણો, દીપકને પ્રગટાવો રે;
દીપક પૂજા કરતાં જિનની, આતમ જ્યોત જગાવો રે. રંગ૦ ૫

શ્રીફળ, પુંગી, બદામ, સંતરાં, સીતાફળ, નારંગી રે;
દ્રાક્ષ, કેરી ને દાડમ ફળના, થાળ ધરાવો જંગી રે. રંગ૦ ૬

બરફી, પેંડા, ઘેબર, ખાજાં, મોદક, મગદળ માવો રે;
મઘમઘતાં નૈવેદ્ય ધરીને, અણાહારી પદ પાવો રે. રંગ૦ ૭

અખંડ અક્ષત મણિ મુકતાફળ, તાંદુલ માણેક સાથે રે;
અક્ષય પદ લેવાને કાજે, સ્વસ્તિક પૂરો હાથે રે. રંગ૦ ૮

દ્રવ્ય પૂજાથી નિવૃત્ત થઇને, ભાવ પૂજા કરો ભાવે રે;
ભાવ પૂજાથી ભાવ ઉછળે, મનવાંછિત ફળ પાવો રે. રંગ૦ ૯

છત્ર ધરાવો ને ચામર ઢાળો, વાજીંત્રો વગડાવો રે;
ગીત-ગાન કરો સંગીત સાથે, નાટારંભ કરાવો રે. રંગ૦ ૧૦

જે નરનારી ઉમંગ ધારી, ઇણ વિધ પૂજા કરશે રે;
કહે છગન નિશ્ચે તે જીવો, ભવજળ પાર ઉતરશે રે.* રંગ૦ ૧૧

છગનલાલ નહાનચંદ નાણાવટી

* આ પદમાં જે જે દ્રવ્યોનાં નામો આપેલાં છે તે નામો મુખ્યપણે દાખલ કરેલાં છે, એ સિવાય બીજાં ઘણાં દ્રવ્યો પણ પૂજામાં વપરાય છે

## श्री सिद्धचक्रमहिमावर्णन ।

[ तर्ज–धन्य धन्य ऋषभदेव भगवान, युगलाधर्म निवारनवाले । ]

धन्य धन्य सिद्धचक्र भगवान, भवि भवभय को हरनेवाले । टेक ।
भवि भवभय को हरनेवाले, दुरित सब दूर हटानेवाले॥ धन्य० १
प्रथम श्रीदेव नमुं अरिहन्त, दुजे सिद्ध प्रभु भगवन्त ।
तीजे है सूरि गुणवन्त, शासन शोभा बढ़ानेवाले ॥ धन्य० २
चोथे उपाध्याय मुनिवृन्द, पांचमे साधु समतावन्त ।
छट्ठा है दर्शन सुखकन्द, आतमज्योति जगानेवाले॥ धन्य० ३
सातवां है पद ज्ञानानन्द, आठमा है चारित्र जयवन्त।
नवमा सुरतरु सम तपवृन्द, निकाचित कर्म को हरनेवाले।धन्य० ४
गुणों में बार, आठ, छत्तीस, चउथे पाठक के पचवीस ।
समतावन्त के सताईस गुण, सड़सठ दर्शन के कहानेवाले।।धन्य० ५
ज्ञान के भेद है पेकावन्न, सीतर सोहे चारित्रवन्त ।
तप के भेद पचास लखन्त, उत्पन्न लब्धि करानेवाले ॥ धन्य० ६
इनको कहते है सिद्धचक्र, हरते कर्म का सर्व उपद्र ।
देते संपत्ति सर्व समग्र, मंगलमाल करानेवाले ॥ धन्य० ७
जग में सिद्धचक्र कल्पवृक्ष, अनुभव इसका है परतक्ष्य।
है नहीं इसमें पक्षापक्ष्य, आश्चर्य अब भी दीखानेवाले॥धन्य० ८
देवी मयनासुन्दरी नार, जीनको कुष्ठी मीला भरतार।
उन्होंने आराध्या तप सार, यही सब कुष्ट हटानेवाले ॥ धन्य० ९
महिमा वैसी ही वर्ते आज, मीलता होगा अब भी ताज।
चाहे वैसी श्रद्धा का साज, हो कोई ऐसी आराधनावाले॥धन्य०१०
नवपद महिमा अगम अपार, धारो तप नवपद श्रीकार।
इसका वर्णन सूत्र मझार, तीर्थंकर पद देनेवाले ॥ धन्य० ११
करीए चैतर आसो मास, आंबिल है एक्यासी खास।
लगते चार वरस छे मास, अवधि पूर्ण करानेवाले ॥ धन्य० १२
वांछित होता है परतक्ष्य, जीसका है विमलेश्वर यक्ष।
करती चक्रेश्वरी सानिध्य, आधि व्याधि हटानेवाले ॥ धन्य० १३
अनुभव इसका करीए अवश्य, देखो तप का सुन्दर दृश्य ।
मालूम होगा फिर रहस्य, यह आश्चर्य करानेवाले ॥ धन्य० १४
करता येही विनय अब राज, हो तुम तारनतरन जहाज ।
रखना अधमाधम की लाज, श्रीसिद्धचक्र कहानेवाले ॥ धन्य० १५

राजमल भंडारी–आगर ( मालवा )

# શ્રી સીમંધર સ્વામીને પત્રરૂપે વિનંતિ

( ગતાંક પૃષ્ઠ ૭ જાથી શરૂ )

[ દુહા ]

મોર મેહ રવિ કમલ જિમ, ચંદ ચકોર હસંત;
તિમ દૂરેથી અમ્હ મન, તુમ્હ સમરણ વિકસંત. ૧

અણસંભાર્યા સાંભરે, સમય સમય સો વાર;
તે સજ્જન કિમ વિસરે ? બહુ ગુણમણિ ભંડાર. ૨

બિમણી ત્રિમણી સોગુણી, સહસ્સગુણી એ પ્રીત;
તુમ્હ સાથે ત્રિભુવનધણી, રાખું રૂડી રીત. ૩

આંખ તળે આણું નહિ, અવર અનેરા દેવ;
સાહિબ જબ થેં મેં સુણ્યો, તું દેવાધિદેવ. ૪

ભૂતલે ભલા ભલેરડા, જહે જાણીજે જાણ;
તે સઘલાએ તુમ્હ પછી, સીમંધર જગ ભાણ. ૫

## ઢાળ પાંચમી

[ જીહાં લગે આતમદ્રવ્યતું–એ દેશી ]

નિસનેહી તુમહી ભયે, ન્યાયે નાહ નિરીહ;
નેહ કરી કુણ નિરવહે, જાવજ્જીવ નિસદીહ. નિ૦ ૧

સાજન ભાજન ભોજને, ચુગતિ પ્રીતિ જગાય;
નેહ કરંતાં સોહિલો, પણ નિરવાહો ન થાય. નિ૦ ૨

જગમાં વિરલા જાણીએ, સયણ અખંડ સનેહ;
સંપદિ આપદિ સારીખા, છાંડી ન દિયે છેહ. નિ૦ ૩

તુંમ મોટે હું ન્હાનડો, યું દિલમેં મત આણ;
સૂરજ પંકજ પ્રીતડી, ઉત્તમને અહિનાણ. નિ૦ ૪

વડ તરુઅર છાયા કરે, રાજા રંક સમાન;
તિમ તુમ હમ ઉપર ધરો, પરિઘલ પ્રેમ સમાન.
જ્યું હમ વાધે વાન. નિ૦ ૫

[ દુહા ]

નિસનેહી સુખિયા રહે, વેલુ કણ જ્યું જોય;
સસનેહા તિલ પીલિયે, દહીં મથે સબ કોય. ૧

નેહ ન કીજે જિહાં લગી, તિહાં જીવને સુખ હોય;
નેહ વિરહ જબ ઉપજે, તવ દુઃખ સાલે સોય. ૨

નિરગુણ નેહ ન કીજીએ, કીજે સદ્દગુણ સંગ;
સીમંધર જિન સારીખો, રાખું અધિકો રંગ. ૩

ઢાળ છઠ્ઠી

[ મેરે સાહિબ તુમહી હો–એ દેશી ]

સીમંધર જિન વિનતિ, અવધારો મોરી;
કિંકર કર જોડી કરું, હું સેવા તોરી. સી૦ ૧

અમ્હ મન પ્રેમ અખંડ એ, તુમ્હશું જિનરાજ;
અવર ભલેરા નિજ ઘરે, નહિ કાંઈ કાજ. સી૦ ૨

મેરુ મહીધર મૂળથી, કંપે કોઇ કાળે;
અંબર ગ્રહગણ પૂરીઓ, પેસે પાયાળે. સી૦ ૩

સકલ કુલાચલ હલહલે, મહિમંડલ ડોલે;
શ્રી હરિચંદ્ર નરિંદ જ્યું, જગે જૂઠું બોલે. સી૦ ૪

અમૃત વિષધારા વમે, સાગર ભૂ રેલે;
સૂરજ પશ્ચિમ ઉગમે, ગંગા હર-મેલે. સી૦ ૫

તો હે હું છાંડું નહિ, તુમશ્યું ઘણુ નેહ;
મુજ મન એક તુમ હી હર્યું, ગિરુઆ ગુણગેહ. સી૦ ૬

અમ સરિખા સેવક ઘણા, તાહરે ભગવંત;
પણ અમ સાહિબ એક તું, તું હિ જ અરિહંત. સી૦ ૭

[ દુહા ]

કિં બહુ કાગલ મેં લિખું ? લખ લાલચ લખ લોભ;
મિલ્યા પછી માલિમ હશે, થિર થાપણ થિર શોભ. ૧

કિં બહુ મીઠે બોલડે ? જો મન નહિ સનેહ;
જો મન નેહ અછેહ તો, એક જીવ દો દેહ. ૨

કિં બહુ કાગલમેં લિખું ? ઘણું ઘણેરું ગુજ્જ;
સેવા નિજ પદકમલની, દેજો સાહિબ મુજ્જ. ૩

ઢાળ સાતમી

જગજીવન જિનરાજિયા રે, સીમંધર સુખકંદ;
હરખે હિયડું ઉલ્લસે રે, દીઠે દીઠે તુમ મુખચંદ.
**સીમંધર સાહિબ સમરીએ રે, સમય સમય**
**સો વાર**—સીમં૦ ૧

કરશું કોડિ વધામણાં રે, જપશું જયજયકાર;
મંગલ તૂર વજાવશું રે, સફળ કરું અવતાર. સીમં૦ ૨

લાખીણાં કરું લૂછણાં રે, ભરી મુગતાફળ થાળ;
જબ સો નયણે નિરખશું રે, સાહિબ દેવદયાળ. સીમં૦ ૩

એ જો મુજ મન ચિંતવ્યું રે, સફળ હુશ્યે જિણી વાર;
તવ હું જાણીશ મુજ સારીખો રે, કોઇ ન ઇણે સંસાર. સીમં૦ ૪

અમ પ્રણામ અવધારજો રે, કેવળકમળાકંત;
સકળ સંઘની વંદના રે, જ્યાં વિચરે તું જયવંત. સીમં૦ ૫

ઇમ જિનવર ગુણ ગાવતાં રે, જિહા પાવન કીધ;
મનહ મનોરથ સવિ ફ્લ્યા રે, નરભવ લાહો લીધ. સીમં૦ ૬

શિર નામે જિનવરતણે રે, સાતે સુખ શ્રીકાર;
ઇમ સીમંધર સમરણે રે, ઘર ઘર જયજયકાર. સીમં૦ ૭

સંવત સોલ બ્યાસીએ (૧૬૮૨)રે, સુરગુરુ વાર પ્રસંગ;
દીવાળી દિવસે લખ્યો રે, કાગળ મનને રંગ. સીમં૦ ૮

कलश

तवगणगयणंगण-दिणयरसिरिविजयसेणसूरिणं ।
सीसेणं संथुणिओ, सहरिसकवि कमलविजयेणं ॥ १ ॥

चउतिसाइसयनिही, अट्ठमहापाडिहेरपडिपुन्नो ।
सुररइअसमवसरणो, तिहुअणजणलोअणाणंदो ॥ २ ॥

पुक्खलवईविजये सामी, पुंडरिगिणीए नयरीए ।
सीमंधर-जिणचंदो, विहरंतो देहि मे भद्दं ॥ ३ ॥

સંશોધક: મુનિશ્રી કાન્તિવિજયજી

# ધાર્મિક અભ્યાસ કેવી રીતે કરાવવો ?

## ગોખણપટ્ટી નિરર્થક છે ? ફરજીઆત ધર્મકરણીની જરૂર નથી ?

ઉપર જણાવેલી ત્રણે બાબતો માટે 'જૈનયુગ'માં શ્રી મહાવીર વિદ્યાલયમાં થયેલા ઈનામી મેલાવડા પ્રસંગે થયેલ વક્તવ્યને અંગે જે લખાયેલ છે તે વાંચતાં મારા વિચારો જણાવવાની મને કંઇક જરૂર લાગવાથી આ ટૂંકો લેખ તે પત્ર મારફતે જ પ્રગટ થવા મોકલ્યો હતો, જે તેમાં પ્રગટ પણ થયો છે, પરંતુ આ વિષય હમણાં હમણાં વધારે ચર્ચાસ્પદ બનવાથી તેના વિસ્તૃત પ્રચાર માટે આ અંકમાં પણ તે આમેજ કરવામાં આવ્યો છે.

(૧) જૈનધર્મ સંબંધી અભ્યાસ હાલ જે નવકારમંત્રથી શરૂ કરાવવામાં આવે છે તે બધી રીતે સ્વીકાર કરવાને પાત્ર છે. જૈનધર્મની કોઇ પણ ક્રિયા એ સૂત્રોના અભ્યાસ વિના થઈ શકતી નથી. તે અભ્યાસ શુદ્ધ થવો જોઇએ અને તેના અર્થની વિચારણા પણ અમુક વયે વિદ્યાર્થી ધારી શકે ત્યારે કરાવવી જોઈએ. જેને પૂર્ણ શ્રદ્ધા છે તેને કંઠે કરેલાં નવકારાદિ સૂત્રો મૂળમાત્ર પણ મહાલાભ આપનારાં છે એમ સિદ્ધાંતમાં પ્રતિપાદન કરેલ છે.

(૨) આને **ગોખણપટ્ટી** શબ્દથી ઓળખાવીને તેની કિંમત ઘટાડવાનો જે પ્રયત્ન કરવામાં આવે છે તે યોગ્ય નથી. ગોખાવવું એ ખાસ ઉપયોગી છે. હું મારા અનુભવથી કહી શકું છું કે મેં ૬૦-૭૦ વર્ષ અગાઉ ગોખીને કંઠે કરેલ છે તો તે સૂત્રો, સ્મરણો, પ્રકરણો વિગેરે અત્યારે પણ બરાબર યાદ આવે છે. વળી અંગ્રેજી અભ્યાસ પણ શું ગોખ્યા વિના યાદ રહે છે ? માત્ર તેની ક્રિયામાં વયને લઈને ફેરફાર થાય છે. નાનાં બાળકો ગોખે છે ત્યારે મોટા વિદ્યાર્થી વારંવાર વાંચીને સ્પેલિંગ, મીનિંગ વિગેરે કંઠે કરે છે. એટલે ગોખવું એ નિરર્થક છે તે કોઇ રીતે સિદ્ધ થઈ શકે તેમ નથી. આપણે કોઇ વાત ખાસ યાદ રાખવા જેવી હોય તો તે એકથી વધારે વાર સંભારી જઇએ છીએ તે પણ ગોખણનો જ પ્રકાર છે.

(૩) ફરજિયાત 'ધર્મકરણી કરાવવાના સંબંધમાં જણાવું છું કે-શું આપણે બાળકને ફરજિયાત નિશાળે મોકલતા નથી ? તેની ઇચ્છાથી જ તે જાય છે ? ફરજિયાત મોકલ્યા પછી તેને તે વાત ગમી જાય છે ત્યારપછી કહેવું પડતું નથી. તેવી રીતે જિનદર્શન, જિનપૂજા, ગુરુવંદન, શાસ્ત્રશ્રવણ, ધર્મશાસ્ત્રાભ્યાસ, યથાશક્તિ પ્રત્યાખ્યાન વિગેરે પણ બાળવયથી ક્રમે ક્રમે ફરજિયાત શરૂ

કરીને વધારવાં જોઇએ, પણ પહેલાં તો ફરજિયાત જ કરાવવાં જોઇએ. જેમનાં માતપિતાએ કે બીજા વડીલોએ બાલ્યાવસ્થાથી તેવી ટેવ પાડી નથી તેઓ અત્યારે પણ તેમાંનું પ્રાયે કાંઇ કરતા નથી અને કરે છે તો તેમાં રસ ન લેતાં વેઠ સમજે છે. આ બધા તેને પ્રથમ ફરજિયાત ધર્મકરણી ન કરાવ્યાનાં જ માઠાં પરિણામ છે. ધાર્મિક કરણીમાં રસ ઉત્પન્ન કરવો તે માતાપિતાનું જ કામ છે ને તે તેમણે કરવું જોઇએ

આપણને અન્ય સંગતિથી એક એવી કુટેવ પડી ગઇ છે કે આપણને બીજાનું મીઠું લાગે છે અને આપણું કડવું લાગે છે. જુઓ, શું મુસલમાનો ફરજિયાત નિમાજ પઢતા નથી ? ક્રિશ્ચયનો શું ફરજિયાત રવિવારે તેમના દેવળમાં જતા નથી ? આ બધા શું બરાબર સમજ્યા પછી જ કરે છે ? એનો ઉત્તર એ જ છે કે ફરજિયાત શરૂઆત કર્યા પછી જ્યારે તેમાં લાભ દેખાય છે અને રસ પડે છે ત્યારે બહુ પ્રેમથી તે ક્રિયા થાય છે.

યાદ કરો કે કોઇ સમજ્યા પછી નિશાળે જવાનું શરૂ કરતું જ નથી. પ્રથમ નિશાળે જાય છે, ત્યાં ભણે છે અને પછી ભણવાના લાભ સમજે છે ત્યારે હોંશે હોંશે નિશાળે જાય છે. તે જ પ્રમાણે ધર્મક્રિયા માટે પણ સમજવું. આ ઉપરથી એ સિદ્ધાંત નિર્ણીત થાય છે કે **પ્રથમ ફરજિયાત અને પછી મરજિયાત.**

તમારી વ્યાધિગ્રસ્તપણાની સ્થિતિ વિચારો. તે વખતે વૈદના કે ડૅાકટરના કહેવા પ્રમાણે ફરજિયાત કેમ વર્તીએ છીએ ? ફરજિયાત કડવી દવા પણ પી જઇએ છીએ. વૈદ કહે તે જ ખાઇએ છીએ અને તે ના પાડે તે પદાર્થ તજી દઇએ છીએ આમ કરીએ છીએ તો જ વ્યાધિ વહેલો વિરામ પામે છે. તે જ પ્રમાણે આપણે અજ્ઞાન અને અશ્રદ્ધાના વ્યાધિથી ગ્રસ્ત થયેલા છીએ તેથી તેને માટે સદ્‌ગુરુ ને સત્‌શાસ્રો જે પ્રમાણે વર્તવાનું કહે, જે તજવાનું કહે, જે કરવાનું કહે તે પ્રથમ તો આપણે તેમના કથનને માન આપીને જ કરવું જોઇએ. પછી જ્યારે આપણને આપણા હિતની ખરેખરી સમજણ પડશે ત્યારે પ્રથમ પ્રમાણે જ શુભ વર્તન રાખશું, અભક્ષ્ય ભક્ષણને તજી દેશું, જિનપૂજા, ગુરુવંદનાદિ કર્તવ્યને કરશું અને નિરંતર આત્મહિત તરફ દષ્ટિ રાખી પૌદ્‌ગલિક ભાવની રોમેરોમે વ્યાપેલી અસરને દૂર કરશું.

ધાર્મિક વિદ્યાભ્યાસમાં પણ રસ ઉપજે તેવી પ્રવૃત્તિ કરવી જોઇએ. વિદ્યાર્થીઓ સદાચરણી બને તેવી હિતશિક્ષા તેમને આપવી તેમ જ અપાવવી જોઇએ. તેને માટે અનુભવી અને સદાચરણી શિક્ષકો રાખવા જોઇએ, પરંતુ આવી ખાસ જરૂરી બાબતમાં પણ ઘણી જગ્યાએ ઉપેક્ષાભાવ જણાય છે તે ન હોવો જોઇએ.

વ્યવહારિક શિક્ષણ માત્ર ઉદરપોષણ માટે કે કુટુંબના ભરણપોષણ માટે આપવામાં આવે છે તેમાં આપણે કેટલાં વર્ષો ગાળીએ છીએ અને ગળાવીએ છીએ ? તેને માટે કેટલો ખર્ચ કરીએ છીએ ? કેટલું જોખમ ખેડીએ છીએ ? તેના પ્રમાણમાં આત્માનું હિત કરનાર, મનુષ્યજિંદગીને સફળ કરનાર ધાર્મિક અભ્યાસ માટે આપણે કેટલાં વર્ષો ગાળીએ છીએ અને કેટલો ખર્ચ કરીએ છીએ તેનો મુકાબલો કરી જોશો તો આપણુને સત્ય વસ્તુસ્થિતિનું ભાન થશે.

કેટલાક બંધુઓ ધાર્મિક વ્રત-નિયમો તરફ અભાવ ધરાવનારા હોવાથી અભક્ષ્યભક્ષણ, કંદમૂળભક્ષણ અને રાત્રિભોજન-એ ત્રણેનો ત્યાગ કે જે આ ભવ ને પરભવ હિતકારી છે, શરીરને પણ સુખી બનાવનાર છે અને ખર્ચમાં પણ લાભ કરનાર છે તેવા નિયમો માટે જરૂર જ સમજતા નથી અને તેવા વ્રત કરનાર કરાવનાર તરફ અભાવવાળી નજરે જુએ છે, તેને માટે શું લખવું ? તેઓ પોતાના ને પરના હિતને ખાસ હાનિ કરનાર છે. આ વાત પ્રસંગોપાત જરૂરની જાણીને સૂચવી છે.

આ સંબંધમાં જો કોઇ બંધુ યોગ્ય દલીલથી ઉપરની હકીકતનો નિરાસ કરશે તો મારી બુદ્ધિ અનુસાર હું તેનો રદિયો આપવા ઇચ્છા ધરાવું છું. એટલું ખાસ ધ્યાનમાં રાખવા વિનંતિ કરું છું કે-ઉપર જણાવેલા વિચારોને જૂના વિચારો કે રૂઢીચુસ્ત વિચારો કહી ઉપેક્ષા કરશો નહીં, પરંતુ તેનો આશય જરા શાંતવૃત્તિથી ને નિર્મળ ચિત્તથી વિચારશો. કુંવરજી

# મૃત્યુની સુંદરતા

'જૈન જ્યોતિ 'માં આવેલો આ મથાળાવાળો લેખ વાંચી મને તે સંબંધમાં કાંઇક લખવા ઇચ્છા થઇ. શું મૃત્યુમાં પણ સુંદરતા છે ? હોવી જ જોઇએ. પરંતુ આ વાત સૌને એક સરખી રીતે ગળે ઊતરે તેવી નથી, કારણ કે મૃત્યુની સુંદરતા કઇ અપેક્ષાએ કહેવામાં આવે છે તે દરેક મનુષ્ય સમજી શકતા નથી, માત્ર સુજ્ઞજનો જ સમજી શકે છે.

દરેક પદાર્થમાં સુંદરતા ને અસુંદરતા બન્ને હોય છે. એકને જે પદાર્થ સુંદર લાગે છે તે બીજાને અસુંદર લાગે છે. વિચારો ! સુરૂપા સ્ત્રી કામીજનોને સુંદર ને અમૃત જેવી લાગે છે ત્યારે ત્યાગીઓને તે હળાહળ વિષ જેવી લાગે છે; કારણ કે તેઓ એવી સ્ત્રીના પાશમાં પડેલાની દુર્દશા થયેલી જાણે છે.

જે મનુષ્ય આ જિંદગી સફળ કરીને જાય છે તેને મૃત્યુ પણ અસુંદર લાગતું નથી; કારણ કે તે તો તેને માત્ર ભવ કે વેશ બદલવો એટલું જ માને છે. એને

દુર્ગતિનો કે દુઃખનો પોતાને માટે અસંભવ જ લાગે છે; તેથી તે પરમાત્માનું નામ સંભારતો આનંદથી મૃત્યુને સ્વીકારે છે.

આમ છતાં પણ તેને મૃત્યુ સુંદર કેમ લાગે છે? તે તો વિચારવાનું બાકીમાં જ રહે છે; કારણ કે આગામી ભવનો ભય ન હોવાથી અસુંદર ન લાગે, પણ સુંદર કેમ લાગે? આ બધી સુખસામગ્રી, કુટુંબપરિવાર અને માન-સન્માન છોડીને જવું કેમ ગમે? તેનો ઉત્તર આપવો તો બાકીમાં જ રહે છે. તેનો ઉત્તર મારા વિચાર પ્રમાણે આ છે કે-અહીં મળેલી બધી સુખસામગ્રી સુજ્ઞ પુરુષને અનિત્ય ભાસેલી છે. તે સમજે છે કે-આ બધી સામગ્રી અનિત્ય હોવાથી કયાં તો તે મને મૂકીને જશે અથવા હું એને મૂકીને જઇશ. એ કાયમ મારા સંયોગમાં રહેવાની નથી. જેનો સંયોગ છે તેનો અવશ્ય વિયોગ છે. વળી કુટુંબ પરિવાર સુખને માટે છે કે દુઃખને માટે છે? તેની વાસ્તવિક વિચારણા તે કરી શકે છે. કુટુંબમાં મુખ્ય સ્ત્રી, પુત્રાદિ છે. તે સુખ આપનાર થાય કે દુઃખ આપનાર થાય તે વાત તો બાજુ પર રાખીએ, પણ તેમાંથી અચાનક કોઇનું મરણ થયે તે દુઃખદાયક જરૂર થાય છે. સ્ત્રી, નાનાં નાના બાળકો મૂકીને પંચત્વ પામે તો પાછળ તે નાનાં બચ્ચાંઓનું રક્ષણ કેમ કરવું તેનો વિચાર થઇ પડે છે અને તેને માટે માર્ગ સૂઝતો નથી. સંબંધીઓ તેની સંભાળ માટે બીજી સ્ત્રી પરણવાની સલાહ આપે છે, પરંતુ તે આવેલી ૧૬ વર્ષની બાળા છોકરાંઓને સંભાળશે કે તેને દુઃખ આપશે તેનો નિર્ણય થઇ શકતો નથી. વળી નવી સ્ત્રીના બાળકો થાય અને પછી નવી-જૂનીનાં બાળકો વચ્ચે ઘર્ષણ થાય ત્યારે તેના દુઃખનો અનુભવ તો જેને થાય તે જ જાણે. વળી છોકરો સારો હોય, વિવેકી હોય, ભણ્યો હોય, કમાતા શીખ્યો હોય અને વિનયી હોય છતાં, તરતની પરણેલી સ્ત્રીને મૂકીને અચાનક મૃત્યુ પામે તો તે વિધવાના દુઃખનો ને તેનાં માતાપિતાના દુઃખનો આંકડો મૂકી શકાય નહીં. એટલે કુટુંબપરિવાર સુખને માટે છે એમ સુજ્ઞ મનુષ્ય માનતો નથી. ત્રીજો પ્રકાર માન-સન્માનનો છે તે તો ફાંફાં છે. આજ માન મળે તો કાલે અપમાન પણ થાય. તે કાંઇ જીવનની સુંદરતા સૂચવતા નથી. એટલે આ બધાંને સાજાતાજાં, સુખી અને સંપવાળાં જોઇને પરમાત્માના સ્મરણપૂર્વક ચાર શરણ કરી, ૮૪ લાખ જીવાયોનિ ખમાવી, અઢાર પાપસ્થાનક આળોવી, સદ્ગુરુ કે વિવેકી સજ્જન યા મિત્રના મુખેથી નિર્યામણા કરાતાં આ ભવ છોડીને પરભવમાં ચાલ્યા જનારને મૃત્યુ પણ સુંદર લાગે છે, તેમાં તેને કશી પણ **અસુંદરતા** જણાતી નથી.

મૃત્યુ સુંદર લાગવાનુ એક કારણ એ પણ છે કે આ શરીર જરાવસ્થાને લઇને જર્જરિત થઇ ગયું છે; તેથી તે તપ, જપ, સંયમાદિમાં પૂરું કામ આપતું નથી, તેથી જો તે તજી દઉં ને બીજું નવું શરીર તપ, જપ, સંયમાદિ સારી રીતે થઇ શકે તેવું મળે તો તે ઇચ્છવાયોગ્ય છે. કુંવરજી

# વ્યવહાર-કૌશલ્ય

લેખક—મૌક્તિક

(૧૭૬)

## તમે રૂપિયાથી જેમ જેમ દૂર જાઓ, તેમ તેમ તે વધારે મોટો દેખાય—એમ કેમ હશે?

રૂપા કાકાની સર્વ વાતો જ જૂદી જાતની છેઃ એને લગતાં ધોરણો તદ્દન વિચિત્ર છે, એનો ઘાટ અલગ છે, એનો રાહ અલગ છે, એના નિયમો અલગ છે, એનો મોહ અલગ છે, એનો મહિમા મોટા માંધાતાને થાપ ખવરાવે તેવો છે. એને લગતા કેટલાક નિયમો વિચારીએ તો એના મોહમાં પડનાર આપણા સર્વની કિંમત થઇ જાય તેમ છે.

પ્રથમ નજરે બીજી સર્વ વાતનો ધરવ (સંતોષ) થાય છે, ધનનો કદી થતો નથી. હજારે લાખ અને લાખે દશ લાખના-એમ ઉત્તરોત્તર સોણલાં આવ્યાં જ કરે છે. આજનું સાધ્ય તે કાલનું પ્રયાણબિન્દુ બની જાય છે. આકાશનું માપ થાય તો ધનની આશાનું માપ થાય તેવું છે. **બીજા કોઈ પણ દોષથી માત્ર એક જ ગુણનો નાશ થાય છે; ત્યારે ધનના લોભથી સર્વ ગુણનો નાશ થાય છે.** ગરીબ માણસ હોય, દરરોજનું લાવી, ખાઇ નિરાંતે ઊંઘતો હોય, તેને કોઇ નવાણુ રૂપિયા આપી દે, પછી તેને સો પૂરા કરવામાં અને પછી આગળ ધપવામાં તે એવો સપાટે ચઢી જાય છે કે એનાં ઊંઘ, સુખ, શાંતિ, આરામ અને વાત્સલ્ય સર્વ ચાલ્યાં જાય છે અને તેથી **'નવાણુનો ધક્કો'** એક ભાવાર્થ ભરપૂર શબ્દચિત્ર મનાઇ ચૂક્યું છે. એને પેદા કરવામાં, એનું રક્ષણ કરવામાં અને એનો વ્યય કરવામાં ઉપાધિનો પાર નથી અને એ સર્વ જાણવા છતાં મોટા ચમરબંધી એનો મોહ મૂકી શકતા નથી, જરા દૂરથી એનો અવાજ સાંભળતાં કાન ચમકી જાય છે. અને પૈસા કે આના જેવી નાની રકમ માટે છોકરાના વાંસામાં નેતરની સોળો પડે છે. એ જેમ જેમ દૂર જતો જાય છે તેમ તેમ એ વધારે મોટો લાગે છે. દુનિયાનો ક્રમ એવો છે કે વસ્તુ દૂર જાય તેમ વધારે નાની લાગે છે, પણ માણસ પાસેથી પૈસા જવા માંડે ત્યારે એને ધનનો ખરો મોહ જાગે છે, એને પૈસાનું દુર્ધ્યાન થાય છે, એ ગમે તેમ કરી જતી બાજી હાથ કરવા પાસા ખેલે છે અને હારતો જાય છે તેમ બેવડો ખેલતો જાય છે. મોટા ધનપતિઓ જેમ એને છોડતા નથી, તેમ નાનો ભિખારી પણ એની બે-ચાર પાઇઓને મડાગાંઠથી બાંધીને પકડી રાખે છે અને છૂપાવવા અનેક પ્રયત્નો કરે છે.

ખરેખર ધનજીભાઇનો મહિમા મોટો છે. એ સારા માણસને પણ ચકરાવે ચઢાવે છે અને કોઇ કોઈ વાર તો સંત જેવા દેખાતા સાધુ, સંન્યાસી પાસે પણ એ બહુરૂપી દંભ કરાવે છે. એ જવા લાગે છે ત્યારે ભારે કલેશ કરાવે છે અને આવવા માંડે છે ત્યારે અનેક કૌભાંડ રચાવે છે. મરતી વખતે સાથે લઈ જવાતા નથી તેથી જ કેટલાકને એનું વસીયતનામું કરવું પડે છે અને ત્યારે પણ સંતતિ માલ વગરની થવાની છે તેમ ધારી તેને બને તેટલો

લાંબો કાળ કુટુંબમાં રખાય તેવાં પાટીઆં ગોઠવાવે છે. આવા અક્કલને ઉથલાવી નાખનાર, ચાલુ વ્યવહારના નિયમોનો સદંતર ભંગ કરનાર અને પારવગરની ગૂંચવણો ઊભી કરનાર ધનનાં શાસ્ત્ર સાચી રીતે સમજી તેના પર સામ્રાજ્ય મેળવનાર અને તેને દાસ બનાવી દેનારની કુશળતા ખરેખર પ્રશસ્ય છે. લક્ષ્મીના સાચા પતિ થનારનું જીવન ધન્ય છે.

*Why is it that farther away from a rupee you get, the bigger it looks?* (27-3-39) B. C.

( ૧૭૭ )

**આજનો દિવસ એવી રીતે જીવ કે એને છેડે તારે કોઇ બાબતમાં શરમાવું ન પડે અને તેં કાંઈ કર્યું હોય અથવા કરવાનો પ્રયત્ન કર્યો હોય તેને માટે તને આનંદ થાય.**

જીવનની ફતેહ માટે ઘણાં ઘણાં દૃષ્ટિબિન્દુથી વિચાર કરવો ઘટે છે. નાની નાની બાબતોથી જીવનસંકળના થાય છે. આપણને મોટા બનાવો કે પ્રસંગો જીવનમાં યાદ રહી જાય છે અને તેને સ્મરણમાં લાવી આપણે જીવનની તુલના કરીએ છીએ, પણ જિંદગી અનેક નાના બનાવોથી બનેલી હોય છે. જીવનતુલના માટે એ નાના બનાવોની અગત્ય જરા પણ ઓછી નથી. મુદ્દાની વાત એ છે કે મોટા બનાવો ભલે આપણું મહત્ત્વ વધારે, બાકી આપણે નાના બનાવો માટે ખાસ સંભાળ રાખવાની છે. આખા દિવસમાં નાના બનાવો તો પાર વગરના બને છે. સાધારણ પાણી આપવાની બાબતથી માંડીને બોલવા ચાલવાની સભ્યતા, સંભાષણની રીતિ, અન્યના નાનાં નાનાં કામો કરી આપવાની પદ્ધતિ-વિગેરે અનેક બાબતો દરરોજ બને છે. એ આખા દિવસમાં એક પણ કામ એવું કરવું ન ઘટે, કે જેનો વિચાર કરતાં રાત્રે આપણને શરમાવું પડે. આત્માવલોકન કે આત્મ-નિરીક્ષણને પરિણામે આપણાં કાર્યો પર આપણે જ ફેસલા આપી શકીએ એવી ટેવ પાડી શકાય છે. એક પણ કામ એવું થવું ન જોઇએ કે જેનો વિચાર કરતાં આપણે આપણા મનમાં જ લેવાઇ જઇએ. કોઇને તરછોડયા હોય, કોઇના પૈસા તફડાવ્યા હોય, કોઇની નિંદા કરી હોય, અભિમાનમાં માણ્યા હોઇએ કે કોઇનું અપમાન કરી દીધું હોય-એવાં કામનું સ્મરણ આપણને જરૂર શરમાવે.

અને આખા દિવસમાં કાંઇ કર્યું હોય કે કરવા પ્રયત્ન કર્યો હોય તેમાં પરોપકાર-પરાયણવૃત્તિ હોય, પોતાની જાતને ભૂલી પરને યાદ કર્યો હોય, પારકાનાં સુખ, સગવડ વધાર્યાં હોય-એવાં કાર્યો યાદ કરવાથી આજે ફરજ બજાવી છે એ વિચારથી આનંદ થાય. જીવનનું ધ્યેય પરહિત તરફ રાખવાની ટેવ પાડવી એટલે આનંદ અનિવાર્ય છે.

સવારે ઊઠીને નિર્ણય કરવો કે આજે શરમાવા જેવું કોઇ કામ કરવું નથી અને બને ત્યારે પારકાની નાની-મોટી સગવડો વધે તેવાં કામ કરવાં છે. આવી રીતે દિવસ પસાર કરવાની ઊંડી ભાવનામાં આનંદ છે. અને રાત્રે એ કાર્યો તપાસવામાં આવે-એનાં

સરવૈયાં કઢાય, ત્યારે અંદરથી ખરી મોજ આવે છે. દિવસની રાત તો સર્વને પડે છે, પણ સફળ દિવસ તો તે જ કહેવાય જ્યારે તે દિવસે કાંઇ પરહિત કર્યું હોય અથવા સાચા દિલે પરહિત કરવા પ્રમાણિક પ્રયત્ન કર્યો હોય. આવા પ્રભાતના નિશ્ચયમાં અને રાત્રિના નિરીક્ષણમાં ભારે આનંદ છે. અંદર જોવાની ટેવ પડે એટલે નકામો શક્તિનો દુર્વ્યય અટકી જાય છે અને જીવનદશા પલટી જાય છે, રોમના એક તત્ત્વજ્ઞાની શહેનશાહે (ઓરેલીયસે) આવી રીતે જીવન વીતાવી અદ્ભુત તત્ત્વજ્ઞાન દુનિયાને આપ્યું છે અને યોગભૂમિ આર્યાવર્તમાં તો એવાં જીવનદષ્ટાંતોનો પાર નથી. નાની બાબતો પર ચોક્કસ થનારને કાર્યમાં સુકરતા અને પરિણામમાં અનિર્વચનીય આનંદ પ્રાપ્ય છે.

---

So live this day that at the end you may be ashamed of nothing and glad of something you have done, or have tried to do. (5-5-39)

( ૧૭૮ )

**તમે ભોંય ભેગા થયા છો તેમાં શું ? હસ્તે મ્હોઢે ખડા થઈ જાઓ. જમીન સરસા પડી જવું એમાં તમારી વિરુદ્ધ કોઇ બાબત નથી, પણ ત્યાં પડ્યા રહેવું એમાં તમારી નામોશી છે.**

વેપાર ગણતરી કરીને કર્યો અને બજારનો રંગ ફરી જતાં સરવાળે ખોટ ગઇ. કાંઇ વાંધો નહિ, ફરી વાર ખેલો. આખુ વર્ષ મહેનત કરી અને પરીક્ષા વખતે અણધાર્યા સવાલો પરીક્ષકની વિચિત્રતાને કારણે આવી પડ્યા, પરીક્ષામાં નાપાસ થયા, કાંઇ નહિ, એક વાર ફરી યત્ન કરો. સારામાં સારી દવા આપવા છતાં દર્દીનો વ્યાધિ ગયો નહિ, ફરી નિદાન કરો, દવા બદલો અને હિંમત રાખો. આવા અનેક પ્રસંગો જીવનમાં આવે છે. કેટલીક વાર પ્રમાણિક પ્રયત્ન કરવા છતાં પરિણામ અણધાર્યું વિપરીત આવે છે. ગણતરી બરાબર કરવા છતાં આવું થઇ જાય તો ગભરાવું નહિ, નિરાશ થવું નહિ, હિંમત હારી જવી નહિ.

ચાલતાં પડી જવાય કે રમતાં હારી જવાય તેમાં જરા પણ નામોશી નથી. એ તો ઘોડે ચઢે તે પડે. બહાદુરી ચઢવામાં છે અને કદાચ ચઢવા પછી પડી જવાય તો તેમાં શું થઇ ગયું ? બહાદુર માણસો વિઘ્નથી ગભરાતા નથી, વિઘ્નના ભયથી મૂંઝાતા નથી અને વિઘ્ન એનો ભાવ ભજવે તો તેથી હતાશ થતા નથી. એમાં તો ખરી કસોટી છે, એવે વખતે તમારામાં કસ કેટલો છે તેનો નિર્ણય કરવાનો સમય મળે છે, એવે વખતે તમારામાં સાધનની વિપુળતા અને ઉપયોગની આવડત કેટલી છે તેનું દિગ્દર્શન કરાવવાની તમને સાચી તક સાંપડી છે એમ તમારે વિચારવાનું છે. જો પડ્યા પછી ઊઠી ન શક્યા, દબાઇ ગયા કે કચરાઇ ગયા તો તમારો ડબો ગૂલ થઇ ગયો એમ સમજવું. પડવામાં તો કાંઇ વાંધો નથી, પણ પડ્યા પછી દબાણો તો ખેલ ખલાસ સમજવો. ચાલતો ઘોડો ઠેસ વાગતાં કે પગ સરકી જતાં પડી જાય, પણ હાંકનાર કુશળ હોય તો રેન ખેંચી એને તુરત પગભર કરી દે છે. બાકી એ પડ્યો અને એનાં ટાંટીઆ પહોળા થઇ ગયા તો તો પછી એના બન્ને બાજુનાં બંધન (પટ્ટા-પુલ) કાપવાં જ પડે અને ઘોડાને કદાચ હમેશની ખોડ-ખાંપણ

પણ સાંપડી આવે. જીવનમાં હારેલા પ્રયત્ન અને ચીવટથી પાછા જીત્યા છે, ધન ખોયેલા લક્ષાધિપતિ થયા છે, નીચલી કોર્ટમાં હારેલા અપીલમાં જીત્યા છે, ડોકટરની દવાથી વ્યાધિ ન સુધારનાર દેશી વૈદના ઉપચારથી પથારીમાંથી બેઠા થયા છે. પ્રબળ પુરુષાર્થ, ચીવટ, ધીરજ અને સત્યનિષ્ઠા પડેલાને ઊંચો લાવે છે, બાકી પડ્યા પછી કકળાટ કરવો અને પડ્યા પડ્યા સડી જવું એમાં શાનવતા નથી, અક્કલ નથી, આવડત નથી, જયવારો નથી. માટે હસીને ઊઠો, પ્રેમથી ખડા થાઓ અને છાતી બહાર કાઢી હૃદયને હલાવો. એમાં તમારો અંતે વિજય છે. શોધખોળ, પ્રયોગ, યોગપ્રગતિ, ધનપ્રાપ્તિ, સ્વાસ્થ્ય આદિ સર્વ આંતર કે બાહ્ય તત્ત્વોને આ અચળ નિયમ બરાબર લાગુ પડે છે. પડવામાં ભય નથી, શોગ નથી, શંકાસ્થાન નથી, પણ પડ્યા રહેવામાં નિર્માલ્યતા છે, પામરતા છે, જીવતાં મરણ છે.

You are beaten to earth ! Well, what of that ?
Come up with a smiling face.
It is nothing against you to fall flat,
But to lie there-that is disgrace.

VANCE. ( 29-6-39 )

## ભગવાન મહાવીરનો સંદેશ

૧. આત્મશ્રદ્ધા, આત્મજ્ઞાન અને આત્મસંયમ-એ ત્રણ સદ્‌ગુણોથી મોક્ષની પ્રાપ્તિ કરી શકાય છે; માટે તે મેળવવા પુરુષાર્થ કરો.

૨. ' अहिंसा परमो धर्मः । ' એ મહાવાક્યને તમારા હૃદયમાં કોતરી રાખી જગતનાં તમામ પ્રાણીઓ તરફ પ્રેમથી વર્તો.

૩. પોતાના કલ્યાણનો આધાર બહારની કોઈ પણ શક્તિ ઉપર નથી, પણ આત્મશક્તિ ઉપર છે એમ માનો.

૪. દુન્યવી કોઈ પણ વસ્તુમાં વાસ્તવિક સુખ નથી, પણ તે સુખ અંતરમાં જ છે એમ સ્વીકારો.

૫. જિંદગી ટૂંકી છે ને ઉપાધિ બહુ છે, માટે જલદી સ્વકર્તવ્યપરાયણ થાઓ.

૬. આયુષ્યનો એક ક્ષણનો પણ ભરોસો ન રાખો.

૭. આત્મા છે, કર્મ છે, પરમેશ્વર છે, મુક્તિ છે, પુણ્ય છે, પાપ છે અને પુનર્જન્મ પણ છે તે સત્ય માનો.

૮. ઇષ્ટમાં ઇષ્ટ કર્તવ્ય આત્મજ્ઞાન મેળવવું તે છે એમ સમજો.

૯. અજ્ઞાનતા એ જ પાપ છે, માટે જ્ઞાન મેળવો અને દુઃખ છે એ ભૂલની શિક્ષા છે, માટે નવી ભૂલ કરતાં અટકો.

મુનિ બાળચંદ્રજી

# દાન અને તેનાં પ્રકાર

સુપાત્રે દાન આપતાં તે ધર્મના કારણરૂપ થાય છે. ઇતર અનુકંપાદિક દાનો આપતાં ઊંચા પ્રકારની દયા ઉપજાવે છે, મિત્રને આપતાં પ્રીતિમાં વધારો કરે છે, શત્રુને આપતાં વૈરને દૂર કરે છે, સેવકને આપતાં ભક્તિ વધારે છે, રાજાને આપતાં સન્માન વધારે છે અને ભાટચારણાદિકને આપતાં યશ ફેલાવે છે. દીધેલું દાન ક્યાંય પણ નિષ્ફળ થતું જ નથી. દાનથી પ્રાણી અખંડ સામ્રાજ્ય અને ઇંદ્રપણું પામે છે. દાનથી અગણિત સુખની વૃદ્ધિ થાય છે. અને અનુક્રમે મોક્ષ પણ મળે છે. ચતુર્વિધ ધર્મમાં દાનને પ્રથમ ગણવામાં આવેલ છે અને તે જ્ઞાનદાન, અભયદાન અને સુપાત્રદાનના ભેદથી ત્રણ પ્રકારે છે. સર્વ દાનોમાં જ્ઞાનદાનને મુખ્ય કહેવામાં આવેલ છે. તે સર્વ સંપત્તિના કારણરૂપ અને તત્ત્વાતત્ત્વને યથાર્થ જણાવનાર છે. જ્ઞાનથી જ્ઞાની પોતાના અંતરમા કૃત્યાકૃત્ય સમજીને અકૃત્યોનો ત્યાગ કરે છે અને સુકૃત્યોને આદરે છે. અજ્ઞાની પરભવમા દુઃખનું ભાજન થાય છે; માટે જ્ઞાનદાન સમસ્ત સુખને આપનાર છે. એટલા માટે જ જ્ઞાનદાતાને દુઃપ્રતીકાર ( જેનો બદલો વાળવો મુશ્કેલ બને તેવા ) કહેવામાં આવેલ છે. વળી બીજાં દાનો તો પ્રાણીઓને એક જ જન્મમાં ઉપકારી થાય છે અને જ્ઞાનદાન તો ઉભય લોકમા હિતકારી થાય છે; માટે પરોપકારમાં જ્ઞાનદાનને મુખ્ય ગણવામાં આવેલ છે.

બીજું અભયદાન તો સમસ્ત પ્રાણીઓને ઇષ્ટ જ છે. એનાથી આરોગ્ય, લાંબું આયુષ્ય અને અદ્ભુત સુખ-સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. દાન વિના ઘણા કષ્ટાનુષ્ઠાનો ક્ષારભૂમિમાં વાવેલ બીજની જેમ નિષ્ફળ થાય છે. વ્યાકરણહીન વિદ્યા, રૂપહીન નાયિકા અને જ્ઞાનહીન ગુરુ-એ નિષ્ફળ વૃક્ષ સમાન છે. લોચનહીન મુખ અને બ્રહ્મચર્ય રહિત સંન્યાસીની જેમ દયાહીન ધર્મકાર્ય પણ શોભા પામતું નથી. ગર્ભમા જન્મ થતાં અથવા તરુણપણામાં યા બાળપણામાં મરણ, આધિ, વ્યાધિ, દૌર્ભાગ્ય, દરિદ્રતા અને બીજાં દુઃખો-એ હિંસારૂપ વિષવૃક્ષોનાં પુષ્પો છે અને નરકની તીવ્રવેદના એ તેનું ફળ છે. કહ્યું છે કે દેવોને બળિદાન આપવા માટે અથવા યજ્ઞના નિમિત્તે જે નિર્દય પુરુષો પ્રાણીઓને હણે છે તેઓ ઘોર દુર્ગતિમાં જાય છે.

આહારાદિકનાં દાન કરતાં અભયદાન અધિક છે. વધ્યપુરુષ રાજ્ય આપનાર કરતાં પણ પ્રાણ આપનારને અધિક ગણે છે. કહ્યું છે કે-મહાદાનોનું ફળ પણ વખતસર ક્ષય થઇ જાય, પણ અભયદાનનું ફળ તો ક્ષય જ પામતું નથી.

ત્રીજું ધર્મોપષ્ટંભદાન છે. તે શય્યા, ચતુર્વિધ આહાર, વસ્ત્ર, પાત્ર વગેરેના ભેદથી બહુ પ્રકારનું છે. તે જ પુરુષો ધન્ય છે કે જેઓ અવસરે ગૃહે પધારેલા સાધુઓને પરમ શ્રદ્ધાથી ત્રિવિધ શુદ્ધ, પ્રાસુક, એષણીય, કલ્પનીય અને પોતાને માટે તૈયાર કરાવેલ અન્ન પાનાદિ વસ્તુઓ વહોરાવે છે. આહારના ચાર પ્રકાર છેઃ અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્ય. વળી યતિજનને હિતકર એવાં વસ્ત્ર, પાત્ર, કંબલ, પાદપ્રોચ્છન, વસ્તી ( રહેવાનું મકાન ) તથા પાટ-પાટલા વગેરેથી ઉપાસકોએ માનસિક પ્રીતિપૂર્વક સત્કાર કરવો; કારણ કે તે

મુનિના ચારિત્રને મદદરૂપ થાય છે. રત્નત્રયીયુક્ત પાત્રને ધર્મના નિમિત્તે ભક્તિપૂર્વક નિરવદ્ય આહાર આપવાથી મહાફળ પ્રાપ્ત થાય છે એ પાત્ર, જિનબિંબ, જિનભવન, પુસ્તક સંગ્રહ અને ચતુર્વિધ શ્રી સંઘ–એમ સાત પ્રકારે કહેલ છે એ સાત ક્ષેત્રમાં જે ધનરૂપ બીજ વાવીને ભાવરૂપ જળથી તેનું સિંચન કરે છે તે મોક્ષશ્રીરૂપ અક્ષયવાસ્ય( ધાન્ય )ને મેળવે છે. પુણ્યથી પામી શકાય તેવું પાત્ર, ઉત્તમ ચિત્ત અને ન્યાયોપાર્જિત ધન મેળવીને જે પ્રાણી ભાવથી દાન આપે છે તેની લક્ષ્મી મહા ઉદય પામતી જાય છે રત્ન, ધાતુ અને વૃક્ષાદિકમાં જેમ મહાન્ અંતર છે તેમ સુપાત્ર સુપાત્રમાં પણ મહાન્ અંતર રહેલું છે કહ્યું છે કે–હજારો અણુવ્રતી કરતા એક મહાવ્રતી શ્રેષ્ઠ અને હજારો મહાવ્રતી કરતા એક જિનેશ્વરદેવ શ્રેષ્ઠ છે, કારણ કે જિનેશ્વર જેવા શ્રેષ્ઠ પાત્ર તો કોઈ છે જ નહિ હજારો અને લાખો વિશુદ્ધ શ્રાવકોને દાન આપતા જે પુણ્ય થાય છે તે કરતા એક મુનિદાનથી અધિક ફળ પ્રાપ્ત થાય છે સુપાત્રદાનના ફળમાં પણ યોગ્ય દેશ, કાળ, અને દાતાના ભાવ વધારો કરી આપે છે બ્રહ્મચર્યહીન, ક્રિયાભ્રષ્ટ અને દયા તથા દમથી રહિતને મહાદાન આપતા પણ સ્વલ્પ ફળ પ્રાપ્ત થાય છે સાધુઓ એ પ્રથમ પાત્ર છે, બીજું પાત્ર શ્રાવકો છે, ત્રીજું સમ્યગ્દૃષ્ટિ છે, શેષ જંતુઓ દયાપાત્ર છે કહ્યું છે કે–સાધુઓ ઉત્તમ પાત્ર છે, શ્રાવકો મધ્યમ પાત્ર છે અને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જઘન્ય પાત્ર છે આ પાત્રાપાત્રની વિચારણા મોક્ષફળના હેતુવડે કરેલા દાનના સંબંધમાં કરવાની છે માન ખ્યાતિ માટે દાન કરવું એ સુશ્રાવકનું કાર્ય નથી, કારણ કે તેવા દાનથી ફળમાં અવરોધ થાય છે

મહાવીર પરમાત્માએ ચાર પ્રકારનો ધર્મ કહ્યો તેમાં દાનધર્મ પ્રથમ કહ્યો છે પોતે પણ પ્રથમ ચારિત્ર લેતા દાનધર્મ, પછી ચારિત્ર લેવાવડે શીલધર્મ, પછી કર્મો ખપાવવા માટે આચરેલો તપ ધર્મ અને પછી શ્રેણી માંડવાવડે ભાવધર્મનું અવલંબન લીધું છે પ્રભુએ આપેલ દાનમાં સુપાત્રો ( મુનિ સિવાય ) પણ આવતા, અનુકંપાદાન પણ દીન અનાથને અપાતું અને ચારણાદિ બિરુદાવળી બોલનારને ઉચિત તેમજ કીર્તિદાન પણ આપ્યું હતું ગૃહસ્થ માટે તો દાનધર્મની જ મુખ્યતા છે ગૃહસ્થ પોતે મેળવેલા દ્રવ્યથી દાનધર્મનું આરાધન કરે તો જ તે દ્રવ્ય મેળવતા બંધાયેલા પાપોથી છૂટે અને આગામી ભવ માટે પુણ્ય સંપાદન કરે ધનની **દાન, ભોગ ને નાશ** એ ત્રણ પ્રકારની ગતિ જણાવવામાં આવેલ છે જો ધનનો દાન અને ભોગમાં ઉપયોગ ન કરવામાં આવે તો છેવટે નાશ તો નિર્માણ થયેલો હોય જ છે ધનની આવી સ્થિતિ સમજી તેનો દાનાદિકમાં ઉપયોગ કરવો ઉચિત છે કેટલાક પુણ્યાનુબંધી પુન્યવાળા મનુષ્યો આવેલ સમયને ઓળખીને તે પ્રમાણે વર્તન કરતા દેખાય છે તેઓ ધન્યવાદને પાત્ર છે

**અમીચંદ કરસનજી શેઠ**

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર-શા. હીરાલાલ ગણપતરામ—ધડકણ )

**પ્રશ્ન** ૧—ગુરુ પાસે અક્ષતની ગહુંળી કરતાં શું ચિંતવવું ?

**ઉત્તર**—ગુરુના ગુણ ચિંતવવા.

**પ્રશ્ન** ૨—પ્રભુ પાસે સ્વસ્તિકાદિ કર્યા પછી ફળ, નૈવેદ્ય ને દ્રવ્ય કયાં મૂકવું ?

**ઉત્તર**—ફળ સ્વસ્તિક ઉપર મૂકવું, નૈવેદ્ય સિદ્ધશિલાની આકૃતિ પર મૂકવું અને દ્રવ્ય વચ્ચેની ત્રણ રત્નત્રયીની ઢગલી પર મૂકવું, એ ઠીક લાગે છે.

**પ્રશ્ન** ૩—આંબિલમાં હિંગ વપરાય ?

**ઉત્તર**—ન વપરાય એમ લઘુ પ્રવચનસારોદ્ધારમાં કહ્યું છે, પરંતુ વાપરવાની પ્રવૃત્તિ છે.

**પ્રશ્ન** ૪—રેશમ ત્રસજીવોની હિંસાથી બને છે તો તે વાપરવું યોગ્ય છે.કે કેમ ?

**ઉત્તર**—બહુ વર્ષોથી વપરાતું આવે છે. આ બાબત વધારે ચર્ચવાની જરૂર નથી; કારણ કે તેનો નિષેધ થઈ શકવો અશકય છે. તેમાં પુદ્ગળો વધારે શુદ્ધ છે, તેને અશુચિ અલ્પ લાગે છે, ઇત્યાદિ વાપરવાનાં કારણો છે.

**પ્રશ્ન** ૫—ત્રીજા ને છઠ્ઠા આવશ્યકના પ્રારંભમાં મુહપત્તિ પડિલેહાય છે, બીજા આવશ્યકના પ્રારંભમાં મુહપત્તિ પડિલેહાતી કેમ નથી ?

**ઉત્તર**—પહેલા સામાયિક આવશ્યક માટે તો મુહપત્તિ પડિલેહીને જ કરેમિ ભંતે ઉચ્ચરાય છે. ત્રીજું આવશ્યક ગુરુને વાંદણા દેવારૂપ છે, તેના પ્રારંભમાં મુહપત્તિવડે શરીર પડિલેહવાની જરૂર છે કે જેથી વાંદણા દેતાં જીવવિરાધના ન થાય છઠ્ઠું આવશ્યક પચ્ચખ્ખાણ લેવારૂપ છે તે મુહપત્તિ પડિલેહી, વાંદણા દેવાવડે ગુરુનો વિનય કરીને જ લઈ શકાય તેથી ત્યાં મુહપત્તિ પડિલેહવાની જરૂર છે. બીજા આવશ્યકમાં તેવું કારણ નથી.

**પ્રશ્ન** ૬—નવકારવાળી કે પાંચ પદની ટીપ ગણવાનો નિયમ હોય છતાં, કોઇ કારણથી એક દિવસ ન ગણાય તો બીજે દિવસે ગણી શકાય કે નહીં ?

**ઉત્તર**—બીજે દિવસે બેવડી ગણી શકાય. વળી તેમ સકારણ થયું હોય તો તેમાં દોષનો સંભવ પણ નથી.

**પ્રશ્ન** ૭—કોઇ ગામમાં જિનપૂજા માટે ફૂલ ન મળતાં હોય તો આપણે આપણા બગીચા વિગેરેમાં ફૂલના છોડ વાવીને તે ફૂલ ચડાવી શકીએ ?

ઉત્તર—ખુશીથી ચડાવી શકાય. માળીનાં લાવેલાં ફૂલ કરતાં એ વધારે પવિત્ર સમજવાનાં છે. શ્રાવકને દ્રવ્યપૂજા કરતાં જીવવિરાધના થાય છે તે સ્વરૂપ-હિંસા છે, પરંતુ ભાવ સુંદર હોવાથી અનુબંધ દયાનો જ પડે છે.

**પ્રશ્ન** ૮—બીજ, પાંચમ, આઠમ, અગ્યારશનાં તપ કરવાનું કહેલ છે, પરંતુ ચૌદશનો તપ કરવાનું કેમ કહ્યું નથી ?

**ઉત્તર**—શ્રાવક પાક્ષિક પ્રતિક્રમણ કરે ત્યારે પક્ષની આલોયણા તરીકે એક ઉપવાસ કરવાનું કહેવામાં આવે છે તે કરેલ હોય તો **પઇઠ્ઠિઓ** કહે અને ન કરેલ હોય તો **તહત્તિ** કહીને કરવાનું સ્વીકારે છે. આ પ્રમાણે દરેક ચતુર્દશીએ ઉપવાસ કરવો તે જ ચતુર્દશીનો તપ સમજવાનો છે.

**પ્રશ્ન** ૯—આરતિ ઉતાર્યા પછી ચૈત્યવંદન કરી શકાય ?

**ઉત્તર**—સ્નાત્ર ભણાવવામાં આરતિ ઉતારીને જ ચૈત્યવંદન કરાય છે તેમ સાંજે પણ દેરાસરમાં આરતિ ઉતાર્યા પછી ચૈત્યવંદન કરી શકાય.

**પ્રશ્ન** ૧૦—દેરાસર નવું બંધાવતાં તેની ફરતાં નવાં નવાં મનુષ્યાદિકનાં રૂપ પથ્થરમાં કોરીને કરાવે તો તેમાં બાધ છે ?

**ઉત્તર**—બાધ નથી. શિલ્પશાસ્ત્રાનુસાર કરાવાય જ છે.

**પ્રશ્ન** ૧૧—શ્રાવકે ચાંદલો કેવા આકારનો કરવો ?

**ઉત્તર**—શ્રાવકે કપાળમાં પ્રભુની આજ્ઞા ધારણ કરવારૂપ ગોળ ચાંદલો કરવો. અને તે સિવાય કંઠે, છાતીએ અને ઉદરે પણ તિલક કરવાં—એકંદર સકારણ ચાર તિલક કરવાનો ઉલ્લેખ છે.

**પ્રશ્ન** ૧૨—સ્થાપનામાં મૂકેલી ચોપડી વાંચી શકાય ?

**ઉત્તર**—ન વાંચી શકાય સ્થાપના સ્થાપ્યા પછી તેને હલાવાય જ નહીં.

**પ્રશ્ન** ૧૩—જય વીયરાયની પ્રથમની બે ગાથામાં હાથ મસ્તકે અડાડાય છે અને પછીની ગાથાઓ નીચા હાથ કરીને બોલાય છે તેનું શું કારણ ?

**ઉત્તર**—બે ગાથા મુક્તાશુક્તિ મુદ્રાવડે કહેવાની છે અને બાકી ૩ ગાથાઓ યોગમુદ્રાએ કહેવાની છે, તેથી એમ કરવામાં આવે છે. મુદ્રાનું સ્વરૂપ ચૈત્યવંદન ભાષ્યાદિથી જાણી લેવું.

**પ્રશ્ન** ૧૪—સામાયિકમાં ઊભા થઇને બીજું ધર્મકાર્ય કરી શકાય ?

**ઉત્તર**—જયણાપૂર્વક ઊઠીને કરી શકાય, પરંતુ સામાયિકમાં કરી શકાય તેવું હોવું જોઈએ.

**પ્રશ્ન** ૧૫—પ્રભુના નવણનું જળ શરીર પર લગાડાય છે, પરંતુ પિવાય ખરું ?

**ઉત્તર**—પિવાય નહીં, શરીર પર લગાડી શકાય.

**પ્રશ્ન ૧૬**—નવકારશી પારવા નિમિત્તે ત્રણ નવકાર ગણીને તરત દાતણ ન કરે તો વિલંબે કરી શકાય ?

**ઉત્તર**—નવકારશી સૂર્યોદય પછી ૪૮ મિનિટે ત્રણ નવકાર ગણીને પાર્યાં પછી ગમે ત્યારે દાતણ કરે અથવા વાપરે તેમાં બાધ નથી.

**પ્રશ્ન ૧૭**—ચરવળાની ડાંડીનો મેર ભાંગી ગયો હોય તો તે ચરવળો પોસહમાં અથવા સામાયિકમાં વાપરી શકાય ?

**ઉત્તર**—બીજા મેરવાળા ચરવળાની જોગવાઈ ન થાય તો ત્યાંસુધી વાપરી શકાય, પરંતુ તાકીદે તેવી જોગવાઇ કરી લેવાનું ધ્યાનમાં રાખવું.

**પ્રશ્ન ૧૮**—દીવાળીના સ્તવનમાં દીવાળીના છઠ્ઠતપનું ફળ બહુ વિશેષ કહ્યું છે તેનું શું કારણ ?

**ઉત્તર**—એ પર્વ અત્યુત્તમ હોવાથી એના આરાધન માટે કરેલા છઠ્ઠતપનું ફળ વધારે કહેલ છે, પરંતુ ફળનો ખરો આધાર તો ભાવ ઉપર છે.

**પ્રશ્ન ૧૯**—દેરાસર કે ઉપાશ્રયમાં મુકાયેલી કોઈ પણ ચીજ વેચાતી લેવાય ?

**ઉત્તર**—એ વસ્તુ શ્રાવકે ઘરકામ માટે વેચાતી લેવી ઘટિત નથી. કેટલીક વસ્તુ દેરાસરના કામ માટે લઇ શકાય છે.

**પ્રશ્ન ૨૦**—અગિયાર ગણધરના દેવ ક્યારે વાંદવાં ?

**ઉત્તર**—એમણે પ્રભુ પાસે દીક્ષા લીધી અને ત્રિપદી પામીને દ્વાદશાંગીની રચના કરી તેમ જ ગણધરપદ મેળવ્યું તે દિવસે ( વૈશાખ શુદિ ૧૧ શે ) વાંદવાં ઠીક લાગે છે.

**પ્રશ્ન ૨૧**—સુગંધી ફૂલ ન મળતાં હોય તો સુગંધ વિનાના કરેણ વિગેરેનાં ફૂલ પ્રભુને ચડાવાય ?

**ઉત્તર**—ન ચડાવાય.

**પ્રશ્ન ૨૨**—કટાસણાના અભાવે કંતાન પાથરીને પ્રતિક્રમણ થાય ?

**ઉત્તર**—ન થાય. હલકી કિંમતનાં ઊનનાં કટાસણાં પણ મળે છે તે વાપરવાં, પણ કંતાન વાપરવાથી માર્ગ લોપાય છે.

**પ્રશ્ન ૨૩**—સોના વિગેરેની નવકારવાળી કરતાં સૂતરની નવકારવાળી ગણવાનું ફળ વધારે કહ્યું છે તેનું શું કારણ ?

**ઉત્તર**—એમાં ત્યાગભાવની પ્રાધાન્યતા જણાય છે. મુનિ પણ તે નવકારવાળી રાખી વાપરી શકે છે, કારણ કે તે જોખમ વિનાની છે. બાકી કાંઇ વિશિષ્ટ હેતુ હોય તો જ્ઞાની જાણે.

**પ્રશ્ન ૨૪**—અગિયારશના ચૈત્યવંદનમાં 'અગિયાર અવ્રત છાંડવાં એ' એમ કહ્યું છે તે અગિયાર અવ્રત કયાં સમજવાં ?

**ઉત્તર**—છકાયની હિંસા ને પાંચ ઇંદ્રિયો તથા મનની અવિરતિ મળી ૧૨ પ્રકારની અવિરતિમાંથી શ્રાવકે પ્રથમ ત્રસકાયની હિંસારૂપ અવિરતિ તજી હોય છે, તેથી બાકીની ૧૧ પ્રકારની અવિરતિ છાંડવાનું સૂચન છે.

**પ્રશ્ન ૨૫**—સામાયિક કે પ્રતિક્રમણમાં અણુધારી સ્થંડિલની બાધા થાય તો જવાય ?

**ઉત્તર**—જઇ શકાય, પરંતુ વિધિપૂર્વક વસ્ત્ર બદલીને જવું, ઇરિયાવહી રીતસર પડિક્કમવા અને પછી આલોયણ આવે તે લેવી.

**પ્રશ્ન ૨૬**—સામાયકમાં બાંધી નવકારવાળી ગણતા હઇએ; દરમિયાન સામાયિકનો ટાઇમ પૂરો થાય તો નવકારવાળી અધૂરી રાખીને સામાયિક પરામ ?

**ઉત્તર**—નવકારવાળી પૂરી કરીને જ પરાય. અધૂરી ન રખાય.

**પ્રશ્ન ૨૭**—સામાયિક કરતાં હઇએ ને એક સામાયિકનો ટાઇમ પૂરો થયાનું ધ્યાનમાં ન રહે તો તે ટાઇમ બીજા સામાયિકમાં ગણાય ?

**ઉત્તર**—ન ગણાય. બીજું સામાયિક લીધા પછીથી જ તેનો ટાઇમ ગણાય.

**પ્રશ્ન ૨૮**—દેરાસરમાં ચકલી વિગેરેએ માળા નાખ્યા હોય તો તે કાઢી નાંખી શકાય? તેનાં ઇંડાં ફૂટી જાય તો વિરાધના લાગે કે નહીં ?

**ઉત્તર**—એ કાર્ય જયણાપૂર્વક વિવેકથી જ કરવા યોગ્ય છે. એમાં વિરાધના થવી ન જોઇએ. એ વાત ખાસ ધ્યાનમાં રાખવી.

( ૨ )

( પ્રશ્નકાર—શા. પુંજાલાલ અમથાલાલ-આજોલ )

**પ્રશ્ન ૧**—તીર્થંકર ગૃહસ્થાવસ્થામાં કાંઇ વ્રત પચ્ચખ્ખાણ કરતા હશે ?

**ઉત્તર**—દ્રવ્યથી કરતા હોય એમ જણાતું નથી. ભાવથી ત્યાગવૃત્તિમાં વધતા જ જાય છે. દિવસે દિવસે વિશુદ્ધિમાં વધે છે.

**પ્રશ્ન ૨**—જિનચૈત્યમાં સ્નાત્ર ભણાવવાનું કહેલ છે તે મૂળનાયકજીની સન્મુખ જ ભણાવવું કે બીજે પણ ભણાવાય ?

**ઉત્તર**—મૂળનાયકજીની સન્મુખ ભણાવવાનો નિરધાર નથી. જ્યાં સગવડ હોય ત્યાં પંચતીર્થી પધરાવીને ભણાવી શકાય.

**પ્રશ્ન ૩**—દેરાસર ઉપરના ધ્વજદંડ ઉપરની પાટલીને પતરાં જડાવ્યાં હોય તે ઊખડી ગયાં હોય તો પાટલી ઉતારી નવાં જડાવીને પાછી ચડાવાય ?

ઉત્તર—ધ્વજદંડ ઉતાર્યા સિવાય પાટલી એકલી ઊતરે નહીં અને ધ્વજદંડ ઉતારાય તો ફરી ચડાવવાનો વિધિ કરવો પડે. માત્ર પાટલી ઉતારો ને ચડાવો તે બની શકે નહીં, તેથી તાત્કાળિક પાટલી ઉતારવી નહીં. જ્યારે વિધિ સાથે ધ્વજદંડ ચડાવવાનું બને તેમ હોય ત્યારે જ ઉતારવી.

**પ્રશ્ન** ૪—પ્રભુ પાસે ફૂલનાં પગર ભરવાં એટલે શું ?

**ઉત્તર**—પ્રભુની પાસે પાંચે વર્ણના પુષ્પો શોભીતી રીતે ગોઠવવાં તે પગર ભર્યાં કહેવાય છે. તે ફૂલના પ્રમાણમાં ભરી શકાય છે.

**પ્રશ્ન** ૫—સામાયિક લેતાં કરેમિ ભંતે એક જ વાર ઉચ્ચરવી કે કેમ ?

**ઉત્તર**—કરેમિ ભંતે એક જ વાર ઉચ્ચરવાની તપગચ્છની મર્યાદા છે. તે મર્યાદા પાળવા ઇચ્છનારે એક વાર જ ઉચ્ચરવી.

**પ્રશ્ન** ૬—દેવસીપ્રતિક્રમણ કરવાનો વિધિયુક્ત કાળ કયો છે ?

**ઉત્તર**—ગમે તે ઋતુ હોય, પણ સૂર્યાસ્ત વખતે વંદિત્તુ કહી શકાય. એ રીતે એટલે એક ઘડી દિવસ હોય ત્યારે દેવસીપ્રતિક્રમણ શરૂ કરવાનો મુખ્ય વિધિ છે. જુઓ પ્રતિક્રમણ હેતુ ભાષાંતર.

**પ્રશ્ન** ૭—દેરાસરમાં પલાંઠી વાળીને બેસાય કે નહીં ? શ્રાદ્ધવિધિમાં ના કહી છે.

**ઉત્તર**—રંગમંડપમાં પ્રભુની સામે પલાંઠી વાળીને ન બેસવું તે ઉચિત છે. ખમાસમણ મુદ્રાએ બેસી ચૈત્યવંદનાદિક કરવું. શરીરની અશક્તિએ બેસવું પડે તે અપવાદમાર્ગ છે.

**પ્રશ્ન** ૮—કલ્પવૃક્ષ કેટલી જાતનાં હોય છે ?

**ઉત્તર**—યુગલિકના ક્ષેત્રમાં અને અહીં યુગલિકનાં કાળમાં દશ પ્રકારનાં હોય છે. બીજે દેવલોક વિગેરેમાં હોય છે તે પાંચ પ્રકારનાં કહ્યા છે.

**પ્રશ્ન** ૯—શ્રાદ્ધવિધિમાં દર માસે દેરાસર પર ધ્વજા ચડાવવાનું લખ્યું છે ને હાલ તો દર વરસે એક જ વાર ચડાવાય છે, તો કઇ રીત બરાબર છે ?

**ઉત્તર**—બન્ને બરાબર છે, પરંતુ જ્યાં પ્રવૃત્તિ દર વરસે વર્ષગાંઠને દિવસે કે વિજયાદશમીએ ચડાવવાની હોય ત્યાં તેમ કરવામાં વાંધો નથી. વચલા વખતમાં ધ્વજા ફાટી જાય તો બીજી પણ ચડાવી શકાય અને ધ્વજા બન્ને બાજુ બાંધી પણ શકાય.

**પ્રશ્ન** ૧૦—મગફળીનું તેલ અને કપાશીઆનું તેલ વિગયમાં ગણાવી શકાય ?

**ઉત્તર**—પચ્ચખ્ખાણ ભાષ્યમાં તેલવિગયના ભેદમાં તે બન્ને પ્રકારનાં તેલ ગણ્યાં નથી, તેથી ન ગણાય. તેનું કારણ બહુશ્રુત જાણે. કુંવરજી

# સુબોધ વાક્યો

૧ પરમાત્માનો આભાર માન કે તીર્થયાત્રાદિ કરવા માટે તારા પગ સહીસલામત છે
૨ જોઇને ચાલ કે તારા આત્માને ઉન્નતિનો માર્ગ મળે
૩ હિંમતથી ચાલ કે તારો આત્મા શુદ્ધ અને પવિત્ર બને
૪ કાર્ય ઘણા છે, વખત થોડો છે, માટે સમય ગુમાવીશ નહિ
૫ તારી હાજરીથી પારકાને હરકત તો થતી નથી ને તે સભાળતો રહે
૬ હમેશા કુદરતના પવિત્ર નાટકો જોતો રહે કે તને તેમાથી બોધ મળે.
૭ હજી સારા કામો કરવાનો સમય છે એમ વિચારીને જાગૃત રહે
૮ સારુ કામ કરવા જલદી ઊઠ વિલબ ન કર
૯ હમેશા સીધો રસ્તો લેવાનો નિયમ રાખજે આટીઘુટીમા પડીશ નહીં
૧૦. મન સાફ હોય તો જગતની ખૂરી ચર્ચાથી ડરવુ નહિ, પણ જો મન મલિન હોય તો તેવી ખૂરી ચર્ચાથી ડરવુ એ સત્પુરુષનુ કર્તવ્ય છે
૧૧ પ્રાણ જાય, પણ અન્યાયી નાટક ભજવીશ નહિ
૧૨ પોતાનુ ગર્વ શ્રેષ્ઠ છે એવુ અભિમાન ન રાખતો, પોતામા શુ દોષ છે તે તરફ બરાબર તપાસ કરતો રહે
૧૩ અસત્ય બીનાને સત્ય ઠરાવવાનો આગ્રહ કરીશ નહિ
૧૪ નીતિના માર્ગે કરવાથી જગતના ઇતિહાસમા તારી નામના રહેશે માટે એવા કાર્યો કરવાનુ ખાસ ધ્યાનમા રાખ
૧૫ મમત એ ખૂરામા ખૂરો દુર્ગુણ છે એ લક્ષમા રાખ
૧૬ મોટા મોટા સતપુરુષો સારા કાર્યથી જગતમા અમર થયા છે, માટે તેને પગલે પગલે ચાલવાનો રિવાજ રાખ
૧૭ કુસંપ કે કદાગ્રહ થાય એવો એક અક્ષર પણ બોલતા પૂરતો વિચાર કર.
૧૮ એકબીજાને અવળસવળ સમજાવી બીજાના આત્માને દુભાવવો એના જેવુ ખૂરુ કાર્ય એકે નથી, તે તું ખાસ લક્ષમા રાખ
૧૯ બન્ને બાજુ તપાસવાની ટેવ રાખ કે જેથી ખરા ખોટાની તને ખબર પડે
૨૦ મન, વચન અને કાયાથી જે કાર્ય કર તેમા પરમાત્માનો ડર રાખ
૨૧ સાગર જેવુ ગભીર પેટ રાખવાની ટેવ પાડ
૨૨ દભ છોડી સરળતા રાખવાનુ ધ્યાનમા રાખ
૨૩ ખરી ખોટી હકીકત બારીકાઇથી શોધ અને ખરી હકીકતમા તને અન્યાય મળતો હોય તો પ્રાણાતે પણ તેને ખરી ઠરાવવા યત્ન કર
૨૪ દ્વિમુખવાળા માણસનો વિશ્વાસ કરીશ નહિ
૨૫ કુવો ખોદીને ઉંદર કાઢવા જેવી હઠ કદી કરીશ નહિ

૨૬. જુલમ ન કર. સારાં કાર્ય કરવાની ટેવ રાખ અને કોઇ પણ કાર્યમાં ઉતાવળ ન કર.
૨૭. જો તું એક સો વરસ જીવશે તો પણ મોત તને મૂકનાર નથી, માટે તેને હમેશાં યાદ કર.
૨૮. બુદ્ધિશાળીઓની સોબતમાં રહે કે જેથી તું બુદ્ધિમાન્ થાય.
૨૯. આ દુનિયા નાશકારક છે. તેથી જે કોઇ તેના ઉપર ઓછું લક્ષ આપે છે તે ડાહ્યો છે.
૩૦. દુનિયાનો ત્યાગ કરતાં પહેલાં પ્રવાસનો સામાન તૈયાર કરવાનું લક્ષમાં રાખ.
૩૧. કદાપિ તું આખી દુનિયા પર વિજય મેળવીશ તો પણ મોત તારા ઉપર વિજય મેળવશે જ.
૩૨. તું જે કોઇ સારું અગર નઠારું કાર્ય કરીશ તેનાં ફળ તારે પોતાને જ ભોગવવાં પડશે.

અમીચંદ કરશનજી શેઠ

---

## सुभाषितरत्नमञ्जूषा

जयो वैरं प्रसवते, दुःखं शेते पराजितः ।
उपशांतः सुखं शेते, छित्वा जयपराजयौ ॥

" કોઇપણ દુશ્મન સાથે જય મેળવ્યો તો તે વૈરને પ્રસવે છે અને જે પરાજય પામે છે તે દુઃખે સૂએ છે-તેને નિરાતે ઊંઘ આવતી નથી. એ બન્નેથી ન્યારો જે ઉપશાંત ભાવવાળો છે તે જય, પરાજય બન્નેને તજીને સુખે સૂએ છે. "

આ શ્લોકમાં ઊંડું રહસ્ય રહેલુ છે. જય મેળવનાર અને પરાજિત થનાર-હારનારને તો આપણે સૌ ઓળખી શકીએ છીએ અને તેની સ્થિતિ પણ ઉપર જણાવ્યા પ્રમાણેની સમજી શકીએ છીએ જય મેળવનાર અત્યારે તો જીત્યો છે, પરંતુ તેણે નવું વૈર ઉત્પન્ન કર્યું છે. નવો દુશ્મન ઊભો કર્યો છે તે જ્યારે ત્યારે પાછો જરૂર વૈર લેવા તત્પર રહે છે. અને કદી આ ભવમાં તે વૈરની સમાપ્તિ નથી થતી તો ઘણા ભવોપર્યંત તેની શ્રેણી ચાલે છે. હારેલ માણસ સુખે સૂતો નથી એ ખરી વાત છે. તેને કયારે આનું વૈર લઉં તેની ઝંખના જ રહ્યા કરે છે, પરંતુ આ બેથી જુદો જે ઉપશાંત ભાવવાળો મનુષ્ય છે કે જે કોઇની સાથે વૈરવિરોધ જ કરતો નથી, જ્યાં હોય ત્યાં નમીને જ માર્ગ આપે છે, તે જય કે પરાજય બન્નેમાંથી એકે મેળવતો નથી પરંતુ સુખે સૂએ છે. તેને નિરાંતે ઊંઘ આવે છે. કારણ કે ઊંઘને ઉડાડી દેનાર કારણ તેણે નિષ્પન્ન જ કર્યું નથી. હે સુજ્ઞ બંધુ! જો તમારે સુખે સૂવું હોય-ઉપશાંતપણાની દશા વહાલી લાગતી હોય તો જગતમાં કોઇની સાથે વૈરભાવ ન કરતાં શાંત સ્વભાવી થઇ સર્વની સાથે નમ્રતાથી વર્તજો. કદી તેવું કારણ આવી પડે તો પણ ઉગ્ર ન બનતાં શાંતિથી માર્ગ કાઢશો કે જેથી પાછળ પસ્તાવાનું કે ઉચાટનું કારણ ન રહે. આ ઉપશાંત ભાવમાં પારાવાર ગુણો ભરેલા છે, તે ગુણોની ખાણ છે માટે તેને સ્વીકારવા તત્પર રહેજો.

કુંવરજી

# જીવનમાં વાણીનું સ્થાન

**वाणी रसवती यस्य.... सफलं तस्य जीवनम् ।**

જેની વાણી રસવાળી—મીઠી છે તેનું જીવન સફળ છે.

જીવનમાં વાણી-વ્યવહાર એ ભારે અગત્યનો વ્યવહાર છે. બોલી તો સૌ શકે છે, પરંતુ બોલવા બોલવામાં ઘણો ફેર હોય છે. એકની વાણી સાંભળતા લોકો ધરાતા જ નથી; જ્યારે બીજાની વાણી કોઇ સાંભળવા પણ નથી ચાહતું. એક વ્યક્તિના થોડા શબ્દોના પડઘા જગતભરમાં પડે છે જ્યારે બીજાના લાંબાં ચોડાં ભાષણો અસરરહિત બને છે. આ પ્રમાણે ભાષાજ્ઞાન સૌને સમાન હોવા છતાં ઉપયોગની તરતમતાથી તથા ઉચ્ચારનારના જીવનની વાત તેની ભાષામાં પ્રતિબિંબિત થતી હોવાથી એક મનુષ્ય જગતમાં વિશિષ્ટ પ્રકારનું સ્થાન પ્રાપ્ત કરી શકે છે જ્યારે બીજો બોલનાર પોતાનું હોય તે સ્થાન પણ ગુમાવે છે. આ વસ્તુ આપણા સૌના અનુભવની પણ છે જ.

એક જ ઘઉંના આટાની કણકમાંથી રોટલી બની શકે છે, પુરી પણ થઇ શકે છે, ભાખરી પણ બને છે અને ચુરમું પણ કરી શકાય છે તેવી જ રીતે એકની એક ભાષા સૌ વદતા હોવા છતાં તેમાં મિષ્ટતા, સ્પષ્ટતા, સહ્લીલતા ઇત્યાદિ ઉમેરવાથી તેવી ભાષા ભારે અસરકારક બને છે. જુઓ, કાગડો અને કોયલ એ બન્ને કાળાં છે અને કદાચ ઓળખવાં મુશ્કેલ થઇ પડે તેવાં સમસ્વરૂપી છે, પરંતુ મિષ્ટ ભાષા વદવાથી કોયલ સર્વત્ર આદરપાત્ર બને છે જ્યારે કર્ણજ્વર સમાન કનિષ્ટભાષાભાષી કાગડો કોઇને આનંદનું કારણ બનતો નથી, બલ્કે તેને ત્યાંથી ઉડાડી મૂકવામા આવે છે. તે માટે એક કવિએ કહ્યું છે કે—

**કાગા કોયલ એક રંગ, બૈઠે એકજ બાગ;બોલીસેં પહિચાનીએ, એ કોયલ એ કાગ. ૧**
**કાગા કીસ્કા ધન હરે, કોયલ કીસ્કો દેત; મીઠા બચન સુણાય કે, જગ અપના કર લેત. ૨**

જે મનુષ્યની ભાષામાં મધુરતા છે તે દુશ્મનમાં પણ વાસ કરી શકે છે. **कः परः प्रियवादिनाम् ?** પ્રિય બોલનારને પારકું કોણ છે ?

ભાષા ઉપર જે મનુષ્યનું પ્રભુત્વ હોય અને તેમાં અકૃત્રિમ મધુરતા ભળે તો બાકી શું રહે ? સોનામાં સુગંધનો મેળ થાય તો કેવું સુંદર ! માનો કે જીવનની અર્ધી ફતેહ તો તેને પ્રથમથી જ મળી ચૂકે છે. એ જ્યાં જાય ત્યાં તેને મિત્રો જ થાય. રેલ્વેમાં હોય કે આગબોટમાં હોય, જળમાં હોય કે સ્થળમાં હોય પણ માનજો કે તે મનુષ્યની મીઠી જીભ બધે સ્થાને ગુલાબ પાથરશે. એ શબ્દગુલાબની સૌરભ અન્યની સાથે પોતાને પણ મળવાની છે એ ચોક્કસ હોય છે. મીઠું બોલવામાં પૈસા આપવા પડતા જ નથી. એ ખોટનો ધંધો તો નથી જ, તેમ છતાં ઘણાં ઓછાં માણસોને એ કળા લભ્ય હોય છે. જેને એ કળા ફાવી ગઈ હોય, જેણે ભાષાની મધુરતા સ્વાભાવિક રીતે કેળવી હોય તે મનુષ્ય સર્વત્ર ધારેલી અસર નીપજાવી શકે છે. **वचने का दरिद्रता ?** વચનમાં દરિદ્રતા શા માટે ? આ બહુ જાણીતી ઉકિત છે. એથી વિરુદ્ધ જેના વચનમાં દરિદ્રતા છે, જેના વચનમા કઠોરતા છે, જેના વચનમાં ભારોભાર કટુતા છે, જેના વાણીપ્રવાહમાં મીઠાશ કે નરમાશને લેશ પણ સ્થાન નથી તે મનુષ્ય કયાંઇ પણ આદરપાત્ર બની શકતો નથી, તેને માટે કોઇને લાગણી જન્મતી નથી, તે કયાંઇ ફતેહ મેળવી શકતો નથી.

જેની સાથે તમે વાત કરો તે શેઠ હોય કે નોકર હોય, સ્ત્રી હોય કે પુરુષ હોય, બાળક હોય યા વૃદ્ધ હોય, રાજા હોય કે રંક હોય, શ્રીમાન્ હોય કે દરિદ્રી હોય, દુશ્મન હોય કે મિત્ર હોય, સાક્ષર હોય કે નિરક્ષર હોય, જાણીતો હોય કે અજાણ્યો હોય, પરંતુ તેની સાથે વાત કરતાં 'આપ, તમે' વિગેરે બહુવચન તથા માનવાચક શબ્દથી સંબોધન કરી નૈસર્ગિક મધુરતાપૂર્વક વાત કરશો તો તમારી–વાત કરનારની સંસ્કારીતા અને સજ્જનતાની ઘેરી છાપ સામેની વ્યક્તિ પર અવશ્ય પડશે, બાકી જે મનુષ્ય ભાષા વાપરવામાં પણ ઉદાર ન હોય તેની પાસેથી બીજી વિશેષ આશા તો ક્યાંથી જ રખાય? કહ્યું છે કે—

यया गुजरणे जाड्यं, मोदकानां तु का कथा।
वचनेऽपि दरिद्रत्वं, धनाशा तत्र कीदृशी? ॥ १ ॥

જે માણસ જવ ન પચાવી શકે તેની પાસેથી મોદક પચાવવાની તો આશા જ ક્યાંથી હોય? તેમ જે વચનમાં પણ દરિદ્રી હોય અર્થાત્ મીઠાશપૂર્વક આશ્વાસનના બે શબ્દો પણ જે ન કહી શકતો હોય તેની પાસેથી ધનની આશા તો રખાય જ ક્યાંથી?

કહેવાય છે કે–દેવા ન હોય પણ દાઝવા તો હોય. અથવા દેવાય નહી તો રસ્તો તો બતાવાય જ. અર્થાત્ ભાગ્યયોગે દઇ શકવાના સંજોગ ન હોય તો પણ આવનાર પ્રત્યે સમવેદના દર્શાવવા જેટલી સૌજન્યતા તો મનુષ્યમા ઓછામાં ઓછી હોવી ઘટે છે. તેમજ દેવાની શકિત ન હોય તો જ્યાં મળે તેમ હોય ત્યાનો રસ્તો તો જરૂર ચીંધી શકાય છે, પણ કદી કોઇને હડધૂત તો ન જ કરવા જોઇએ. માનવતાના આ સામાન્ય નિયમનું પાલન તો અવશ્ય થવું ઘટે.

એક જીભ અનેક સંહાર કરાવે છે, બીજી જીભ તેવો સંહાર અટકાવે છે. એક જીભ નિત્ય નવનવા કલેશો ઊભા કરે છે, બીજી જીભ શાંતિ સ્થાપે છે. એક જીભ મહાપુરુષના ગુણાનુવાદ ગાઇ રહી છે તો તેથી વિરુદ્ધ બીજી જીભ સતત પાપવ્યાપાર–અસત્ય ભાષણ ચલાવે જાય છે. આ પ્રમાણે વાચિક હિંસાદ્વારા પાપબંધ કરાવનાર પણ જીભ છે અને તેના પર કાબૂ હોય તો અનેક અશુભ કર્મબંધને રોકી યશનો ફેલાવો કરાવનાર પણ આપણાં સરખાં જિહ્વાબાઇ જ છે!

जिह्वायाममृतं यस्य तस्य मित्रं जगत्त्रयम्।

'જેની જીભમાં મધુરતારૂપી અમૃત વસે છે તેને ત્રણે જગત મિત્રરૂપ બને છે.'

ભાષા એ મનુષ્યને ઓળખવાનું ઉત્તમ સાધન છે. કૂપના ઊંડાણમાંથી જેમ જળ-યંત્ર જળને ઉપર લઇ આવે છે તેમ હૃદયના ઊંડાણમાં જે ભાવ વર્તતા હોય તેને ભાષા બહાર ખેંચી લાવે છે. સાંભળનાર જો માનસવિજ્ઞાનથી પરિચિત હોય તો બોલનારની ભાષા પરથી તેના અંતરની અને સમગ્ર જીવનની કલ્પના કરી શકે છે.

અંતમાં જણાવીએ કે હૃદયમાં કોતરી રાખવા જેવો આ એક ઉત્તમ મહાલેખ છે કે–મીઠી ભાષા જેવું બીજું કોઇ વશીકરણ નથી. રાજપાળ મગનલાલ વ્હોરા

# પ્રભાવિક પુરુષો

## અનાથી મુનિ

( ૧ )

જૈન કથાસાહિત્યમાં કેટલીક વ્યક્તિઓ મૂળ નામે પ્રસિદ્ધિ પામવાને બદલે, એ વ્યક્તિમાં રહેલ અમુક પ્રકારની વિશિષ્ટતાને લઇ પ્રાપ્ત થયેલ ઉપનામે, કિંવા એ વ્યક્તિનો જેની સાથે ગાઢ સંબંધ હોય છે એ નામે, વિખ્યાત થયેલ હોય છે. દાખલા તરિકે શ્રેણિકપુત્ર **અશોકચંદ્ર** અને દધિવાહન પુત્રી **વસુમતી** એ ઉભય **કુણિક** અને **ચંદનબાળા**ના નામથી જેટલા જાણીતા છે એટલા અશોકચંદ્ર ને વસુમતી, એ મૂળ નામ હોવા છતાં એ નામથી જાણીતા નથી. પાછળના પ્રકારમાં અર્હિકાપુત્ર, ચિલાતિપુત્ર, મૃગાપુત્ર કે સદ્દાલપુત્રને મૂકી શકાય. માતા કે પિતાના સંબંધથી ઓળખાતા એ મહાશયોના મૂળ નામ શું હતાં તે કોણ જાણે છે? પ્રસ્તુત વાર્તાનાયક અનાથી મુનિના સંબંધમા પણ તેવું જ છે. એમનું મૂળ નામ આજે તો લભ્ય થાય તેમ નથી. અનાથપણાની તેમની જ્વલંત ભાવનાએ એમને એવી તો પ્રસિદ્ધિ આપી કે કથાપ્રસંગોમાં એ નામથી જ તેઓ ખ્યાતિ પામ્યા. કોઇ ઉલ્લેખમાં કૌશાંબીના ધનસંચય શ્રેષ્ઠીના તે પુત્ર હતા એમ જણાય છે, તો બીજામાં વળી તે રાજપુત્ર હતા એમ દૃષ્ટિગોચર થાય છે. ગમે તેમ હોય છતાં એટલું તો સાચું અને સ્પષ્ટ છે કે તે ઋદ્ધિસંપન્ન હતાં અને મુનિપણામાં તેમને રાજવી શ્રેણિક સાથે સમાગમ થયો હતો. એ વેળા જ તેમની સાથે સનાથ અને અનાથપણાની ચર્ચા નીકળી હતી

પ્રાતઃકાળમાં અશ્વ ખેલાવવા નીકળેલા યુવાનની નજરે આમ્રવૃક્ષ નીચે એકત્ર થયેલ એક ટોળું ચઢતાં જ ઘોડો એ બાજુ ફેરવ્યો. ત્યાં પહોંચતાં જ એને જણાયું કે ચાર શ્રમણો પોતાના ઉપકરણો અંગ પર બાંધી લઈ વિહાર કરવાની તૈયારીમાં છે અને એમને નરનારીનો મોટો વર્ગ પ્રણામ કરી માન આપી રહ્યો છે. પોતે પણ તુરંગ પરથી ઉતરી ગયો અને એ વૃંદમાં ભળી જઇ, હાથ જોડી ઊભો રહ્યો.

એ વેળા ચાર સાધુઓ પૈકી જે મુખ્ય હતા તેમણે મિષ્ટ શબ્દોમાં નિમ્ન પ્રકારે વિદાય સંદેશ આપ્યો.—

"મહાનુભાવો! અરિહંત પ્રભુના ધર્મ સંબંધી જે જે સ્વરૂપ ચોમાસાના ચાર મહિના દરમિયાન તમોને સમજાવવામાં આવ્યું છે એ પ્રમાણે ચાલવામાં-વર્તવામાં યથાશક્તિ પ્રયત્ન કરશો. એટલી વાત કદાપિ પણ સ્મૃતિ બહાર ન થવા દેશો કે આ માનવભવ અતિ મોંઘેરો છે વારંવાર એની પ્રાપ્તિ થતી નથી.

તેથી જ એની તુલના ચિંતામણિ રત્ન સાથે કરવામાં આવે છે ચિંતામણિ રત્નને પથ્થરનો ટુકડો સમજી પેલા મૂર્ખ ભરવાડે જેમ પક્ષી ઉરાડવામાં ફેંકી દીધું તેમ તમો પણ આ માનવજીવનને સફળ બનાવવાનું ચૂકી જઈ, કેવળ આપાતરમણીય વિલાસોમાં એને ગાળી ન નાંખશો યાદ રાખજો કે—

गृहं सुहृत् पुत्रकलत्रवर्गो,
धान्यं धनं मे व्यवसायलाभः ।
कुर्वाणमित्थं नहि वेत्ति मूढो,
विमुच्य सर्वम् व्रजतीह जंतुः ।

ઘર, મિત્ર, પુત્ર, વલ્લભા વિગેરે સ્નેહીવર્ગ, ધાન્યની વિપુળતા કે ધનના ઢગ, વિશાળ વેપાર કે ચોતરફથી થતો લાભ યા ને કમાણી, એ બધું એક દિવસ ત્યજી દઈને આ જીવડાને જવાનું છે, કોઈ મૂઢ આત્મા જ એ સર્વમાં મારાપણું માનીને એમાં જ ચોટી બેસે છે અને માને છે કે એ બધું મારું છે! કદાપિ મારા હાથ માંથી એ ખસી જવાનું જ નથી! પરંતુ નોંધી રાખજો કે-

धनेषु जीवितव्येषु, भोगेष्वाहारकर्मसु ।
अतृप्ताप्राणिनःसर्वे,याता यास्यन्ति यान्ति च

ગમે તેટલી લક્ષ્મી પ્રાપ્ત કરો, સેંકડો વર્ષનું જીવન ગાળો, વિવિધ પ્રકારના અસંખ્ય ભોગો ભોગવો, જાતજાતની રસવતીઓ આરોગો અને સદાયે વ્યવસાય તત્પર રહો; છતાં કોઈ દિવસ તૃપ્તિ થવાની નથી એ સનાતન નિયમ છે કે સર્વે જીવો અતૃપ્તપણે જ ભૂતકાળમાં મરણને શરણ થયા છે, વર્તમાનમાં થઈ રહ્યા છે અને ભવિષ્યમાં થવાના છે. એ પદાર્થોની આસક્તિ જ કોઈ એવા પ્રકારની છે કે તેમાંથી છૂટકારો કોઈ વિરલ આત્માઓ જ મેળવી શકે છે. વાસનાનો જય કરવો એમાં જ સામર્થ્ય છે અને તેથી જ તીર્થંકર પરમાત્માઓ એક જ નાદથી એ પ્રકારની શૂરવીરતા દાખવવાનું કહે છે.

પ્રત્યેક આત્માએ પ્રભુ શ્રી મહાવીર દેવનો આ કિંમતી ઉપદેશ સ્મરણમાં રાખી સ્વજીવનનુ વહેણ નિયત કરવું જોઇએ"

એ પછી તરત જ મંગલિક સંભળાવી મુનિઓએ વિહાર કર્યો, નરનારીનો સમૂહ નગરી પ્રતિ પાછો વળ્યો અને પેલો યુવાન પણ પુન: અશ્વારૂઢ થઇ ચાલી નીકળ્યો પ્રતિદિન એની સ્વારીમા કુદરતની લીલાનાં દ્રશ્યો જોવાનાં મળતાં એટલે મનોપ્રદેશમાં એને લગતી જ વિચારશ્રેણી ઉદ્ભવતી, પણ આજે તો મુનિશ્રીની દેશનાએ જ મુખ્ય સ્થાન લીધું.

એના અંતરમાં એક જ ધ્વનિ ઉદ્ભવવા માડ્યો કે-'શું સુન્દર આવાસો, લલિત લલનાનો સમાગમ કે આ રાજઋદ્ધિ એ બધું નકામું! કંઇ જ ગણત્રીનું નહિ! હું જાતે એનો ઉપભોગ કરી રહ્યા છતાં, પ્રતિદિન એ દ્વારા જાતજાતની મોજ માણી રહ્યા છતાં, એનાથી અદ્વિતીય આનંદ મેળવી રહ્યા છતાં, એ સર્વને વૃથા માનવાની મૂર્ખતા કેમ કરી શકું? એ મુનિને મારા જેવી અને મારા જેટલા વિશાળ પ્રમાણમાં

સમૃદ્ધિ ન મળી હોય, અગર કારણવશાત્ સંસારનો કડવો અનુભવ થયો હોય તેથી જ આવો ઉપદેશ દેવા તત્પર બન્યા હોય તો કંઇ અસંભવિત ન ગણાય. મારી દૃષ્ટિ સન્મુખ જે વિલાસો હું પ્રત્યક્ષપણે ભોગવી રહ્યો છું એને ત્યજી દઇ, અરે! એને વૃથા માનવા સરખી હાસ્યસ્પદ સ્ખલના કરી, કોઇ પરોક્ષ કલ્યાણની લાલસામાં શા સારું એને તિલાંજલિ દઉં ? શા માટે મારા મનમાં એ શ્રમણના કથનને સ્થાન જ આપું ? તે તેમના માર્ગે અને હું મારા માર્ગે ! તદ્દન હસવા જેવી વાત. આખાની આશામાં અર્ધું મળ્યું છે તે પણ છોડી દેવાનું ! વિચિત્ર જગત્ !'

યુવાને આજે પ્રથમ જ આ મુનિને સંસારની અસારતા વર્ણવતા સાંભળ્યા હતા. પૂર્વ પુન્યાઇના જોરથી અત્યાર-સુધીનું એનું જીવન કેવળ સુખમાં અને કોઇપણ પ્રકારની ચિંતા વગર વ્યતીત થયું હતું. અંગ્રેજીમાં કહેવત છે કે:– Born with a silver-spoon અર્થાત્ જન્મથી જ ઋદ્ધિસિદ્ધિનો યોગ અને વિવિધ પ્રકારના વિલાસો એને પ્રાપ્ત થયાં હતાં. માતા, પિતા, ભાઇ, ભગિની અને સુહૃદમંડળીમાં એ સૈકોઇને પ્રીતિપાત્ર હતો. જ્યાં પાણી માંગતાં જ દૂધ મળતું હોય ત્યાં બીજી ઊણપ તે શી સંભવે ? બર્યાભાદરા કુટુંબમાં અને દુન્યવી મોજ-મજાની લહેરમાં એણે દુઃખનું નામ પણ સાંભળ્યું નહોતું. વળી સુંદરાકૃતિવાળા દેહધારી એ યુવાનને શારીરિક પીડા અનુભવવાનો પણ યોગ સાંપડ્યો નહોતો. યૌવનાંગણમાં પ્રવેશતાં ચારુ ચંદ્રમુખી, ને કળાકેલિકુશળ પ્રિયાનો સાથ મળ્યો હતો, એટલે ટૂંકામાં કહીએ તો સૃષ્ટિ પર આજે એ યુવાન દોગંદુક દેવ સમ આનંદ માણી રહ્યો હતો. એને પેલા શ્રમણ મહાત્માની ઔપદેશિક વાત ન સમજાય એ સ્વાભાવિક હતું.

આ જાતના સુખાનુભવમાં એ યુવાને વર્ષો પસાર કરેલાં. જે સવારે મુનિની વાણી સાંભળી એ જ મધ્યાહ્ને, કૌશામ્બી નગરીની બહાર આવેલી પુષ્પવાટિકામાં પોતાના અંતેઉર સહિત આવી સંધ્યા સુધીના કલાકો વાપિકાસ્નાન–જળક્રીડા અને સંગીતની રમઝટમાં ગાળ્યા. જાણે કે આખી વાડી વીણા–સારંગીના મીઠા રણઝણાટથી, કોકિલ કંઠવાળી લલનાઓના ગીતનાદથી, ચેતનવંતી ન બની ગઇ હોય એમ કોઇ પણ આગંતુકને જણાતું. ત્યાં જે પ્રવૃત્તિ ચાલી રહી હતી અને ધમાલ પ્રવર્તી રહી હતી એ તરફ મીટ માંડતા સહજ ઉચ્ચરાઇ જતું કે 'પુન્યશાળીને પગ પગ ઋદ્ધિ.' મધ્યાહ્ન-કાળના સહસરશ્મિ(સૂર્ય)નાં કર્કશ કિરણો ભલેને નગરના અન્ય ભાગોમાં વિજયશ્રી વરતાં હોય, છતાં આ વાટિકામાં એની રંચમાત્ર અસર નહોતી. અમાપ શીતલતા અને અમર્યાદ આનંદનું સામ્રાજ્ય પૂર્ણ-પણે પ્રવર્તી રહ્યું હતું.

સુખના શિખરે મ્હાલતો એ યુવાન એ જ આપણી વાર્તાનો નાયક અને ભાવિ

અનાથી મુનિ છે. આશ્ચર્યમુગ્ધ બનવાની જરૂર નથી. સુખમાં તન્મય થનાર સામાન્ય માનવી જ્યાં પરિસ્થિતિનો ગુલામ બની જાય છે, અરે ! પોતાની પૂર્વાવસ્થા વીસરી જાય છે ત્યાં આ વિલાસી કુંવરની શી વાત કરવી ? જેને સૂર્યનો પ્રકાશ પ્રથમ જોતાં જ ચારે પાસથી લાડ કોડ સિવાય બીજું કંઇ મળ્યું જ નથી અને 'ખમા ખમા'ના પોકાર સિવાય બીજુ કંઈ સાંભળ્યું નથી તેને અન્ય દુઃખની કલ્પના પણ ક્યાંથી આવી શકે ?

કાળની ગતિ વિષમ છે. જ્યા સાગરોપમ જેવો લાંબો કાળ પૂરો થઇ જાય છે ત્યાં બે પ્રહર વીતતાં શી વાર ? કાળ ચક્ર અસ્ખલિત ગતિએ વહ્યું જ જાય છે દિવસ પછી રાત અને મધ્યાહ્ન પછી સાજ આવ્યા જ કરે છે. એવી જ રીતે સુખ-દુઃખની બેલડીનું પણ સમજી લેવું કાયમનું દુઃખ જેમ નથી લખાયું તેમ કાયમનું સુખ પણ માનવીજીવનમાં નથી જ નોંધાયું. તડકા–છાયાની પેઠે એમા ફેરફાર થયા જ કરે છે. અસ્તોદયનો એ અફર કાનૂન છે.

સંધ્યાદેવીનાં આગમન થઇ ચૂકયાં. આકાશપટ પર રંગબેરંગી અભ્રો શોભી રહ્યાં. માનવસમુદાય અને પક્ષીગણ પોતાનાં નિવાસસ્થાન પ્રતિ ગમન કરવા લાગ્યો. વાર્તાનાયક યુવાન પણ વધુ આનંદ લૂંટવાનું અને વધુ ક્રીડા કરવાનું આવતી કાલ પર મુલતવી રાખી ઝટપટ ભોજનકાર્યથી પરવારી, નગર પ્રતિ પાછા ફરવાની તૈયારીમાં પડયો. વિહાર-વાટિકા છોડી નગર પ્રતિ પગ માંડતાં જ એના મનમાં આવતી કાલના વિલાસોને લગતા મનોરથો શરૂ થયા 'આમ ઊઠશું', આમ બેસશું, અમુક લાવીશું, અને અમુક કરશું ' થી મંડાયેલ પાયા પર કેટલાંયે ચણતર ચણાયા અને એમાં ઉમેરો તો ચાલુ હતો પણ કુદરતને એ મંજૂર નહોતું. વિધિ સામે માનવી ક્યાં સુધી ટકી શકે ? મનની મનમાં રહી ગઇ !

**' हा हन्त हन्त नलिनी गजमुज्जहार '**

જેવું થઇ ગયું ! કમળની સુગંધમાં આસક્ત બનેલ ભ્રમર જેમ સંધ્યાકાળે કમળ બીડાઇ જતાં અંદર રહ્યો વિચાર કરે છે કે–સવાર થતાં સૂર્યનાં કિરણો પથરાશે, કમળશ્રેણી પુનઃ ખીલશે, હું પણ પુનઃ દરેક પુષ્પમાંથી રસ ચુંસવાનું શરૂ કરીશ, પણ ત્યાં તો એક ગજરાજ આવી એ જ કમળને ત્રોડી પોતાનાં પેટમાં પધરાવી ગયો.

કુમાર જ્યાં રાજમહેલમાં પગ મૂકે છે ત્યાં જ એકાએક તેને મસ્તિષ્કમાં પીડા શરૂ થવા લાગી આંખો બળવા માંડી અને એકાએક ભૂમિ પર ઢળી પડ્યો. જાણે આખું અંગ જૂઠું ન પડી ગયું હોય એમ ઘડી પહેલાનું ચંચળ શરીર તદ્દન નિસ્તેજ થઇ ગયું ! ચારે તરફ દોડાદોડ થઇ રહી. સાથીઓ અને મિત્રો એકાએક થયેલા આ પલ્ટાથી અજાયબીમાં ગરકાવ બની ગયા ! વ્હાલી વલ્લભા તો શણગાર બદલ્યા વિના સ્વામીનું શિર ખોળામાં લઇ ત્યાં જ બેસી ગઇ ! જોત-

જોતામાં આ સમયે રાજમહેલમાં ગ્લાનિનું વાદળ છવાયું. માતા, પિતા વિગેરે સ્વજનો દોડી આવ્યા.

વૈદ્ય અને હકીમ દોડતા પગલે આવી પહોંચ્યા. નાડીપરીક્ષકો અને મંત્રવાદીઓ પણ આવ્યા. સૌએ પોતપોતાના ઉપાય અજમાવ્યા, પણ એમાંનો એક પણ ઉપાય કારગત ન નિવડ્યો! નેત્રની પીડા એટલી બધી વધી પડી કે કુમારથી સહી ન ગઈ. એનો આર્ત્તનાદ વધી પડ્યો. અંગેઅંગ બળી રહેલું! એ પર કોમળ હાથોવડે ચોપડાતું બાવનાચંદન પણ ઠંડક આપવાને અશક્ય નીવડ્યું! કોઈ રીતે ચેન જ ન પડે! મહામહેનતે સુંવાળી શય્યા પર કુમારને સૂવાડ્યો છતાં એવી મુલાયમ તળાઈ પણ કાંટા માફક એને ખુંચવા લાગી! એની વેદના રંચમાત્ર કશાથી ઓછી ન થઈ. માતા, પિતા, ભ્રાતા, ભગિની અને પ્રિયતમા આદિ સૌકોઈના ગાઢ સ્નેહભર્યા સંબોધનો અને અંતરના ઉમળકાથી આદરેલા વિવિધ ઉપચારોથી બગડી ન સુધરી કુંવરને દુઃખ ઓછું જણાય અથવા તો કંઈક અંશે શાંતિ પ્રાપ્ત થાય એ માટે કયો ઇલાજ લેવો એ કોઈ શોધી શક્યું જ નહીં માનવપ્રયત્નોથી જેટલે પહોંચી શકાય તેટલે પહોચવામાં કચાશ ન રખાઈ. ધન તો પાણી માફક ખરચાઈ રહ્યું હતું. ઔષધિઓનો હિસાબ નહોતો રહ્યો, પણ જ્યાં કશાની અસર જ ન પહોંચે ત્યાં શું થાય? જ્યાં સૌકોઈના હાથ હેઠે પડ્યા હતા ત્યાં કોઈનો વાંક પણ શું કાઢવાનો હોય?

રાત્રિના ઓળા વધુ શ્યામ થતા ગયા. ઘટિકાયંત્રનો કાંટો કલાકોના અંતર કાપતો આગળ વધ્યો અને લાચાર બનેલ સ્વજનવર્ગ થાકી, કંટાળી, હતાશ બની ત્યાંથી ખસવા લાગ્યો. અનુચરવર્ગ પણ ઉભરો સમી જતાં જેમ મૂળ સ્થિતિ પ્રસરે છે તેમ દૈનિક કાર્યક્રમ પ્રમાણે કામમાં ગુંથાયો. જોતજોતામાં કુંવરની પથારી પાસે ખાસ અંતરનાં સગાં જ બાકી રહ્યાં! તે સૌ પણ લમણે હાથ દઈ કિંકર્ત્તવ્યમૂઢતા અનુભવી રહ્યા હતા. તેમની સામે જ્યાં કુંવરમાં દૃષ્ટિ કરવા જેટલી શક્તિ ન હતી ત્યાં તેમના પ્રેમને કે તેમના ઉભરાઈ જતા સ્નેહને તે કયા ગજથી માપી શકે? એટલું તો એને સ્પષ્ટ થઈ ગયું કે એ સ્નેહીમંડળમાંની એક પણ વ્યક્તિ પોતાનું દુઃખ ઓછું કરવામાં કંઈ પણ ફાળો આપી શકે તેમ નહોતું; એમની શક્તિ બાહ્ય ઉપચારો પૂરતી જ હતી જે અહીં કામ લાગે તેમ નહોતું. જ્યારે આંતરિક દોષનું જ્ઞાન તેમને હતું જ નહીં તો પછી એના ઉપચાર તો થાય જ ક્યાંથી?

અમાપ પીડામાં વલોવાઈ રહેલ યુવાન એ તથ્ય સમજી ચૂક્યો હતો. એ વેળા પેલા મુનિના શબ્દોની સ્મૃતિ તાજી થવા માંડી હતી, તે પર કંઈક વિચારણા કરવા માંડી હતી પણ ત્યાં તો પીડાનો ઉથલો આવતો અને સંધાતા અંકોડાને છિન્નભિન્ન કરી નાખતો. (ચાલુ)

ચોકસી

# શ્રી નવપદમાં રહેલા આચાર્ય ભગવંત પીતવર્ણે કેમ છે?

સોનાના આઠ ગુણો શ્રી પંચાશકજીમાં કહેલા છે, તે આઠ ગુણોને અનુસરીને નવપદમાં રહેલા આચાર્ય મહારાજનો પીતવર્ણ માનવામાં આવે છે. યથાઃ-

विसघाइ रसायण-मंगले विणीए पयाहिणावत्ते ।
गुरुए अडज्झे (अ)कुच्छे, अट्ठ सुवण्णे गुणा होंति ॥ १ ॥

અર્થ—૧. સોનું જેમ સંનિપાતાદિ વ્યાધિનું ઝેર દૂર કરે છે તેમ આચાર્ય ભગવંત દેશનાવડે ભવ્ય જીવોનાં હૃદયમાં રહેલાં અવિરતિ, મિથ્યાત્વ, કષાયાદિકના ઝેરને દૂર કરે છે.

૨. સોનું એ રસાયણ છે. તે જેમ વિષમ રોગના વિકારને હઠાવે છે તેમ આચાર્યમહારાજ સંસારસમુદ્રથી તારનારી દેશના વિગેરે દ્વારા મોહના ભયંકર વિકારને દૂર કરે છે.

૩. સોનું એ મંગલિક છે. તેનું દર્શન શુભ શુકનની જેમ ઉત્તમ ગણાય છે અને વિઘ્નોને દૂર કરે છે, તેમ આચાર્ય મહારાજનું દર્શન પણ મહામંગલિક ગણાય છે અને તેઓ રત્નની ખાણરૂપ શ્રી સંઘના વિઘ્નોને દૂર કરે છે.

૪. સોનું એ વિનીત છે—એટલે અગ્નિમાં તપાવીને ઢીલું કરીએ ત્યારે જેમ વાળવું હોય તેમ વળી શકે છે, એટલે તેનામાં જેમ વિનય (વાળીએ તેમ વળવાનો) ગુણ છે તેવી રીતે આચાર્યમહારાજ પણ વિનીત—એટલે વિનય ગુણને ધારણ કરનારા હોય છે

૫. સોનાને કુલડીમાં ગાળીને (ઊનું કરીને) રસ કરીએ ત્યારે તે પ્રદક્ષિણાવર્ત—એટલે પ્રદક્ષિણા ફરવાની માફક ગોળ ફરે છે, તેમ આચાર્ય મહારાજ પ્રદક્ષિણાવર્ત ફરે છે—એટલે શ્રી જૈનશાસનનું અને સ્વપરનું હિત થાય તે રીતે અનુકૂળ વર્તે છે.

૬. સોનું એ સર્વ ધાતુઓમાં ગુરુ કહેતાં ભારે ગણાય છે તેમ આચાર્ય મહારાજ શ્રી સંઘમાં ગુરુ કહેતાં વડિલ છે, પૂજનિક છે.

૭. સોનું એ અગ્નિનો સંબંધ થાય ત્યારે પણ બળતું નથી તેમ આચાર્ય મહારાજ વિપત્તિના સમયમાં પણ સ્વમર્યાદા છોડતા નથી—નિડર રહે છે.

૮. સોનું એ નિંદાપાત્ર ધાતુ નથી તેમ આચાર્ય મહારાજ અકુત્સનીય એટલે નિર્દોષ આચારના ધારક હોય છે.

સંગ્રાહક—મુનિશ્રી સુબોધવિજયજી

# વાંચીને મનન કરો !

૧. તમારા પોતામાં દોષ હશે ત્યાંસુધી જ તમને અન્યમાં દોષો દેખાશે; બીજાના ગુણ જોતા થશો એટલે તમારામાંથી દોષો ચાલ્યા જશે.

૨. અન્યની મદદ લેવી, ભક્તિ ચાખવા તે પાછો બદલો વાળવાની વૃત્તિ ઉત્પન્ન કરનાર છે, મતલબ કે અવસરે બદલો આપવાનો વિચાર કરાવનાર છે.

૩. નમ્રતા, અંતઃકરણની શુદ્ધતા, બુદ્ધિ, બળ અને હિંમત–આ પાંચથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે.

૪. મન, વચન ને શરીર–એ ત્રણેનું એક સરખું વર્તન થવું જોઈએ. જેવું મનમાં તેવું જ વચનમાં અને તેવું જ ક્રિયામાં હોવું જોઇએ.

૫. ગમે તેવું સાંભળીને કે દેખીને મન ખેદ કે કલેશ ન પામે તેવી સ્થિતિસ્થાપક દશા મનની થવી જોઇએ.

૬. ઉપયોગ એટલે શું ? સંકલ્પવિકલ્પ મૂકી દઈને એકાગ્ર થવું તે.

૭. શાસ્ત્રો માત્ર પૂજવા માટે નથી, પરંતુ બંધ, મોક્ષ સમજવા માટે છે. ને તેથી જ તે પરમ પૂજનીય છે.

૮. આત્મઉપયોગ ભૂલવો તે જ અસંયમ છે.

૯. સર્વ ઇચ્છાઓનો ત્યાગ એ જ મોક્ષનું બીજ છે.

૧૦. આત્મા મુખ્યપણે આત્મસ્વભાવમાં વર્તે તેનું નામ અધ્યાત્મજ્ઞાન.

૧૧. અંતઃકરણની શુદ્ધિ વિના બોધ અસર કરતો નથી. તે માટે પ્રથમ તેમાં કોમળતા લાવવી. સત્સંગ ને શુભ વિચારના અભાવે આત્મગુણ પ્રગટ થતા નથી.

૧૨. આત્માનું યથાર્થ લક્ષ પ્રાપ્ત થવાથી સમકિત ગુણ પ્રગટે છે.

૧૩. બહાર જતી વૃત્તિઓને અટકાવવી તે જ જ્ઞાનીઓની આજ્ઞા છે.

૧૪. અનિચ્છા છતાં જોરથી આવો પડે તેને ઉદય સમજવો.

૧૫. આત્મા તરફ પ્રવૃત્તિ તે નિર્જરા, આત્મા કાંઇ ક્રિયા ન કરે ત્યારે અબંધ અને આત્માના સ્વભાવને આવરે તે કર્મ કહેવાય.

૧૬. જેને દેહની મૂર્છા ગઇ તેના આત્મજ્ઞાનને ખીલતાં વાર નહિ લાગે.

૧૭. અંતઃકરણ કોમળ અને શુદ્ધ કરવા માટે વ્રતાદિ કરવાં, ઉપયોગ સહિત મનના પરિણામ હોય તો કર્મ ઓછાં લાગે, નિરુપયોગે વધારે લાગે.

મુનિશ્રી સુબોધવિજયજી

# વાર્તા તથા કવિતાના શોખીનોને માટે
# ખુશ ખબર.

હાલમાં અમારા તરફથી નીચે જણાવેલા બે પુસ્તકો છપાયા છે, તે દરેક પુસ્તકો મનને આનંદ સાથે જ્ઞાન પ્રાપ્ત કરાવી મુમુક્ષ જનોને કર્મ બંધનથી અટકાવે તેવા છે, પંડિતોના અનુભવવાળી શબ્દો દીલખુશ કરી આનંદના હીલાળમાં હીંચકા ખવરાવે તેવા છે, તથા વાંચવા માટે હાથમાં લીધા પછી પુરેપુરૂ વાંચવાની તાલાવેલી લાગશે, અને સ્વજન તથા મીત્ર વર્ગને વાંચવા ભલામણ કરવા જીજ્ઞાસા ઉત્પન્ન કરશે.

(૧) **ભાગ્યશાળી પુણ્યાત્માઓના સંક્ષેપ જીવન ચરિત્રો**—જેની અંદર અનીપુત્ર અગ્નિના કુંડમાં ઝંપલાવી બે ફળો લાવે છે, અને સ્વર્ગ તથા પાતાલનું સ્વરૂપ દેવ સાનિધ્યથી નજરે જુવે છે, તથા આરામનંદનના પરાક્રમો તથા કાર્તકી પૂર્ણીમાનું મહાત્મ્ય તથા બાહામંત્રીએ કરેલ ઉદ્ધાર તથા અનીય દેવ સુરિ વિગેરે પંદર પૂણ્યશાળી આત્માનાં વૃતાંત વાંચવાથી ઘણું અનુભવવાનું તથા જાણવાનું મળે તેમ છે, તથા શ્રી ભદ્રબાહુ સ્વામીએ નડતા ગ્રહની શાંતિ માટે દેખાડેલ ઉપાય તથા નવકાર મંત્રનું **વજ્ર પંજર કવચ** વીગેરે ઘણી ઉપયોગી વસ્તુઓથી ભરપુર તથા કાવ્યો-કવીતાઓ ખાસ વાંચવા લાયક છે પરિશ્રમના પ્રમાણમાં કીંમત ઘણીજ ઓછી રાખી છે. રૂા. ૦ાા પોસ્ટેજ ૦)=

(૨) **સદયવત્સકુમારનું ભાષાંતર** તેમાં મૃગાંક રાજાની તાપસનું વૃતાંત, ખર્પરચોરની કથા, સંસારને ચોપાટની બાજીનું રૂપ, સંધ્યાનો સંદેશ વિગેરે ઘણીજ જાણવા યોગ્ય બાબતો સાથે શીખામણ લેવા લાયક તથા દીલને ખુશ કરે તેવી કવીતાઓથી ભરપૂર છે. જે આઠ માસથી જનસમૂહ વાંચી વખાણ કરે છે, ને કીંમત ઘટાડવા આગ્રહ કરે છે, જેથી સામાન્ય મનુષ્યો પણ ખરીદ કરવા લલચાય તેમ ધારી એક રૂપીઆની કીંમત છતાં તેની પણ આઠ આના રાખી છે પોસ્ટેજ ૦)= છે.

એકંદર બંને પુસ્તકોમાં પાને પાને શીખામણના શબ્દો તથા વાકય રચનાની શો અને ફરી ફરી વાંચવા જીજ્ઞાસા થઈ આવશે, અને અનુભવ લેવા લાયક છે, જે નહીં વાંચે તે પસ્તાશે.

એક પુસ્તક મંગાવનારે દશ આનાની પોસ્ટની ટીકીટ મોકલવી તેને એક બુક ભેટ આપવામાં આવશે.

બન્ને બુક મંગાવનારે સવા રૂપીઆની પોસ્ટની ટીકીટ મોકલવી, તેને ચાર બુક ભેટ આપવામાં આવશે.

ભેટનો લાભ ફકત બે માસ માટે છે, માટે જલ્દી મંગાવવા સુચના છે.

પ્રગટકર્તાઃ—

શા. મોતીલાલ નરોત્તમદાસ કાપડીયા
ભાવનગર.

પુસ્તક મળવાના ઠેકાણાઃ—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા—ભાવનગર.
શા. મોતીલાલ નરોત્તમદાસ કાપડ બજાર „
શા. લલ્લુભાઈ ગીરધર „
શા. મોહનલાલ રૂગનાથ—પાલીતાણા

**શ્રી ભારત પ્રેસ**—શાક મારકીટ પાછળ—ભાવનગર.



मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

# શ્રી જૈન ધર્મ પ્રકાશ



અંક ૩ જો




પુસ્તક ૫૬ મું

જેઠ

સંવત્ ૧૯૯૬

વીર સંવત્ ૨૪૬૬

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર



# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૬ મું } જેઠ { વીર સં. ૨૪૬૬
અંક ૩ જો } { વિક્રમ સં. ૧૯૯૬

## अनुक्रमणिका




પુસ્તક ૫૬ મું | જેઠ | અંક ૩ જો
વિ. સં. ૧૯૯૬ | | વીર સં. ૨૪૬૬

## अवधूत लक्षणम्

आशापाशविनिर्मुक्त, आदिमध्यांतनिर्मलः।
अनादिवसतेनित्यः, अकारस्तस्य लक्षणम् ॥ १ ॥
वासनावर्जितं येन, चिद्रूपं च निरामयम्।
वर्तमानो निवर्तते, वकारस्तस्य लक्षणम् ॥ २ ॥
धूलिधूसरगात्रश्च, गतचिंतो निरामयः।
ध्यानधारणनिर्मुक्तो, धूकारस्तस्य लक्षणम् ॥ ३ ॥
तत्त्ववेत्ता विचिंतश्च, चित्तचेष्टाविवर्जितः।
तमोऽहंकारनिर्मुक्त-स्तकारस्तस्य लक्षणम् ॥ ४ ॥

**सं. मुनि प्रेमविमलजी**

આશારૂપી પાશથી મુક્ત થયેલો, આદિ, મધ્ય અને અંતને વિષે મળરહિત તથા અનાદિકાળના વાસને લીધે નિત્ય એવો અકાર તે( અવધૂત )નું લક્ષણ છે. ૧.

વાસનાથી રહિત, ચૈતન્યરૂપ, નિરામય અને (સંસારમાં) વર્તમાન સતો નિવૃત્ત પામેલો એવો વકાર તે ( અવધૂત )નું લક્ષણ છે. ૨.

ધૂળવડે ધૂસર શરીરવાળો, ચિંતારહિત, રોગરહિત અને ધ્યાન તથા ધારણાથી મુક્ત થયેલો એવો ધૂકાર તે( અવધૂત )નું લક્ષણ છે. ૩.

તત્ત્વને જાણનાર, ચિંતારહિત, ચિત્તની ચેષ્ટાથી રહિત અને અજ્ઞાનરૂપી અહંકારથી રહિત એવો તકાર તે( અવધત )નું લક્ષણ છે. ૪.

# સોનેરી સૂત્રો

જેની દૃષ્ટિમાં સદા, કમળાકેરો રોગ; પીળું દેખે સર્વમાં, કર્મતણે સંજોગ. ૧
તેમ જ જેના હૃદયમાં, અવગુણનો ભંડાર, અવગુણ દેખે સર્વમાં, શોધે નહીં કંઈ સાર. ૨
દુર્યોધનને એકદા, કહે કૃષ્ણ મહારાજ; સખ્યા લાવો ગુણીતણી, આ નગરની માંય. ૩
ચકલે ચૌટે શેરીએ, ફર્યો બહુ સુમસાન; ઢુંઢયું આખું નગર પણ, મળ્યો નહી ગુણવાન. ૪
બીજે દિન અર્જુનને, કહે કૃષ્ણ મહારાય; અવગુણી ગોતો તમે, આ નગરની માંય ૫
તેપણ આખા નગરમાં, ફરીઆ હુબહુઠામ, નજર કરી નીરખ્યું ઘણું, ન મળ્યો અવગુણવાન ૬
એ દૃષ્ટાન્તથી જાણજો, નિશ્ચે આ જગમાંય; દુર્ગુણી દુર્ગુણ અહે, ગુણીજન ગુણ લહાય. ૭

દેશદેશ - પર્યટણ કરતાં, મળે મિત્રો નવનવા,
સ્ત્રીઓ મળી ગુણસુંદરી, સુખદુઃખની ભાગી થવા,
પણ જિંદગી ગુમાવતા, કે પૃથ્વી આખી ખોળતાં,
નહી મળે નરોત્તમ બાધવો, પાતાળ પણ કદી ખોળતાં. ૧

( બધુ સાથે કોઇની તુલના કદાપિ થાય નહીં )

એક સમે એક સિંહકું, ભારે લાગી ભૂખ; વન વન સઘળે ઢુંઢતાં, એક મર્કટ દીઠો રૂપ ૧
શીશ નમાવી પ્રભુકું કહે, હું સમરું રઘુનાથ; પ્રભુ એસી બુદ્ધિ દીઓ, બંદર આવે હાથ. ૨
મર્કટ બેઠો દેખકે, સિંહે કીઓ ઉપાય; કીડીથી ધીમો ચલે, કુંકકુંક દેવે પાય ૩
મર્કટ બોલ્યો દેખકે, સ્વામી કોણ સ્વભાવ, નહી કાંટો નહિ કાંકરો, કયું કુંક કુંક દેવો પાય ૪

## સિંહ ઉવાચ—

પરઆતમ આતમસમો, જેમો દૂધમે ઘીંય; કુંકી કુંકી ને પાઉ ધરૂ, રખે ચંપઇ જાય જીવ ૫

## મર્કટ ઉવાચ—

ધીરા રહો જાઓ મતી, પૂરો મુજ મન આશ, તુરત પાકેલાં તાડફળ, આજ ધરુ તુમ પાસ ૬
મર્કટ મૂર્ણ સમજ્યો નહીં, સિંહ ફળકુ ન ખાય; તરુથી ઊતર્યો વાંદરો, લપેટી લીયો મુખ માંય ૭
મુખમાંહિ મર્કટ હસ્યો, તબ સિંહ બોલ્યો યું; પડ્યો કાળકે ગાળમેં, અબ હસતે હે કયું? ૮
હું હસ્યો તેમ તુમ હસો, તો કહું મેરી ગુજ, ભલી બૂરી એક વારતા, કહી સંભળાવું તુજ. ૯
સિંહ મૂર્ણ સમજ્યો નહી, હંસત દીઓ મુખફાડ; ત્યાંથી આવ્યો વાંદરો, કુદી ગયો તે ડાળ ૧૦
મુખ મૂકી મર્કટ રહ્યો, તવ સિંહ બોલ્યો શું, ગયો કાળકે ગાળમે, અબ રોવત હે કયું. ૧૧
મેં તો મેરી બુદ્ધિ મે નીકળ્યો યું તત્કાળ; તુમ જેસા ગુરુ અવરકુ, (મીલે) તો કોકો ન હવાળ ૧૨
સંગત કીજે સાધુકી, હરે ઓરકી વ્યાધિ; કીજે સંગત નીચકી, આઠે પહોર ઉપાધિ ૧૩

સંત મીલે સુખ ઉપજે, જળ મીલે મળ જાય; પરને પાવન તે કરે, ને પોતે પાવન થાય.૧૪
સંત બડે પરમારથી, મોટો જીનકો મન; મુઠી ભરભર દેત હે, ધર્મરૂપી એ ધન. ૧૫
કેક ગયા કેક જાય છે, કેક થશે બેહાલ; સુકૃત સાથે આવશે, કોણે દીઠી કાલ ? ૧૬
પાપી સ્વારથ સાધવા, કરે પ્રપંચ અપાર; અંતે પાછો તે પડે, કરે ધાર્યું કિરતાર. ૧૭
ચાતક ચકવા ચતુર નર, પ્રતિદિન ફરે ઉદાસ; ખરઘુવડ ને મૂર્ખ નર, સુખ સુવે જડવાસ.૧૮
અકળ કળા છે ઇશની, કોઇથી નવિ કળાય; પાપી ઘાટ ઘડ્યા કરે, અંતે થવાનું થાય ૧૯
પરનું બગાડતાં અરે, બગડે આપ જરૂર; પ્રજાળતા હનુમાનને, પ્રજળ્યું લંકા પૂર. ૨૦
સ્ત્રી પીયર નરસાસરે સંજમીયા સ્થિરવાસ; ત્રણે હોય અળખામણા,જો રહે થિરવાસ. ૨૧
વહેતાં પાણી નિર્મળાં, પડીયાં ગંદાં હોય; સાધુજન ફરતા ભલા, ડાઘ ન લાગે કોય. ૨૨
સ્થિરપડ્યાંપાણીનિર્મળાજોકદીઊંડાંહોય; સાધુજનતોસ્થિરભલા,જોકારણખરું હોય. ૨૩
વિદેશમાંવિચર્યાવિના, મળેનમાનઅપાર,યુરોપીઅનઅહિંઆવતાં,બન્યારાજસરદાર ૨૪
સર્વેસરખાનરનહીં,સર્વસરખીનહીનાર,કોઇભલાકોઇભુંડા, એમચાલ્યોજાયસંસાર. ૨૫
ચડતી પડતી સર્વની, એ દુનિયાની રીત;ચંદ્રકળા શુદમાં વધે, વદમાં ઘટે ખચિત. ૨૬
એક દિવસના સૂર્યની, ઉભયગતિ દેખાય; ઉદય થાય પ્રભાતમાં, અસ્ત સાંજરે થાય. ૨૭
જ્યાંભરતિત્યાંઓટછે, જળત્યાંસ્થળ નિરધાર; કાળતણીગતિકારમી,હર્ષશોકનવધાર. ૨૮

પં. કલ્યાણવિમળજી

---

## પ્રભુપૂજા

આ પૂજા પ્રભુની કહેવાય..........વીર ગુણ ગાવાને.
(જાણી) હૈયાં ભાવિકનાં હરખાય... ,, ,,
મનને થાતો આનંદ અને ભક્તિ ઉભરાય ,, ,, ૧

ભાવ ભક્તિના ગુણ મહાવીરના આજે સૌ ગાયા કરો,
નથી માયાના બંધ પ્રભુમુખને જુવો;
ચંદ્ર જાણે ઝળકે છે આકાશ...........વીર ગુણ ગાવાને. ૨

મોહ માયાના બંધનને કાપી રહી,
બનો ત્યાગી સત્યતણાં તત્ત્વો ગ્રહી;
આ જીવનમાં કરશું ભવપાર..........વીર ગુણ ગાવાને ૩

પ્રભુ વીરનો આદેશ છે અહિંસાનો,
જીવનમુક્તિનો એ છે કિનારો ખરો;
એમ "ભોગી" પ્રભુ ગુણ ગાય..........વીર ગુણ ગાવાને. ૪.

ભોગીલાલ નહાલચંદ શાહ

# 'जैनधर्मप्रकाश 'का निवेदन।

दोहा

देव गुरु और धर्मका, लाकरके उर ध्यान।
मंगल उत्कृष्ट यही, अहर्निश करत प्रणाम ॥ १ ॥
इन तीनों ही तत्त्वका, करना नित्य प्रचार।
मुख्य यही उद्देश्य है, करतव्य है यह खास ॥ २ ॥

( तर्ज-राधेश्याम- )

जैनधर्म यह सभा प्रसारक मेरी मात कहाती है।
धर्मकी खातिर ही यह अपना सारा समय बीताती है ॥ १ ॥
जैनधर्मका प्रचार करना इसने ध्येय बनाया है।
वीरप्रभुका लेकर झंडा फिर उसको फरकाया है ॥ २ ॥
जैन धर्मका प्रचार साधन साहित्य मुख्य कहाया है।
उसहीको अपना कर इसने अधिक अधिक विकसाया है ॥ ३ ॥
जहां नहीं था ज्ञानका साधन वहां साधन प्रकटाया है।
जब नहीं था पत्र जैनका तब प्रकाश जन्माया है ॥ ४ ॥
नीतिमंडन धारक है यह खंडन दूर हठाया है।
जीसके कारण भव्य हृदयका अधिक हृदय हरसाया है ॥ ५ ॥
साहित्यकी सेवामें इसका पहिला नम्बर आता है।
जीसने देखा साहित्य इसका वोही गुणों को गाता है ॥ ६ ॥
बड़े बड़े ग्रंथोका इसने भाषांतर करवाया है।
जो हो गये थे जीर्ण उन्हे नवजीवन दे सरसाया है ॥ ७ ॥
त्रिशष्ठशलाकापुरुषचरित जीनमे मुख्य कहाया है।
उपदेशप्रासादादि भाषांतर व उपमितिभवप्रंपच मनाया है ॥ ८ ॥
आगम रास और अनेक पुस्तकोंका अनुवाद कराया है।
' जैनीझम ' इंगलिश भाषाका भी अनुवाद छपाया है ॥ ९ ॥
छोटी मोटी अनेक पुस्तकें माताने प्रगटाई है।
इसही कारण जैन जगतकी वल्लभ आज कहाई है ॥ १० ॥
बड़े बड़े उत्सव भी इसने आनंद सहित मनाया है।
सिल्वर गोल्डन उत्सव जीसमें मुख्य स्थानको पाया है ॥ ११ ॥
पेट्रन लाईफ मेम्बर इसके दिनदिन बढ़ते जाते हैं।
कृपादृष्टि है इस पर सबकी ये ही खुशी मनाते हैं ॥ १२ ॥

( अपूर्ण )

राजमल भंडारी

# પ્રમાણમીમાંસા

[ અનુવાદ ]

[ અનુસંધાન પૃષ્ઠ ૧૯-થી ]

અર્થના નિર્ણયની જેમ પોતાનો ( પ્રમાણનો ) નિર્ણય પણ ( આપણા ) વૃદ્ધ પુરુષોએ પ્રમાણના લક્ષણમાં ઉમેર્યો છે. જુઓ:—

प्रमाणं स्वपराभासि, ज्ञानं बाधविवर्जितम् ।
प्रत्यक्षं च परोक्षं च, द्विधा मेयविनिश्चयात् ॥

[ સિદ્ધસેન દિવાકરકૃત ન્યાયાવતારદ્વાત્રિંશિકા ]

[ સ્વ અને પરનો સારી રીતે પ્રકાશ પાડનારું બાધવગરનું જ્ઞાન તે પ્રમાણ કહેવાય છે. ] અને

स्वार्थ व्यवसायात्मकं ज्ञानं प्रमाणम् (અકલંકકૃત તત્ત્વાર્થશ્લોકવાર્તિક૧-૧૦ ૭૭)

[ સ્વ અને અર્થના સારી રીતના પ્રકાશરૂપ જ્ઞાન, પ્રમાણ કહેવાય છે. ] એમ શ્વેતામ્બરાચાર્ય અને દિગમ્બરાચાર્યનાં પ્રમાણવાકયો ઉપરથી શબ્દપ્રમાણથી પણ પ્રમાણ સ્વનો નિર્ણય કરનાર છે.

તથા " આ સ્વનિર્ણય નથી જ હોતો " એમ નથી.

[ અર્થાત્ જગતમાં પોતાનું અસ્તિત્વ ધરાવે છે. ]

( પ્રત્યક્ષ પ્રમાણથી પણ પ્રમાણ સ્વનો નિર્ણય કરનાર છે. )

કેમકે—૧. " હું ઘડો જાણું છું. " આમાં જાણનાર હું કર્ત્તા અને જાણવાયોગ્ય ઘડો એ કર્મની જેમ જાણવારૂપ જ્ઞાનક્રિયા પણ ભાસમાન થાય છે.

૨. જે પદાર્થનું પ્રત્યક્ષ જ્ઞાન ન થયું હોય, તે પદાર્થની હેયોપાદેયાદિ અર્થ-દષ્ટિ સંભવે નહિ.

[ અર્થાત્–અહિં જાણવાની જ્ઞાનક્રિયા ભાસમાન થાય છે, માટે તેનું પ્રત્યક્ષથી જ્ઞાન થતું હોવું જ જોઇએ ]

૩. સ્વનિર્ણયનું જ્ઞાન બીજા [ પ્રત્યક્ષ ] જ્ઞાનથી સંભવતું નથી.

કેમકે—બીજું [ પ્રત્યક્ષ ] જ્ઞાન પણ જાણી શકાયું ન હોય, એટલે તે પણ ચાલુ—પ્રથમના જ્ઞાનનું પ્રત્યક્ષ કરાવી શકશે નહિં. તે બીજા જ્ઞાનનું જ્ઞાન કરવાને ત્રીજું જ્ઞાન સ્વીકારીએ તો **અનવસ્થા** દોષ થાય અને જો બીજા જ્ઞાનને બદલે અર્થનું જ્ઞાન સ્વજ્ઞાનમાં કારણ માનીએ તો **અન્યોન્યાશ્રય** દોષ થાય.

આમ અન્યોન્યાશ્રય બતાવીને જે લોકો " જો જ્ઞાન ન થાય, તો અર્થનો સંભવ ન ઘટે, પરંતુ જ્ઞાન થાય છે, માટે અર્થ હોય છે." એમ અર્થાપત્તિથી અર્થનું જ્ઞાન થતું હોવાનું કહે છે, તેનું પણ ખંડન કરવામાં આવ્યું

કેમકે—જો કે અર્થાપત્તિ જ્ઞાન કરાવનારી છે છતાં પોતે જ હજુ જાણી શકાઈ નથી, તો તે બીજાને જણાવનારી શી રીતે થઇ શકે ? અને પૂર્વની અર્થાપત્તિનું જ્ઞાન તેની પછીની બીજી અર્થાપત્તિથી થાય, તો–અનવસ્થા અને અન્યોન્યાશ્રય એમ બન્ને ય દોષો પાછા લાગે એટલે પ્રથમની એની એ મુશ્કેલી ઊભી રહે. માટે જેમ અર્થનો પ્રકાશ કરવા જ્ઞાન તત્પર હોય છે તેમ જ પોતાનો પ્રકાશ કરવા પણ જ્ઞાન તત્પર જ હોય છે. તેથી જ્ઞાન સ્વનિર્ણયરૂપ પણ હોય છે, એમ સાબિત થાય છે.

૪. પ્ર૦—અનુભવને એટલે જ્ઞાનને પણ અનુભાવ્ય એટલે જ્ઞેય સ્વરૂપ માની લઈશું, તો ઘટાદિ પદાર્થ જેમ જ્ઞેય હોવાથી જ્ઞાનરૂપ નથી, તેમ જ્ઞાનને પણ જ્ઞેય ગણવાથી અનનુભૂતિ એટલે અજ્ઞાનસ્વરૂપ ગણવું પડશે.

ઉ૦—એમ ન કહેવું જોઇએ; કેમકે—

જેમ જાણકારનું જ્ઞાન જાણકાર તરીકે થાય છે, તે જ પ્રમાણે અનુભવમાં પણ અનુભવપણાનો અનુભવ થાય છે, પણ અનનુભવ એટલે અજ્ઞાન સ્વરૂપ થતું નથી.

વળી—અનુભવ જ્ઞાન અનુભાવ્ય થાય, તેમાં કંઇ વાંધા જેવું નથી હોતું.

કારણ કે—અનુભૂતિ અર્થની અપેક્ષાએ અનુભૂતિ છે અને પોતાની અપેક્ષાએ અનુભાવ્ય પણ છે.

જેમ—પોતાના પિતા અને પુત્રની અપેક્ષાએ એક જ માણસમાં પુત્રપણું અને પિતાપણું વગર વિરોધે સાથે રહી શકે છે.તે પ્રમાણે અનુભૂતિમાં અર્થની અપેક્ષાએ અનુભૂતિપણું અને સ્વની અપેક્ષાએ અનુભવ્યપણું વગર વિરોધે સાથે રહી શકે છે.

તે ઉપરથી—" પોતાનામાં જ અનુભૂતિત્વ થવાપણું અને અનુભવ્યત્વ થવાપણું એમ બન્ને ય ધર્મો હોવામાં વિરોધ આવશે," એમ પણ ન સમજવું; કેમકે અનુભવથી જે વાત ખરી ઠરે તેમાં વિરોધ હોઇ શકે નહિ.

પ્રત્યક્ષ પ્રમાણથી સ્વપ્રકાશકત્વ સાબિત કરીને હવે અનુમાનથી પણ સ્વસંવેદન કેમ સાબિત થાય છે તે બતાવીએ છીએ—

૧ જેમ પ્રકાશક દીવો પદાર્થને પ્રકાશે છે, તેમ પ્રકાશક જ્ઞાન જ અર્થને પ્રકાશે છે.

" એ તો ઠીક, પરંતુ જો જ્ઞાનને પ્રકાશ્ય માનશો તો તેમાં પ્રકાશકપણું ઘટશે નહિ." એમ કદાચ તમો અમારી સામે કહેશો, પરંતુ તેમ કહેવું બરાબર નથી; કારણ કે અજ્ઞાનનો નાશ કરવાપણું વિગેરે તરીકે પ્રકાશકપણું તેમાં સાબિત જ છે.

કદાચ તમે કહેશો કે—" આંખો જેમ પ્રકાશક છે, તેમ પ્રકાશ્ય પણ હોવી જોઈએ. અને તેમ જોવામાં આવતું નથી, માટે તમારા સમાધાનમાં અનૈકાન્તિક દોષ આવશે. "

અમે કહીએ છીએ કે—એ દોષ પણ લાગતો નથી; કેમકે આંખો વિગેરે ઇન્દ્રિયો પણ ભાવેન્દ્રિય સ્વરૂપે જ પ્રકાશક માનેલી છે અને ભાવેન્દ્રિયો તો જ્ઞાનરૂપ હોવાથી સ્વસંવેદનરૂપ છે જ; માટે પ્રકાશક જ્ઞાનને પ્રકાશ્યપણું માનવામાં વ્યભિચાર દોષ નથી.

૨ સંવેદન-જ્ઞાન પોતાના પ્રકાશવાળું જ હોય છે; કેમકે કોઇ પણ જ્ઞાન અર્થની પ્રતીતિરૂપ હોય જ છે. જે સ્વપ્રકાશકરૂપ નથી તે અર્થના જ્ઞાનરૂપ પણ નથી.

જેમ—ઘડો તે અર્થ છે, પણ જ્ઞાનરૂપ અર્થથી પ્રતીતિરૂપ નથી. કેમકે તે સ્વપ્રકાશરૂપ નથી; માટે જે અર્થપ્રતીતિરૂપ હોય તે અવશ્ય સ્વપ્રકાશરૂપ હોય.

૩ તેમ જ—જે કોઇપણ જ્ઞાન હોય, તે દરેક જ્ઞાન પોતાનો બોધ કરવાને બીજાની મદદની અપેક્ષા રાખતું નથી.

જેમ—વિષયાન્તર જાણનારું જ્ઞાન તેની પૂર્વેનું-વિષયાન્તર જાણનાર જ્ઞાનની પરંપરામાંનું-છેલ્લું જ્ઞાન જેમ બીજા જ્ઞાનની અપેક્ષા રાખતું નથી તેમ.

જેમ—ઘટના જ્ઞાનની પૂર્વે થયેલા પટના જ્ઞાનની પરંપરાનું છેલ્લું જ્ઞાન પોતાનો બોધ કરવામાં-બીજા કોઇની પણ મદદ લેતું નથી.

[ નહીંતર એ પરંપરા અટકે નહિ અને વિષયાન્તરનું જ્ઞાન ન થાય. ]

જો કે અહિં જ્ઞાન સામાન્ય વિવાદનો વિષય છે. એટલે રૂપાદિ વિશેષ જ્ઞાન લઇને વિચાર કરવો.

એટલે કે-જેમ રૂપાદિનું જ્ઞાન સ્વજ્ઞાન કરવામાં બીજા સ્પર્શાદિ જ્ઞાનની અપેક્ષા રાખતું નથી, તે પ્રમાણે કોઇ પણ જ્ઞાન સામાન્ય પોતાનું જ્ઞાન કરવામાં બીજા જ્ઞાનની મદદની અપેક્ષા રાખતું નથી.

૪ તમે કહો છો કે—" જ્ઞાન પોતાના પ્રકાશમાં પોતાની પેટાજાતિના બીજા કોઇ પણ જ્ઞાનની અપેક્ષા બીલકુલ રાખતું જ નથી, વસ્તુ હોવાથી. જેમ-ઘડો વસ્તુ હોવાથી, પોતાનો પ્રકાશ કરવામાં બીજી કોઇપણ અવાન્તર જાતિની અપેક્ષા રાખતો નથી તેમ."

" ઘટ જેમ વસ્તુ હોવાથી પરથી પ્રકાશ કરવા યોગ્ય છે, તેમ જ્ઞાન પણ વસ્તુ હોવાથી પ્રકાશ્ય છે, એમાં ખોટું શું ? "

તમારી એ વાત પણ બરાબર નથી; કેમકે ઘટ વસ્તુ છે માટે પરપ્રકાશ્ય નથી, પણ જ્ઞાનથી ભિન્ન જ્ઞાન સિવાયની વસ્તુ છે, માટે પરપ્રકાશ્ય છે.

એટલે કે—આ જગતમાં જ્ઞાન સિવાયની તમામ વસ્તુઓ પરપ્રકાશ્ય છે, માત્ર જ્ઞાન જ સ્વપ્રકાશ્ય છે; માટે " સ્વનિર્ણય પણ પ્રમાણનું લક્ષણ બની શકે છે " એમ શંકા કરીને કહે છે કે—

**स्वनिर्णयः सन्नप्यलक्षणम्, अप्रमाणेऽपि भावात् ॥ ३ ॥**

પોતાનો નિર્ણય પ્રમાણમાં થતો હોવા છતાં, પ્રમાણના લક્ષણમાં તે બતાવવાની જરૂર નથી; કેમકે અપ્રમાણમાં પણ તે હોય છે. ૩.

**સન્નપિ** સૂત્રના એ ભાગથી સામા પક્ષે કહેલી સ્વનિર્ણયની સઘળી દલીલોનો સ્વીકાર તો કરી લેવામાં આવે જ છે. એટલે હવે **સૂત્રનું તાત્પર્ય** એ છે કે—

" જે કોઇ ધર્મ હોય, તે બધાયે લક્ષણમાં ભેળવી જ દેવા જોઇએ " એમ ન કહેવું જોઇએ, પરંતુ જે ધર્મ લક્ષ્ય સિવાયના પદાર્થમાં ન હોય, તે ધર્મ લક્ષણમાં લઈ શકાય એવો સામાન્ય નિયમ છે.

સ્વનિર્ણય તો—અપ્રમાણ એવા સંશય વિગેરેમાં પણ હોય છે.

કેમકે—કોઈ એવી જ્ઞાનમાત્રા નથી કે જે સ્વસંવિદિત ન હોય. સંશયો વિગેરે જ્ઞાનમાત્રારૂપ છે, માટે તે પણ સ્વસંવેદનરૂપ હોય છે અને પ્રમાણનું લક્ષણ તેમાં ચાલ્યું જાય એટલે અતિવ્યાપ્તિ દોષ આવે.

માટે—અમોએ સ્વનિર્ણય લક્ષણમાં લીધો નથી અને પૂજ્ય પુરુષોએ જો કે લીધો છે, પરંતુ તે બીજાઓનાં લક્ષણોની પરીક્ષા કરવામાં ઉપયોગી હોવાના આશયથી લીધો હોવાનું માની લઇએ એટલે કશો વિરોધ હોવાનો સંભવ નથી.

એક વાર જાણેલા અર્થને પ્રમાણથી ફરી જાણવામાં પિષ્ટપેષણ થાય અને એમ કરવાથી જાણ્યાને ફરી જાણનારા ધારાવાહી જ્ઞાનો પણ પ્રમાણભૂત ગણાઇ જશે; માટે—" પૂર્વે જે અર્થનો નિર્ણય ન થયો હોય, તેવા અર્થનો સાચો નિર્ણય " એમ લક્ષણ કરો. એ જ પ્રમાણે કહેવામાં આવ્યું પણ છે કે—

**स्वापूर्वार्थव्यवसायात्मकं ज्ञानं प्रमाणम्** [ પરીક્ષા મુખ. ૧. ૧. ]

[ પોતાનું અને અપૂર્વ અર્થનું નિશ્ચયાત્મક જ્ઞાન, તે પ્રમાણ ] એ અને **तत्रापूर्वार्थविज्ञानम् ।** [ તેઓમાં અપૂર્વ અર્થનું વિજ્ઞાન, તે પ્રમાણ ]

આ બાબતનો પણ અહીં જ ખુલાસો કરી દેવામાં આવે છે કે:—

**ग्रहीष्यमाणग्राहिण इव गृहीतग्राहिणोऽपि नाप्रामाण्यम् ॥ ४ ॥**

ભવિષ્યમાં જાણવાનું હોય તેને અત્યારે જાણે, તે જેમ અપ્રમાણભૂત નથી, તેમ જાણ્યાને ફરી જાણવું તે જ્ઞાન પણ અપ્રમાણભૂત નથી, અર્થાત્ પ્રમાણભૂત છે.

સૂત્રનો ભાવાર્થ આ પ્રમાણે છે—

ઉપર તમે જે દિગંબર પ્રમાણ શાસ્ત્રકારોના વાક્યોનાં પ્રમાણો ટાંક્યાં તેમાં ગૃહીતગ્રાહિપણાનો લક્ષણમાંથી નિષેધ દ્રવ્યની અપેક્ષાએ કરેલો છે કે પર્યાયની અપેક્ષાએ ? તે બેમાંથી પર્યાયની અપેક્ષાએ તો ધારાવાહી જ્ઞાનો પણ ગૃહીતગ્રાહી સંભવે નહિ; કેમકે પર્યાયો ક્ષણિક છે. [ તેની ધારા ચાલી શકે નહિ ] તો પછી ધારાવાહી જ્ઞાનના નિષેધ માટે **અપૂર્વ** એવું વિશેષણ લક્ષણમાં શા માટે મૂકવું ?

દ્રવ્યની અપેક્ષાએ નિષેધ કરેલો છે, એમ કહેશો તો તે પણ અયોગ્ય છે; કેમકે દ્રવ્ય નિત્ય હોવાથી એક છે, માટે ગૃહીત અવસ્થા અને ગ્રહીષ્યમાણ અવસ્થામાં ભેદ નથી, તો કઇ મહત્તા ધ્યાનમાં રાખીને "ગૃહીષ્યમાણ-ગ્રાહિજ્ઞાનને પ્રમાણ ગણવું અને ગૃહીતગ્રાહીને ન ગણવું" એમ કહેવામાં આવ્યું છે.

વળી અવગ્રહ, ઇહા વિગેરે ગૃહીતગ્રાહી છે છતાં પણ તેની પ્રમાણતા તો ઇષ્ટ જ છે; કેમકે તેઓ જુદા જુદા વિષયોના પ્રવર્તતા નથી; પરંતુ એક જ વિષયના અવગ્રહાદિ પ્રવર્તે છે.

જુદા જુદા વિષયવાળા માનીએ તો અવગૃહીત વસ્તુની ઇહા ન થાય, ઇહિતનો અપાય ન થાય, આથી બધું વિપરીત જ થઈ જાય; માટે પર્યાયની અપેક્ષાએ "ન જાણેલને જાણવાની અપેક્ષાએ અપૂર્વ અર્થ પણ" કહેવાની જરૂર નથી. કેમકે—પર્યાયની અપેક્ષાએ કોઇનું પણ જ્ઞાન ગૃહીતગ્રાહી થઇ શકતું જ નથી એ વાત લગભગ કહેવાઈ જ ગઇ છે સ્મૃતિને પણ પ્રમાણ માનેલ છે અને તે છે તો ગૃહીતગ્રાહી જ.

વળી—જેઓ સ્મૃતિને પ્રમાણ્ય નથી માનતા તેનું કારણ તેઓ એ આપે છે કે સ્મૃતિ સાક્ષાત્ અર્થથી ઉત્પન્ન થતી નથી, માટે અપ્રમાણભૂત છે; નહીં કે ગૃહીત-ગ્રાહી છે માટે અપ્રમાણભૂત છે. જેને માટે કહેલું છે કે:—

न स्मृतेरप्रमाणत्वं, गृहीतग्राहिताकृतम् ।
अपि त्वनर्थजन्यत्वं, तदप्रामाण्यकारणम् ॥ [ ન્યાયમ૦ પૃ. ૨૩ ]

"ગૃહીતગ્રાહી હોવાથી સ્મૃતિની અપ્રામાણ્યતા માની નથી, પરંતુ અર્થથી સાક્ષાત્ અનુત્પત્તિ એ તેના અપ્રામાણ્યનું કારણ છે.　　　　(ચાલુ)

અનુવાદક:—**મેસાણા શ્રેયસ્કર મંડળનો વિદ્યાર્થી**

## વાંચીને મનન કરો

( અનુસંધાન પૃ ૭૨ થી )

૧૮. અંતઃકરણની શુદ્ધિ વિના આત્મજ્ઞાન ન થાય.
૧૯. મમત્વ ત્યાં મિથ્યાત્વ સમજવું, ભેદ એ જ ભૂલ
૨૦. આત્મજ્ઞાનના વિચારોથી દોષો નાશ પામે છે.
૨૧. અજીતેંદ્રિયપણું, કુળધર્મનો આગ્રહ, માન, શ્લાઘાની કામના, અમધ્યસ્થપણું એ કદાગ્રહ છે, તે હોય ત્યાં કલ્યાણ ન સંભવે.
૨૨. જે ધર્મનાં સાધન કહ્યાં છે તે બધાં આત્મલક્ષ કરવા માટે છે. આહાર ન કરવો તે જિહ્વા ઇંદ્રિય વશ કરવા માટે છે, તે વશ થાય તો બધી ઇંદ્રિયોને વશ થાય છે.

# ભાવનગર પાંજરાપોળને મળેલી મદદ

ચાલુ વર્ષમા ઘાસની અછતને લઇને તેમ જ અમુક ભાગમા વરસાદની તગીને લઇને પાજનપોળમા ઢોરની સખ્યા વધી જવાથી અને મોઘા ભાવે ઘાસ ખરીદ કરવુ પડવાથી અત્રેની પાજરાપોળને પૈસાની તગી પડી, તેથી તાત્કાલિક સહાય માટે મહેરબાન દીવાન સાહેબ અનતરાયભાઇને વિનતિ કરતા તેઓ સાહેબે નામદાર મહારાજા સાહેબની સમતિ મેળવીને રૂા ૫૦૦૦) ની સહાય આપી, પરતુ તેટલી રકમથી કાર્ય સરે તેમ ન હોવાથી અત્રેથી આઠ ગૃહસ્થોએ મુબઈ જઇને ત્યા ફડ કરી સારી રકમ લાવવાનો વિચાર કર્યો તે ઉપરથી ફાગણ વદિ ત્રીજે અત્રેથી હુ, રા જીવરાજભાઇ ઓધવજી, વોરા ખાતીલાલ અમરચદ, શેઠ કુવરજી નથુભાઈ, સુતરીઆ ભગવાનદાસ છગનલાલ, છોટાલાલ નાનચદ હરિચદ મૂળચદ તથા વેલચદ જેઠાભાઇ મુબઈ તરફ રવાને થયા ત્યા ભાઈ મોતીચદ ગિરધરલાલને ત્યા ઊતર્યા અને ફડ કરવા માટે પ્રયાસ કર્યો તે કાર્યમા ભાઈશ્રી જાદવજી નરશીદાસ, ભાઇ હીરાચદ રામચદ તથા ભાઇ મોતીચદ વિગેરેએ બહુ સારી મદદ કરી સુતર બજારમા ભગવાનભાઈ ઉપરાત તેમના ભાઇ વૃજલાલભાઈએ અને કાપડ બજાર વિગેરેમા ભાઈ વાડીલાલ ચતુર્ભુજ, હીરાચદ સોમચદ તથા દામોદરદાસ ત્રિભુવનદાસે સારી મદદ કરી પ્રારભમા અહીંના રહીશ ને હાલમા મુબઈ-નિવાસી અને એક વાર મુબઇના શેરીફનુ માન પામેલા **શેઠ ચુનીલાલ ભાઇચદે** રૂા ૨,૫૦૧) ભરી આપીને સારી શરૂઆત કરી જાદવજીભાઇએ અને ભગવાનદાસે હજાર હજાર ભરીને અને કુવરજી નથુભાઇએ, છોટાલાલ નાનચદે તેમ જ ભાઇ મોતીચદે પાચસો પાચસો ભરીને સારો પ્રારભ કર્યો, જેથી જૈનોએ અને જૈનેતરોએ તેમ જ વણિક વ્યાપારી ઉપરાત પારસી ગૃહસ્થોએ પણ સારી મદદ કરી રાધણપુરના ઉદારદિલ ગૃહસ્થ રાવસાહેબ કાતિલાલભાઇ ઇશ્વરભાઈ જે પી એ રૂા ૧,૫૦૧) અને શેઠ માણેકલાલ ચુનીલાલ જે પી એ રૂા ૧,૨૫૧) ભરાવીને તેમ જ બીજા રાધણપુર વિગેરેના અન્ય ગૃહસ્થોએ પાચસો પાચસો પૂરી ઉલટથી ભરી આપીને સારી મદદ કરી ૨૦-૨૫ દિવસના પ્રયાસને પરિણામે રૂા ૪૪-૪૫ હજાર જેટલા થયા બાદ બધા ગૃહસ્થો અનુકૂળતા મુજબ ભાવનગર આવ્યા હજુ તેમા અહીં ને મુબઇની કેટલીક રકમ ભરાતી જાય છે તે ભરાયા બાદ આખુ લિસ્ટ પ્રસિદ્ધ કરવા વિચાર છે

આ જીવદયાના કાર્યને અગે મુબઇખાતે જે જે બધુઓએ સહાય કરી છે તેમનો પૂર્ણ આભાર માનવામા આવે છે

ભાવનગર આવ્યા પછી ભાવનગરના કેટલાક ગૃહસ્થોની પણ સારી રકમ આ ફડમા ભરવામા આવી છે મહેરબાન દીવાન સાહેબ પણ આ હકીકત સાભળી બહુ રાજી થયા છે અને આ ખાતાની વિશેષ ઉન્નતિ થાય એમ તેઓએ ઇચ્છા દર્શાવી છે 'ભાવનગર સમાચાર'મા પણ આ હકીકત બહાર પાડવામા આવી છે મુબઇખાતે

અનેક ગામો ને શહેરોના ઉત્સાહી ગૃહસ્થો પાંજરાપોળ માટે ટીપ કરવા આવે છે તે બધાને પ્રયાસ ને લાગવગના પ્રમાણમાં રકમ મળી જાય છે. મુંબઇ અલબેલું શહેર છે. ત્યાં વેપાર રોજગાર પુષ્કળ છે. દ્રવ્યવાનો પણ ઘણા છે. સંપત્તિના પ્રમાણમાં દાનના ગુણવાળા પણ ઘણા ગૃહસ્થો બિરાજે છે. અમને તો બીજા બધા શહેરો કરતાં આવા પરમાર્થના કાર્યમાં સહાય કરનાર તરીકે મુંબઇનો નંબર જ પ્રથમ લાગે છે. અમે એવા પરમાર્થપરાયણ ગૃહસ્થોની સંપત્તિમાં વૃદ્ધિ થવાનું ઇચ્છીએ છીએ કે જેને પરિણામે તેઓ વધારે દાતાપણું કેળવી શકે. અમારા ફંડમાં નાની મોટી રકમ હોંશથી ભરી આપનાર દરેક બંધુઓનો પુનઃ આભાર માનીએ છીએ. આવા કાર્યો માટે પ્રયાસ કરનાર અનેક વ્યક્તિઓની પુણ્યપ્રકૃતિઓ એકત્ર થવાથી જ કાર્ય થઇ શકે છે, કોઇ એકલાથી આવા કાર્યો બની શકતા જ નથી, તેથી દરેક પ્રયાસ કરનાર અને સહાય કરનારનો આ શુભ કાર્યમાં વિભાગ છે એમ સમજવાનું છે.

આ લેખ પ્રગટ થતા સુધીમાં આ ફંડ પંચાવન હજાર લગભગ પહોંચ્યું છે અને હજુ વધવાનો સંભવ છે.

કુંવરજી

---

## શ્રી પાર્શ્વજિન સ્તવન

આત્મા[1] અબ રહીએ, જાવા કયમ દઇએ. **આત્મા અબ રહીએ.**

જુગ જુગ જોતાં વાટડલી, પાવન કીધી ઝુંપડલી;
બિરાજો ઘડી બે ઘડી એ...**આત્મા૦ ૧**

આજ્ઞા ઘરના આપ પરોણા, રસ્તા વચમાં શું વિસરાણા;
આવી ચડીઆ અજાણ્યાં એ...**આત્મા૦ ૨**

પૂજું પાય તમારા પનોતા, લ્હાવ અનોપમ અને અનોખા;
દેવને દુર્લભ દીઠા એ...**આત્મા૦ ૩**

છોડો છોડો ડૂબે નૈકા, મનના મનમાં રે મનસૂબા;
પાલવ છોડું ના સૂણા એ...**આત્મા૦ ૪**

ભસ્મ ચોળીને અલખ જગાવું, અંતર ધૂણી અખંડ જળાવું;
એક ચીનગારી[2] યાચું એ...**આત્મા૦ ૫**

**કોઠારી ચમનલાલ જીવરાજ**

---

૧. આ સ્તવનમાં આત્મા શબ્દ પરમાત્મા વાચક છે.

૨. આપના ગુણના અંશરૂપ ચીનગારી.

# વ્યવહાર—કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૭૯ )

" મધ્યમ પ્રકારની શક્તિનો સારો ઉપયોગ કરવાની પાટવતા માણસોની પ્રશંસા પ્રાપ્ત કરે છે અને ઘણી વાર ઉચ્ચ પ્રકારની શક્તિ કરતાં પણ વધારે આબરૂ વધારે છે. "

ઘણી વખત અનુભવ થાય છે કે અસાધારણ બુદ્ધિવૈભવ ધરાવનાર વિદ્યાર્થી પરીક્ષામાં પાછો પડી જાય છે અને ખંત, ઉદ્યોગ તથા ચીવટથી અભ્યાસ કરનાર મધ્યમ શક્તિવાળો વિદ્યાર્થી મોખરે આવે છે. વ્યાપારમાં પણ ભારે ગણતરીબાજ માણસો નુકસાન ભોગવે છે ત્યારે દરેક પ્રસંગે મળતી તકોનો સાદો પણ વખતસરનો ઉપયોગ કરનાર મધ્યમ શક્તિવાળો વેપારી સારો નફો કરે છે. અર્થશાસ્ત્રના નિયમોનો ઊંડો અભ્યાસી અને ઉપજ, આવક, નિકાશ વિગેરેના આંકડાનો અભ્યાસી કયોરે ચડી જાય છે ત્યારે સાદી સમજ અને અક્કલવાળો મધ્યમ માર્ગે રહી, પોતાની હોય તેટલી આવડતનો સારો ઉપયોગ કરનાર સાચે માર્ગે રહે છે અને આબરૂ તેમજ ધન વધારે એકઠાં કરે છે.

આમાં બુદ્ધિ, આવડત કે અભ્યાસને નરમ પાડવાની વાત નથી. હકીકત એ છે કે આવડત કે બુદ્ધિ એ એક વાત છે અને તેનો **ઉપયોગ કરવાની શક્તિ** એ જૂદી વાત છે. આપણે કેટલાક પઠિતમૂર્ખો પણ દુનિયામાં જોઇએ છીએ કે જેઓનું જ્ઞાન અસાધારણ હોય, તર્ક કે ચર્ચામાં, ભાષણ કે જનરંજનમા પ્રથમ સ્થાન પ્રાપ્ત કરે, પણ જ્યારે તેઓ કામ કરવા તત્પર થાય ત્યારે ભારે ગોટાળો કરી મૂકે છે. વ્યવહારકુશળતા અતિ કુશાગ્ર બુદ્ધિની સાથે ખાસ સંબંધ ધરાવતી નથી. એમાં માણસે વહેવારુ થવાની, દુન્યવી બનવાની અને સમયવર્તી થવાની જરૂર રહે છે. બુદ્ધિ, શક્તિ આંજી દે ખરી, પણ વ્યવહારકૌશલ્ય તો રોકડી પરખ આપે છે વાત એ છે કે પોતાની લાગવગ, બુદ્ધિ, શક્તિ કે આવડતનો સાચે વખતે સારો ઉપયોગ કરવાની શક્તિ મેળવવા યોગ્ય છે અને ચીવટથી પ્રાપ્ત થઇ શકે તેવી વસ્તુ છે. મધ્યમ શક્તિવાળા માણસોને પણ દુનિયામાં સ્થાન છે અને બરાબર ધ્યાન રાખી તેનો ઉપયોગ કરે તો ઘણી વાર તે અસાધારણ બુદ્ધિ-વૈભવવાળા કરતાં પણ વધારે સારાં પરિણામ પ્રાપ્ત કરી શકે છે. ઘણા બુદ્ધિમાનો આળસુ હોય છે, વધારે પડતા આત્મવિશ્વાસુ હોય છે, અન્યની અલ્પતાના ખ્યાલવાળા હોય છે. આવા માણસો કરતાં વહેવારુ નોકરો, માલેકો કે નેતાઓ અનેક વાર અભિનંદનયોગ્ય પરિણામો નીપજાવી શકે છે અને જીવનકલહમાં ઉચ્ચ ભૂમિકાએ પહોંચે છે. આંખો ઉઘાડી રાખી ચાલનાર, તકને ઓળખી તેને ઝડપી લેનાર અને આદરેલ કાર્યને ચીવટથી વળગી રહેનારને વ્યવહારમાં પૂરતું સ્થાન છે અને કોઇ વાર તો ઘણું આગળ પડતું સ્થાન છે, તેથી કુશળતાપૂર્વક હોય તે શક્તિનો સારો, સાચો અને વખતસરનો ઉપયોગ કરતા રહેવું.

કુશળ માણુસના વહેવારુ માર્ગો અનેક વાર વધારે કારગત નીવડ્યા છે અને દરેક વ્યક્તિને તદ્યોગ્ય તક જરૂર મળે છે. તકનો બરાબર લાભ લે તે વહેવારુ માણુસ ગણાય.'

---

" The knack of making good use of moderate abilities secures the esteem of men, and often raises to higher fame than real merit."

LA ROCHEFOUCOULD ( 11-11-39 )

( ૧૮૦ )

## જે માણુસને ભરણુપોષણુ માટે ભારે પ્રયાસ કરવો પડે છે તેને વધારે ઊંચા પ્રકારનું શિક્ષણુ મળે છે.

ધનપતિના છોકરાઓમાં એક મોટી ઊણપ જીવનકલહની ગેરહાજરીને પરિણામે રહી જાય છે. જન્મે ત્યારથી પાનાફૂલામાં ઊછરે, પાણી માગે ત્યાં દૂધ મળે, છીંક ખાય ત્યાં ખમાખમા કહેવાય, બે ફરલાંગ જવું હોય ત્યા ગાડી કે મોટર હાજર થાય અને ખાવા માટે દરેક ચીજ હાજર થાય, માત્ર નિરુપાયપણે ચાવવાની તસ્દી લેવી પડે—આ સ્થિતિના ઊછેરમાં દૂરથી જોનારને આનંદ લાગતો હશે, પરંતુ એમાં અનુભવની ઘણી ઓછાશ રહી જાય છે. મોટા ઉદ્યોગપતિના પુત્રોને ખાતાવાર ક્રમશઃ વધવાનો અનુભવ ન મળ્યો હોય અને મોટી ગાદી પર બેસી ગયા હોય તેમને અનુભવની શાળામાં અભ્યાસ કરેલો ન હોઇ, જે પરિસ્થિતિમાંથી પસાર થવું પડે છે તે અત્યંત ખેદજનક હોય છે. એ જ મિસાલે જાગીરદારો, રાજાઓ કે ગરાસદારોની સંતતિના સંબંધમાં બનતું અનેક વાર જોઇએ છીએ. **'દીવા પછવાડે અંધારું'** ની કહેવત પ્રચલિત થયેલી છે તેનાં કારણોમાં એક મુખ્ય વાત એ છે કે દીવો બીજાને પ્રકાશ આપવાની ક્રિયામાં એટલો સમય ગાળે છે કે એને પોતામાં પ્રકાશ કરવાનો સમય મળતો નથી અને ધનના ઢગલાને એકઠા કરવાની માથાકૂટમાં એ તરફ એનું લક્ષ્ય પણ જતું નથી. પરિણામે દીવો ગુલ થઇ જતાં ધીમે ધીમે અંધારું થવા માંડે છે અને આખરે અમાસની રાત્રિ આવી પહોંચે છે. આ લગભગ દરરોજનો અનુભવ છે. એની પછવાડેનું રહસ્ય વિચારવા યોગ્ય છે. એની સાથે આપણે ગરીબ ઘરમાં જન્મેલ અને ઊછરેલની સ્થિતિ જોઇએ. સરકારી દીવાને પ્રકાશે વાંચનાર, અનેક વસ્તુ ખાવાની ઇચ્છાને ખીસામાં દોઢીઆને અભાવે ફરજીઆત સંયમમાં રાખનાર, આવશ્યકતાને કારણે પ્રગતિ માટે અનેકવિધ પ્રયત્નો કરનાર, નાની કારકુનીથી ક્રમસર ઊંચી પાયરીએ આવનાર, દુનિયાની અનેક લીલી સૂકી જોઇને પ્રૌઢ થયેલ હોય છે. એના શિક્ષણમાં રસરંગ છે, એની ગળથૂથીમાં ચૈતન્ય છે, એના હવાતીઆંમાં પુરુષાર્થ છે, એના મનોનિગ્રહમાં આગામી ચડતીના પાયા છે. ગરીબ કે મધ્યમ વર્ગના માનવીને ઉચ્ચ પદ પ્રાપ્ત કરવાની તકો ઘણી વધારે છે. અનુભવ વગરના ધનવાનને મૂડી માટે પ્રયાસ નથી કરવો પડતો એ ખરું, પણ આજકાલના યુગમાં એક ડાબી બાજુ અને પછી એક જમણી બાજુ એમ બે લપડાક પડે ત્યાં એ કેડભર થઇ જાય છે અને એની પાછળ ધૈર્યના શિક્ષણપાઠો ન હોવાથી એ નાસીપાસ કે નિરાશ થઇ જીવનમાંથી અથવા વ્યવહારમાંથી અલગ થઇ જાય છે.

# કિંવદન્તી—લોકવાયકા

## ( લોકોમાં બોલાતી વાતો )

આ સંબંધમાં 'ભાવનગર સમાચાર'માં એક વૃદ્ધની નોંધપોથી ઉપરથી લેખ લખ્યો છે, તે વાંચીને આ માસિકના વાંચનારાઓ માટે મને કાંઇક લખવાની ઊર્મિ પ્રગટ થવાથી આ લેખ લખ્યો છે.

દુનિયામાં કેટલીક બાબતો એવી હોય છે કે જેમાં પ્રથમ સત્યતા માનીને પછી અસત્ય જણાય તો ત્યાગ કરવો. કિંવદન્તી એવી છે કે-એમાં પ્રથમ અવિશ્વાસ કરવો અને પછી સત્ય લાગે તો તેનો સ્વીકાર કરવો. એવી પ્રચલિત વાતો પર વિશ્વાસ તરતમાં જ કરવામાં આવે તો ભૂલ થવાનો વધારે સંભવ છે, કારણ કે લોકો તો જેવા જેવા કારણો મળે તેવી વાતો કરવા મંડી જાય છે. એક વાર જેની પ્રશંસા કરે તેની જ ઘડી પછી નિંદા કરે છે, કારણ કે તેનામાં તત્ત્વની ગવેષણા હોતી નથી તેમ અમુક બાબતનો નિરધાર પણ હોતો નથી.

લોકવાયકાને અનુસરવાથી ઘણી વખત ભૂલ થઇ જવાનો સંભવ છે. ઘણા માણસો તેવી ભૂલના ભોગ થયેલા છે, તેથી લોકવાયકા સાંભળીને તેનો તરત અમલ ન કરતાં તેના પર વિચાર કરવો, તેનું સંભવિત અસંભવિતપણું વિચારવું, પછી જો સંભવિતપણું લાગે તો તેના નિવારણ માટે યોગ્ય પ્રયત્ન કરવો.

કેટલાક માણસોની જીભને કોઈની ઘસાતી વાત સાંભળતાં જ ખરજ ઉત્પન્ન થાય છે, એટલે તે વાતમાં કાંઇ ખામી-ખોડ હોય તો તે પોતાની બુદ્ધિથી પૂરી કરીને અનેક જનોમાં તે વાત પ્રસરાવે છે અને ત્યારે જ તેને નીરાંત વળે છે. ઉત્તમ જનો કોઇ સારી ગણત્રીવાળા માણસની દોષાપત્તિવાળી વાત સાંભળીને પ્રથમ તો તે વાત માનતા જ નથી અને ઘણી વખત તજવીજ કરતાં તે વાત ખોટી પડે છે. કદાપિ તે વાત સાચી છે એમ જાણવામાં આવે તો પણ

---

મધ્યમ સ્થિતિના માણસને જેટલું શિક્ષણ મળે છે તેટલું ધનવાનના બાળકને મળતું નથી. એની મોટાઇ, એનો સમાજથી દૂર વસવાટ, એના જીવન સંબંધી વિચિત્ર ખ્યાલો, એનામાં સંયમનો અભાવ અને લાલચથી દૂર રહેવાની ટેવની ગેરહાજરીને લઇને એને જે શિક્ષણ મળે છે તેના કરતાં રાંકના પુત્રોને વધારે સારું શિક્ષણ મળે છે અને એને પરિણામે ચડતીનાં ચક્રના શિખર પર બેઠેલા નીચે ઊતરતાં જાય છે. બરાબર અવલોકન કરવાથી આ વાતનું યથાર્થ તથ્ય બરાબર સમજાય તેવું છે.

---

The man who has to struggle for a living acquires a superior education. ( 14-3-39 ) B Cb.

ઉત્તમ મનુષ્યના મુખમાં કોઇના અપવાદવાળી વાત કરવાનો સમાસ જ હોતો નથી. તે પોતે તો તેવી વાત કરતા નથી, પરંતુ બીજા કોઇ તેવી વાત કહેવા આવે તો તેને પણ અવિશ્વાસની નજરે જોવા કહે છે ને ઉત્તેજન આપતા નથી. વળી કોઇ પણ વાત કડવા શબ્દમાં તો તેઓ બોલતા જ નથી. તેના શબ્દ-સંગ્રહમાં એટલા બધા મીઠા શબ્દો હોય છે કે તે મહાનુભાવ, દેવાનુપ્રિય, સુજ્ઞ, સત્યપ્રતિજ્ઞ, મહાશય વિગેરે વિશેષણો વાપરીને વાત કરે છે. તેઓ પ્રાયે દોષની નિંદા કરે છે, પણ દોષિતની નિંદા કરતા નથી. અમુક દોષવાળા મનુષ્યો ધર્મપરાયણ હોતા નથી એમ કહે છે, પરંતુ પ્રાયે વ્યક્તિનું તો નામ લેતા જ નથી. તેમ જ આક્ષેપક ભાષામાં કે માર્મિક ભાષામાં પણ વાત કરતા નથી. કેટલાક માણસોની બોલવાની ટેવ જ એવી અનિષ્ટ હોય છે કે તેઓ હસતાં હસતાં વાત કરે છે, પરંતુ સામા માણસના હાડ ભાંગી નાંખે છે. વિદ્વાનો તો જીભને કહે છે કેઃ—

रे जिह्वे! कटुकस्नेहे! मधुरं किं न भाषसे? ।
मधुरं वद कल्याणि! जनो हि मधुरप્રિયः ॥ १ ॥

કડવું બોલવામાં પ્રીતિવાળી હે જિહ્વા! તું મધુર–મીઠું કેમ બોલતી નથી? હે કલ્યાણી! તું મધુર બોલ, કારણ કે જનોને મધુરવાણી જ પ્રિય લાગે છે.” મધુર વાણીમાં મિષ્ટતા રહેલી છે એ ચોક્કસ છે, કારણ કે કેટલાક સુજ્ઞજનોને એવી મીઠી ભાષામાં વાત કરતા સાંભળ્યા છે કે જેની વાત સાંભળતાં લોકો મીઠી વસ્તુના આસ્વાદન કરવા જેટલો સ્વાદ મેળવે છે. કેટલાક મનુષ્યો તો સ્વભાવે જ કડવાબોલા હોય છે–તેની વાણીમાં કટુતા જ હોય છે, તે મીઠું બોલી જાણતા જ નથી. આવા મનુષ્યો તો ઉપેક્ષાને યોગ્ય જ છે.

પૂજ્ય **રામચંદ્ર** જેવા ન્યાયી અને વિચક્ષણ મહાપુરુષે પણ પોતે **સીતાને** વિશુદ્ધ માનતા હતા છતાં લોકોની વાતને–લોકવાયકાને આધારભૂત ગણી તો તેને પરિણામે પોતાને પસ્તાવું પડ્યું, સીતાને પારાવાર દુઃખ સહન કરવું પડ્યું અને લોકો તો ઘડી પછી જ બદલાઇ ગયા અને બોલ્યા કે—‘રામચંદ્ર જેવા ડાહ્યા પુરુષે આ કેવી ભૂલ કરી?’ એટલે લોકોને કાંઇ ફરી જતાં વાર લાગતી નથી, તેથી પ્રારંભમાં લખેલ કિંવદન્તી (લોકવાયકા) ઉપર આધાર રાખવો નહીં. જો કે તેનો એકાંત વિરોધ જ કરવો, તેને ખોટી જ માનવી એમ કહેવાનો આશય નથી પરંતુ તેના પર પુખ્ત વિચાર કર્યા પછી, કાંઇક કાળક્ષેપ કરીને જેમ યોગ્ય લાગે તેમ કરવું.

આ બાબત પ્રાયે સર્વના અનુભવની છે છતાં કાંઇક જાગૃતિ આણવા માટે આ ટૂંકો લેખ લખ્યો છે. તે લક્ષપૂર્વક વાંચી તેમાંથી સાર જણાય તે ગ્રહણ કરવો.



કુંવરજી

# જાતિસ્વભાવ

મનુષ્ય, પશુ–પક્ષી, વનસ્પતિ કે જડ કોઇનો જાતિસ્વભાવ જવો ભારે દુષ્કર કહ્યો છે. કોઇ આકસ્મિક કારણે કે દબાણને વશ બની મનુષ્યમાં કદાચ ફેરફાર થતો જણાય, સરકસ વિગેરેમાં હિંસક પશુઓના સ્વભાવનું પરિવર્તન જણાય, તથા કોઇ વસ્તુના મિશ્રણ આદિ વિવિધ ક્રિયાથી વનસ્પતિ આદિનો સ્વભાવ પલટાતો ભલે જણાય, પરંતુ એ સર્વ ક્ષણિક અને વાતાવરણને આશ્રીને થયેલો ફેરફાર હોય છે. કાયમી સ્વભાવ બદલવો ભારે મુશ્કેલ છે. આ માત્ર પોથીમાંહેનું જ સત્ય નથી, પરંતુ અનુભવસિદ્ધ પણ છે કે જડનો કે ચેતનનો, મનુષ્યનો કે પશુઓનો એમ જેનો જે સ્વભાવ–પ્રકૃતિ હોય તે દૂર થવી અશકય નહીં તો મુશ્કેલ તો છે જ.

જાતિસ્વભાવના સામાન્ય રીતે બે અર્થ ઘટાવી શકાય છે: એક તો એ કે મનુષ્ય જે નાત–જ્ઞાતિમાં ઉત્પન્ન થયેલ હોય તે સંસ્થાનો સ્વભાવ અને બીજા અર્થમાં જાતિથી એટલે જન્મથી પડેલ સ્વભાવ યાને પ્રકૃતિ. આ વસ્તુ પ્રાયઃ જીવનની સાથે જ જાય છે, કારણ કે પડેલ સ્વભાવ મજીઠના રંગ જેવો પાકો હોય છે. તેથી કોઇ દાખલામાં તો ભવાંતરમાં પણ તેવો સ્વભાવ સાથે ગયાનું જાણી શકાય છે.

સર્કસમાં થતા પ્રયોગો જોઇને પહેલી નજરે આપણને એમ જ લાગે કે આ હિંસક સ્વભાવનાં વાઘ, સિંહ, ચિત્તા વિગેરેને કેવાં બકરાં જેવાં બનાવી દીધાં છે! પણ ખરી રીતે જોઇએ તો તેનો સ્વભાવ ફર્યો હોતો જ નથી, માત્ર પરિસ્થિતિને વશ બનીને એ હિંસક જનાવરો ક્ષણભર ભલે બદલાયલા સ્વભાવના જણાય, પણ યથાર્થ રીતે તો મૂળ સ્વભાવ રહ્યો જ હોય છે તે તેને અનુકૂળ સંયોગો મળતાં ભભૂકી ઊઠે છે. પરિણામે ઘણા સરકસ–મેનેજરોના જાન તેના પાળેલ–પોષેલ એ જાનવરો વીફરતાં ગયાના બનાવ બન્યા છે. તે માટે કહ્યું છે કે:—

> मधुना सिंचयेन्निम्बं, निंबः किं मधुरायते ?।
> जातिस्वभावदोषोऽयं, कटुकत्वं न मुंचति ॥ १ ॥

અર્થાત્–લીંબડાને કદી મધથી સિંચવામાં આવે તો શું તે મધુર–મીઠો થશે કે? નહિ જ થાય. આ જાતિસ્વભાવના દોષ છે તેથી તે કડવાશ નહિ જ છોડે.

ગુજરાતી ભાષામાં સ્વભાવ ન જવા માટેની નિમ્નલિખિત કહેવતો લોકજિહ્વાગ્રે ખૂબ પ્રચલિત છે કે જેમાં ઘણું સત્ય–ઘણું તત્ત્વજ્ઞાન ભરેલું છે.

૧. જાત જાય પણ ભાત ન જાય.
૨. કૂતરાની પૂંછડીને છ મહિના જમીનમાં દાટો તો પણ વાંકી ને વાંકી રહેવાની.
૩. સ્વભાવનું ઓસડ નથી.
૪. સીંદરી બળે પણ વળ ન મૂકે.
૫. પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?

લોકજીભે ચડીને કર્ણોપકર્ણથી પરંપરાગાં ઊતરતી આ કહેવતો સ્વભાવ ન જવા વિષે દુંદુભિ વગાડીને કહે છે કે:—

श्वा यदि क्रियते राजा, तत् किं नाश्नात्युपानहम् ।

શ્વાનને કદાચ રાજા બનાવવામાં આવે તો પણ તે શું ઉપાનહ—જોડા ચાખ્યા વિના રહેશે ખરો કે ?

દુસ્ત્યજ એવા આ સ્વભાવથી કંટાળીને એક હિન્દી કવિએ તેનું વર્ણન કાવ્યમાં નીચે પ્રમાણે કર્યું છે કેઃ—

> पावकको जलबुन्द निवारण, सुरजतापको छत्र कीयो है,
> रोगको वैद्य तुरंगको चाबुक, चौपगको कच्छु दंड दीयो है ।
>
> हस्तिमहामदवारण अंकुश, भूतपिशाचको मंत्र कीयो है,
> औषध है सबको जगमांही, स्वभावको औषध नांही कीयो है ॥ १ ॥

અર્થાત્ સર્વને બાળી ખાખ કરનાર અગ્નિને ઉપશાંત કરવા જલ નિર્માણ થયેલ છે, સૂર્યતાપને નિવારવા છત્ર-છત્રી છે, રોગને માટે વૈદ્ય છે અને અતિ તેજી ઘોડાને ઠેકાણે લાવવા ચાબુક બનાવ્યો છે. વળી તે સિવાયના અન્ય ચોપગાં પશુઓને માટે ડામણુ, ડેરો, સાંકળબંધન ઇત્યાદિ દંડ નક્કી કર્યા છે; તેમ જ હાથી જેવા મોટા પ્રાણીના મહાન્ મદને વારવા અંકુશ બનાવ્યો છે, ભૂત, પિશાચ વિગેરેને દૂર કરવા કે વશીભૂત કરવા મંત્રો બનાવ્યા છે—આ પ્રમાણે જગતમાં સર્વ વસ્તુઓનું ઔષધ યાને પ્રતિકાર નક્કી થયેલ છે, પણ એક માત્ર સ્વભાવનું ઔષધ કોઇએ બનાવ્યું નથી !

વર્તમાન રાજદ્વારી વાતાવરણને અવલોકીએ કે સામાજિક કામમાં ડોકિયું કરીએ, ઘરમાં જોઇએ કે જાહેર સભાસ્થાનમાં જોઇએ, પણ જ્યાં ને ત્યાં જાતિસ્વભાવ બતાવતાં મનુષ્યો અવશ્ય મળવાના જ. તેવાઓને ગમે તેટલી ઠોકરો વાગે, આપ્તજનો અને શિષ્ટ સમાજ તરફથી ખુલ્લા ચાબખા મળે તો પણ કોઇનો વિજય નહીં થતાં એક માત્ર તેમના સ્વભાવનો જ વિજય આખરે તેમના પર થાય છે. ( સ્વભાવ કાયમ રહે છે ) જો કે પરિસ્થિતિને લઇને નમવું પડે એ જુદી વાત છે, પણ તેનો અંતરંગ સ્વભાવ તો પ્રત્યેક કાર્યમાં ભાગ ભજવતો જ હોય છે.

આ સ્વભાવ ફેરવાનું કોઇ અલૌકિક લોકોત્તર ઔષધ નીકળે તો પણ " વો દિન કહાંસે કે મિયાં કે પાંવમેં જુત્તિ ? " એ બને જ ક્યાંથી ?

પ્રત્યેક વસ્તુને તેની બીજી બાજુ અવશ્ય હોય છે યાને દરેક બાબતમાં અપવાદને અવકાશ હોય છે, તેથી આ બાબતમાં પણ તે સિદ્ધાંત લાગુ પડે તો ના નહીં. અર્થાત્ હૃદયપલટો થતાં મનુષ્યો કે હિંસક પશુઓના સ્વભાવ ક્વચિત્ બદલાઇ શકે છે અને ઇતિહાસને પાને એવા દાખલા નોંધાયા પણ છે; પરંતુ એવા પ્રસંગો વિરલ જ હોય છે.

લેખકના વર્ષોના જાતઅનુભવ અને નિરીક્ષણનો અર્ક એ છે કે—

**જાતિસ્વભાવ યાને પડેલી પ્રકૃતિ સર્વથા જવી દુષ્કર છે.'**

રાજપાળ મગનલાલ વ્હોરા

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર-માસ્તર હિંમતલાલ લાલચંદ-માણસા )

**પ્રશ્ન ૧**—દેવોમાં કામભોગ કેવી રીતે હોય છે?

**ઉત્તર**—ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી અને બે દેવલોક સુધીના દેવો મનુષ્યની જેમ ભોગ ભોગવે છે. ત્યારપછીના બે દેવલોકના દેવ સ્પર્શમાત્રથી, ત્યારપછીના બે દેવલોકના દેવ ગીતગાનનાં શ્રવણથી, ત્યારપછી બે દેવલોકના દેવ રૂપમાત્ર જોવાથી અને ત્યારપછીના ચાર દેવલોકના દેવ મનમાત્રથી સેવન કરે છે. નવ ગ્રૈવેયક ને પાંચ અનુત્તર વિમાનમાં ભોગ નથી.

**પ્રશ્ન ૨**—દેવીઓ સાથે ભોગ ભોગવ્યા છતાં તેને ગર્ભ કેમ રહેતો નથી?

**ઉત્તર**—તેમના શરીરો વૈક્રિય છે. દેવમાં વીર્યરૂપ ધાતુ જ નથી, તેમ દેવીનાં શરીરમાં રુધિર નથી, તેથી ગર્ભસ્થિતિ થતી નથી.

**પ્રશ્ન ૩**—પરિહારવિશુદ્ધિ ચારિત્ર અંગીકાર કરનારને કેટલા પૂર્વનું જ્ઞાન જોઇએ?

**ઉત્તર**—એમાં પૂર્વના જ્ઞાનનો નિરધાર કહેલ નથી.

**પ્રશ્ન ૪**—જ્ઞાનદ્રવ્યથી દેરાસર કરાવાય કે પ્રતિમા ભરાવાય?

**ઉત્તર**—જ્ઞાનદ્રવ્યથી તે બંને વાના કરી શકાય; પરંતુ એ વાત અશક્ય-પરિહારની છે. વાસ્તવિક તો જ્ઞાનદ્રવ્ય જ્ઞાનના કાર્યમાં જ વાપરવું જોઇએ.

**પ્રશ્ન ૫**—કોઇ શ્રાવક-શ્રાવિકાને વ્રત ઉચ્ચરવું હોય તો વ્રતધારી શ્રાવક ઉચ્ચરાવી શકે?

**ઉત્તર**—વ્રત ઉચ્ચરાવવાનું કાર્ય ગુરુમહારાજનું છે. ગુરુમહારાજ પાસે જ વ્રત ઉચ્ચરી શકાય. ગુરુના વિરહે વ્રતધારી પાસે સામાન્યથી ઉચ્ચરે, પછી ગુરુની જોગવાઇએ વિધિ સાથે ઉચ્ચરે.

**પ્રશ્ન ૬**—પૌષધવાળા શ્રાવક ગોચરી કરી શકે?

**ઉત્તર**—ગોચરી કરી શકાય નહીં, વાપરવું હોય તો ઘરે જઇને વિધિ-પૂર્વક આહાર-પાણી વાપરે.

**પ્રશ્ન ૭**—મોક્ષ ને સંસાર બેઉ અનાદિ અનંત છે ?

**ઉત્તર**—અનેક જીવની અપેક્ષાએ સંસાર અનાદિઅનંત છે, પ્રત્યેક ભવ્યજીવની અપેક્ષાએ અનાદિસાંત છે, મોક્ષ અનેક જીવની અપેક્ષાએ અનાદિઅનંત છે; એક જીવની અપેક્ષાએ સાદિઅનંત છે.

**પ્રશ્ન ૮**—ચૈત્યવંદન ભાષ્યમાં છઠ્ઠા અધિકારમાં વિહરમાન જિનને નમસ્કાર છે છતાં તે અધિકારરૂપ પુખ્ખવરદીની પહેલી ગાથામાં ભરત ને ઐરવત ક્ષેત્રના તીર્થંકર પણ લીધા છે તેનું શું કારણ ?

**ઉત્તર**—એ ગાથામાં વિહરમાન શબ્દે વિચરતા તીર્થંકર સમજવાના છે તેથી ભરત, ઐરવત ને મહાવિદેહ ત્રણે ક્ષેત્રમાં વિચરતા તીર્થંકરોને વંદના કરી છે, એટલે જ્યારે જ્યારે વિચરતા હોય ત્યારે ત્યારે નમસ્કાર છે.

**પ્રશ્ન ૯**—મુનિને વિહાર કરતાં માર્ગમાં નદી આવે તો નાવમાં બેસીને ઊતરી શકે ?

**ઉત્તર**—સામો કાંઠો દેખાતો હોય તેવી નદી નાવમાં બેસીને પણ ઊતરવાની આજ્ઞા છે.

**પ્રશ્ન ૧૦**—પ્રસૂતિ સ્ત્રીના ઘરમાં રહેનારને કેટલા દિવસનું સૂતક લાગે ?

**ઉત્તર**—બારમે દિવસે જિનેશ્વરની અંગપૂજા કરી શકે. દર્શન રંગમંડપની બહારથી કરવાનો તો પ્રથમ દિવસથી પણ નિષેધ નથી. નાહીને રંગમંડપમાં જઇ શકે અને અગ્રપૂજા, ભાવપૂજા કરે.

**પ્રશ્ન ૧૧**—સ્ત્રીવેદે તીર્થંકર થયેલા મલ્લિનાથજીને સાધુ સ્પર્શ કરે ?

**ઉત્તર**—તીર્થંકરો કેવળજ્ઞાન પામતાં નિર્વેદી થયેલા હોવાથી સાધુના સ્પર્શમાં બાધક નથી, પરંતુ વ્યવહાર જાળવવાની ખાતર પ્રભુ જ્યારે દેવછંદામાં પધારે છે ત્યારે સાધ્વીઓ જ તેમની સેવામાં રહે છે.

**પ્રશ્ન ૧૨**—સાધારણ વનસ્પતિ અને અનંતકાયમાં ફેર શું ?

**ઉત્તર**—બંને એક જ છે. તેના સૂક્ષ્મ ને બાદર એવા બે પ્રકાર છે.

**પ્રશ્ન ૧૩**—દેવદ્રવ્યથી થયેલું-લાવેલું પાણી શ્રાવક હાથ ધોવામાં વાપરે ?

**ઉત્તર**—ન વાપરે, સાધારણખાતાનું પાણી જ વાપરે.

**પ્રશ્ન ૧૪**—આખી કાચી સોપારી સચિત્ત છે કે અચિત્ત છે ?

**ઉત્તર**—સચિત્ત ગણાય છે.

**પ્રશ્ન ૧૫**—સીંગોડા ભક્ષ્ય છે કે અભક્ષ્ય છે ?

**ઉત્તર**—ભક્ષ્ય છે. અભક્ષ્યમાં ગણ્યાં નથી તેથી જ પ્રભુ પાસે ધરાય છે.

**પ્રશ્ન ૧૬**—નવકાર અને નવતત્ત્વના કર્ત્તા કોણ છે ?

**ઉત્તર**—નવકારમંત્ર ૬૮ અક્ષરનો શાશ્વત છે અને નવતત્ત્વના કર્ત્તા પૂર્વાચાર્ય છે. તેનું નામ પ્રસિદ્ધિમાં આવેલ નથી. નવતત્ત્વો ઘણા બનેલા છે.

**પ્રશ્ન ૧૭**—તીર્થંકરની પ્રતિમા પાસે ગુરુની પૂજા ભણાવાય ? અને ગુરુમૂર્ત્તિની અષ્ટપ્રકારી પૂજા થાય ?

**ઉત્તર**—પ્રભુની પાસે તો તીર્થંકરની પૂજા ભણાવવી તે જ યોગ્ય લાગે છે. ગુરુમૂર્ત્તિની અષ્ટપ્રકારી પૂજા કરવી તે કરતાં ગુરુમૂર્ત્તિ પાસે દેવમૂર્ત્તિ પધરાવીને નવપદની પૂજા ભણાવવી. તેમાં આચાર્ય, ઉપાધ્યાય અને સાધુપદની પૂજા છે તેથી તે ભણાવવી વધારે યોગ્ય છે. પોતાના ગુરુના નામની ખાસ આવશ્યકતા નથી.

**પ્રશ્ન ૧૮**—સાધુ, સાધ્વીની જેમ શ્રાવક, શ્રાવિકા ચોમાસામાં પાટપાટલા વાપરી શકે ?

**ઉત્તર**—રૂવાળી તળાઇ વિગેરેનો ત્યાગ કરનાર શ્રાવક, શ્રાવિકા પાટ ઉપર સંથારો કરીને શયન કરે તો તેમાં કાંઇ વાંધા જેવું નથી.

**પ્રશ્ન ૧૯**—જીવ એક ભવમાં એક જ વાર આયુષ્ય બાંધે એમ કયાં કહ્યું છે ?

**ઉત્તર**—કર્મગ્રંથમાં કહ્યું છે કે મનુષ્ય ને તિર્યંચ આયુષ્યના પાછલા ત્રીજા ભાગમાં પરભવનું આયુષ્ય એક અંતર્મુહૂર્ત્તમાં જ બાંધે. દેવતા, નારકી ને યુગળિયા છ માસનું આયુ બાકી રહે ત્યારે બાંધે.

**પ્રશ્ન ૨૦**—જગચિંતામણિમાં ને સકળતીર્થમાં શાશ્વત ચૈત્યની સંખ્યા સરખી કેમ નથી ?

**ઉત્તર**—સરખી જ છે. જગચિંતામણિમાં ૮,૫૬,૯૭,૦૦૦ ઉપર ૩૨૮૨ કહેલ છે ને સકળતીર્થમાં ૮,૫૭,૦૦,૨૮૨ ઊર્ધ્વલોકમાં, અધોલોકમાં ને તિચ્છલોકમાં એમ ત્રણ વિભાગે કહેલ છે.

**પ્રશ્ન ૨૧**—ઉષ્ણ જળ પીનારને પચ્ચખ્ખાણ દેતાં પાણસ્સના છ આગાર કહેવાનું ભાષ્યમાં કહ્યું છે તેમ બીજે કહેલ છે ?

**ઉત્તર**—અનેક ગ્રંથોમાં કહેલ છે, પરંતુ ભાષ્ય પ્રમાણિક પુરુષની રચેલી હોવાથી બીજા પુરાવાની જરૂર નથી.

કુંવરજી

( ૨ )

( પ્રશ્નકાર-અમૃતલાલ ભૂષણદાસ-ભરૂચ )

**પ્રશ્ન ૧**—દેરાસરમાં ઘંટ શા ઉદ્દેશથી વગાડવો અને ટકોરા કેટલા કરવા ?

**ઉત્તર**—જૈન શાસનની ઉદ્‌ઘોષણા નિમિત્તે ઘંટ વગાડવામાં આવે છે અને તેના ટકોરા ઘણું કરીને ત્રણ કરવામાં આવે છે.

**પ્રશ્ન ૨**—ચક્રેશ્વરી દેવી કેટલા આયુષ્યવાળી હોય છે ? તે શાશ્વતી છે ?

**ઉત્તર**—એ યક્ષજાતિની એટલે વ્યંતર જાતિની છે. વ્યંતરોનું આયુષ્ય પલ્યોપમથી વધારે હોતું નથી. એક દેવી આયુ પૂર્ણ થયે ચ્યવે એટલે તે જ નામની બીજી દેવી ત્યાં ઉત્પન્ન થાય દેવી કે દેવ શાશ્વતાં હોય જ નહીં.

**પ્રશ્ન ૩**—નવકારશીનું પચ્ચખ્ખાણ દરરોજ ક્યારે પારી શકાય ?

**ઉત્તર**—બારે મહિનામાં કોઇપણ દિવસે સૂર્યોદય પછી ૪૮ મિનિટે નવકારશી પારી શકાય. એને મહિના કે તિથિ સાથે સંબંધ નથી. એને માટે હાલમાં ઇંગ્રેજી મહિનાના દરેક દિવસે સૂર્યોદય અને સૂર્યાસ્ત બતાવનાર બુક છપાણી છે તે ઘણેભાગે વિશ્વાસપાત્ર છે અને કાયમ દર વર્ષ માટે ચાલી શકે તેવી છે. આ વર્ષે પહેલી મેએ સૂર્યોદય થાય તે જ વખતે બીજા વર્ષની પહેલી મેએ પણ પ્રાયે સૂર્યોદય થાય આ બુક મંગાવશો તો મોકલશું.

**પ્રશ્ન ૪**—નવપદની અથવા સિદ્ધચક્રની પૂજા કર્યા પછી બીજા પ્રભુની મૂર્તિની પૂજા થાય ?

**ઉત્તર**—ખુશીથી થાય. નવપદમાં બે દેવ, ત્રણ ગુરુ ને ચાર પ્રકારનો ધર્મ છે. તે નવપદો સર્વ પ્રકારે પૂજનિક છે.

**પ્રશ્ન ૫**—પ્રસુતિ સ્ત્રીની સુવાવડનું સૂતક કેટલા દિવસનું સમજવું ?

**ઉત્તર**—એમાં તેની સ્થિતિ જાણવી જોઇએ. જો એક જ ઘરમાં પણ અલગ રીતે સુવાવડ થતી હોય તો ૧૨ દિવસનું સૂતક લાગે ૧૨ દિવસ પછી ઘરનાં માણસો પ્રભુની અંગપૂજા કરી શકે. આ સંબંધમાં અમે છપાવેલ 'સૂતક વિચાર' આ સાથે મોકલેલ છે તે વાંચશો. જુદા ઘરમાં રહેનાર, જમનાર અને સ્પર્શાસ્પર્શ ન કરનારને સૂતક લાગતું નથી.

**પ્રશ્ન ૬**—મરણનું સૂતક કેટલા દિવસનું સમજવું ?

**ઉત્તર**—જે ઘરમાં મરણ થયેલ હોય તે ઘરમાં જમનારને અને સુનારને ૧૨ દિવસનું સૂતક લાગે. મૃતકને અડનારને ૨૪ પહોરનું લાગે અને વેશ બદલીને સ્મશાન જનારને આઠ પહોરનું લાગે.

**પ્રશ્ન ૭**—સ્મશાન જાય પણ મૃતકને અડનાર અન્ય જનોને પોતે ન અડે અને અલગ બેસી રહી ઘરે આવીને સ્નાન કરે તો તે દિવસે પૂજા કરી શકે ?

**ઉત્તર**—કરી શકે, પરંતુ બરાબર વિવેક જાળવવો જોઇએ.

**પ્રશ્ન ૮**—પરદેશમાં પોતાના કુટુંબીનું કે સગોત્રીનું મરણ થાય તો તેનું સૂતક કેટલા દિવસનું લાગે ?

**ઉત્તર**—પરદેશનું સૂતક જન્મનું કે મરણનું લાગતું નથી. કોઇક જગ્યાએ મરણનું શોક નિમિત્તે એક દિવસનું કહ્યું છે.

**પ્રશ્ન ૯**—ચત્તારી, અટ્ઠ, દશ ને દોય-આ પ્રમાણેના ૨૪ ઉપવાસ એક સાથે જ કરવા પડે કે વચ્ચે આંતરું પડાય ?

**ઉત્તર**—મુખ્ય માર્ગ તો ચાર, આઠ, દશ ને બે ઉપવાસ એક સાથે કરે, વચ્ચે વચ્ચે એકાસણાનું કે બેસણાનું એક દિવસનું જ આંતરું પાડે. છૂટા છૂટા ઉપવાસ તો કરાય જ નહીં. કદી ચારે ઓળી એક સાથે ન થાય તો ઓળી ઓળીની વચ્ચે આંતરું પાડી શકાય.

**પ્રશ્ન ૧૦**—મલ્લિનાથજી સ્ત્રીપણે તીર્થંકર થયા છે, તો તેમના ગણધરો તથા મુનિઓ તેમની સાથે કેવી રીતે વર્તતા હશે ?

**ઉત્તર**—કેવળીપણે તીર્થંકર અવેદી થયેલા હોય છે તેથી તેમને અડવામાં પણ અડચણ નથી, પરંતુ અડવાનું કામ નથી. પાસે રહે છે, બેસે છે અને દેશના સાંભળે છે. બીજે પહોરે પ્રભુ જ્યારે દેવછંદામાં જાય છે ત્યારે સાધ્વીઓ સાથે રહે છે.

**પ્રશ્ન ૧૧**—મલ્લિનાથ પ્રભુના સમવસરણમાં બાર પર્ષદા શી રીતે બેસતી હશે?

**ઉત્તર**—પુરુષ તીર્થંકરના સમવસરણમાં બેસે તે પ્રમાણે જ બેસે છે. પ્રભુ તો તેમના શરીરપ્રમાણ ઊંચી ને બશેં ધનુષ્ય લાંબી-પહોળી પીઠિકાની ઉપર મધ્યમાં રહેલા સિંહાસન પર બિરાજે છે. એટલે પુરુષ, સ્ત્રીપણાને અંગે તેમાં કાંઇપણ ફેરફાર નથી.

**પ્રશ્ન ૧૨**—આઠ ઉપવાસ કરવા હોય પણ પ્રથમ ચાર ઉપવાસનું પચ્ચખ્ખાણ લીધું હોય તો તેણે રાઇપડિક્કમણામાં તપચિંતવણીમાં શી રીતે કહેવું ?

**ઉત્તર**—પ્રથમ જેટલી તપસ્યા કરી હોય ત્યાં સુધી આવતાં 'શક્તિ છે, પરિણામ નથી' એમ કહેવું અને ૪ ઉપવાસ એટલે દશ ભક્તથી શક્તિ છે ને પરિણામ છે એમ ચારે દિવસ કહેવું. ચાલુ તપસ્યામાં બે ભક્ત ઘટાડવાની જરૂર નથી. ચાર ઉપવાસ તે દશ ભક્ત કહેવાય છે. આઠ ઉપવાસનું ભેળું પચ્ચખ્ખાણ લીધું હોય તો ૧૮ ભક્તથી 'શક્તિ છે, પરિણામ છે' એમ કહેવું.

**પ્રશ્ન ૧૩**—સાંજનું પ્રતિક્રમણ કેટલા વાગ્યા સુધી થઇ શકે ?

**ઉત્તર**—મુખ્યવૃત્તિએ-ઉત્સર્ગ માર્ગે તો એક ઘડી દિવસ હોય ત્યારે શરૂ કરવું જોઈએ. અપવાદ માર્ગે મધ્યરાત્રિ સુધી સકારણ થઈ શકે, પરંતુ જેમ બને તેમ વહેલું કરવું; નિષ્કારણ મોડું ન કરવું.

**પ્રશ્ન ૧૪**—રાત્રિનાં તિવિહાર પચ્ચખ્ખાણવાળા ક્યાં સુધી પાણી પી શકે ?

**ઉત્તર**—પાછલી બે ઘડી રાત્રિ રહે ત્યાં સુધી પી શકે, પરંતુ વ્યવહાર માર્ગ મધ્યરાત્રિ પછી ન પીવાનો છે, તેથી સૂતી વખત બનતાં સુધી ચૌવિહાર કરી લેવો.

**પ્રશ્ન ૧૫**—દેરાસરમાં દર્શન કરતી વખત પચ્ચખ્ખાણ કરનારે પ્રતિક્રમણમાં પચ્ચખ્ખાણ કરવું ?

**ઉત્તર**—સવારે પ્રતિક્રમણમાં, દેરાસરે ને ગુરુ પાસે એમ ત્રણ વખત પચ્ચખ્ખાણ કરી શકાય-કરવું જોઈએ સાંજે દર્શન કરતાં પચ્ચખ્ખાણ કર્યું કે સંભાર્યું હોય તેણે ગુરુ સાથે કે એકલા પ્રતિક્રમણ કરતાં પચ્ચખ્ખાણ કરવું જ જોઈએ. પ્રતિક્રમણ કર્યા પછી ગુરુ પાસે પચ્ચખ્ખાણ લેવાનું નહીં.

**પ્રશ્ન ૧૬**—દેરાસરમાં સ્વસ્તિક કર્યા પછી દ્રવ્ય-નાણું ને ફળ નૈવેદ્ય ક્યાં મૂકવું ?

**ઉત્તર**—નાણું મુખ્યતાએ સ્વસ્તિક ઉપર મૂકવું, ફળ સ્વસ્તિક ઉપર અને નૈવેદ્ય સિદ્ધશિલાની આકૃતિ ઉપર મૂકવું ચીજો વધારે હોય તો બધે મૂકી શકાય. એમાં વિરોધ જેવું નથી.

**પ્રશ્ન ૧૭**—સામાયિક ઉચ્ચર્યા પછી વડીનીતિની શંકા થાય તો શું કરવું ?

**ઉત્તર**—પોસાતીની રીતે વસ્ત્ર બદલીને જવું, પાણી લઈ જવાનું વાસણ ઢાંકવાની જરૂર નથી. તેની ઉપર હાથ આવવાથી પ્રાયે ઢંકાય જ છે.

**પ્રશ્ન ૧૮**—માત્રું ઊંચી જગ્યાથી પરઠવાય ?

**ઉત્તર**—ન પરઠવાય. જમીન જોઈને પછી જ નીચા નમીને પરઠવાય.

**પ્રશ્ન ૧૯**—પ્રતિક્રમણ ઠાવા વિગેરેમાં ચરવળા કે કટાસણા ઉપર હાથ રાખવામાં આવે છે તે વખતે હાથની મૂઠી વાળવી કે નહીં ?

**ઉત્તર**—મૂઠી વાળવાની નથી. કુંવરજી



# સુબોધ–ચિંતામણિ–રત્નો

લેખક—મુનિ લક્ષ્મીસાગરજી

૧ જે ભગવાનના જ્ઞાનથી આ ધર્મ–કર્મની વ્યવસ્થા જય પામે છે, તે ત્રણે જગતના ધ્યેયરૂપ શ્રી નાભિરાજના પુત્ર ( ઋષભદેવસ્વામી ) તમારું કલ્યાણ કરો

૨ જે નિરંતર નિર્વાણસાધકયોગ ( વ્યાપાર ) સાધતો હોય અને સર્વે ભૂતો ( જીવો ) ઉપર સમભાવી ( સરખી નજર રાખનાર ) હોય, તેને જ પરમાત્માએ સાધુ કહેલ છે

૩ શાન્તિ વિગેરે ગુણોથી યુક્ત હોય, મૈત્રી વિગેરે ગુણોથી ભૂષિત હોય અને સદાચારમાં અપ્રમત્ત હોય, તે જ ભાવસાધુમાં લેખાય છે

૪ ગુરુની સેવામાં લાગેલો પુરુષ ગુરુની આજ્ઞા આરાધવામાં તત્પર રહે અને ચારિત્રનો ભાર ઉપાડવામાં સમર્થ હોય, તેને જ સાધુ જાણવો,

૫ શાસ્ત્રના અવિરોધી વચનને અનુસરી યથાર્થ મૈત્રી વિગેરેના ભાવ સહિત જે આચરણ તે ધર્મ કહેવાય છે

૬ યોગવિદ્યા મોક્ષલક્ષ્મીને વશ કરવાનું, મૂળી, મંત્ર અને તંત્ર વિનાનું કારણ છે તે તું નિશ્ચય માનજે.

૭ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર વર્ગમાં મોક્ષ અગ્રેસર છે અને તેવા મોક્ષ મેળવવાનું કારણ તું શુભ યોગ જ સમજજે

૮. મનની શુદ્ધિ, કદી ન બુઝાય તેવી મોક્ષમાર્ગને દર્શાવનારી દીપિકા છે, એમ વિદ્વાનોએ કહેલ છે તે તું સત્ય માનજે

૯ મોક્ષપદની ઇચ્છા રાખનાર પુરુષોએ આળસ છોડીને રાગદ્વેષરૂપી શત્રુઓનો જય સમભાવ( ઉદાસિનતા )થી કરવો

૧૦ માતા, પિતા અને ગુરુદેવ એ ત્રણે આ જગતમાં મનુષ્યોને યાત્રાના સ્થાન છે, માટે ખરી એ યાત્રા તન–મનથી કરજે

૧૧ વૈદના નિયમ વિરુદ્ધ ચાલનાર મનુષ્ય પૂર્ણ દુખ પામે છે તે તું ધ્યાનમાં રાખજે

૧૨ સુશીલ પુરુષોને પણ પરઘેર જવું તે કલંકરૂપ પરનું મૂળ થઈ પડે છે, માટે પરઘરમાં પેસતા અટકજે

૧૩ ધર્મી જન સાદો હોય તેમ જ શોભે, તેને ઉદ્ભટ વેષ સારો ન લાગે

૧૪ ચિંતામણિરત્નની માફક દુર્લભ, હિતકારી અને નિર્દોષ ક્રિયા પામીને તેને આચરતો જે મનુષ્ય મુગ્ધ જનોના હસવાથી શરમાય નહિ, તે જ પૂર્ણાનંદપણું પામે છે

૧૫. જ્યાં વિદ્વાન માણસ હોય નહિ ત્યાં અલ્પ બુદ્ધિવાળો વખણાય છે, જેમ ઝાડ વગરના દેશમાં એરંડો વૃક્ષ ગણાય

૧૬ લોભથી બુદ્ધિ ચળે છે અને લોભથી તૃષ્ણા વૃદ્ધિ પામે છે તૃષ્ણાથી ભરેલો મનુષ્ય આ ભવ ને પરભવમાં ઘણું દુખ પામે છે

૧૭. સંતોષરૂપી અમૃતથી તૃપ્ત હોવાને લીધે શાંતચિત્તવાળા મનુષ્યને જે સુખ હોય છે તેવું સુખ અહીંતહીં આથડીઆ મારનાર ધનના લોભીને કયાંથી હોય ? અર્થાત્ ન જ હોય

૧૮. એક સતી સ્ત્રી પોતાની જાતને સુખી કરે છે એટલું જ નહિ પણ પોતાના પતિને તથા બન્ને કુટુમ્બને સુખી અને પ્રખ્યાત કરે છે.

૧૯. માણસના વિચારો, લાગણીઓ તથા સ્થિતિઓ ચપળ જ છે, તેથી નિર્ધનપણાને તથા વિયોગના દુઃખને ભૂલવા માટે ધર્મકાર્યમાં પ્રવર્ત્તવુ એ ઉત્તમ ઉપાય છે

૨૦. જીભની ચાલાકીથી જેટલું કામ થાય છે તેટલું કાડાની કે પગની મહેનતથી થતુ નથી

૨૧. તુ નિશ્ચય માનજે કે જગતમા એકાંત સુખ કે એકાંત દુઃખ છે જ નહિ

૨૨. વચન આપતા અગાઉ માણસે બહુ વિચાર કરવો જોઇએ, એટલુ જ નહિ પણ હરકોઇ પ્રકારનો શબ્દ બોલતા પહેલા વિચાર કરીને તોળી તોળીને બોલ કાઢવો જોઇએ. એક વાર મુખમાથી નીકળેલો બોલ મુખમા પાછો પેસતો નથી અને પછી તેને માટે અવશ્ય પસ્તાવુ પડે છે, માટે વચન કાઢતા વિચારજે

૨૩. સૌ પોતપોતાની ધર્મભાવનાને ઉત્તમ માને છે, પરંતુ આર્યોની સર્વ ધર્મભાવનામા **" अहिंसा परमो धर्मः "** એ મહાવાકય સર્વમાન્ય છે, માટે તુ તે પર લક્ષ રાખજે.

૨૪. જન્મ–મરણરૂપ કાળના કિલ્લામાથી બહાર નીકળવાનો દરવાજો ખોલવા ઉદ્યમ કરજે.

૨૫. તુ સ્મરણમા રાખજે કે–આ જગતમા આ માનવજીવન અખંડ અને અવિનાશી શિવસુખની પ્રાપ્તિ કરવા માટે છે, નહિ કે વ્યર્થ ગુમાવવા માટે.

૨૬. ઉપકારનો બદલો ઇચ્છવો એ ઉત્તમ પુરુષનુ કામ નથી, પણ પ્રત્યુપકાર કરવો એ તેનુ કામ છે.

૨૭ કઠોર અપશબ્દ બોલનાર અધર્મી કહેવાય છે, તેની સાથે રહેનાર મધ્યમ પુરુષ કહેવાય છે અને દુષ્ટ કઠોર વચનની સામો ઉત્તર ન દે તે વીર પુરુષ કહેવાય છે

૨૮. પોતાના પાસેની વિદ્યા કોઇને દઇ ન શકે તો ગ્રથમા લખીને મરવુ એને તુ શ્રેયકારી સમજજે

૨૯. વિદ્યા અને ગુરુ વર્ષાદ સમાન છે પણ તે પાત્ર સમાન ફળ આપે છે, જેમકે વરસાદના જળથી સર્પમા વિષ,છીપમા મોતી થાય ઉઅને ઉખર ભૂમિમા કાંઇ થતુ નથી માટે પાત્ર થવા યત્ન કર

૩૦. સટ્ટો, જુગાર અને સોગટી કદી કરતો નહિ.

૩૧. પુણ્યવંત જીવોના વિચારો સદા ક્ષમાવાન અને વિશાળ જ હોય છે.

૩૨. વડીલની આમન્યા લોપવી નહીં

૩૩. પક્ષા-પક્ષી કરવી નહિ.

૩૪. ઉપકારીનો ઉપકાર ભૂલવો નહિ

૩૫. મિથ્યાત્વીનો પરિચય તજવો

૩૬. ગુણીજનને દેખી ખુશી થવુ.

૩૭. વિનય અને નમ્રતા ધારણ કરવી

૩૮. આત્માની મલિનતા દૂર કરવામથવુ.

૩૯ પરભવની બીક રાખવી.

૪૦. મોજમા આવે તેમ બોલવુ નહિ

૪૧. સોનેરી વાકયોનો સંગ્રહ કરવો

# સામાયિકનું ફલ

देशसामायिकं श्राद्धो, वितन्वन् घटिकाद्वयम् ।
द्रव्यादीनां व्ययाभावा–दहो पुण्यं महद्भवेत् ॥ १ ॥

ભાવાર્થ—બે ઘડીનું દેશસામાયિક આચરતાં શ્રાવકને દ્રવ્યાદિકના ખર્ચ વિના પણ અહો ! કેવું મોટું પુણ્ય થાય છે.

શ્રાવક બે ઘડી( એક મુહૂર્ત્ત )નું દેશસામાયિક કરતો સતો મોટું પુણ્ય ઉપાર્જન કરે. સામાયિક ગ્રહણ કરવાનો વિશેષ વિધિ શ્રી ધર્મસંગ્રહાદિ ગ્રન્થોથી જાણી લેવો. એવી રીતે વિધિપૂર્વક સામાયિક આચરતો શ્રાવક દ્રવ્યવસ્ત્રાદિકના ખર્ચ વગર મોટું પુણ્ય ઉપાર્જન કરે છે. તે વિષે પૂજ્યપુરુષોએ કહ્યું છે કે–બે ઘડી સમભાવે સામાયિક કરતો શ્રાવક ઘણા પલ્યોપમનું દેવતાનું આયુષ્ય બાંધે. કેટલા પલ્યોપમનું બાંધે ? તે કહે છે:–

बाणवइ कोडीओ, लक्खा गुणसट्ठी सहस्सा पणविसं ।
नवसय पणविस य, सतिहा अडभाग पलिअस्स ॥ २ ॥

ભાવાર્થ—બાણુ ક્રોડ, ઓગણસાઠ લાખ, પચવીશ હજાર નવસો અને પચીસ પલ્યોપમ ઝાઝેરું દેવગતિનું આયુષ્ય બાંધે છે. વળી કહ્યું છે કે–જે કોઇ મોક્ષે ગયા, મોક્ષે જાય છે અને મોક્ષે જશે તે સર્વ સામાયિકના પ્રભાવથી જ જાણવા. તેમ જ વળી કહ્યું છે કે–જેમાં હોમ નથી, તપ નથી અને દાન નથી એવી અમૂલ્ય કરણી તે સામાયિક છે કે જે માત્ર સમતાવડે જ સિદ્ધ થાય છે તે વિષે એક કથા છે:–શ્રીપુર નગરમાં પદ્મશ્રેષ્ઠીને કેશરીનામે એક પુત્ર હતો તે નટ, વિટ અને અધર્મીઓની સંગતથી ચોરી કરવા લાગ્યો. લોકોની ફરિયાદ સાંભળી રાજાએ તેને પકડી મંગાવી શિખામણ દઇને છોડી મૂકયો. તથાપિ તે ચોરીના વ્યસનમાં આસક્ત રહ્યો, એટલે રાજાએ તેના પિતાના વચનથી તેને પોતાના દેશમાંથી કાઢી મૂકયો માર્ગે જતાં તેણે વિચાર્યું કે 'આજે હું કોને ઘેર ચોરી કરીશ ?' આવું વિચારી તે કોઇ સરોવરની પાળ ઉપરના વૃક્ષ ઉપર ચઢ્યો ત્યાંથી સર્વ દિશાઓમાં દૃષ્ટિ કરી તેવામાં કોઇ સિદ્ધ પુરુષને અકસ્માત્ આકાશમાંથી ઊતરી સરોવરને કિનારે પાદુકા ઉતારી અંદર જઇને સ્નાન કરતો જોયો. આ લાગ જોઇ તે કેશરી તેની પાદુકા પહેરીને આકાશમા ઊડી ગયો. પછી પોતાના નગરમાં આવી લોકોનું સર્વસ્વ ચોરવા લાગ્યો. રાજાના

અંત:પુરમાં પણ જવા લાગ્યો, તેથી રાજા પોતે બહુ ખેદ પામી હાથમાં ખડ્ગ લઈને સર્વ ઠેકાણે ચોરને શોધવા લાગ્યો. વનમાં જતાં જેની દિવ્યપૂજા કરેલી છે એવી ચંડિકાનો પ્રાસાદ જોયો ત્યાં ચોરને આવવાનો સંભવ જાણી છાની રીતે રાજા સંતાઇ ગયો. તેવામાં પેલો ચોર ત્યાં આવ્યો અને પાદુકા ઉતારી દેવીને નમી બોલ્યો–" હે દેવી! આજે જો મને ઘણું ધન મળશે તો હું તારી વિશેષે પૂજા કરીશ." એમ કહી જેવો તે પાદુકા પહેરવા જાય છે તેવામાં રાજાએ એક પાદુકા લઇ લીધી. ચોર રાજાને ઉગ્ર શાસનવાળો જોઇ નાસવા લાગ્યો. નજીકમાં ગુપ્ત રહેલા રાજાના યોદ્ધાઓ પણ તેની પછવાડે દોડ્યા. ચોર ભયથી વિહ્વલ થઇને વિચાર કરવા લાગ્યો કે–'અહો! આજે મારું પાપ ફળ્યું!' તેવામાં સમીપ ભાગમાં એક મુનિ તેના જોવામાં આવ્યા એટલે તેણે મુનિને પોતાના ભવ-પર્યન્ત કરેલા પાપના ત્યાગનો ઉપાય પૂછ્યો. મુનિએ કહ્યું કે:—

तप्येद्वर्षशतैर्यश्च, एकपादस्थितो नरः ।
एकेन ध्यानयोगेन, कलां नार्हति षोडशीं ॥ ३ ॥

"કોઇ મનુષ્ય સો વર્ષ સુધી એક પગે ઊભો રહીને તપ કરે તો પણ તે એક ધ્યાનયોગ(સામાયિક)ની સોળમી કળાને યોગ્ય પણ થાય નહીં."

પછી ગુરુના મુખથી સામાયિકનું ફળ સાંભળી સામાયિક લઇને તે ચોર પોતે પૂર્વે કરેલાં પાપોનો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. "અહો! મેં નાસ્તિક બુદ્ધિથી મોટું પાપ કર્યું છે. મને ધિક્કાર છે!" આ પ્રમાણે શુભ ધ્યાનમાં આરૂઢ થવાથી ક્ષપકશ્રેણીવડે તેણે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. દેવતાએ રજોહરણાદિ આપી મોટો ઉત્સવ કર્યો. રાજા તે ચોરને તેવો સમતાવાળો ને સંયમી થયેલો જોઇ આશ્ચર્ય પામ્યો. તેટલામાં મુનિ બોલ્યા કે–હે રાજન્! સાંભળ:—

प्रणिहंति क्षणार्द्धेन, साम्यमालंब्य कर्म तत् ।
यन्न हन्यान्नरस्तीव्र–तपसा जन्मकोटीभिः ॥ ४ ॥

"પુરુષ કોટી જન્મ સુધી તીવ્ર તપસ્યા કરવાવડે જેટલા કર્મને હણી શકે નહીં તેટલા કર્મને સમતામય સામાયિકનું આલંબન કરનાર પુરુષ અર્ધ ક્ષણમાં હણી શકે છે." માટે સમતામય સામાયિક કરવું તે જ ઉત્તમ છે.

મુનિ વિદ્યાનંદવિજયજી



# આધ્યાત્મિક ભૂખ

આધ્યાત્મિક ભૂખ એટલે આત્માના વિકાસ અને સંતોષની ભૂખ. જેમ યોગ્ય પ્રમાણમાં શારીરિક ભૂખ લાગે છે તેમ ભક્તિ અને જિજ્ઞાસા આધ્યાત્મિક ભૂખ લગાડે છે. આ ભૂખને જાગૃત કરવાના અને સંતોષવાના સત્ય, દયા, તપ, શૌચ, અહિંસા વગેરે સાધનો છે. આત્માને વિકસાવવાની વૃત્તિ દરેક જીવમાં પ્રગટ કે અપ્રગટપણે હોય છે જ. બાળક રમતદ્વારા, કવિ કથનદ્વારા, શિલ્પી કોતરકામદ્વારા અને ચિત્રકાર ચિત્રદ્વારા આત્માને એક યા બીજી રીતે વિકસાવે છે.

અંધશ્રદ્ધા, આડંબર અને જડતા આત્માની ભૂખ લગાડવાને બદલે અસંતોષ જ આપે છે. આરોગ્યની દૃષ્ટિએ નહિ પણ દરરોજ એક માઇલ ચાલીએ છીએ માટે રુચિ નથી છતાં ચાલો એવી વૃત્તિ રાખવાથી કશો ફાયદો થતો નથી. તેમ દરરોજ પાચ માળા ફેરવીએ છીએ માટે ઑફિસનો ટાઈમ સાચવવા ઝપાટાબંધ માળા ગણી જઈએ તેથી કશો જ આત્મવિકાસ સાધી શકાતો નથી. આત્મવિકાસ ઇચ્છતા સાધકે જ્ઞાનના યોગ્ય પ્રકાશથી તેવા અંધકારને દૂર કરવો ઘટે.

અત્યારે શારીરિક વિકાસની પ્રવૃત્તિઓ થાય છે અને તેથી વિશેષ માનસિક વિકાસ માટે પ્રવૃત્તિઓ થાય છે, પણ આધ્યાત્મિક વિકાસ તરફ તો દુર્લક્ષ જ અપાય છે. એટલે 'Hand, Head and Heart' નો કોઇ રીતે મેળ જ ખાતો નથી. માનસિક વિકાસ વધારે હોય અને આધ્યાત્મિક વિકાસ બીલકુલ ન હોય તો મનુષ્યજીવનમાં એક એવો વખત આવે કે જ્યારે તર્ક, વિચાર, સિદ્ધાંત, વસ્તુઓના અભિપ્રાય, વિજ્ઞાન એ બધું શા માટે છે તેની સમજ જ ન પડે.

આપણા આત્માની પ્રગતિનો આધાર ચારે તરફ આવેલા વિચારાદિ વાતાવરણ પર રહેલો છે. અશુભ વિચારોને હઠાવીને તુર્ત શુભ વિચારોમાં મનને રોકવાની શક્તિ આવી એટલે સમજવું કે આપણો આત્મા યોગમાં પ્રવૃત્ત થયો છે. બાહ્ય પદાર્થોના સંબંધે મનમાં હર્ષ અને શોક થાય નહિ એવી દશાવાળો આત્મા ખરેખર દુનિયામાં ક્રિયાયોગી બનીને નિર્લેપ રહી અનેક જીવોનો ઉદ્ધાર કરવા સમર્થ થાય છે પ્રભુ મહાવીર અને બુદ્ધ આ સંબંધમાં દષ્ટાંતો પૂરાં પાડે છે. હિંદુસ્તાનમાં દરેક સમયમાં કોઇ ને કોઈ પુણ્યાત્માને આધ્યાત્મિક ભૂખ લાગે છે તે હિંદના સદ્‌ભાગ્ય છે.

સંગ્રાહક—શાંતિલાલ છોટાલાલ શાહ

# ઉન્માદ-ચિત્તભ્રમ-ગાંડપણનાં કારણો તથા તેનાં લક્ષણો

( જ્યોતિષસહિતા ગ્રંથમાંથી ઉદ્ધૃત )

૧. વિષજ ઉન્માદ એટલે વિષમય પદાર્થ ખાવાના કારણે ઉન્માદી બનનાર વ્યક્તિના નેત્ર લાલ બને છે બળ-કાંતિ-ઇન્દ્રિયો નષ્ટ થાય છે ઉદાસીનતા પ્રકટે છે મુખ અચેત બને છે

૨ ભય અને ચિંતાના કારણે ઉન્માદી બનેલ વ્યક્તિ બેચેન બને, કદી ગાનતાનમા મશગૂલ બને તો કદી એકદમ પુષ્કળ પ્રમાણમા હસવા લાગે, કદી રોવા લાગે અથવા પોતાના મનમા રહેલ રુચિકારક વિચારોનો બકવાદ કર્યા કરે

૩ દેવના કારણે ગાડો બનેલ મનુષ્ય સદા સતોષી–પવિત્ર બને છે દિવ્ય માળા અને સુગધમય વસ્તુઓ ધારણ કરે છે સાવધાન રહે છે પ્રસગે સસ્કૃત ભાષા બોલે છે નેત્ર સ્થિર રાખે છે એટલે નેત્ર સ્ફુરાયમાન કરતો નથી તેજસ્વી દેખાય છે અને સત્પુરુષોનો આદરસત્કાર કરનાર થાય છે

૪ અસુર દેવોના કારણે ઉન્માદી બનેલ વ્યક્તિના શરીરે સદા ય પસીનો( પરસેવો ) થયા કરે છે સત્પુરુષોનો છીદ્રક એટલે દોષાદિ દેખનાર બને છે કુટિલ નેત્રવાળો હોય છે અધર્મ પ્રત્યે રુચિવત થાય છે નિર્ભય રહે છે ખાનપાનમા અસતોષી રહે છે અને દુષ્ટ ચિત્તવાળો હોય છે

૫ ગધર્વ દેવના કારણે ઉન્માદી બનેલ વ્યક્તિઓ પ્રસન્ન ચિત્તવાળી હોય છે નદી, પર્વત જગલોમા ભટકનાર, સુદર આચરણ રાખનાર, સ્તવનાદિ કરનાર, ગાનતાનમા મશગૂલ રહેનાર અને ચદન–પુષ્પમાળા વગેરે સુગધમય વસ્તુઓ ઉપર અતિપ્રેમ રાખનાર હોય છે પ્રસગે નાચગાન કરે છે થોડી પણ મધુર વાણી બોલનાર હોય છે ( આ પ્રમાણેના લક્ષણો કિન્નર દેવોથી ઉન્માદી બનેલ મનુષ્યમા પણ હોય છે )

૬ યક્ષ દેવોથી ઉન્માદી બનેલ મનુષ્યના નેત્ર લાલ હોય છે બારીક, સુદર અને લાલ કપડા પહેરે છે ગભીરવૃત્તિનો હોય છે પોતાનો અભિપ્રાય ગુપ્ત રાખનાર હોય છે થોડાબોલો હોય છે સહનશીલ, શીઘ્ર ગતિવાળો અને તેજસ્વી હોય છે ' દરેકને શુ આપુ ? ' તેવા શબ્દોનો વારવાર તે મનુષ્ય ઉચ્ચાર કરનાર હોય છે

૭ પિતૃગ્રહાદિકથી ઉન્માદી બનેલ શાત સ્વભાવી, પૂર્વજોને પિંડ દેનાર, મીઠાઇ–તલ–ગોળ, ખીર ખાવાની અભિલાષા રાખનાર અને પૂર્વજો પ્રત્યે ભક્તિવાન હોય છે (દેવ–ગુરુ અને મા–બાપ વગેરેના શ્રાપથી ઉન્માદી બનેલ વ્યક્તિના લક્ષણો પણ આ પ્રકારના જ હોય છે )

૮ પિશાચ દેવથી ઉન્માદી બનેલ વ્યક્તિ હમેશ પોતાનો હાથ ઊંચો રાખીને ફરે છે દુર્બલ, રૂક્ષ, બકવાદી, શરીરે દુર્ગધવાળો ઘણો જ અપવિત્ર, અતિ લાલચુ અને બહુ ખાનાર હોય છે તે સદા રડતો ફરે છે અનેક પ્રકારની ચેષ્ટાઓ કરનાર અને જ્યા મનુષ્ય ન હોય તેવા જગલોમા જ પ્રાય રહે છે

# આપ સુખે સુખી અને આપ દુઃખે દુઃખી.

પ્રાચીન કાળમા ભારતવર્ષમા એક મોટુ નગર હતુ તેમા ન્યાયી અને દયાળુ એક ભૂપાળ રાજ્ય કરતો હતો તેના રાજ્યમા શુ સ્થિતિ છે તે તેના જાણવામા કર્મચારીઓ આવવા દેતા નહોતા એક સમય ભયકર દુકાળ પડ્યો ગરીબ અને સાધારણ વર્ગ ભૂખે મરવા લાગ્યા ગરીબ વર્ગ તો ભીખ માગીને થોડુ ઘણુ મળે તેનાથી શરીરને પોષણ આપવા માડ્યુ, પણ સાધારણ વર્ગ તો ઘરને ખૂણે બેસી અન્ન વગર ભૂખ્યો રહેવા લાગ્યો આવો દુકાળ છતા મત્રીઓ આ બાબતની જરા પણ ખબર રાજાને કાને પહોચવા દેતા નહિ રાજા પાસે એક વાણદ રહેતો હતો તેને રાજાએ સારી મજાની ભેસ આપી હતી તથા કોઠારેથી તેના કુટુબ માટે પેટિયા બાધી આપ્યા હતા એટલે તે વાણદને દુકાળ જેવુ જણાતુ નહિ રાજા હમેશા વાણદને પૂછે કે 'મારી રૈયત સુખી છે કે દુખી?' ત્યારે વાણદ વારવાર જવાબ આપતો કે–' આપના રાજ્યમા આપ નામદારની તમામ પ્રજા સુખી છે અને આનદ મજા કરે છે ' આવી ખોટી હકીકત સાભળી રાજાએ રૈયત તરફ દુષ્કાળનિવારણ માટે બીલકુલ લક્ષ આપ્યુ નહિ તેથી ગામના અગ્રેસર માણસોને વિચાર થયો કે આપણે દુકાળ સબધી બદોબસ્ત થવા માટે રાજાજી પાસે જવુ જોઇએ, તે પ્રમાણે અગ્રેસરો રાજા પાસે ગયા અને દુકાળસબધી બધી હકીકત જાહેર કરી ત્યારે રાજાએ કહ્યુ કે 'મારો આ વાણદ તો હમેશા મને કહે છે કે આપની તમામ પ્રજા મોજ મજામાં છે' આ સાભળી અગ્રેસરોએ કહ્યુ–' મહારાજ ! આપ સાહેબે તે વાણદને ભેસ આપી છે તથા કુટુબને માટે પેટિયા બાધી આપ્યા છે એટલે તે સુખી હોવાથી તમામ પ્રજાને સુખી જાણે છે, માટે આપ સાહેબ તેના પેટિયા બધ કરો અને ભેસ લઇ લો, ત્યારબાદ આપ સાહેબ રૈયતની સ્થિતિ વિષે પૂછશો ' રાજાએ તે પ્રમાણે કર્યુ અને પછી પૂછ્યુ 'અરે વાણદ ! મારી રૈયત સુખી છે કે દુખી ' ત્યારે તેણે જવાબ આપ્યો કે ' મહારાજ ! તમામ પ્રજા દુખી છે અને અન્ન વગર ટળવળે છે ' આવુ વાણદનુ કથન સાભળી રાજા વાણદ ઉપર ગુસ્સે થયો અને દુકાળમા રૈયતને કેવી રીતે રાહત મળે તેના ઉપાયો જાતે કરવા લાગ્યો

આ વાતનો સાર એ છે કે શ્રીમતો આવા દુકાળના વખતમા મોજમજા માણે છે તેના ભાણામાં તો હમેશા મિઠાઇ અને જાતજાતની રસોઇ પીરસાય છે, પણ ગરીબ કે સાધારણ વર્ગ કોઇ પાસે યાચના કરી શકતો નથી અને ઘરને ખૂણે બેસી ભૂખ્યા દિવસો ગુજારે છે તેના નાના બચ્ચા અનાજ વગર ટળવળે છે વીરપુત્ર ભાઈ પાસે યાચવા જતા નથી, પણ ઘરને ખૂણે બેસી રહે છે, તેથી શ્રીમતોએ ગુપ્તદાન કરવુ એ તેનો ખાસ ધર્મ છે   અમીચદ કરશનજી શેઠ

---

૯ વરુણ–જલદેવથી ઉન્માદી બનેલ મનુષ્ય બહુ બકવાદ કરનાર અને જલ–પાણીની–વરુણદેવની ભક્તિ કરનાર હોય છે

૧૦ સર્પગ્રહથી ઉન્માદી બનેલ વ્યક્તિ જમીન ઉપર સર્પની જેમ ભ્રમરે છે–લાબો થાય છે કોઇ વખતે સર્પની જેમ જમીનને ચાટે છે ક્રોધી થાય છે ગોળ–દૂધ–મધ–ખીર ખાવા પ્રત્યે રુચિવાળો હોય છે

૧૧ બ્રહ્મરાક્ષસથી ઉન્માદી બનેલ વ્યક્તિ સદ્ગુરુઓનો દ્વેષી, શાસ્ત્રાધ્યયન કરનાર અને બ્રાહ્મણોને પીડા કરનાર હોય છે   મુનિ પ્રેમવિમળજી

# પ્રભાવિક પુરુષો

## અનાથી મુનિ

( ૨ )

"અહા! આજે ઉકળાટનો કંઈ સુમાર જ નથી રહ્યો! ચોતરફ નજર કરતાં કેવળ ધરતીમાતા ઊની વરાળ કાઢતાં જ જણાય છે! શીત, ગ્રીષ્મ અને વર્ષા એ ત્રણ ઋતુઓ કહેવાય, છતાં સૃષ્ટિપટ પરના જંતુગણને આકરા તાપથી તપાવી, મૂંઝવી નાંખવાની જે પ્રખર શક્તિ ગ્રીષ્મઋતુમાં છે એવી અન્ય બેમાં નથી.

મારા સરખા મગધદેશના સ્વામીને પણ એ મહામાયાનાં અસહ્ય કિરણોમાંથી બચવા સારુ રમણીય આવાસોના ઝરુખા અને કમનીય લલનાવૃંદનો સાથ છોડી, વનવાટિકાનો માર્ગ લેવાની જ્યારે અગત્ય ઊભી થઈ છે, ત્યારે જેઓ આરામનાં સાધનોથી વંચિત છે કિંવા જેમને પેટ ભરવાની ચિંતા વળગેલી છે અને એ સારુ સદૈવ પરિશ્રમ સેવવો પડે છે એવા મનુષ્યોના સંતાપની શી વાત કરવી? ઉપવનમાં માત્ર કુદરતના ભરોસે ઉછરેલાં અને કેવળ એ કુદરતની જ પંપાળણીથી પગભર બનેલાં વિવિધ વૃક્ષો, મનોહર વેલડીઓ, રંગબેરંગી પુષ્પના રોપાઓ અને રમણીય લતામંડપો અંગેઅંગને દાહ ઉપજાવતા ભસ્મરાશિના આકરા તાપમાં જે અમાપ ઠંડક અને અવર્ણનીય શાંતિ આપે છે એની સરખામણીમાં કયા પદાર્થને મૂકી શકીએ?

ગ્રીષ્મઋતુની ભયંકરતા છે તો એની સામે એનું નિવારણ કરી તપ્ત જનતાને શાંતિમાં સ્નાન કરાવી, નવચેતન અર્પનારી આવી વનવાટિકાઓ પણ મોજુદ છે. એ કુદરતની ઓછી કૃપા છે? પુન્યવાન આત્મા એનો લાભ પોતાની આઠ પ્રકારની સમૃદ્ધિ સહિત મેળવે છે, જ્યારે સામાન્ય આત્માને માટે એનાં દ્વાર બંધ તો નથી જ. પોતાની ઉપાધિઓમાંથી એ છૂટી ન શકે એમાં આ લીલી વનરાજીને દોષ ન જ દઈ શકાય. ઠંડક, સુવાસ અને છાંયડો એ સૌ કોઈને વિનામૂલ્યે દેવાનો એનો ધર્મ છે.

પણ અરે! પેલો કાંતિમાન તરુણ આ ધગધગતી જમીન પર કોઈ લતામંડપના આશ્રયવિહુણો, એકાકી શા કારણે ઊભો છે? સહસ્રરશ્મિનાં આકરાં કિરણો પ્રતિ એ દુર્લક્ષ્ય કેમ જણાય છે? જ્યારે આ વૃક્ષો સ્વજીવનના દષ્ટાન્તથી પરમાર્થનો પાઠ શિખવે છે ત્યારે મારા જેવા રાજવીએ વિશ્રાન્તિમાં લીન થતાં પૂર્વે એકાદ નાનકડા પરમાર્થમાં યત્કિંચિત્ ફાળો નોંધાવવો એ ફરજરૂપ લેખાય."

એ વિચારથી મગધના સ્વામી શ્રેણિક મહારાજા જ્યાં પેલા તરુણ સમીપ પહોંચે છે ત્યાં તો આશ્ચર્યાન્વિત બની જાય છે.

ચહેરાની અનોખી તેજસ્વિતા! દેહ-લતાની કોમળતા! યુર્વાન વયના તન-મનાટથી નાચતાં ગાત્રો, ખૂદ સ્વર્ગની અપ્સરા પણ જેનો સહવાસ વાંછે એવા અનંગદેવનું મૂર્તિમંત સ્વરૂપ!! પણ એ બધાંને વ્યર્થ કરી મૂકે તેવો વેશ જોતાં જ મન વિચારમાં લીન બન્યું. શૃંગાર-કેલી કે કામક્રીડાને અનુરૂપ સામગ્રી ધરનાર આ નવલોહીઓ કયા કારણે ત્યાગના નિરસ પથે ચડી ગયો? શ્રમણવૃંદમાં જોડાવા આમ એકાકી કેમ ચાલી નીકળ્યો? યૌવનના આંગણે પગ મૂકતાં જ એને વિરાગતા શાથી જન્મી?

કવિ રામવિજયજી એ વિચારને નિમ્ન શબ્દોમાં ઠીક સ્વરૂપે આલેખે છે.

ચંપકતરુ તળે મુનિવર દીઠા, આંકણી
ધ્યાને લીનો મુનિવર મ્હોટો,
ચંપક વર્ણી કાયા;
લુંચ્યા કેશ યૌવન વેશ,
તજી સંસારની માયા.ચં૦૧

પૂછે રાજા શ્રેણિક મુનિને,
કિમ લુંચ્યા તમે કેશ?
યૌવને વૈરાગ્ય કહો કેમ લીધો?
દીસો છો લઘુ વેષ.ચં૦૨

તરુણપણે તરુણી કાં છંડી?
એ માયા કાં મંડી?
કંચન વરણી કાયા દંડી,
એ શી કીધ ધમંડી?ચં૦૩

રૂપવંત તું ગુણવંત દીસે,
સુંદર તુમ આકાર;
શશિસમ વદન વિરાજે તાહરું,
નયન પંકજ અનુદાર.ચં૦૪

ધન જોબન ફળ લાહો લીજે,
કીજે બહુલા ભોગ;
સંપત્તિ સાર દાનમાં દીજે,
અવસરે લીજે યોગ.ચં૦૫

કુટુંબતણો મોહ કિમ મૂકયો?
કિમ મૂકયો ધન પરિવાર?
કવણ નગરના કહો તુમે વાસી?
કિમ લીધો સંયમ ભાર?ચં૦૬

સયલ લક્ષણ તુમ અંગે નિરખ્યાં,
અવગુણ એક ન દીઠો;
કૃપા કરી યોગીસર સાચો,
ઉત્તર દ્યો મુજ મીઠો.
ચંપકતરુ તળે મુનિવર દીઠા. ૭

ધ્યાનમગ્ન સાધુ, રાજવીના પ્રશ્નથી ધ્યાનથી વિરામ પામ્યા અને પ્રશ્નકાર મહારાજા સામે જ્યાં પ્રસન્ન વદને કંઇ કહેવાની શરૂઆત કરે છે ત્યાં તો વાચકને ગયા અંકમાં રુગ્ણશય્યામાં અમાપ પીડા અનુભવતો કૌશામ્બી નગરીનો પેલો મોછ્લો કુંવર સ્મૃતિપટમાં તાજો થાય છે. બરાબર અવલોકન કરવાથી ખાત્રી થાય છે કે એ કુમાર જાતે જ સાધુતાનો પવિત્ર સ્વાંગ સજી સામે ખડા થાય છે. તરત જ મન શંકાના હિંચોળે ચડે છે. જે યુવાન એક વેળાએ મુનિવચન પર મજાક ઉડાવતો હતો, જે યુવાન બીજી વેળા અતિ દારુણ દુઃખમાં તરફડતો હતો–તે અચાનક ત્યાગના પંથે કેવી રીતે ચઢ્યો? પણ શંકાના ચકાવે ચડવાની જરૂર રહેતી જ નથી. શ્રેણિક મહારાજના પ્રશ્નના ઉત્તરરૂપે એનો પૂર્વ ઇતિહાસ સ્વમુખે ઉકેલાય છે. એકચિત્તથી શ્રવણ કરતાં જ શંકાનું નિરસન સ્વયમેવ થઇ જાય છે.

કવિ શ્રી સમયસુંદરજી એ વાત નિમ્ન સજ્ઝાયમાં રજૂ કરે છે—

શ્રેણિકરાય ! હું રે અનાથી નિર્ગ્રંથ;
તિણે મેં લીધો રે સાધુજીનો પંથ. શ્રે૦ ૧
ઇણે કોસાંબી નયરી વસે,
મુજ પિતા પરિગળ ધન્ન;
પરિવાર પૂરે પરિવર્યો,
હું છું તેહનો રે પુત્ર રતન્ન. શ્રે૦ ૨
એક દિવસ મુજને વેદના,
ઉપની તે ન ખમાય;
માત પિતા ઝૂરી રહ્યા,
પણ કિણહી રે તે ન લેવાય. શ્રે૦ ૩
ગોરડી ગુણમણિ ઓરડી,
ચોરડી અબળા નાર;
કોરડી પીડા મેં સહી,
ન કોણે કીધી રે મોરી સાર. શ્રે૦ ૪
બહુ રાજવૈદ્ય બોલાવિયા,
કીધલા કોડી ઉપાય;
બાવનાચંદન ચરચિયા,
પણ તોહી રે સમાધિ ન થાય. શ્રે૦ ૫
જગમાં કો કેહનો નહિ,
તે ભણી હું રે અનાથ;
વીતરાગના ધર્મ સારિખો,
નહિ કોઈ બીજો રે મુક્તિનો સાથ. શ્રે૦ ૬
જો મુજ વેદના ઉપશમે,
તો લેઉં સંયમ ભાર;
ઇમ ચિંતવતાં વેદના ગઈ,
વ્રત લીધું મેં હર્ષ અપાર. શ્રે૦ ૭

"મુનિરાજ! સંસારમાં આધિ, વ્યાધિ ને ઉપાધિરૂપ ડાકિની ત્રયનો ભેટો સૌ કોઈને થાય છે. તમને પણ એનો કડવો અનુભવ એક રાત્રિમાં થઈ ગયો. એટલાથી કાયર બની તમે એ બધું છોડી બેઠા એ તો આશ્ચર્ય કહેવાય. એવા દુઃખગર્ભિત વૈરાગ્યથી સંયમનો સાચો રંગ ન બેસે. કર્મવશાત્ એ રીતે તમોને આકરી પીડા અનુભવવી પડી અને તેથી અકળાઈ તમે આ પગલું ભર્યું ! પણ હજુ કંઈ મોડું નથી થયું. તમારા સુખની અને મનગમતા વિલાસની જવાબદારી હું મારે શિરે લઉં છું. તમે અનાથ નથી બની ગયા. તમારી સુખ-સગવડનો ભાર મેં ઉપાડવાનો નિશ્ચય કર્યો હોવાથી તમે સનાથ છો."

"મગધેશ! શું તમે મારા નાથ બનવા માંગો છો ? આપ શું વદી રહ્યા છો એનો કંઈ આપે વિચાર કર્યો છે ખરો ?"

નાથ અછું હું મુનિવર ત્હારો,
એહનો અર્થ વિચારો;
નાથ અછે કોઈ ત્હારે રાજા ?
બોલ્યો બોલ અવિચાર્યો. શ્રે૦
નાથતણો અરથ જો જાણો,
તો થાઓ મુજ નાથ;
નાથ નહિ કોઈ નૃપ તમારે,
બાવળ ઘો છો બાથ. શ્રે૦

"રાજન્! તમારી જાત પર જ તમારી સત્તા ચાલતી નથી ત્યાં તમે બીજાના રક્ષણહાર કેવી રીતે થઈ શકવાના ? કાયાપિંડ કાચના વાસણ જેવો ક્ષણ-વિધ્વંસી છે, તેની આપને ખબર તો છે ને ? એક ટકોરે એને કકડભુસ થતાં જરા માત્ર વિલંબ નથી થતો, એ આપ જાણતાં જ હશો. તમારા આ દેહરૂપી પિંજરમાં જે હંસલો છે એ કઈ વેળા ઊડી જશે તેની જ્યાં તમને જ ખબર નથી ત્યાં તમે બીજાનું સનાથપણું કેવી રીતે સ્વીકારવાના ?

જે પોતે અશક્ત ને પંગુ છે તે અન્યને સશક્ત કે સમર્થ કઇ રીતે બનાવી શકવાના? જરા શાંતિથી વિચાર કરો-જ્ઞાની અને સંતપુરુષોનાં વચનો યાદ કરો—

**चेतोहरा युवतयः सुहृदोऽनुकूलाः,**
**सद्बांधवाः प्रणयनम्रगिरश्च भृत्याः ।**
**गर्जन्ति दन्तिनिवहास्तरलास्तुरंगाः,**
**संमीलने नयनयोर्न हि किंचिदस्ति ॥१॥**

'મનને હરી લેનારી યુવતિઓ કે વિચારને અનુકૂળ મિત્રો, સ્નેહી બાંધવો અને નમ્રપણે આજ્ઞા ઉઠાવનાર નોકરો, ઉન્નત્ત દંતૂશળવાળા હાથીઓ કે ચપળ ઘોડાઓ-અર્થાત્ એ પ્રકારની ઋદ્ધિસિદ્ધિ જ્યાં આંખ મીચાઇ ગઇ કે જરા માત્ર ઉપયોગની નથી.' અરે! આંખ મીંચાવી તો દૂર રહી પણ જ્યાં કાયા રોગે ભરાણી કે એ નહિવત્ થઇ પડે છે. સંસારનાં સુખો તેથી જ આપાત રમણીય કહેવાયાં છે અને તેટલા ખાતર જ તેમની તુલના કિંપાક-વૃક્ષનાં ફળ સાથે કરાય છે. રાજન્! પ્રભુશ્રી મહાવીર દેવનું વચન-**अनित्यं संसारे भवति सकलं यन्नयनगम्।** છે તેને કેમ વીસરી જાઓ છો? શા સારુ નીચેના શ્લોકો પ્રતિ દુર્લક્ષ્ય દાખવી સનાથતાનો દાવો કરી રહ્યા છો?

**भोगा रोगप्रदा ज्ञेया, यौवनं क्षणभंगुरम्।**
**संध्यारागाभ्रछायेवा-नित्यं संसारचेष्टितम्**
**यत्प्रातस्तद्दिनार्धे न, यद्दिनार्धे न तन्निशि।**
**यन्निशि तन्निशीथे न,संसारोऽनित्य एव हि**

રાજવી! મેં કંઇ દુઃખના કંટાળાથી પ્રવ્રજ્યા નથી સ્વીકારી. જ્યારે મારી અસહ્ય પીડામાં કોઇ ભાગ ન પડાવી શક્યું ત્યારે મને પ્રાતઃકાળે વિદાય થતા મુનિરાજનાં વચનો સાંભર્યાં. એ પાછળ જે અસીમ રહસ્ય છુપાયું હતું તેનો સાચો ખ્યાલ એ વેદનાની આંધિ વચ્ચે જ આવ્યો. એ વેળાએ સમજાયું કે જીવને એકલાને જ પોતે કરેલાં કર્મો ભોગવવાં પડે છે. એ વેળા વહાલામાં વહાલી પ્રેયસી કે પ્યારામાં પ્યારો મિત્ર પણ લાચાર બને છે! એ ઘડ બરાબર મગજમાં બેઠી ત્યારે મને ભાન થયું કે માનવજીવન પામ્યાનું સાર્થક્ય આ વિલાસમગ્નતામાં નથી સમાયું. પેલા અનગારે જે માર્ગ લીધો છે એ જ સાચો માર્ગ છે કે જે દ્વારા સ્વાર્થ અને પરમાર્થ ઉભય સધાય છે.

હે રાજન્! મને અચાનક વિચાર ઉદ્ભવ્યો કે 'જો આ મહાવ્યથામાંથી હું છૂટું તો અવશ્ય એ શ્રમણના પંથનો સાથીદાર બનું.' આ પ્રકારની તરંગમાળામાં મારી આંખ મળી ગઈ અને જ્યારે આંખ ઊઘડી ત્યારે પ્રાતઃકાળનાં ચોઘડીઆં બજી રહ્યાં હતાં નેત્ર સામે જ ગઇ રાતની આંધિના ઉલ્કાપાતો મોજૂદ હતા એટલે આખીયે વાત સ્મૃતિપટમાં તાજી થઇ. આશ્ચર્ય એટલું જ થયું કે જે કષ્ટ વૈદ, ડૉકટરના ઇલાજોથી કે મંત્રતંત્રના પ્રયોગોથી નહોતું નાશ પામ્યું તે મારા માનસિક નિશ્ચય પછી સદંતર અદશ્ય થઇ ગયું હતું. મારું મન પોકાર પાડતું હતું કે મારો એ નિશ્ચય જ મને શય્યામાંથી ઉઠાડવામાં સહાયભૂત થયો છે.

'મનચંગા તો કથરોટમાં ગંગા' એ ઉક્તિ પાછળ જે કંઇ સત્ય હતું તે મારી વહારે આવ્યું. મેં પણ મારો એ નિરધાર સર્વ સ્વજન સન્મુખ દૃઢતાથી રજૂ કર્યો.

મગધના સ્વામી! એ અનાથી તે હું જાતે. ધરણીતળ પર મારો નાથ બની સધિયારો આપનાર મને તો ન જડ્યો, પણ હું હિંમતપૂર્વક કહું છું કે તમારા સરખા મોટા માંધાતાને પણ મળનાર નથી. એ યથાર્થ સત્ય પૂર્ણપણે પિછાની લઈને જ તીર્થંકર દેવો સંસારને છેલ્લા નમસ્કાર કરી મોક્ષના માર્ગે વિદાય થઈ ગયા છે."

"મુનિરાજ! મને ક્ષમા કરો. મેં આપ સરખા ત્યાગીને પ્રલોભન બતાવી ત્યાગધર્મથી પાડવા જે પ્રયાસ સેવ્યો તે માટે હું મિથ્યા દુષ્કૃત દઉં છું. આપ સાચું સમજ્યા છો અને આપે જ આજે મને અનેરું સત્ય સમજાવી મારાં જ્ઞાન-નેત્રો ઉઘાડ્યાં છે. આપને મારું નમન છે."

આ કથાનક સાથે પાંચમા ગુચ્છકનું ચોથું પુષ્પ પૂર્ણતાને પામે છે અને પરમાત્મા શ્રી મહાવીર દેવના સમયના પ્રભાવિક પુરુષોની જે માળા યોજી હતી તે આ વીશમા કથાનક સાથે સંપૂર્ણ થાય છે. ચોકસી

# સમ્રાટ્ અશોકનો હૃદયપલટો દર્શાવતો શિલાલેખ

ઇ. સ. પૂ. ૨૫૬ માં કલિંગદેશ ઉપર ચઢાઈ કરી તે દેશ સર કર્યા પછી મહારાજા અશોકના બદલાયેલા વિચારોથી તેને ખાત્રી થઇ કે ભયંકર મનુષ્યસંહારથી જીતેલો દેશ અને તેથી મેળવેલો વિજય એ આત્મઘાતક છે. આથી પોતાના હૃદયમાં ઉત્પન્ન થયેલોપશ્ચાત્તાપ દર્શાવતો આ શિલાલેખ સાબાજગિરિ ઉપરથી મળી આવેલ છે. શ્રીમાન્ સુશીલે તેનો ગુજરાતી અનુવાદ નીચે પ્રમાણે કરેલ છે.

"અભિષેકના આઠમા વર્ષે દેવપ્રિય રાજા પ્રિયદર્શીએ કલિંગ ઉપર વિજય મેળવ્યો. આ યુદ્ધમાં એક લાખ ( શત સહસ્ર ) માણસો મરાયાં અને એથી પણ અધિકા બંદીવાન બન્યા. કલિંગવિજય પછી દેવપ્રિયનું મન ધર્મ તરફ ખેંચાયું. દેવપ્રિયના દિલમાં અત્યંત પશ્ચાત્તાપ થવાથી અને કલિંગવિજયને અંગે અત્યંત અનુતાપ ઉપજવાથી એમનો ધર્મપ્રેમ અત્યંત વૃદ્ધિ પામ્યો નહિ જીતાયેલા દેશો ઉપર અધિકાર મેળવવા જતાં જે વધ કરવો પડે છે, માણસોને મારવા પડે છે અને એમને બંદીવાન બનાવવા પડે છે તેથી દેવપ્રિય રાજા પ્રિય-દર્શીને પોતાના અંતરમાં અત્યંત લાગી આવ્યું છે. વિશેષ ખેદનો વિષય તો એ છે કે બ્રાહ્મણો, શ્રમણો, યતિઓ અને ધાર્મિક ગૃહસ્થો બધે વસે છે, એમાંનાં કેટલાક ગુરુજનોની અને પિતા-માતા વગેરેની સેવા ઉઠાવતાં હશે, બંધુ-બાંધવ અને

જ્ઞાતિવર્ગની સેવામાં એ બધા તત્પર હશે અને પોતાના નોકરો-દાસ-દાસીઓ તરફ પ્રેમ ધરાવતાં હશે. કલિંગના યુદ્ધમાં કોણ જાણે કેટલાંય એવાં માણસો મરી ગયાં હશે, કોણ જાણે કેટલાંય પોતાના પ્રિયજનોથી વિખૂટાં પડી ગયાં હશે, જેઓ જીવતાં રહેવા પામ્યાં છે તેમના બંધુઓએ, જ્ઞાતિભાઇઓએ અને કુટુંબીઓએ કોણ જાણે કેટલાય અત્યાચાર વેઠ્યા હશે, આથી એમને સૌને બહુ દુઃખ થયા વગર ન જ રહે. દેવપ્રિય રાજા પ્રિયદર્શીને પોતાને આ બધા અત્યાચારોને લીધે બહુ બહુ લાગી આવે છે, તે ઊંડી મર્મવ્યથા અનુભવે છે. પૃથ્વીના પડ ઉપર એવો એકે દેશ નથી કે જ્યાં બ્રાહ્મણો, શ્રમણો અને બીજા ધર્મપરાયણ માણસો ન વસતાં હોય. એવો પણ એકે દેશ નહિ હોય કે જ્યાં માણસો કોઇ એકાદ ધર્મને નહિ અનુસરતાં હોય. આ કલિંગના યુદ્ધમાં જે આટલાં બધાં માણસો મરાયાં છે, ઘવાયાં છે, બંધાયાં છે અને રિબાયાં છે તેમને માટે દેવપ્રિય રાજાને આજે હજારગણું અધિક દર્દ થાય છે, એનું ચિત્ત શોકમાં ડૂબી જાય છે. આજે હવે દેવપ્રિય સકળ પ્રાણીની રક્ષા અને મંગળને માટે ભાવના ભાવે છે. સકળ પ્રાણીને વિષે દયા, શાંતિ અને નિર્ભયતા રહેવાં જોઇએ એમ તે ઇચ્છે છે. દેવપ્રિય રાજા એને જ ધર્મનો જય માને છે. દેવપ્રિય હવે પોતાના રાજ્યમાં અને સેંકડો યોજન દૂર આવેલા સીમા ઉપરના પ્રદેશોમાં એ પ્રકારનો ધર્મવિજય પ્રવર્તાવવામાં આનંદ માને છે. યવનરાજ એન્ટિયોકાસના રાજ્યમાં અને એન્ટિયોકાસના રાજ્યની સરહદ પછીનાં ટોલેમી, એન્ટિગોનસ, મેગાસ અને અલેકઝાંડર એ ચાર નૃપતિનાં રાજ્યમાં, દક્ષિણે ચોલરાજ્ય અને પાંડ્ય રાજ્ય, તેમજ તામ્રપર્ણી પર્યંત બધાં સ્થાનોમાં, વિશવ્રજિ, યવન, કાંબોજ, નાભાક, નાભપંથી, ભોજ, પિટિનિક, આંધ્ર, પુલિંદ આદિ સર્વ જાતિનાં રાજ્યોમાં હવે દેવપ્રિયનું ધર્માનુશાસન પળાય છે. જે જે દેશોમાં દેવપ્રિયના દૂત ગયા છે તે તે દેશોની પ્રજાએ દેવપ્રિયનો ધર્મ સાંભળ્યો છે અને પાળ્યો પણ છે. એ રીતે બધે ધર્મનો વિજય થયો છે. દેવપ્રિયને એથી ઘણો આનંદ થયો છે. પણ એ આનંદ એની પાસે તુચ્છ છે; કારણ કે તે પારલૌકિક કલ્યાણને વધુ શ્રેયસ્કર સમજે છે. એટલા સારુ આ અનુશાસન લિપિ તૈયાર કરવામાં આવી છે. મારા પુત્રો અને પ્રપૌત્રો હવે નવાં રાજ્ય જીતવાની ઉત્સુકતા માંડી વાળે. ધર્મવિજય સિવાયના બીજા કોઇ વિજયની એમની વૃત્તિ ન થાય. અસ્ત્રશસ્ત્રની સહાયથી સાચો વિજય મેળવી શકાતો નથી. ધર્મવિજય જ આ લોકમાં અને પરલોકમાં પણ મંગલકારી છે. એમને ધર્મવિજયમાં જ શ્રદ્ધા રહે એ જ ઉભય લોકને વિષે હિતકર છે." (ઉદ્ધૃત)



# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ-પાલીતાણા

( સ્થાપના-સંવત ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

## સં. ૧૯૯૬ ના ફાગણ, ચૈત્ર અને વૈશાખ માંસની પત્રિકા.



**ધાર્મિક પ્રવૃત્તિઓ:**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુપૂજા વગેરે પ્રવૃત્તિઓ થઇ રહેલ છે. ફાગણ શુદિ ૧૩ ના રોજ છ ગાઉની પ્રદક્ષિણામાં, ચૈત્ર શુદિ ૧૫ ના રોજ તથા વૈશાખ શુદિ ૩ જે તેમ જ વૈશાખ વદિ ૬ ઠે ( શ્રી સિદ્ધાચલ મૂળનાયકજીની વરસગાંઠના દિવસે ) સૌ વિદ્યાર્થીઓએ શ્રી શત્રુંજયની યાત્રા કરી હતી.

**સંસ્થાની વરસગાંઠ:**—ચૈત્ર શુદિ ૧૦ ના રોજ સંસ્થાએ ૩૪ વર્ષ પૂરાં કરી ૩૫ માં વર્ષમાં પ્રવેશ કર્યો તે પ્રસંગે વિદ્યાર્થીઓએ ઉક્ત દિવસ તહેવાર તરીકે ઉજવ્યો હતો. વિદ્યાર્થીઓને મિષ્ટ ભોજન આપવામાં આવ્યું હતું. રાત્રે સ્થાનિક સેક્રેટરી ડૉ. શ્રી પ્રાગજીભાઇ પાનાચંદ મહેતાના પ્રમુખપણા નીચે મિટિંગ મેળવી હતી. પ્રાસંગિક ભાષણો થયા બાદ સંસ્થાની દિનપ્રતિદિન પ્રગતિ ઇચ્છવામાં આવી હતી.

**યાત્રા-પર્યટન:**—વાર્ષિક પરીક્ષા બાદ વિદ્યાર્થીઓની એક ટુકડીને શ્રી તાલધ્વજગિરિ મોકલવામાં આવી હતી. ત્યાંથી ગોપનાથ થઇને સૌ સુખરૂપ પાછા ફર્યા હતા. આ ઉપરાંત સુપ્રિ. સાથે વીશ વિદ્યાર્થીઓને અમદાવાદ, ભોયણી, પાનસર તથા કલોલના પ્રવાસે મોકલવામાં આવ્યા હતા. પાછા ફરતાં સૌ વઢવાણ કેમ્પ ઊતર્યા હતા. પ્રવાસમાં સૌ વિદ્યાર્થીઓને ઘણો જ આનંદ થયો હતો; તેમજ નવું નવું જાણવાથી અને જોવાથી તેમના જ્ઞાનમાં પણ સારો વધારો થયો હતો.

**વાર્ષિક પરીક્ષાનાં ઇનામો:**—અં. ધો. છઠ્ઠામાં પ્રથમ આવવાથી વિ. ત્રંબકલાલ લક્ષ્મીચંદને શ્રી ચીમનલાલ ગિરધરલાલ પ્રાઇઝ તથા શ્રી માનસિંહજી સ્કૉલરશિપ મળી હતી. તદુપરાંત હાઇસ્કુલના રૂા. ૩૦) નાં ઇનામો પૈકી રૂા. ૨૪) નું ઇનામ ઉક્ત સંસ્થાના વિદ્યાર્થીઓને મળેલ હતું. તદુપરાંત ૧૩ વિદ્યાર્થીઓને સારે નંબરે પાસ થવાથી પુસ્તકોનું ઇનામ પણ મળ્યું હતું.

**રેસીટેશન:**—સ્ટેટ હાઇસ્કુલમાં મે. ઠાકોર સાહેબ શ્રી બહાદુરસિંહજી કે. સી. એસ. આઇ., કે. સી. આઇ. ઇ. ના જન્મદિવસે રેસીટેશન થતાં સંસ્થાના ચાર વિદ્યાર્થીઓએ તેમાં ભાગ લીધો હતો.

**મુલાકાત:**—શેઠ કાંતિલાલ વાડીલાલ-ઉંઝા, શ્રી માણેકલાલભાઇ-પુના,

રા. રા. શ્રી ચતુર્ભુજભાઇ મોતીલાલ ગાંધી–ભાવનગર, શેઠ અમરચંદ કુંવરજી–ભાવનગર, શેઠ જમનાદાસ અમરચંદ ગાંધી–ભાવનગર, શેઠ મગનલાલ જાદવજી–મોમ્બાસા, ગં. સ્વ. મંજુબેન તથા અ. સૌ. રતનબેન તથા અ. સૌ. સુભદ્રાબેન–અમદાવાદ, સંઘવી પ્રેમચંદ સુંદરજી, શેઠ અમુલખ ચતુર્ભુજભાઈ–ઉજ્જૈન, શેઠ રતનશી માણેકચંદ–કચ્છ-સુથરી, શેઠ જમનાદાસ જેચંદ–અમદાવાદ, શેઠ વસંતલાલ વાડીલાલ ગાંધી–ભાવનગર, શેઠ કેશવલાલભાઇ–વડોદરા, શેઠ નેમીચંદભાઇ–માળીયા, શ્રી જડાવબેન–લખનૌ, બેન મોંઘીબેન–ગોધાવી, શેઠ કપૂરચંદ શિવગંજ, શેઠ નથમલ કસ્તૂરચંદ–આહોર, શેઠ મોતીચંદ નાનાજી–નવસારી, શેઠ ભુરમલજી અમીચંદ–જાવાલ, શેઠ જીવણલાલ ચુનીલાલ–રાંધનપુર, શેઠ ચીનુભાઇ રવિચંદ, શેઠ શાંતિલાલ સાંકળચંદ–અમદાવાદ.

નિરીક્ષણ:—સંસ્થાના માનદ મંત્રી રા. રા શેઠ ચીનુભાઇ લાલભાઇ વૈશાખ માસમાં સંસ્થાના નિરીક્ષણ અર્થે પધાર્યા હતા.

ભેટ:—શા. છોટાલાલ વસ્તારામ, ખરસીયા–ચોખા ગુણ ૧) શા. ત્રિકમલાલ દામજી, જામનગર–લાડવા તથા ગાંઠીયા જમણવારમાં, શ્રી ભાવનગર સેવા સમિતિ, હા: શાહ છોટાલાલ ત્રિભુવનદાસ, ભાવનગર–પરચુરણ દવાઓ, શાહ ભગવાનદાસ ગોપાળજી, ભાવનગર–કારપેટ ૧, શેઠ શામજી માણેક હા: જેઠીબાઇ બેન–અંગલુછણા ૨, શેઠ ધરમચંદ જ્ઞાનમલજી, રોહીડા–કળી મણ ૧, શેઠ દેવજી કચરા, કચ્છ–સાભરાઇ–ધાર્મિક વાંચનની ૧૫ ચોપડીઓ, મુનિરાજશ્રી જયંતવિજયજી મહારાજ, હા: પંડિત અમૃતલાલભાઈ–સુભાષિત પદ્યરત્નાકર બુક ૧, શેઠ ચીમનલાલ પુંજાભાઇ, કડી–સાકર શેર ૨ાા, શેઠ ચીનુભાઇ લાલભાઇ, અમદાવાદ–કેરી મણ ૧ાા, બેન સમુબેન, ગઢવાવ–જ. સિ. રકાબી ૧, વાટકી ૧. શેઠ વાડીલાલ ચતુર્ભુજ ગાંધી, મુંબઇ–શ્રી મહાવીરજીવનની ચોપડીઓ ૨૦, બાઈ જેકોર, ગોધરા–કેરાંની પૂજાની જોડ ૧.

જમણવાર:—

| | | | |
|---|---|---|---|
| ૧ | શેઠ કાનજી હરજી દલાલ, હા: નર્મદાબેન | ભાવનગર | ફા. શુ. ૧ |
| ૨ | શેઠ નરશેરામ જીવન ( વરોંઠી ) | બગસરા | ફા. શુ. ૧૪ |
| ૩ | શેઠ ખીમચંદ તલકચંદ ( નવકારશી ) | દમણ | ફા. શુ. ૯ |
| ૪ | ગાંધી ચતુર્ભુજ મોતીલાલ (સિદ્ધવડ ભાતું) | ભાવનગર | ફા. શુ. ૧૩ |
| ૫ | શેઠ શકરાભાઇ ચુનીલાલ | અમદાવાદ | ફા. શુ. ૧૫ |
| ૬ | બાબુસાહેબ જીવનલાલ પનાલાલ | મુંબઇ | ફા. વ. ૪ |
| ૭ | શેઠ મગનલાલ જાદવજી | મોમ્બાસા | ફા વ. ૭ |

| | | | |
|---|---|---|---|
| ૮ | શેઠ લાલભાઈ ભોગીલાલ | અમદાવાદ | ફા. વ. ૧ |
| ૯ | ગાંધી વસંતરાય વ્રજલાલ | ભાવનગર | ચૈ. શુ. ૪ |
| ૧૦ | શેઠ ઓતમચંદ રણછોડદાસ | મુંબઈ | ચૈ. શુ. ૧૦ |
| ૧૧ | શેઠ વીરજી વનેચંદ | મોહીડા | ચૈ. વ. ૪ |
| ૧૨ | બાઈ આધારબાઈ | અમદાવાદ | ચૈ. વ. ૭ |
| ૧૩ | શેઠ ગોકળદાસ વછરાજ | ધોરાજી | ચૈ. વ. ૧૦ |
| ૧૪ | શેઠ પ્રેમચંદ રતનજી | ભાવનગર | ચૈ. વ. ૧૨ |
| ૧૫ | શેઠ જેઠાજી પીપાજી | બાવલા | ચૈ. વ. ૧૩ |
| ૧૬ | શેઠ કેશવલાલ પ્રેમચંદ હઠીચંદ | અમદાવાદ | વૈ. શુ. ૩ |
| ૧૭ | શેઠ જેઠાભાઈ ધરમશી | પોરબંદર | વૈ. શુ. ૧૧ |
| ૧૮ | શેઠ તલકચંદ કાનજી કપાસી | પાલીતાણા | વૈ. વ. ૧ |
| ૧૯ | શેઠ જેચંદ ઉમેદચંદ | ખેરલાવ | વૈ. વ. ૨ |
| ૨૦ | કપાસી મેઘજી ઝવેર ( નવકારશી ) | પાલીતાણા | વૈ. વ. ૬ |
| ૨૧ | શેઠ ફુલચંદ ભાઈચંદ | મોટા સુરકા | વૈ. વ. ૭ |

| આવક | ફાગણ | ચૈત્ર. | વૈશાખ. |
|---|---|---|---|
| સ્વામિવાત્સલ્ય ટ્રસ્ટ ફંડ | ૦-૦-૦ | ૨૫૧-૦-૦ | .... |
| નિર્વાહ ફંડ | ૮૨-૦-૦ | ૭૪-૮-૦ | .... |
| વાર્ષિક મદદ ફંડ | ૧૫-૦-૦ | ૦-૦-૦ | .... |
| ભોજન ફંડ | ૨૪૬-૦-૦ | ૧૮૯-૦-૦ | .... |
| દેરાસર સાધારણ ખાતે | ૭-૪-૦ | ૨-૦-૦ | .... |
| ડેડસ્ટોક ફંડ | ૦-૦-૦ | ૫૧-૦-૦ | .... |
| | ૩૫૦-૪-૦ | ૫૬૭-૮-૦ | |

**સમાજના દાનવીરોને**—હજુ મકાન ખાતે રૂા. આઠ હજાર તથા દહેરાસરજી ખાતે રૂા. ચાર હજારનો તૂટો છે તે પૂર્ણ કરવા નમ્ર વિનંતિ છે.



मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

# શ્રી જૈન ધર્મ પ્રકાશ



અંક ૪ થો

પુસ્તક ૫૬ મું




અષાડ

સંવત્ ૧૯૯૬

વીર સંવત્ ૨૪૬૬

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર



# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૬ મું } અંક ૪ થો } અષાડ { વીર સં. ૨૪૬૬ { વિક્રમ સં. ૧૯૯૬

## अनुक्रमणिका




પુસ્તક ૫૬ મું | વિ. સં. ૧૯૯૬
અષાડ
અંક ૪ થો | વીર સં. ૨૪૬૬

# એક પ્રાર્થના મારી



(ભૈરવી)

હિમાલયના શૃંગે ચઢજે, કરજે મૃત્યુ પથારી;
જગ આખાની આંખે ચઢજે, દાખવવા હુશિયારી; ભૈયા દાખવવા હુશિયારી.

વકીલનો દાદર લૈ ચઢજે, જીવન જોવા ઝેરી;
કુટુંબીઓ પર કોર્ટે ચઢજે, વધારવા જગ વૈરી; ભૈયા વધારવા જગ વૈરી.

નીતિથી શૂળીએ ચઢજે, ચઢજે ભાંગલ બારી;
બાપકમાઇ પડખે ચઢજે, ભાળી લક્ષ્મી ભારી; ભૈયા ભાળી લક્ષ્મી ભારી

કેપ્ટનની પદવીએ ચઢીને, હણજે દુશ્મન ભારી;
રાજાના રોષે પણ ચઢીને, બચાવવી સન્નારી; ભૈયા બચાવવી સન્નારી.

સૌ આફતને દ્વારે ચઢજે, ફસજે શક્ય ન કારી;
કેફી વ્યસનોએ તું ચઢજે, વિવેકને વણુસાડી; ભૈયા વિવેકને વણુસાડી

હિંદુ થઇ મસ્જીદે ચઢજે, ધર્મધજા કર ધારી;
વેશ્યાનો દાદર ના ચઢજે, એક પ્રાર્થના મારી; ભૈયા એક પ્રાર્થના મારી.

શાહ મોહનલાલ હરિચંદ

## जैन धर्म प्रकाश का निवेदन

( अनुसंधान पृष्ठ ७६ थी )

संचालक हैं इसके कुंवरजी जो वृद्ध कहे अब जाते है ।
पर प्यारी मात को तो वे निन नवयुवान बनाये जाते है ॥१३॥
उमर साठ के लगभग इसको यह ज्ञानवृद्ध कहलाती है ।
देह नहीं है पुद्‌गल इसकी जो शक्ति घटती जाती है ॥१४॥
व्यवहार में होती उम्र अधिक तो शक्ति नित नित घटती है ।
पर मात के लिये यह नियम नही पर नित नित शक्ति बढ़ती है ॥१५॥
(अ)गर इसका कारण देखोगे तो स्पष्ट नजर में आयेगा ।
सच्ची सेवा करने से निज शक्ति भी बढ़ जायेगा ॥१६॥
घटती वस्तु जग में वोही जो पुद्‌गल मानी जाती है ।
पर मात की वस्तु ज्ञान है जो नित प्रकाश फैलाती है ॥१७॥
माता की सेवा का वर्णन संक्षेप में ही सुनाया है ।
इसका वर्णन बहुत बड़ा जो शीशु से न जाय कहाया है ॥१८॥
माता के उपकारभार से नहीं बाल अनृण हो सकता है ।
सेवासे निजमात प्रसन्न कर शुभ आशीश अवश्य ले सकता है ॥१९॥
जीसने मात का हृदय दुःखाया वह कभी नही सुख पाया है ।
जब पाया तब दुःख ही पाया अंत अधिक पस्ताया है ॥२०॥
इसी लिये सेवा नित करना अपना धर्म बताता है ।
'जैन धर्म का प्रकाश' सुत यह मात को शीश झुकाता है ॥२१॥
माता के संस्कार बाल पर सदा रहा ही करते हैं ।
इस ही कारण वे भी बालक उसही पद पर चलते हैं ॥२२॥
मैं भी कुछ संक्षेप में वर्णन अपना आज सुनाता हुं ।
जैन धर्म का प्रकाश करना अपना धर्म समझता हुं ॥२३॥
यथा नामको सार्थक करना जब ही सत्य कहाता है ।
जैसा कहना वैसा करना वही महत्त्व को पाता है ॥२४॥
धर्म नीति अध्यात्मज्ञान के विषयों को अपनाता हुं ।
राग द्वेष और क्लेश विषय को दूर हटाता जाता हुं ॥२५॥

( चालु )

राजमल भंडारी

# सज्जन पुरुषोना गुणो

शान्ति-क्षान्ति-सुशीलता-सरलता शास्त्रे च निःशङ्कता,
कारुण्यं प्रियसत्यवाग् मितवचो मौनं सदाचारता ।
औत्सुक्यं पठने च पाठनकृते मैत्र्यं मनःशुद्धता,
दातृत्वं निरहंकृतिः सुदृढता मूर्च्छाऽल्पता शौचता ॥ १ ॥

**અર્થ:**—શાન્તિ-ક્ષમા-સુશીલપણું-સરળતા-શાસ્ત્રમાં નિઃશંકપણું-કરુણા-પ્રિયવચન--સત્યવક્તાપણું--મિતભાષીપણું--મૌનવૃત્તિ- સદાચાર--અભ્યાસ કરવાની ઉત્કંઠા-બીજાને ભણાવવાનો ઉત્સાહ-મૈત્રી ( સંપ )-અંતઃકરણની નિર્મળતા-દાનવૃત્તિ-નિરભિમાનપણું-મક્કમપણું ( વ્રત નિયમોમાં દૃઢ રહેવાપણું )-મૂર્છાની અલ્પતા-સ્વચ્છતા-૧.

तुष्टिः सात्त्विकता च सद्गुणरतिर्मध्यस्थवृत्तिः सदा,
औदार्यं परदारसोदरमतिस्त्यागो मिताहारिता ।
अद्वेषश्च सुकण्ठता जनहिते बुद्धिश्च विश्वासिता,
सारग्राहकता विमृश्य करणं तत्त्वार्थचिन्ता दमः ॥ २ ॥

**અર્થ:**—સન્તોષવૃત્તિ--સાત્ત્વિકપણું-સદ્ગુણ ઉપર પ્રેમ-મધ્યસ્થવૃત્તિ-હમેશાં ઉદારતા ( વૃત્તિ અને હૃદયની વિશાળતા )-પરનારી સહોદરતા-ત્યાગવૃત્તિ-મિતાહારીપણું-અદ્વેષ-મધુરસ્વર-પરોપકારવૃત્તિ--પ્રમાણિકતા--સારગ્રાહીપણું-વિચારપૂર્વક દરેક કાર્યનું કરવુ-તત્ત્વાર્થ વિચારણા-જિતેન્દ્રિયપણું-૨.

वैराग्यं तपसि प्रमोदश्च रटनं नित्यं हि भक्तिर्गुरोः,
श्रद्धा स्वात्मनि चात्मभावरमणं सत्सङ्गतिर्दक्षता ।
एते सज्जनसद्गुणाः स्वरुचिताः स्वैरं भवोत्तारकाः,
भो भव्याः ! सुगुणेषु सन्निदधतु स्वात्मानमेतेष्वतः ॥ ३ ॥

**અર્થ:**—વૈરાગ્યદશા-તપશ્ચરણ-પ્રભુનું નિત્યસ્મરણ-ગુરુભક્તિ-આત્મશ્રદ્ધા-સ્વભાવરમણતા-સત્સંગતિ અને ડહાપણ—એ સર્વ ગુણો સજ્જન પુરુષોના છે અને તેમને એ રુચિકર છે. એથી હે ભવ્યો ! એ સદ્ગુણોમાં તમારા આત્માને સ્થાપો ( એ સદ્ગુણો પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ બનો ); કારણ કે એ સદ્ગુણોથી સંસારસમુદ્ર સહેજે ઊતરી શકાય છે. ૩.

ભાષાંતરકર્તા-મુનિ વિદ્યાનંદવિજયજી

# હિતોપદેશકુલકપંચવિંશતિકા

निसुणंतु खणं परिरंभिऊण भव्वा ! मणं समाहिम्मि ।
उवएसलेसमणवज्जकज्जमेयं भणिज्जंतं ॥ १ ॥

હે ભવ્ય જીવો ! તમે તમારા મનને ક્ષણવાર સમાધિયુક્ત બનાવીને મારાવડે કહેવાતા નિષ્પાપ ઉપદેશને સાંભળો. (૧).

दुलहं ता मणुयत्ते पत्ते खित्तारियत्तमित्तो य ।
निम्मलकुलजाइसमग्गरूवयारोग्गसामग्गी ॥ २ ॥

મનુષ્યભવ પ્રાપ્ત થવા છતાં પણ આર્યક્ષેત્ર, ઉત્તમ કુળ, શ્રેષ્ઠ જાતિ, સુંદર રૂપ અને નિરોગીપણું પ્રાપ્ત થવું દુર્લભ છે. (૨)

तत्थवि महद्दहट्ठियकुम्मस्स मयंकमंडलालोओ ।
चम्मंतरेण दुलहो जह तह जीवाण जिणधम्मो ॥ ३ ॥

આ બધી સામગ્રી પ્રાપ્ત થવા છતાં પણ જેમ મોટા દ્રહમાં રહેલ કાચબાને સેવાળના આવરણને લીધે ચંદ્રમંડળનું દર્શન દુર્લભ છે તેમ જીવોને જૈનધર્મની પ્રાપ્તિ દુર્લભ છે. (૩).

पत्तोऽवि पमत्तेहिं सत्तेहिं पत्तयाविउत्तेहिं ।
चिन्तारयणं व महोयहिम्मि हारिज्जए एसो ॥ ४ ॥

એ રીતે જૈનધર્મ પ્રાપ્ત થવા છતાં પણ પ્રમાદવડે જે પ્રાણીઓ પાછળથી, તેનો ત્યાગ કરે છે ( તેની આરાધના કરતા નથી ) તેઓ મહાસાગરમાં પડી ગયેલા ચિંતામણિ રત્નની જેમ જિનધર્મને હારી જાય છે. (ફરીને પામી શકતા નથી) (૪).

ता पाविऊण एयं मुक्कपमाएण कुसलपुरिसेण ।
एयथिरत्तनिमित्तं निसेवणिज्जाइं एयाइं ॥ ५ ॥

जिणसासणाणुरागो निच्चमचाओ सुसाहुसंगस्स ।
सत्थाणं सुयअब्भासो तह तह भवभावणब्भासो ॥ ६ ॥

તેથી તે જિનધર્મને પ્રાપ્ત કરીને અપ્રમાદી, કુશળ પુરુષે તેની સ્થિરતાને માટે જિનધર્મ પ્રત્યે પ્રીતિ, સાધુ પુરુષના સંસર્ગનો નિત્ય અત્યાગ એટલે સેવન, શ્રુતાભ્યાસ તેમ જ સંસારપ્રત્યે નિર્વેદભાવનું સેવન કરવું જોઇએ. (૫-૬.)

मरुपहठिओ कप्पदुमं व पोयं व जलहिजलपडिओ ।
चिन्तारयणं व चिरं दारिद्दोवद्दवाभिहओ ॥ ७ ॥

संपइ रे जीव ! तुमं धम्मं सव्वन्नुनाहपन्नत्तं ।
पत्तो कहिंचि नूणं ता तं संपुन्नपुन्नोऽसि ॥ ८ ॥

મરુભૂમિના મુસાફરને કલ્પવૃક્ષ સમાન, મહાસાગરમાં પડેલાને નૌકા સમાન અને દારિદ્રયથી પરાભવ પામેલાને ચિંતામણિરત્ન સમાન, આ સર્વજ્ઞ ભગવંતપ્રણીત શ્રી જૈનધર્મને હે જીવ ! તેં અત્યારે પ્રાપ્ત કર્યો છે તો તું ખરેખર મહાપુન્યશાળી છે. (૭-૮).

सुलहं सव्वंपि जए रे जीव ! सुरेसरत्तमाईयं ।
निव्वुइसुहाण साहणमणहो दुलहो य जिणधम्मो ॥ ९ ॥

હે જીવ ! ઇંદ્રાદિકપણુ વગેરેની પ્રાપ્તિ આ જગતમાં સુલભ છે, પરન્તુ મોક્ષસુખની પ્રાપ્તિના સાધનભૂત શ્રી જૈનધર્મની પ્રાપ્તિ દુર્લભ છે. (૯).

तम्हा इणमेव पुरो काउं हाउं च पावचरियाइं ।
जुत्तं पवत्तिउं ते जेण खणो दुलहो एसो ॥ १० ॥

તેથી આ જૈનધર્મની ઉપાસના કરીને અને પાપાચરણનો ત્યાગ કરીને તારે તેમાં પ્રવૃત્તિ કરવી તે યુક્ત છે; કારણ કે આવો અવસર પુનઃ પ્રાપ્ત થવો દુર્લભ છે. (૧૦).

एवमणुसासणिज्जो अप्पा निच्चंपि भवविरत्तेणं ।
चित्तेण जेण ण जिओ जिणमयं हाउमुच्छहइ ॥ ११ ॥

સંસારથી વિરક્ત વૈરાગ્યવાસિત પ્રાણીએ આ પ્રમાણે પોતાના આત્માને હમેશાં સમજાવવાનો પ્રયત્ન કરવો કે જેથી જીવ મનમાત્રથી પણ તેનો ત્યાગ કરવા ઉદ્યુકત ન થાય. (૧૧). અને

कमलुज्जलसीलसिरिसुगंधिणो बंधुणो य भुवणस्स ।
निच्चं निसेवणिज्जा मुणिणो गुणिणो पयत्तेणं ॥ १२ ॥

કમળ જેવી ઉજ્જવળ શીલલક્ષ્મી–સદાચારરૂપી લક્ષ્મીથી સુવાસિત થયેલા, જગતના બંધુતુલ્ય ગુણી મુનિજનોની હમેશાં પ્રયત્નપૂર્વક ઉપાસના–સેવા કર. (૧૨).

दढमारूढगुणोऽवि हु जीवो इह साहुसंगपरिहीणो ।
पाउणइ गुणविणासं जएज्ज ता तेसिं संगकए ॥ १३ ॥

સુદૃઢ ગુણયુક્ત હોવા છતાં પણ પ્રાણી જો સાધુ-સંસર્ગથી રહિત હોય તો તેના ગુણોનો નાશ થાય; માટે સાધુજનસંગતિ માટે (સતત) ઉદ્યમ કરવો જોઈએ (૧૩).

सिद्धंतधारगाणं विसुद्धसीलंगसंगसुभगाणं ।
दूरट्ठियाणंपि मणे करेज्ज सुमुणीणं संभरणं ॥ १४ ॥

દૂર રહેવા છતાં પણ સિદ્ધાંતના જ્ઞાનને ધારણ કરનારા, આગમાભ્યાસી, વિશુદ્ધ (અઢાર હજાર) શીલાંગ રથના ધોરી મુનિવરોનું તું મનમાં ચિંતવન કર. (૧૪).

मंतविवज्जियमोमज्जणं व निज्जीवदेहकिरियं च ।
सुयबहुमाणविहीणं सुन्नं मन्नेज्ज ऽणुट्ठाणं ॥ १५ ॥

મંત્રરહિત સ્નાન જેવું અને નિર્જીવ (જડ) શરીરની વિભૂષા કરવા જેવું શ્રુતજ્ઞાન પ્રત્યેના બહુમાન રહિત ક્રિયાનુષ્ઠાન નિષ્ફળ સમજવું. (૧૫).

तत्थ पढमं पढेज्जा सुत्तं तत्तो सुणेज्ज तस्स अत्थं च ।
सुत्तत्थविहीणं पुण सुयमपक्कफलभक्खणसरिच्छं ॥ १६ ॥

માટે પહેલાં શ્રુતનો અભ્યાસ કરવો અને ત્યારબાદ તેનો અર્થ અવધારવો. સૂત્ર અને અર્થવિહુણા જ્ઞાનને કાચા-અપરિપકવ ફળના ભક્ષણ સમાન કહ્યું છે. (૧૬).

सुत्तं पढियंपि बहुं अपरिन्नायत्थमित्थमक्खायं ।
सुक्कस्स इक्खुणो भक्खणं व ण खमं सकज्जस्स ॥ १७ ॥

સ્પષ્ટ અર્થ વિનાનું અધ્યયન કરેલ પુષ્કળ જ્ઞાન પણ સુકાઈ ગયેલ (રસ વિનાની) શેરડીના ભક્ષણ સમાન આત્મકાર્ય-સ્વહિત સાધવામાં અસમર્થ છે. (૧૭).

भणियाणायरणवओ समयन्नू पन्नवंति णाणंपि ।
भारकरं चिय दूसगमहिलाहरणं व बहुयंपि ॥ १८ ॥

બહુશ્રુત હોવા છતાં પણ વ્રતાચરણહીનના જ્ઞાનને સર્વજ્ઞ પરમાત્મા બોજારૂપ અને દુર્ભાગી સ્ત્રીના આભરણ સમાન કહે છે. (૧૮).

ता भववाहिचिगिच्छासत्थं सुत्थियपयत्थपरमत्थं ।
जिणवयणमणुदिणं चिय पढेज्ज णिसुणेज्ज ऽणुट्ठेज्जा ॥ १९ ॥

તેથી પ્રાણીઓએ સાંસારિક વ્યાધિઓના ઔષધ સમાન, મોક્ષમાર્ગના સ્વરૂપને દર્શાવનાર જિનવચનને હંમેશાં જાણવું, સાંભળવું તેમ જ આચરણમાં મૂકવું. (૧૯).

भावेज्जा भवरूवं जह इह सरयब्भविब्भमं सव्वं ।
जियजोव्वणपियसंगमाई खणदिठ्ठणट्ठंति ॥ २० ॥

શરદ્‌ઋતુનાં વાદળાંની જેવું ક્ષણવિનશ્વર આ સમગ્ર સંસારસ્વરૂપને ભાવવું–વિચારવું કારણ કે પ્રાણીઓનું યૌવન અને પ્રિયજનોનો સંગમ–મેળાપ વગેરે જોતજોતામાં નાશ પામનાર છે. ( ૨૦ ).

उव्वणपवणपणोल्लियमहल्लहुल्लंतजलणजालम्मि ।
गेहम्मि व मनेज्जा खणंपि ण खमो भवे वासो ॥ २१ ॥

પ્રચંડ ઝંઝાવાતથી પ્રદીપ્ત થયેલ, અગ્નિજ્વાળાવાળા ગૃહમાં રહેવા જેવું આ સંસારમાં ક્ષણમાત્ર પણ વસવું માનીને તેમાં (સ્થિરતાથી) રહેવું ઉચિત નથી. (૨૧).

जह दुज्जणजणसंगो मंगफलो तह दुहावसाणो य ।
संसारे तह तियसत्तणाइसोक्खाण परिणामो ॥ २२ ॥

જેમ દુર્જનનો સંગ અલ્પસ્થાયી અને પરિણામે દુઃખદાયી અંતવાળો છે તેવાં આ સંસારમાં દેવગતિ વગેરેનાં સુખો પરિણામે પણ સમજવાં. ( ૨૨ ).

एक्कोऽत्थ पसत्थसमत्थवत्थुवित्थारफुरियमाहप्पो ।
पमुहावसाणसुंदरपरिणामो नवरि जिणधम्मो ॥ २३ ॥

આ સંસારમાં પ્રશસ્ત સમસ્ત પદાર્થના સ્વરૂપને જણાવનારો તેમ જ આદિ અને અંતમાં સુંદર પરિણામવાળો એક જિનધર્મ જ છે. ( ૨૩ ).

तेण अलद्धं लद्धुं लद्धं परिपालिउं इमं वुड्ढे ।
परिपालियं च परमं वुड्ढी नेउं पयत्तेज्जा ॥ २४ ॥

તેથી નહીં પ્રાપ્ત કરેલ વસ્તુને મેળવવા તેમ જ મેળવેલ વસ્તુનું રક્ષણ કરવા અને તેને વિશેષ વૃદ્ધિ પમાડવા ( ઘટિત ) પ્રયત્ન કરવો જોઇએ. ( ૨૪ ).

धन्ना भवदुक्खाणं तिक्खाण असंखलक्खसंखाणं ।
एयं विरेयणोसहमुवएसं केइ पावेन्ति ॥ २५ ॥

અસંખ્ય એટલે સંખ્યાવાળા આ સંસારના વિષમ દુઃખોને દૂર કરવામાં વિરેચનરૂપ ઔષધ સમાન આ ઉપદેશને કોઇ ધન્ય પુરુષો જ પ્રાપ્ત કરે છે. ( અને તે પ્રાંતે આત્મકલ્યાણ પ્રાપ્ત કરે છે. ) ( ૨૫ ).

ભાષાન્તરકાર—
પંડિત જગજીવનદાસ પોપટલાલ

# ચિંતન

૧–બુદ્ધિમાં જ માણુસની ઉત્તમ પ્રકારની વિશિષ્ટતા છે. બુદ્ધિવડે જ મનુષ્ય જુદા પ્રકારનો બને છે

૨–બુદ્ધિના દુરુપયોગે જે વિજ્ઞાન પેદા થયું તે વિજ્ઞાનની સફળતાએ કુદરતની અવજ્ઞા થઇ. કુદરતવિરોધી રે વિજ્ઞાન ! આજની પાયમાલી અને માનવસંહારનો યશ તને ઘટે છે!

૩–આ જમાનાની આંતરિક બેચેની અને આવેશને કારણે મન અને શરીરની સંપૂર્ણ નિરાંત, નિવૃત્તિ કે આરામનો ઉપભોગ, મનુષ્ય ભાગ્યે જ પામી શકે છે.

૪–બહારના ભપકાની વચમાં, ઘણી વાર અસંતોષ અને પામરતા ઝીણી નજરે જોનારને દેખાય છે. બાકી તો ઓછામા ઓછી જરૂરિયાતો રાખી અતિ સાદાઇથી જીવી, એટલે કે દેહને વિષે નીરાગી, જગતને વિષે માયાળુ અને કુદરતને વિષે શ્રદ્ધાળુ રહી, તંદુરસ્તીથી જીવનારો જ ખરો સુખી છે. સુખ એ કોઇ માનવસમુદાયની ટોચ ઉપર ચડી બેસવાથી મળતુ નથી.

૫–દુનિયાના સુખોનો નાશ કરનારું સૌથી મોટું કારણ માનસિક અજંપો છે.

૬–મન અને આત્માને ભારે મારતા ડહાપણના બધા ભૂસાનો માણુસે પ્રથમ ત્યાગ કરવો જોઇએ; કારણ કે એ જ માણુસને અંધ બનાવી ગર્વિત કરી મૂકે છે.

૭–કરુણાજનક અંત આવવાનો છે એવુ સમજવા છતા, દારુડીઓ જેમ પ્યાલીના બંધનમાથી છૂટી શકતો નથી, તેમ જીવનાન્તે મૃત્યુ નક્કી આવવાનું છે એમ માનવા છતા માનવી આખર સમયનું સુખદ સંસ્મરણ ગોઠવવા જેટલો પણ છેલ્લી ઘડી સુધી યત્ન કરતો નથી.

૮–પત્નીનો વિશ્વાસઘાત કરનારને જ વ્યભિચારી કહેવા કરતા, પરાઇ વસ્તુમાત્ર તરફ કુદૃષ્ટિથી જોનારને વ્યભિચારી ગણવામા આવે તો, અસંખ્ય સ્ત્રીપુરુષનાં હૃદયો વેરાન, દુઃખી અને દ્રોહી જણાશે

૯–માણસોનો સંયોગ થવાનુ નાનામા નાનુ ક્ષેત્ર કુટુંબ છે. સમાજ એ કુટુંબીને લગ્નના અને ધર્મના બંધનોથી જકડી રાખે છે. ઝાઝા સમાજોનો સમૂહ એનું નામ રાષ્ટ્ર, રાષ્ટ્રની આબાદી-બરબાદી લગ્નસંસ્થા અને ધર્મસંસ્થા ઉપર મપાવી જોઇએ.

૧૦–સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, પૂજન ઇત્યાદિ ક્રિયાનુ મહત્ત્વ યથાર્થ રીતે નહીં સમજવાના કારણે જ આજના કહેવાતા સુધારકોને એ તરફ અભિરુચિ ઓછી થાય છે.

૧૧–સૂત્રોમા અને સ્તવનો, સજ્ઝાયો વગેરેમા રસ નથી આવતો એનું કારણ એ છે કે તે કળાયુક્ત બોલાતા નથી

૧૨–હાલમાં ખાસ કરી કૃત્રિમતા, રોગ અને ભ્રષ્ટતામાત્રના ઉત્પત્તિસ્થાનરૂપ મોટાં શહેરોથી લોકોએ વેગળા રહેવું, કારણ કે શહેરોના અંધારા, ગંધાતાં ઘર અનેક રોગોનો નિભાડો છે. આનાથી દૂર રહેવાની ઇચ્છા હશે તો અનુકૂળતા જડી જ રહેશે.

શાહ મોહનલાલ હરિચંદ

# આપણા અનુપલબ્ધ આગમો

લેખકઃ—પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ. એ.

કાળ કોઈ અજબ છે. એ વસ્તુને હતી ન હતી બનાવવામાં એક્કો છે. એક વેળા જે વ્યક્તિ કે વસ્તુ ખૂબ પ્રસિદ્ધ હોય તેનું નામનિશાન પણ જતું કરવું હોય તો એને મન એ રમત છે. આવી એક રમત એ કાળે આપણાં ધર્મશાસ્ત્રો—આગમો સાથે ખેલી છે. એના પ્રભાવે તો અનંત દ્વાદશાંગીઓ જે અત્યાર સુધીમાં રચાયાનું જૈનદર્શન કહે છે તેમાંથી એક પણ આજે આપણા ભારતવર્ષમાં પૂરેપૂરી ઉપલબ્ધ નથી. એ દ્વાદશાંગીઓનો ઉચ્છેદ કેવી રીતે થયો એ હકીકત હું **આર્હત આગમોનું અવલોકન** યાને **તત્ત્વરસિકચન્દ્રિકા** એ નામની મારી કૃતિના પ્રથમ ભાગના ચોથા પ્રકરણમાં સવિસ્તર વિચારી ગયો છું; એટલે એનો અહીં હું પુનરુલ્લેખ કરવાની જરૂર જોતો નથી. વિશેષમાં મેં એના પાંચમા પ્રકરણમાં શ્રી **સુધર્માસ્વામી**એ રચેલી દ્વાદશાંગીનો હ્રાસ વિચાર્યો છે; એટલે એ વાત પણ હું અત્ર જતી કરું છું.

શ્રુતના અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય એવા જે બે મુખ્ય ભેદો છે તેમાંના અંગપ્રવિષ્ટ શ્રુત તરીકે દ્વાદશાંગી સુપ્રસિદ્ધ છે. એનું બારમું અંગ **દૃષ્ટિવાદ** એ નામથી ઓળખાય છે. આજે એ ઉપલબ્ધ નથી. જોકે એના આધારે રચાયેલા ગ્રંથો કે તેના અંશો મોજુદ છે. આ બારમા અંગ સિવાયના ૧૧ અંગો નામ-સામ્યની દૃષ્ટિએ અસ્તિત્વ ધરાવે છે દશમા અંગનું નામ **પણ્હાવાગરણ** છે. સંસ્કૃતમાં એને **પ્રશ્નવ્યાકરણ** કહે છે. એનો જે વિષય **સમવાય**મા દર્શાવાયો છે તે આજે ઉપલબ્ધ થતા **પણ્હાવાગરણ**માં જણાતો નથી; એથી કેટલાક આને કૃત્રિમ ગણે છે.

**નાયાધમ્મકહા** નામનું છઠ્ઠું અંગ પૂરેપૂરું મળતું નથી. એમાંની અનેક કથાઓ લુપ્તપ્રાય થયેલી હોય એમ **સમવાય**માં આલેખાયેલી એની રૂપરેખા ઉપરથી જણાય છે.[1]

---

૧. પહેલાં પાંચ અંગોના પદની સંખ્યા ઉત્તરોત્તર બમણી છે. પહેલા અંગની પદ-સંખ્યા ૧૮,૦૦૦ની છે. આ હકીકત વિચારતાં તેમ જ છઠ્ઠાથી અગ્યારમા સુધીના અંગોના પદોની સંખ્યા તરીકે સંખ્યેય પદસહસ્ર એવો ઉલ્લેખ **નન્દી**માં જોવાય છે તે તરફ લક્ષ્ય આપતાં બીજાં પણ અંગો પૂર્ણતયા જળવાઇ રહ્યાં હોય એમ લાગતું નથી. એનો છેવટનો નિર્ણય કરવા માટે અંગોના સંબંધમાં 'પદ' થી શું સમજવું તે પણ વિચારવું જોઇએ. દિગંબરીય ગ્રંથમાં તો દાખલા તરીકે **તત્ત્વાર્થાધિગમસૂત્ર**ના સ્વ. **જે. એલ. જૈની** દ્વારા કરાયેલા સટિપ્પણક અંગ્રેજી અનુવાદ( પૃ. ૨૯–૩૧ )માં તો બારે અંગનાં મધ્યમ પદોની સંખ્યા અપાયેલી છે અને એના ૨૯ મા પૃષ્ઠ પર મધ્યમ પદનું વિશેષ સ્વરૂપ પણ સમજાવાયું છે.

આ પ્રમાણે અંગપ્રવિષ્ટ શ્રુત તરફ ઊડતી નજર ફેંકી આપણે અંગબાહ્યશ્રુત તરફ દૃષ્ટિપાત કરીશું. અંગબાહ્યશ્રુતમાં પઇણ્ણગ( સં. પ્રકીર્ણક )નો મોટો હિસ્સો છે. **નન્દી**માં સૂચવાયા મુજબ શ્રમણ ભગવાન્ **મહાવીરસ્વામી**ના તીર્થમાં ૧૪૦૦૦ પઇણ્ણગ રચાયાં છે. આમાંથી આજે બહુમાં બહુ પોણોસો ગ્રંથોનાં નામનિશાન મળે છે. **નન્દી**માં કાલિકશ્રુત તરીકે ૩૧ ગ્રંથોનાં નામ રજૂ કરાયાં છે, એ પૈકી નીચેના ૧૨ ગ્રંથો આજે નામશેષ થયા હોય એમ લાગે છે:—

**( ૧ ) ખુડ્ડિયા વિમાણપવિભત્તિ, ( ૨ ) મહલ્લિયા વિમાણપવિભત્તિ, ( ૩ ) અરુણોવવાય, ( ૪ ) વરુણોવવાય, ( ૫ ) ગરુલોવવાય, ( ૬ ) ધરણોવવાય, ( ૭ ) વેસમણોવવાય, ( ૮ ) વેલન્ધરોવવાય, ( ૯ ) દેવિન્દોવવાય, ( ૧૦ ) ઉટ્ઠાણસુય, ( ૧૧ ) સમુટ્ઠાણસુય** અને **( ૧૨ ) નાગપરિયાવણિયા.**

**પક્ખિયસુત્ત**માં કાલિકશ્રુત તરીકે ૩૬ ગ્રંથોનો નામોલ્લેખ છે. તેનો વિચાર કરતાં નીચે મુજબના પાંચ ગ્રંથોનો પણ આજે પત્તો મળતો નથી:—

**( ૧ ) આસીવિસભાવણા, ( ૨ ) દિટ્ઠીવિસભાવણા, ( ૩ ) ચારણભાવણા, ( ૪ ) મહાસુમિણભાવણા** અને **( ૫ ) તેયગનિસગ્ગ.**

આ પ્રમાણે કાલિકશ્રુતના કુલ્લે ૧૭ ગ્રંથો અનુપલબ્ધ છે. હવે આપણે ઉત્કાલિકશ્રુતનો વિચાર કરીશું તો જણાશે કે **નન્દી**માં એ શ્રુતના ૨૯ ગ્રંથોનાં નામ છે, તેમાંથી આપણે નીચેના ૧૪ ગ્રંથો ગુમાવ્યા છે:—

**( ૧ ) કપ્પિયાકપ્પિય, ( ૨ ) ચુલ્લકપ્પસુય, ( ૩ ) મહાકપ્પસુય, ( ૪ ) મહાપણ્ણવણા, ( ૫ ) પમાયપ્પમાય, ( ૬ ) પોરિસિમંડલ, ( ૭ ) મંડલપવેસ, ( ૮ ) વિજ્જાચારણવિણિચ્છિય, ( ૯ ) ઝાણવિભત્તિ, ( ૧૦ ) આયવિસોહિ, ( ૧૧ ) વીયરાગસુય, ( ૧૨ ) સંલેહણસુય, ( ૧૩ ) વિહારકપ્પ** અને **( ૧૪ ) ચરણવિહિ.**

**પક્ખિયસુત્ત**માં ઉત્કાલિકશ્રુત તરીકે ૨૭ ગ્રંથોનો નામનિર્દેશ છે, પણ તે બધા તો **નન્દી**માં ગણાવાયેલા છે તે જ છે, એટલે ઉત્કાલિક શ્રુતના અનુપલબ્ધ ગ્રંથો વિષે એથી કંઈ વિશેષ પ્રકાશ પડતો નથી. **વવહાર**માં દીક્ષાપર્યાય આશ્રીને આગમિક અભ્યાસ વિચારાયો છે. એ તરફ નજર કરતાં નીચેના બે ગ્રંથોનો ઉચ્છેદ ગયો હોય એમ જણાય છે:—

**( ૧ ) ઉટ્ઠાણપરિયાવણિય** અને **( ૨ ) ઠ્ઠિમિણભાવણા.**

ઠાણ નામના ત્રીજા અંગમાં દસ **દસા**નો ઉલ્લેખ છે. એ પૈકી છેલ્લી ચાર **દસા** આજે ઉપલબ્ધ નથી. એનાં નામો નીચે મુજબ છે:—

(૧) બંધદસા, (૨) દોગિન્દિદસા, (૩) દીહદસા અને (૪) સંખેવિતદસા.

આ પૈકી **સંખેવિતદસા**માં નીચે પ્રમાણેનાં દસ અજ્ઝયણ હોવાનું ઠાણમાં જણાવાયું છે:—

(૧) ખુડ્ડિયાવિમાણપવિભત્તિ, (૨) મહલ્લિયાવિમાણપવિભત્તિ, (૩) અંગચૂલિયા, (૪) વગ્ગચૂલિયા, (૫) વિવાહચૂલિયા, (૬) અરુણોવવાત, (૭) વરુણોવવાય, (૮) ગરુલોવવાત, (૯) વેલન્ધરોવવાત અને (૧૦) વેસમણોવવાત.

આ દસ અજ્ઝયણોનો સ્વતંત્ર ગ્રંથો તરીકે ઉલ્લેખ કરાય છે અને તે રીતે વિચારતાં ૩, ૪ અને ૫ સિવાયના તમામનો લોપ થયેલો જોવાય છે કે જે હકીકત આપણે ઉપર વિચારી ગયા છીએ.

આ તો મૂળ આગમોની વાત થઇ. એના ઉપર જે અનેક નિજ્જુત્તિ (સં. નિર્યુક્તિ) રચાયેલાનો ઉલ્લેખ મળે છે તેનો વિચાર કરતાં એમ જણાય છે કે **શ્રી ભદ્રબાહુસ્વામી** સિવાયના અન્ય સ્થવિરોએ રચેલી નિજ્જુત્તિઓ આજે મોજુદ નથી. એ જો શ્રુતકેવલી કે દશપૂર્વધરની રચનાઓ હોય તો ઉપર ગણાવેલા આગમો ઉપરાંત આ આગમો પણ આપણે ગુમાવ્યા છે એમ કહી શકાય. આવી હકીકત સંગહણી (સં. સંગ્રહણી)ને અંગે પણ વિચારી શકાય. વળી **શ્રી મહાવીરસ્વામી**એ નિર્વાણસમયે જે ૧૪૭* અજ્ઝયણો પ્રરૂપ્યાં હતાં તેમાંથી આજે જે ઉપલબ્ધ ન હોય તે પણ આપણે ગુમાવ્યા છે.

આ પ્રમાણે અનુપલબ્ધ આગમો વિષે મેં સંક્ષેપમાં નિર્દેશ કર્યો છે. તેમ કરવામાં મારો આશય એ છે કે આ અનુપલબ્ધ આગમો પૈકી કોઇક કોઈ ભંડારમાં કદાચ હોય તો તેની તપાસ કરાય અને બીજું આ આગમોના સ્વરૂપની ઝાંખી કરાવનારા જે છૂટાછવાયા ઉલ્લેખો મળી આવે છે તેની સાંગોપાંગ નોંધ કરાય. "A Comprehensive History of the Canonical Literature of the Jainas" નામક મારી કૃતિના ચોથા પ્રકરણમાં મેં આ દિશામાં પ્રયાસ કર્યો છે અને હજીએ ચાલુ છે. એ વિષે હવે પછી લેખદ્વારા ઊહાપોહ કરવાનો હું ઇરાદો રાખું છું એમ સૂચવી આ લઘુલેખ હું પૂર્ણ કરું છું.



* ૫૫ અધ્યયન સુખવિપાકના, ૫૫ અધ્યયન દુઃખવિપાકના, ૩૬ અપૃષ્ટવ્યાકરણ અને ૩૭ મું મરુદેવા અધ્યયન કહેતાં વીરપ્રભુ કાળધર્મ પામ્યાનો ઉલ્લેખ છે.

# વ્યવહાર-કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૯૧ )

"મુસીબતો જુવાળનાં મોજાં જેવી છે તમે તેનો સામનો કરો, તો તે તમને ઈજા ન જ કરી શકે. તે નજીક આવતી જાય તેમ તેનો સામનો કરો; તમે ઊંચા થતાં જાઓ છો એમ તમને જણાશે. મોજા હોય કે મુસીબત-તેનો સામનો કરો. વાસ્તવિક રીતે તે છે તેના કરતાં વધારે મોટાં લાગે છે."

દરિયાના મોજા કોઈ વખત તપાસ્યા છે? દરિયો તોફાને ચડ્યો હોય અને મોટા હાથી જેવા મોજા ઉછાળા મારી રહ્યા હોય, ત્યારે દૂરથી કેવા ભયંકર લાગે? પણ તમને તરતા આવડતું હોય તો, એમા કાંઇ દમ નથી પચીશ ફુટ ઊંચુ મોજુ આવે તો તમે સ્વત: એટના ઊંચા થઇ જાઓ અને પાછી તમારી સ્થિતિસ્થાપકતા આવી જાય છે મોટી ઝીમગ તે વખતે ઊંચી નીચી થાય, પણ એના મોજાથી એ ગભરાય નહિ એવા મોજાં દૂરથી ડુંગરા જેવા લાગે મોજુ ગમે તેટલુ મોટુ હોય તેનો સવાલ જ નથી તમને તરતા આવડતુ હોય તો મોજુ નાનુ હોય કે મોટુ હોય એ વાતની દરકાર જ કરવાની ન હોય તમારુ શરીર વગર પ્રયાસે તેની ઉપર જ રહે છે તમે વગર ગભરાયે તેનો બરાબર સામનો કરી શકો છો તરી જાણનારને આ વાત દીવા જેવી લાગે તેમ છે માત્ર તમને તરતાં આવડવુ જોઇએ એટલી શરત છે મોજાના નાના-મોટાપણા સાથે કાઇ સબંધ નથી અને મોજા દૂરથી ઘણા વધારે મોટા જણાય છે, તરનારને મન તો એ રમત જ છે માત્ર ખાલી ગભરાટ કરીને તરવાની કળાને બટ્ટો ન લગાડાય તો એમા વાધા જેવુ નથી

એ જ પ્રમાણે મુશ્કેલીઓ-મુસીબતો માટે સમજવુ એ દૂરથી વધારે પડતી મોટી, ગૂંચવણોવાળી, ચકરાવે ચડાવે તેવી જણાય છે, પણ મોજાની માફક એમા પણ ગભરાવા જેવુ કાંઇ નથી તમારામા દૃઢ નિર્ણય, કામ પાર પાડવાનુ ચાતુર્ય અને વ્યવહારકુશળતા હોય તો ગમે તેવી મુસીબતોનો સામનો કરી શકાય છે આદર્યા પછી અટકે તે તો અક્કલ-શૂન્ય ગણાય જેમ વધારે મુસીબતો આવે તેમ તમારુ ખમીર વધારે ઝળકાવવુ ઘટે કાર્ય આદરો નહિ, પણ આદર્યા પછી તો એનો પાર લેવો એમા જ અક્કલ ગણાય અગવડના ડુંગરો પણ દૃઢ નિર્ણય ઉલ્લંઘી શકે છે અનંત શક્તિશાળી આત્માને કોઇ ચીજ કે કાર્ય અગમ્ય કે અશક્ય નથી અને દૃઢ નિર્ણયવાળુ-સંશય વગરનુ ચિત્ત હોય તો કોઇ વાતમા વાંધો આવતો નથી, માટે મુસીબતો દેખાય તો તેની સામે થાઓ, તેની સાથે લડો, તેમા તમારું આત્મવીર્ય રેડો, તેના પર સ્વામીત્વ ધરાવો, એટલે અંતે તમારી ફતેહ ચોક્કસ છે આદરેલને

અધૂરુ મૂકી દે તે મૂર્ખ ગણાય. લીધુ એને તો પાર ઉતાર્યે જ છૂટકો અને '**હિંમતે મરદા તો મદદે ખુદા**' એ કહેવતમા રહેલુ રહસ્ય સમજવા જેવુ છે ખુદા એટલે સયોગો તમે દૃઢ હો તો અનુકૂળતા થઇ જાય છે અને ભારે વિકટ કામ પણ કુશળતાથી પાર પામી શકાય છે, માટે આગળ વધો.

"Difficulties are like waves They can't hurt if you face them And as they come nearer, you will find yourself lifted up to meet them. Whether it's a wave or a difficulty, go at it It always looks bigger than it really is." (18-8-37)

( ૧૮૨ )

**" ઘણાખરાં માણસો ખુશામતને આધીન હોય છે અને નિપુણ ધુતારાઓ એ વાતનો લાભ લે છે. જેની ખુશામત કરવામાં આવે છે તે માણસ સ્વાભિમાનથી અંધ બની જાય છે.**

આ જિંદગીમા ફતેહ મેળવવા માટે કેટલીક ચાવીઓ હોય છે એક વાત એ છે કે સામા માણસમા નબળો મુદ્દો કયો છે તે જાણી લઇ મુદ્દામ વખતે તે વાતનો સફળ ઉપયોગ કરવો નબળો મુદ્દો કેટલીક વાર યોગ્ય હોય છે અને કેટલીક વાર અયોગ્ય હોય છે. અયોગ્યનો આપણે અન્ય પર ઉપયોગ ન કરીએ પણ આપણા પર તેનો ઉપયોગ થતો હોય તો અગાઉથી સમજી લેવા ખાતર તેને બરાબર જાણી તો જરૂર લઇએ આ પ્રકારના નબળા મુદ્દામા ખુશામતનો સમાવેશ છે રાજાથી માડીને રંક સુધી ઘણાખરા તેને આધીન થઇ જાય છે. રાજાને ઈશ્વરાવતાર કહેવામા આવે છે સાધારણ રકમ આપનારને દાનેશ્વરી કર્ણ સાથે સરખાવવામા આવે કે રાજદ્વારી કારસ્તાનીને 'રાજનીતિજ્ઞ' કહેવામા આવે ત્યાથી માડીને છતા અછતા ગુણની, આવડતની કે અવગુણની પ્રશસા કરવી એ સર્વનો સમાવેશ ખુશામતમા થઇ જાય છે આ ખુશામતને તાબે ન થનાર બહુ અલ્પ માણસો હોય છે કદાચ એ વિવેક ખાતર મુખેથી પોતાની વાતને હીની કરે અથવા તેમા કાઇ વિશેષતા નથી એમ કહે પણ એના ઊંડા હૃદયમા એને ઓછોવધતો ગર્વ જરૂર થાય છે અને ગર્વ થયો કે એ ગળી ગયો એમ સમજવુ અને એક વાર મનુષ્ય ગળવા માડ્યો એટલે પછી એ સામાના તાબામા આવી જાય છે

સ્વાર્થી ધુતારાઓ અથવા અંધ સ્વાર્થીઓ આ નબળાઇ જાણે છે અને તેનો એક યા બીજે પ્રકારે લાભ લે છે રાજાઓ, નવાબો કે શ્રીમતોને આ વાતનો વધારે અનુભવ થાય છે ભણેલા વિદ્વાનો પણ કોઇ વાર ખુશામત અને પ્રશસા વચ્ચેનો તફાવત સમજી શક્તા નથી અને સ્વાર્થસાધુઓના વખાણને આધીન થઇ જતા જોવામા આવે છે

જીવનની સ્વલ્પતા, કાર્યની વિષમતા, ઉપયોગિતાની આવશ્યકતા અને અવલોકનની જરૂરિયાત સમજનાર બુદ્ધિમાન આવે પ્રસગે ઊંડુ રહસ્ય સમજી ખુશામતને આધીન થતા બચી જાય છે નામનો મહિમા નહિવત્ છે, જીવન બહુ ટૂંકુ છે, કાર્યમાળા મોટી છે અને

પથ્થરો પર કોતરાયેલી પ્રશસ્તિઓ પણ નામશેષ થઇ ગઇ છે-એ સમજનાર ખુશામત ઇચ્છે નહિ, ખુશામત સાંભળે નહિ, ખુશામતમા રાચે નહિ, સાચા કાર્યની પ્રશસા થાય ત્યારે તે કાન બધ ન કરે, પણ તેમા ઇતિકર્તવ્યતા થઇ ગઇ એમ માને નહિ, ખાલી ખુશામતને તો એ **તરખલાને તોલે** ગણે નાની બાબતોમા પણ ધ્યાન રાખવા જેવુ છે તમારો અવાજ સારો ! તમારી રસોઇ તો આસ્વાદ ! તમારી ગોઠવણ તો અપૂર્વ ! આવી નાની બાબતથી માડીને મોટી નાની અનેક બાબતમા પ્રશસા જેટલી ખુશામતની શક્યતા છે સ્વાભિમાન પર વિજય મેળવી જે એનાથી ઉપર જાય અને એની અસરને આધીન થતા બચી જાય તે કુશળ કહેવાય

"Most men are susceptible to flattery and clever rogues take advantage of this fact The flattered man is blinded by his self-love "
(25-11-36)

( ૧૮૩ )

## <u>વખત નથી</u> એમ આપણે સઘળા ફરિયાદ કરીએ છીએ અને છતાં તેનો ઉપયોગ કરવાનુ આપણે જાણીએ છીએ તે કરતાં આપણી પાસે તે ( વખત ) વધારે છે.

સેનેકા ( Seneca ) આગળ કહે છે કે 'કશુ ન કરવામા અથવા મુદ્દામ કાઇ ન કરવામા અથવા તો આપણે જે કરવુ જોઇએ તે ન કરવામા આપણુ જીવન વીતાવી દઇએ છીએ આપણે કહીએ છીએ કે આપણા દિવસો ( જિંદગીના ) ગણ્યાગાંઠ્યા છે અને છતા જાણે એનો અત આવવાનો નથી એ રીતે વર્તીએ છીએ " આ વાત તદ્દન સાચી છે જીવનની અસ્થિરતાની આપણે વાતો કરીએ છીએ, પલનો ભરોસો નથી એમ બોલીએ છીએ, જે બાગ્યાને રાત્રે સાકર વાસી સૂતા હોઇએ તે ઉપાડવા સવારે જાગશુ કે નહિ તેનો નિશ્ચય નથી—એ સર્વ જાણવા છતા આપણે વખતને માટે બિલકુલ બેદરકાર રહીએ છીએ

ઘણાખરા માણસો કેમ વખત ગાળે છે ? નકામી વાતો કરવામા, ગપ્પા મારવામા, કુથળી-નિંદા કરવામા કે કોઇનુ નરસુ બોલવામા પડી જાય છે ત્યારે ભાન રહેતુ નથી કે બોલનાર કે સાભળનાર અહીં બેસી રહેવાના નથી, ભાડાના ઘર પર કાદીકદમીનો હક માની બેઠા છીએ અને અત્યારે જેની વાતો કરીએ છીએ કે જેની પાસે વાતો કરીએ છીએ-તેમાનો કોઇ પચાસ, સાઠ વર્ષ પછી એ સ્વરૂપે તો અહીં રહેનાર જ નથી, છતા તદ્દન ગાફેલ રહી જાણે આપણા પૂરા અહીં ઊંડા નાખ્યા હોય તેમ વખત ગાળીએ છીએ જાણીએ છીએ કે ગયો વખત પાછો આવવાનો નથી મા જાણે દીકરો મોટો થાય છે, પણ **આઉખામાંથી ઓછો થાય છે,** છતા કા તો આળસમા, કા તો પ્રમાદમા અને કા તો વિચારવગરની સ્થિતિમા કલાકો-દિવસો કાઢી નાખીએ છીએ

આખા દિવસમાં શું કર્યું ? કેટલું મેળવ્યું ? કેટલું ગુમાવ્યું ? એનો જરા પણ વિચાર કરતા હોઇએ તો આ સ્થિતિ ન હોય. ઢંગધડા વગરનાં કામો, ખોટી પટેલાઇ, 'હું પહોળો ને શેરી સાંકડી'–એવી તુચ્છ અભિમાની વૃત્તિ અને મારું વ્યક્તિત્વ જણાવવું જોઇએ એવી અતિ નિંદ્ય પણ મીઠી લાગે તેવી ભાવનામાં વરસો ચાલ્યાં જાય છે. એ વાતો કરશે ત્યારે જાણે એને મરવું જ નથી એવું દેખાશે, એ બોલશે ત્યારે એને પ્રત્યેક પળ ચાલી જાય છે એવું લાગશે જ નહિ. આ સ્થિતિ વિચારશીલની ન હોય. એ તો રેતીની ઘડીના પ્રત્યેક કણની કિંમત આંકે, એ નકામી ક્ષણ જાય તો તેને માટે પસ્તાય અને કોઇ કામ કરે તો તેમાં પણ મુદ્દો ન વિસરે. વખત એક રીતે ઘણો છે, પણ બીજી રીતે બહુ ઓછો છે એમ જે સમજે તે જીવનપથને ઉજાળે, સાધ્યને સમીપ આણે અને હારેલ જુગારીની સ્થિતિમાંથી બચે. 'વખત નથી' એવી ફરિયાદ કુશળ માણસ ન કરે, એ પ્રત્યેક ક્ષણનો ઉપયોગ કરે, એ વખતને ધન માને અને સાચો ધનવાન થઇ એને બહલાવે.

---

"We all complain of the shortness of time and we have more than we know what to do with." SENECA ( 6-1-37 )

શ્રી સંબોધપ્રકરણાંતર્ગત

# મિથ્યાત્વનાં આઠ પ્રકારનાં લક્ષણ

ક્ષણિક અથવા અક્ષણિક, સગુણ અથવા નિર્ગુણ ઇત્યાદિ એકાંતભાવને કહે તે એકાંતિકમિથ્યાત્વ જાણવું. ( ૧ ).

સંકલેશથી અથવા વિરાગથી જીવાદિકનું જે સ્વરૂપ શાસ્ત્રમાં કહ્યું છે તે તથ્ય છે કે અતથ્ય છે એવી સંશયવાળી સંકલ્પદષ્ટિ તે સાંશયિકમિથ્યાત્વ કહેવાય છે. ( ૨ ).

આગમમાં કહ્યા પ્રમાણેના દેવો અને ધર્મો બધા સદાગમરૂપ છે એમ કહેવાની પુરુષની જે બુદ્ધિ તેને જનોએ વૈનયિકી કહી છે. તે પણ મિથ્યાત્વનું અંગ છે. ( ૩ ).

અનેક દષ્ટાંતોવડે સમજાવ્યા છતાં જે મનુષ્ય તત્ત્વને પામે નહીં તેને ચર્મકારના ચર્મલવરૂપ ભોજનમાં આસક્ત શ્વાનની જેવો પૂર્વવ્યુદ્ગ્રાહિત જાણવો. ( ૪ ).

વિપરીત રુચિવાળો મનુષ્ય જે અતથ્યને તથ્ય માને તેને દોષાતુર જવરવાળો જેમ તીખાને મધુર માને તેવો વિપરીત મતિરૂપ મિથ્યાત્વવાળો જાણવો. ( ૫ ).

દીન અને નિસર્ગ મિથ્યાત્વવાળો મનુષ્ય તત્ત્વાતત્ત્વને ન જાણે જેમ જાત્યંધ મનુષ્ય સુંદર, અસુંદર રૂપને સર્વથા ન જાણે તેમ. તેને નિસર્ગમિથ્યાત્વી જાણવો. (૬).

રાગીને દેવ માને, પરિગ્રહાદિના સંગીને યતિ માને, પ્રાણીહિંસાને ધર્મ માને એવો યુક્તાયુક્તના વિચાર વિનાનો જે મૂઢદષ્ટિ જીવ હોય તેને સંમોહ-મિથ્યાત્વી જાણવો. ( ૭ ).

જિનોક્ત પદાર્થોના અશ્રદ્ધાનલક્ષણવાળું ઉપર જણાવ્યા પ્રમાણેનું સાત પ્રકારનું મિથ્યાત્વ કહ્યું છે.

એમનામાં કદી ધર્મરુચિ હોય તો પણ ધાતુક્ષયના રોગીને અન્ન ઉપર જેવી રુચિ થાય તેવી એ રુચિ નિષ્ફળ મિથ્યાત્વવાસિત જાણવી.

ઉપર જણાવેલી મતિવાળા જીવો નિશ્ચય વ્યવહાર પક્ષવાદને સમજીને છેલ્લા પુદ્ગળપરાવર્તમાં ત્રીજું કરણ ( અનિવૃત્તિકરણ ) કરે એટલે તે જીવ ઘનરાગદ્વેષની ગ્રંથીને ભેદે અને સમ્યક્ત્વને પામે. તે જ વખતે અતિ ઉદ્ભટ પાપપરિભવના અનુબંધથી તેમ જ તેવાં કૃત્યોથી વિરમે.

એવી રીતે સમ્યક્ત્વ પામે સતે આ ગ્રંથમાં પૂર્વે કહેલા ગુણો જો તેનામાં હોય અથવા ન હોય તો પણ એકાંતમોક્ષનો અર્થી થઇને સંવિજ્ઞમાર્ગમાં રમણ કરે.

ઉપર પ્રમાણેનું સાત પ્રકારનું મિથ્યાત્વ ભવ્યોએ અને અભવ્યોએ અતીતકાળમાં અનંત વખત પામેલું હોય છે.

આઠમું ભવ્ય મિથ્યાત્વ તે ભવ્ય જીવો જ પામે, અભવ્યો ન પામે; કારણ કે અભવ્ય જીવો સંકિલષ્ટ પરિણામવડે કરીને માર્ગાનુસારીપણું જ પામી શકતા નથી.

આ સંબંધમાં શ્રી સંબોધપ્રકરણમાં ઘણો વિસ્તાર છે તે ત્યાંથી સમજી લેવો

કુંવરજી



## પ્રશ્નોત્તરમાં સુધારો.

૧. જેઠ માસના અંકમા પ્રશ્ન પહેલાના ઉત્તરમાં પાંચમા છઠ્ઠા દેવલોકમાં શ્રવણથી અને સાતમા આઠમા દેવલોકમાં રૂપથી ભોગ લખેલ છે, પરંતુ પાંચમા છઠ્ઠામાં રૂપથી અને સાતમા આઠમા દેવલોકમાં શ્રવણથી ભોગ છે એમ સમજવું.

૨. ત્રીજા પ્રશ્નના ઉત્તરમાં ' પરિહારવિશુદ્ધિ ચારિત્રવાળા માટે પૂર્વના જ્ઞાનનો નિરધાર કહેલ નથી ' એમ લખ્યું છે, પરંતુ પચસંગ્રહ પ્રકરણમાં સાતમા જ્ઞાનદ્વારમાં જઘન્ય નવમા પૂર્વની ત્રીજી આચાર વસ્તુ સુધી અને ઉત્કૃષ્ટ અપૂર્ણ દશ પૂર્વ સુધી જ્ઞાન હોય એમ પરિહારવિશુદ્ધિ ચારિત્રવાળા માટે કહેલ છે.

---

આ માસિકમાં જે પ્રશ્નોત્તરો આવે છે તેમાં ઉત્તર આપનાર અલ્પમતિ ને છદ્મસ્થ હોવાથી સ્ખલનાનો સંભવ છે તેથી કોઇપણ વિદ્વાન મુનિરાજ કે શ્રાવકના ધ્યાનમાં તેવી સ્ખલના આવે તેમણે આ માસિકના તંત્રી પર લખવા કૃપા કરવી.

# જેવા દેખાવાનું ઇચ્છતા હો તેવા બનવાનો પ્રયત્ન કરો.

આ વાક્ય બહુ કિંમતી છે. દરેક મનુષ્ય જગતમાં સારા દેખાવા ઇચ્છે છે એ તો શંકાવિનાની વાત છે; પરંતુ જેવા દેખાવાને ઇચ્છતાં હોઇએ તેવા થવાનો પ્રયત્ન કરતાં નથી અને જ્યાંસુધી તેવા થવાનો પ્રયત્ન કરવામાં ન આવે ત્યાંસુધી તેવા દેખાતાં નથી. ઉપરનો ડોળ લાંબો વખત ટકતો નથી. પ્રાયે લોકો તેથી ભોળવાતાં નથી. કદી કોઈ ભોળવાઇ જાય તો તે જ્યારે ખરી હકીકત સમજે છે ત્યારે ફરી જાય છે, માટે સારા થવાનો યત્ન કરવાની ખરેખરી જરૂર છે.

હવે સારા કેમ થવું ? એ પ્રશ્ન ઉત્પન્ન થશે. સારા થવાને માટે પ્રથમ અનેક પ્રકારના નાના મોટા સદ્ગુણોની જરૂર પડશે. તેવા સદ્ગુણોનો સ્વીકાર કર્યા સિવાય સારા થઈ શકાય તેમ નથી. તે સદ્ગુણોનાં નામ આ પ્રમાણે છે કરુણા, સત્ય, પ્રમાણિકતા, પરનારીસહોદરતા, સંતોષ, નીડરતા, દ્રઢતા, ક્ષમા, નિરભિમાનતા, સરલતા, સાદાઇ, પરિમિતપણું, વાણીમાં મીઠાશ, વાણીમાં સ્નેહભાવ, લોકપ્રિયતા, દુરાગ્રહરહિતપણું, નમ્રતા અને સુશીલતા વિગેરે: આ બધાં નામો જાણીતાં છે, તેથી તેને સ્પષ્ટ કરવાની જરૂર નથી. તે ગુણો આદરવામાં–પ્રવૃત્તિમા મૂકવામાં મુશ્કેલી પડે તેમ નથી, પરંતુ પ્રથમ તે મેળવવા માટે મનમાં તમન્ના જાગવી જોઇએ. જો તમન્ના જાગે તો પછી મનુષ્ય તે સંબંધમાં તદનુકૂળ પ્રયત્ન જરૂર કરે.

જેણે મનુષ્યજિંદગીનું સાધ્ય નક્કી કર્યું હોય કે આ મનુષ્યજિંદગીનું સાધ્ય તેને કોઇ પણ પ્રકારે સફળ કરવી તે છે, તો પછી તે જરૂર સારા દેખાવાને બદલે સારા થવાનો પ્રયાસ કરે કે જેને પરિણામે પ્રયત્નપૂર્વક તે જરૂર સારો થાય. દેખાવ તો આ જીવે ઘણા જુદી જુદી જાતના કર્યા, પણ તેથી કાંઈ કાર્યસિદ્ધિ થઈ નહીં, તેથી હવે તો દેખાવ માત્ર ન કરતાં જે વેષ કાઢવામાં આવે તેને બરાબર ભજવવામાં આવે તો જ આગળ વધી શકાય. મનુષ્યમાત્ર જગતમાં સારા દેખાવાની ઇચ્છા તો કરે છે, પરંતુ કેટલીક વખત તો તેને લગતા માર્ગો તેને સૂજતાં નથી. તેને માટે ઉત્તમ જનોની સંગતિ કરી, તેની પાસેથી હિતશિક્ષા મેળવી, સદાચરણી બનો કે જેથી તમારે પછી સારા દેખાવાની ઇચ્છા જ કરવી નહીં પડે. સ્વયમેવ સારા દેખાશો. આ બાબત બહુ વિશાળ છે, પરંતુ ઉપર જણાવેલ સંક્ષિપ્ત દિગ્દર્શન જ તેને માટે મને ખાસ જરૂરનું લાગે છે, તેથી વધારે લખવાની અપેક્ષા રહેતી નથી.

કુંવરજી

# પ્રમાણમીમાંસા

[ અનુવાદ ]

( અનુસંધાન પૃષ્ઠ ૮૧ થી )

પ્રમાણનાં-લક્ષણમાં સમાવેશ ન પામતાં-અપ્રમાણભૂત ગણાતા-સંશય: અનધ્યવસાય: અને વિપર્યયનાં લક્ષણ—

अनुभयत्रोभयकोटिस्पर्शी प्रत्ययः संशयः ॥ ५ ॥

**સૂત્રાર્થ**:—અનુભયકોટિમાં ઉભયકોટિનો સ્પર્શ કરનાર જ્ઞાન થાય, તે **સંશય**.

અનુભય એટલે—બે સ્વભાવ વગરની વસ્તુમાં બેય સ્વભાવના છેડા સુધી પહોંચી જનારું જ્ઞાન-એટલે કે જે જ્ઞાન થતી વખતે આત્મા દરેક રીતે સંશેતે= સૂઇ જતો હોય, તે **સંશય** કહેવાય.

જેમકે—અંધારામાં દૂરથી ઊંચા આકારવાળી વસ્તુ જોવામાં આવે, તે વખતે "ઠૂંઠું છે કે પુરુષ છે ?" એમાંનાં કાંઇપણ-સાધક કે બાધક પ્રમાણને અભાવે-નક્કી ન કરી શકાય એવું જ્ઞાન થાય, તે-સંશય.

**અનુભયત્ર** શબ્દ—"ઉભયરૂપ વસ્તુ હોય અને તેમાં ઉભયકોટિનો ભાસ ઉત્પન્ન કરનારું જ્ઞાન થાય, તેને સંશય ગણવો નહીં" એમ જણાવવા માટે વાપરવામા આવ્યો છે.

દાખલા તરીકે—"ઘડો [ કથંચિત્ ] છે, અને [ કથંચિત્ ] નથી પણ", "આત્મા [ કથંચિત્ ] નિત્ય છે, અને [ કથંચિત્ ] અનિત્ય પણ છે."-૫

विशेषानुल्लेख्यनध्यवसायः ॥ ६ ॥

**સૂત્રાર્થ**:—વિશેષના વિચાર વિનાનું જ્ઞાન, તે **અનધ્યવસાય**.

દૂર હોવાને કારણે કે અંધારે હોવાને કારણે, અમુક તે વસ્તુનો આગળ પડતો ગુણ કે ધર્મ ખ્યાલમાં ન આવી શક્યો હોય, તો તે વસ્તુનો ખ્યાલ-અચોક્કસ સ્વરૂપનો હોવાથી, તે **અનધ્યવસાય** કહેવાય છે.

જેમકે—"આ શું ? આવું જ-પ્રથમ ક્ષણમાં ઉત્પન્ન થનારું-પ્રાથમિક જે નિર્વિકલ્પક જ્ઞાન.

તેને બૌદ્ધો એટલે બૌદ્ધો પ્રત્યક્ષ પ્રમાણ તરીકે માને છે, પણ ખરી રીતે તો તે **અનધ્યવસાય** જ્ઞાન જ છે. કેમકે—તેઓએ માનેલા નિર્વિકલ્પકરૂપ પ્રત્યક્ષપ્રમાણમાંયે વિશેષનો ભાસ થતો નથી. ૬

अतस्मिँस्तदेवेति विपर्ययः ॥ ७ ॥

**સૂત્રાર્થ:**—અમુક તે સિવાયની વસ્તુ હોય, છતાં તેમાં "અમુક તે વસ્તુ છે" એવો ભાસ થવો, તે **વિપર્યય** જ્ઞાન કહેવાય.

જ્ઞાનમાં જે સ્વરૂપનો ભાસ થાય, તે સ્વરૂપ વગરની વસ્તુમાં "આ તે વસ્તુ છે" એવો ઊલટો જે ભાસ થાય, તે ભાસ ખોટો-વિરુદ્ધ હોવાથી **વિપર્યય** કહેવાય છે.

દાખલા તરીકે—શરીરની ધાતુઓમાં થયેલા કોઈ પિત્તાદિ વિકારને કારણે જેમ સાકર કડવી લાગે છે.

આંખે પડળ આવવાથી એક ચંદ્ર હોવા છતાં બે ચંદ્રમા દેખાય છે.

ચાલતી હોય હોડી, છતાં ન ચાલનારા ઝાડો વિગેરે ચાલતાં હોય, તેમ દેખાય છે.

એકદમ ચક્કર ચક્કર ફેરવવાથી સળગતું ઉંબાડીઉં એક મોટું ચક્કરડું હોય, તેવું લાગે છે. ૭

**પ્રમાણનું લક્ષણ પૂરું થયું.**

**પ્ર૦**—ઠીક છે, પ્રમાણનું લક્ષણ તો આપે કહ્યું તે સ્વીકારી લઇએ છીએ, પરંતુ પ્રમાણના પ્રમાણપણાનો નિશ્ચય સ્વતઃ એટલે પ્રમાણથી જ થાય કે પરતઃ એટલે પ્રમાણ સિવાયની બીજી સામગ્રીની મદદથી થાય ?

સાંભળો, પ્રથમ તો-પ્રમાણના પ્રામાણ્યનો નિર્ણય પ્રમાણથી તો થઇ શકશે જ નહિ.

કેમકે—પ્રમાણ સ્વસંવેદક પણ હોવાથી પોતાના જ્ઞાનસ્વરૂપનું જ્ઞાન કરી શકશે, પરંતુ—તે જ્ઞાન સમ્યક્-એટલે પ્રમાણભૂત છે કે અપ્રમાણભૂત છે? તે નક્કી કરવાની શક્તિ તેનામાં નથી.

અને માત્ર જ્ઞાન તરીકે પ્રમાણ પ્રમાણને જાણી લે, તેટલા ઉપરથી પ્રામાણ્યનો નિર્ણય થઇ શકે નહીં.

કેમકે—જ્ઞાન તો પ્રમાણ અને અપ્રમાણ બન્નેયમાં સાધારણ ધર્મ છે, તેથી તો "સ્વતઃ પ્રામાણ્યનો નિર્ણય થાય છે" એમ માની લેવાય, તો દરેક જ્ઞાનો પ્રમાણ જ નિર્ણીત થઇ જશે. કોઈમાં વિસંવાદનો સંભવ જ રહેશે નહીં.

હવે—પરતઃ એટલે બીજી સામગ્રીની મદદથી પણ પ્રામાણ્યનો નિર્ણય થઇ શકતો નથી,

કેમકે—પર એટલે બીજું જ્ઞાન જ પ્રામાણ્યનો નિર્ણય કરનારું લેવું પડશે પરંતુ તે બીજું જ્ઞાન પણ—

૧. પ્રમાણ પોતે અને તેનો સ્વવિષય પ્રમાણઃ એમ બન્ને ય જેમાં વિષય તરીકે ભાસમાન થઇ શકે, તેવું લેવું પડશે. અથવા—

૨. પ્રમાણના વિષયભૂત અર્થની ક્રિયા જેમાં ભાસમાન થાય, તેવું લેવું પડશે. અથવા—

૩. પ્રમાણના વિષયભૂત-સ્વ: અને અર્થ: એમ બન્નેયની સાથે અત્યન્ત સહકારી સંબંધ ધરાવતા કોઇ જુદા જ અર્થનું જ્ઞાન થાય છે એમ માનવું પડશે, અથવા "એ ત્રણેયમાંનું એકાદ પરજ્ઞાન પ્રમાણમાં રહેલા પ્રામાણ્યનો નિર્ણય કરે છે" એમ કહેવું પડશે.

પરંતુ—તે ત્રણેય જ્ઞાનો પણ પોતાની મેળે પોતાના પ્રામાણ્યનો નિર્ણય કરી શકતાં નથી.

કેમકે—તમે પરથી પ્રામાણ્ય નિર્ણય સ્વીકાર્યો છે અને જ્યાંસુધી એ ત્રણનો નિર્ણય કરનાર પર=બીજું જ્ઞાન ઉત્પન્ન ન થાય, ત્યાંસુધી તે ત્રણમાંનું કોઇપણ અનિર્ણીત જ રહેશે, અને અવ્યવસ્થિત જ રહેશે, તો પછી પ્રથમના પ્રવર્તક પ્રમાણ જ્ઞાનની તો તે શી વ્યવસ્થા જ કરી શકશે ?

તમે કહેશો કે—"એ ત્રણેય તો પોતાની મેળે જ પોતાના પ્રામાણ્યનો નિર્ણય કરી લેશે,

તો પછી આ પ્રવર્તક પ્રમાણજ્ઞાનને જ પોતાની મેળે જ પોતાના પ્રામાણ્યનો નિર્ણય કરી લેવા દોને. એનો શો અપરાધ છે ? કે-પ્રવર્તક પ્રમાણજ્ઞાનના પ્રામાણ્યનો નિર્ણય સ્વતઃ ન થવા દેવો,

પરંતુ પ્રમાણના પ્રામાણ્યનો નિર્ણય સ્વત: નથી થતો, એ વાત તો ઉપર અમે કરી જ ગયા છીએ.

અને—પરતઃ માનવામાં અનવસ્થા આવે છે, માટે પ્રમાણના પ્રામાણ્યનો નિર્ણય સ્વતઃ થાય છે કે પરતઃ થાય છે ? એ આશંકા ઊભી રહે છે. તેથી હવે ખુલાસો કરે છે કે—

**प्रामाण्यनिश्चयः स्वतः परतो वा ॥ ૯ ॥**

**સૂત્રાર્થ:**—પ્રમાણમાંના પ્રામાણ્યનો નિશ્ચય સ્વથી પણ થાય છે, અથવા પરથીયે થાય છે.

પ્રમાણમાંના પ્રામાણ્યનો નિર્ણય કોઇ વખતે સ્વતઃ પણ થાય છે.

રોજ જોવામાં આવવાને ટેવાયેલી પોતાની હથેલી વિગેરેના જ્ઞાનમાં-બીજા કોઇ પણ જ્ઞાનની મદદની જરૂર પડતી નથી. માટે—( ૧ ) તેવે પ્રસંગે, અથવા—નાહવું: પાણી પીવું: પાણીમાં ઉતરવું: અને તરસ લાગવી: ( ૨ ) વગેરે પ્રસંગે પાણીરૂપ પદાર્થનું ઉપાદાન કરવાનું મન કરાવનારા-અભ્યાસદશાના પ્રત્યક્ષ જ્ઞાનમાં, સ્વતઃ પ્રામાણ્યનો નિર્ણય થાય છે.

કેમકે—એવે પ્રસંગે પાણીની જરૂરિયાતવાળા માણસો પરીક્ષા કરવા રોકાવાનો વિચાર સરખો યે કરતા નથી.

પહેલું તો " પાણી છે ". એવું જ્ઞાન થાય છે. ત્યારબાદ બળ્યાઝળ્યાની કે તરસ્યા માણસની તે તરફ પ્રવૃત્તિ થાય છે.

ત્યારબાદ નહાય છે, કે પાણી પીએ છે. ત્યારબાદ ઠંડો થાય છે, કે તરસ્યો મટે છે.

બસ, એટલાથી જ પ્રમાતા સંતોષાઈ જાય છે. પરંતુ—બળતરા શાંત થઈ કે નહીં ? તરશ મટી કે નહીં ? તેની પરીક્ષા કરવા બેસતો જ નથી. માટે—તેવા જ્ઞાનના પ્રામાણ્યનો નિર્ણય સ્વતઃ થાય છે.

દરેકે દરેક પ્રકારના અનુમાનમાં તો કોઈપણ જાતના વ્યભિચારની શંકા જ થતી ન હોવાથી, દરેક રીતે પ્રામાણ્યનો નિર્ણય સ્વતઃ જ થાય છે.

કેમકે—અનુમાનની ઉત્પત્તિ જ વ્યભિચાર વિનાના સાધન હેતુ-લિંગથી હોય છે. લિંગ વિના લિંગથી ઉત્પન્ન થનારું જ્ઞાન થતું જ નથી. અને લિંગ હોય તો લિંગી ( સાધ્ય ) હોય જ છે; માટે કોઈપણ પ્રકારનો વ્યભિચાર તેમાં સંભવતો નથી. એટલે તેથી ઉત્પન્ન થયેલા અનુમાનમાં પણ વ્યભિચારની શંકા ન થતી હોવાથી અનુમાનના પ્રામાણ્યનો નિર્ણય સ્વતઃ જ થઈ જાય છે.

હવે કોઈક ઠેકાણે પ્રામાણ્યનો નિર્ણય પરતઃ પણ થાય છેઃ—

કેમકે—અનભ્યાસદશાના પ્રત્યક્ષમાં પરતઃ પ્રામાણ્યનો નિર્ણય થાય છે.

અનભ્યાસનું પ્રત્યક્ષ પ્રમાણ—એટલે નવું-પહેલવહેલું થયેલું પ્રત્યક્ષ પ્રમાણ. તે અર્થની સાથે વ્યભિચાર વિનાનું જ હોય, એમ નક્કી કહી શકાય નહીં.

કેમકે—કોઈ વખતે વ્યભિચારી પણ હોય, માટે તેના પ્રામાણ્યનો નિર્ણય કરવા માટે—

૧. પ્રામાણ્યનો એક અંશ જેનો વિષયભૂત હોય, તેવા સંવાદક બીજા જ્ઞાનની જરૂર પડે છે, અથવા..

૨. અર્થની ક્રિયાનું જ્ઞાન કરવું પડે છે, અથવા

૩. અવિનાભાવિ—અત્યન્ત સહકારી પદાર્થનું જ્ઞાન કરવું પડે છે,

અર્થાત્ એ ત્રણમાંના કોઈપણ એક જ્ઞાનની મદદથી અનભ્યાસદશાના પ્રત્યક્ષ પ્રમાણના પ્રામાણ્યનો નિર્ણય થાય છે. અને-તે સંવાદક જ્ઞાનાન્તરઃ અર્થક્રિયા-નિર્ભાસઃ અને અવિનાભાવિ અર્થદર્શનઃના પ્રામાણ્યનો તો નિર્ણય સ્વતઃ થાય છે.

માટે—અનવસ્થા વગેરે અવ્યવસ્થાનો પ્રસંગ રહેશે નહીં.

**હવે શબ્દપ્રામાણ્યમાં તો—**

૧. જાતે જોઈને નિર્ણય કરી શકાય, તેવા પદાર્થોની બાબતમાં થયેલા શબ્દજ્ઞાનના અવ્યભિચારનો અર્થ સાથે સંવાદક સામગ્રી વિના ખાત્રીબંધ

નિર્ણય કરી શકાતો નથી, માટે—સંવાદક સામગ્રીની મદદ લેવી પડે છે, એટલે પ્રામાણ્યનો નિર્ણય પરતઃ થાય છે.

૨. જાતે જોઇને ખાત્રી ન કરી શકાય, તેવા પદાર્થો—જેવા કે-જોવામાં આવતા પદાર્થો ઉપર થતી ગ્રહોની અસરનું પ્રતિપાદન કરનારાં જ્યોતિષશાસ્ત્રોઃ અને કોઈ વસ્તુ ખોવાઈ ગયેલ હોય, તેઃ અને મુઠીમાં કાંઇ સંતાડેલ હોય, તેઃ કહી આપનારાં શાસ્ત્રવાક્યોઃ સાચાં પડતાં હોવાની ખાત્રી થતાં પ્રામાણ્યનો નિર્ણય કરી લીધા પછી તો, સાચા પડવાની ખાત્રી કર્યા વિના પણ પ્રામાણિક પુરુષોએ કહેલાં હોવા માત્રથી જ ગર્ભિત સંવાદકોની મદદથી—પરતઃ પ્રામાણ્યનો નિર્ણય થાય છે.

આ રીતે સ્વતઃ અને પરતઃ ક્યાં ? કેવી રીતે ? હોય છે, એ ઉપર જણાવ્યા પ્રમાણે બધું અંધએસતું જ છે.

## હવે બીજાઓના રચેલાં પ્રમાણનાં લક્ષણો સાથે આ લક્ષણની તુલના કરી બતાવીએ છીએઃ—

બીજા પ્રમાણશાસ્ત્રકારોએ રચેલાં પ્રમાણનાં લક્ષણો સાથે પોતાનાં લક્ષણની તુલના કરીને પ્રમાણના લક્ષણનો ઉપસંહાર કરીશું—"अर्थोपलब्धिहेतुः प्रमाणम् । [ અર્થના જ્ઞાનમાં હેતુ—મદદગાર—હોય તે પ્રમાણ કહેવાય ] આ પ્રમાણે **નૈયાયિકો** કહે છે. તે લક્ષણમાં—અર્થના જ્ઞાનમાં "હેતુ—મદદગાર"—એમ કહીને મદદગાર એટલે જે જે નિમિત્તભૂત હોય, તે સર્વ લેવાના હોય, તો એવું હેતુપણું તો દરેકેદરેક કારકોમાં રહેલું જ છે, તો પછી કર્તાઃ અને કર્મઃ વિગેરે પણ પ્રમાણ ગણાઈ જશે.

કદાચ તમે કહેશો કે—"અમે તો કર્તા અને કર્મથી કોઇ જુદી જ જાતના કરણની હેતુ તરીકે વિવક્ષા કરીએ છીએ." તો તો પછી એવા વિલક્ષણ કરણ તરીકે—જ્ઞાનને જ માની લેવું વધારે યુક્તિયુક્ત છે. પરંતુ—

"ઇન્દ્રિય અને અર્થના સંનિકર્ષને" એવું કરણ માનવું યુક્તિયુક્ત નથી.

કેમકે—જેની હાજરીમાં અર્થનું જ્ઞાન થાય, તે જ તેનું કરણ ગણાય. અને ઇન્દ્રિય અને અર્થનો સંનિકર્ષ વગેરે સામગ્રી હોવા છતાં પણ જ્ઞાન ન હોય, તો અર્થનો બોધ થતો નથી.

કરણનો અર્થ જ એવો છે કે કાર્યની ઉત્પત્તિમાં મદદગાર હોય, અને તદ્દન નજીકનો હોય,-એટલે કે પોતાની મારફત તરત જ કાર્ય ઉત્પન્ન કરે, તે કરણ કહેવાય.

ગમે ત્યારે કાર્ય ઉત્પન્ન કરે, તેને પણ જો કરણ માનીએ, તો દહીં ખાવાને પણ કરણ માનવું પડે; માટે જ્ઞાન સિવાય બીજું કાંઇ પણ પ્રમાણ બની શકતું જ નથી.

એટલે—જ્ઞાન સિવાય જ્યાં જ્યાં પ્રમાણનો વ્યવહાર કરવામાં આવ્યો હોય, ત્યાં ત્યાં માત્ર ઉપચારથી [ આરોપથી ] થયેલો માનવો. *

" **सम्यगनुभवसाधनं प्रमाणम्** [ અનુભવનું સાચું સાધનઃ તે પ્રમાણ કહેવાય—**ન્યાયસાર પૃ. ૧** ]

આ લક્ષણમાં પણ **સાધન** શબ્દ વાપર્યો છે, માટે કર્તા અને કર્મ છોડીને કરણ જ પ્રમાણ તરીકે સિદ્ધ થાય છે, તો પણ સીધી રીતે ફળ આપનાર હોય તે કરણ કહેવાય છે માટે-જ્ઞાન જ પ્રમાણપણે સ્વીકારી લેવું જોઇએ.

" **प्रमाणमविसंवादि ज्ञानम्** " [ અવિસંવાદિ જ્ઞાનઃ તે પ્રમાણ કહેવાય છે. **પ્રમાણવાર્તિક ૨-૧** ] આ પ્રમાણે બૌદ્ધો માને છે. પરંતુ—

એ લક્ષણમાં પણ—જો નિર્વિકલ્પક જ્ઞાનને પ્રમાણભૂત માનશો તો તે જ્ઞાન વ્યવહાર ચલાવવામાં બીલકુલ ઉપયોગી થતું જ નથી.

અને જો આપનું આ લક્ષણ " સાવ્યવહારિક પ્રમાણનું છે. " એમ કહેશો તો પછી નિર્વિકલ્પક જ્ઞાનને કઇ રીતે પ્રમાણ ઠરાવશો ? અને નિર્વિકલ્પક જ્ઞાન પછી થનારા-વ્યવહાર ચલાવવામા ઉપયોગી-સવિકલ્પક જ્ઞાનના બળથી તે નિર્વિકલ્પક જ્ઞાનનું પ્રામાણ્ય નક્કી કરશો તો માગેલાં ઘરેણાંથી શોભા કરી ગણાશે, તે કેટલો વખત ટકશે ? માટે સારો રસ્તો તો એ છે કે—

સર્વ વ્યવહાર ચલાવવામાં મદદગાર સવિકલ્પક જ્ઞાનને જ પ્રમાણ તરીકે સ્વીકારવું વધારે યોગ્ય છે.

વળી—" સવિકલ્પકને પ્રમાણ ન જ માનવું, " એવો આગ્રહ લઇ બેસશો તો તેને લીધે ચાલતો વ્યવહાર અવિસંવાદિ એટલે ખરો પડે છે, તેનું કેમ ?

" દૃશ્ય અને વિકલ્પ્ય અર્થનું એકીકરણ થઇને તૈમિરિક જ્ઞાનની પેઠે સંવાદ મળી આવે છે. " એમ કહેશો તો-સંવાદિપણું ખરી રીતે ઉપચરિત જ થશે, ખરૂં નહીં ગણાય. માટે—અનુપચરિત અવિસંવાદિત્વ પ્રમાણના લક્ષણમાં જો તમને ઇષ્ટ હોય તો નિર્ણયને-સવિકલ્પકને જ પ્રમાણ તરીકે સ્વીકારી લેવો જોઇશે. કેમકે—અનુપચરિત અવિસંવાદિપણું તો તેમાં જ છે.-૮.

( ચાલુ )　　　　અનુવાદક—**મેસાણા શ્રેયસ્કર મંડળનો વિદ્યાર્થી**



# અક્ષરમાળા

વ્યંજનયુક્ત અ

અમૃત સમાન શું ? મીઠી વાણી.
કલહથી સ્નેહમાં ક્ષતિ પહોંચે છે.
ખટપટી સ્વભાવવાળાનો વિશ્વાસ પડતો નથી.
ગમ્મતમાં પણ મર્મવચન ઉચ્ચારવું ચુકા નથી.
ઘર એ ઘર નથી, પણ ગૃહિણી એ ઘર છે; તેથી જ સ્ત્રી મરતાં ઘર ભાંગ્યું કહેવાય છે.
ચતુરાઈની પરીક્ષા બોલવા–ચાલવા અને પહેરવા–ઓઢવાથી થાય છે.
છકેલ વ્યક્તિને ઉપદેશ લાગતો નથી.
જનસ્વભાવ અનેકરંગી છે.
ઝગડાના મૂલરૂપ ' જર, જમીન અને જોરુ ' એ ત્રણ ગણાય છે.
ટકોર તેજીને અસર કરે છે.
ઠકુરાઈનો રંગ મેઘધનુષ્ય જેવો અલ્પસ્થાયી હોય છે.
ડરના વિચારો નિર્બળતા જન્માવે છે.
ઢગલાબંધ અન્નના અસ્તિત્વમાં પણ અંતરાયવાળો તેના ઉપયોગથી વંચિત રહે છે.
તમાસાને તેડાની જરૂર હોતી નથી.
થતાં કાર્યને પણ થયું કહેવાય છે.
'દયા ડાકણને ખાય' એ કહેવત કયારેક ચરિતાર્થ થતી જોવાય છે.
ધર્મની ગતિ ત્વરિત ગણાય છે.
નમન નમનમાં ઘણો તફાવત હોય છે.
પતિ–પત્નીના સ્નેહમાં શંકા ભળતાં સુખી સંસાર સળગી ઊઠે છે.
ફળ વિનાના વૃક્ષને પ્રાયઃ કોઈ સેવતું નથી.
બગડેલું અન્ન અને બગડેલું મન જ્યાં જાય ત્યાં સડો પેદા કરે છે.
ભણેલા ભૂલે ત્યારે ભીંત ભૂલે છે.
મતિ તેવી ગતિ ગણાય છે તેમ જ ગતિ તેવી મતિ ગણાય છે.
યત્ન મનુષ્યનો જોઈએ અને કૃપા ભાગ્યની જોઈએ.
રત્નનો પરીક્ષક ન હોય તો કવચિત્ તેને ગર્દભની કોટે પણ બંધાવું પડે છે.
લગ્નનાં ગીત લગ્ન વખતે જ શોભે છે.
વગરમાગી સલાહ દેવા જતાં અપમાન ખમવાનો સમય આવે છે.
શક્તિ તેવી ભક્તિ કરતાં થાકવાનું બનતું નથી.
સત્યને કયારે પણ ભય હોતો નથી.
ષડ્રિપુને જીતવામાં પ્રબળ પુરુષાર્થની જરૂર પડે છે.
હુક્કની મારામારીથી જગત લડાઈમાં સડોવાય છે.
ક્ષમા એ અશક્તોનું બળ છે અને શક્તિશાળીનું ભૂષણ છે.

### વ્યંજનયુક્ત આ

આડે લાકડે આડો વહેર હોય છે.
કામના વખતે કામ અને શાંતિના વખતે શાંતિ એ બન્ને જરૂરનાં છે.
ખાલી હાથે દેવ, ગુરુ, રાજા અને દૈવજ્ઞ પાસે ન જવું.
ગામ હોય ત્યાં ઢેઢવાડો પણ હોય, એટલે ઊંચ હોય ત્યાં નીચ પણ હોય.
ઘા કર્યા પછી પસ્તાવું તે વ્યર્થ ગણાય.
ચાલતી પ્રથાને ફેરવવામાં બહુ બળની જરૂર પડે છે.
છાત્ર-ગુરુનો સંબંધ પૂર્વકાળે પુત્ર-પિતા જેવો હતો.
જાગ્રત રહેનારને ભય હોતો નથી.
ઝાઝી સુયાણીએ વેતર વંઠે-એ કહેવત કયારેક ચરિતાર્થ થતી જોવાય છે.
ટાઢાં વેણ કયારેક તાતાં વેણથી પણ વધી જાય છે.
ઠારીને ખાનાર દાઝતો નથી, ઊનું ઊનું ખાનાર જ દાઝે છે.
ડાઘ વસ્ત્રાદિ ઉપર પડેલો ધોવાય છે, પણ મનનો ડાઘ ધોવાવો મુશ્કેલ છે.
ઢાલ એ રક્ષણાત્મક વસ્તુ છે. જીવનમા પણ પ્રહારાત્મક કરતાં આવાં રક્ષણાત્મક સાધનોને સંઘરવાની વિશેષ જરૂર છે.
તાજી યુવાનીમાં જે પ્રશાંત હોય તે ખરેખર ધીર ગણાય.
થાળીમાં આવેલ ભોજન પણ કયારેક દુર્ભાગ્યયોગે ચાલ્યું જાય છે-ખવાતું નથી.
દાતાનો હાથ સદા ઉપર રહે છે તે દાતાની ઉત્તમતા સૂચવે છે.
ધાન્યને વખાણીને કે વખોડીને ન ખાવું.
નાક અને નોકની કિંમત સૌથી વધુ ગણાય છે.
પાત્ર વિના વિદ્યા અપાય તો મર્કટને મદિરા પાવા જેવું બને છે.
ફ્રાન્સ સર્વત્ર વખણાય છે.
બાળક સાથે સર્પ જેવું ક્રૂર અને વિષધર પ્રાણી પણ રમત કરે છે.
ભાળે ભાળે ભિન્ન ભિન્ન મતિ હોય છે.
માન અને મનને જીતનાર સર્વના વંદનને પાત્ર છે.
યાત્રાનો પ્રધાન હેતુ સાંસારિક કાર્યોથી નિવર્તવાનો અને આત્મશાંતિ મેળવવાનો હોય છે.
રાત્રિનો સમય ચોર, ઘુવડ અને વ્યભિચારી વગેરેને આનંદદાયક લાગે છે.
લાખ મળ્યે ક્રોડની આશા ઉપજે છે-એ લોભનો પ્રભાવ છે.
વાદમાંથી ઘણી વાર વિવાદ ઉપજે છે; માટે વાદ ન કરવો.
શાળાના શિક્ષણ કરતાં અનુભવનું શિક્ષણ અનેકગણું વધે છે.
સામ-દામ-દંડ અને ભેદની નીતિ રાજકર્તાઓનો આવશ્યક ગુણ મનાય છે.
હાથી શ્વાનના ભસવા સામે જોતો નથી.
ક્ષાત્રધર્મ આજે અસ્ત પામ્યો હોય એમ દેખાય છે
જ્ઞાન એ પરમ દીપક છે કે જેના વડે પ્રત્યક્ષ-અપ્રત્યક્ષ સર્વ વસ્તુ દેખાય છે.

## વ્યંજનયુક્ત ઇ-ઈ

ઈશ્વરને કર્તા બનાવવા જતાં અનેક મુશ્કેલીઓ ઉપજે છે.
કીર્તિ માટે લાખોનાં દાન દેનાર નીકળે છે.
ખીલી માટે ઘર તોડનાર મૂર્ખ ગણાય છે. તેમ નાના લાભાર્થે મોટાનો ભોગ આપનાર પણ તે કોટિમાં ગણાય છે.
ગીધની દૃષ્ટિ મૃતક ઉપર જાય છે.
ઘી એ મહારસ ગણાય છે, તેના વિનાનું ભોજન નીરસ કહેવાય છે.
ચિત્ર માટે પ્રથમ ભૂમિશુદ્ધિ આવશ્યક મનાય છે.
છીછરા મનના માણસ પાસે કોઇ મોટી વાત ન કહેવી જોઇએ.
જીવ સુધીની જ જગતમાં સગાઇ છે. જીવ ગયા પછી ઘર બહાર કાઢવાની ઉતાવળ કરાતી સર્વત્ર જોવાય છે.
ઝીણી ઝીણી બાબતો ઉપર લક્ષ આપતાં મહાન્ થવાય છે.
ટીકાથી ગભરાયે કોઇ કામ બનતું નથી.
ઠીકરામાં ખાનાર ભિક્ષુકને પણ કામદેવ છોડતો નથી.
ડીમ ડીમ વગડાવવા કીર્તિભૂખ્યાં જનો સર્વ કાંઇ કરે છે.
ઢીલા-પોચા મનુષ્યોથી કોઇ મહાકાર્ય પાર ઉતરતું નથી.
તીમિર અને જ્યોતિ એક સ્થાને રહી શકતા નથી.
થીણદ્ધિ નામની નિદ્રા અતિશય દુઃખદાયી કહેવાય છે.
દીપક પોતે બળીને બીજાને પ્રકાશ અર્પે છે.
ધિક્કારવા યોગ્ય કોઇ વ્યક્તિ નહી પણ તેના દુર્ગુણો હોવા જોઇએ
નીતિવાન મનુષ્ય સર્વત્ર પ્રતિષ્ઠાપાત્ર બને છે.
પીઠ પાછળ ઘા કરવામાં મર્દાનગી નથી, પણ કાપુરુષતા છે.
ફીટકારની અસર મૂર્ખ મનુષ્યોને થતી નથી.
બીજ બહારથી દેખાયા વિના જ કાર્ય કરે છે.
ભીખના હાંલ્લા શીકે ચડતા નથી.
મિત્ર એ અંતર ખોલવાનું અમૂલ્ય સ્થાન છે.
રીતરિવાજો ઘણા કાળે રૂઢીમાં પરિણમે છે.
લીધેલી વસ્તુ વિનામાગ્યે પાછી આપવામાં વ્યવહારદક્ષતા છે.
વિકારના સાધનો વિદ્યમાન છતાં જે નિર્વિકાર રહે તે ભગવાન તુલ્ય છે
શીતકાળમાં ગરમીની અને ઉષ્ણ કાળમાં ઠંડીની કિંમત સમજાય છે.
સીદાતા સાધર્મીબંધુની સેવા સદા કર્તવ્ય છે.
સ્રીચરિત્ર ને રોતાં બાળ, તેનો પામે કોઇ ન પાર.
શ્રી અને સરસ્વતીનો વાસો એક સ્થાને પ્રાયઃ હોતો નથી.
હિમ્મતથી અણધારેલ કાર્ય પણ સિદ્ધ થઇ શકે છે.
ક્ષીર-નીરની મિત્રતાને કવિઓએ દૃષ્ટાંત યોગ્ય ગણી છે.

રાજપાળ મગનલાલ વહોરા

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર-પરી મણિલાલ ખુશાલચંદ-પાલણપુર. )

**પ્રશ્ન ૧**—રાત્રે ચૌવિહારમાં ચારે આહારનો ત્યાગ કર્યા છતાં અણાહારી ચીજ વપરાય છે અને તે દ્રવ્યમાં ગણાય છે તો ભત્તેસુમાં ગણાય કે નહીં ?

**ઉત્તર**—ન ગણાય, કારણુ કે અણાહારી વસ્તુ પાણી સાથે વપરાતી નથી. ભત્તેસુમાં ભાતપાણી બંનેનો સમાવેશ છે કે જે સાથે વપરાય છે.

**પ્રશ્ન ૨**—સચિત્તમાં તૈયાર રાખેલી વસ્તુ ગણાય કે વાપરેલી જ ગણાય ?

**ઉત્તર**—વાપરેલી જ ગણાય. ઉપરાંત બીજી સંખ્યા લાભમાં ગણાય.

**પ્રશ્ન ૩**—પાણી, દૂધ વગેરે વસ્તુ વધારે લીધી હોય, પણુ તેમાંથી જેટલી વાપરીએ તેટલી જ ગણાય કે બધી ગણાય ?

**ઉત્તર**—વાપરીએ તેટલી જ ગણાય.

**પ્રશ્ન ૪**—પ્રવર્તકપદ મોટું કે પંન્યાસપદ મોટું ? અને પંન્યાસપદ મોટું કે ગણિપદ મોટું ?

**ઉત્તર**—પંન્યાસપદ તો ભગવતી સુધીના યોગ વહન કરનારને જ અપાય છે, પ્રવર્તકપદ તે વિના પણુ અપાય છે, તેથી પંન્યાસપદને વિશેષ ગણુવું ઠીક લાગે છે. ગણિપદ આપ્યા પછી અમુક વિધાન કરીને પંન્યાસપદ બીજે દિવસ અપાય છે, તેથી પંન્યાસપદ વિશેષ જાણુવું.

**પ્રશ્ન ૫**—મુહપત્તિને એક તરફ કિનાર જોઇએ જ તેનું શું કારણુ ?

**ઉત્તર**—પડિલેહતાં-ખેંચાતાં ફાટી ન જાય તે કારણુ છે. ઉપરાંત કિનાર વિનાનો લુગડાનો કકડો જ ગણાય, તેથી કિનાર હોવી જોઇએ.

**પ્રશ્ન ૬**—ખેસનું ઉત્તરાસન કેવી રીતે નાખવું ? તે આંટી નાખી કહેવાય ?

**ઉત્તર**—ખેસનું ઉત્તરાસણુ ખેસને જમણા હાથ નીચેથી કાઢીને ડાબા ખભા ઉપર બંને છેડા નાખવા તે કહેવાય છે. તેને આંટી નાખી કહેવાતી નથી.

**પ્રશ્ન ૭**—ચાંડલો રાત્રે ન રાખવાનું શું કારણુ ?

**ઉત્તર**—એ વ્યવહારનો વિષય છે. વ્યવહારમાં રાત્રે કપાળમાં ચાંડલો રાખવાનો નિષેધ કરેલો છે, એમાં ધાર્મિક બાધ જણાતો નથી.

**પ્રશ્ન ૮**—આખો દિવસ અને આખી રાત્રિને અહોરાત્રિ કહેવાય કે રાત્રિ અથવા દિવસ ઓછો હોય તો પણુ કહેવાય ?

ઉત્તર—અહોરાત્રિ આખો દિવસ ને આખી રાત્રિ રૂપ આઠ પહોરના પ્રમાણુવાળી જ ગણાય, ઓછા વિભાગને ન કહેવાય ?

પ્રશ્ન ૯—ચંદનપૂજા થયા પછી તેના પર વાસક્ષેપ પૂજા થઈ શકે ?

ઉત્તર—ચંદનપૂજા કરનાર ન કરે, પણ બીજા ચંદનપૂજાનાં સાધન વિનાના શ્રાવક શ્રાવિકા કરે તો વિરોધ જણાતો નથી.

પ્રશ્ન ૧૦—કટાસણું, ચરવળો ને કંદોરો તેના બોલ પડિલેહણમાં ઓછાવત્તા કેમ કહ્યા છે ? રૂમાલના કેટલા બોલ ગણવા ?

ઉત્તર—કટાસણું વધારે વપરાય છે માટે તેના બોલ વધારે કહેલા જણાય છે. રૂમાલ એટલે ખેળીયું. તેની પડિલેહણાના પણ ૨૫ બોલ કહ્યા છે.

પ્રશ્ન ૧૧—કંદોરા સંબંધી ઇરિયાવહી સાધુઓની જેમ શ્રાવકો જુદા જુદા કરી શકે ?

ઉત્તર—ખુશીથી કરી શકે. ભેળા કરવાનું કારણ તો કોઈ અજાણ માણસ ન રહી જાય તે છે.

પ્રશ્ન ૧૨—પડિલેહણની ક્રિયામાં પંન્યાસ ન હોય તો એક ખમાસમણ જ દેવાનું કેમ કહ્યું છે ?

ઉત્તર—એમાં આજ્ઞા પ્રમાણ ગણવાની છે અને પંન્યાસનું બહુમાન બતાવ્યું છે.

પ્રશ્ન ૧૩—પ્રતિક્રમણના પ્રારંભમાં પચ્ચખ્ખાણ કરતાં ઉપવાસવાળા વાંદણાં નથી દેતા તેનું શું કારણ ?

ઉત્તર—એમાં પણ આજ્ઞા પ્રમાણ છે અને ઉપવાસનું બહુમાન છે.

પ્રશ્ન ૧૪—પૌષધવાળાએ મધ્યાહ્નના દેવવંદન દેરાસરે ને ઉપાશ્રયે એમ બે વાર કરવા કે એક વાર કરવા ?

ઉત્તર—એક વાર જ કરવા. દેરાસરે સામાન્ય રીતે ચૈત્યવંદન કરે ને ઉપાશ્રયે આવીને દેવ વાંદે દેરાસરમાં ચૈત્યવંદન ઉપરાંત દેવ વાંદ્યા હોય તો ઉપાશ્રયે ન વાંદે.

પ્રશ્ન ૧૫—સાધુઓ મોરપીંછનું ડંડાસણ રાખે છે, પરંતુ તેનો અગ્રભાગ ઘસાઇ ગયા પછી તેનાથી બરાબર જયણા પાળી શકાતી નથી, તો તેને બદલે ઊનની દશીનાં ડંડાસણ કેમ વાપરતા નથી ?

ઉત્તર—ઊનની દશીનાં ડંડાસણ બે ચાર વાર વાપરવાથી કાળાં પડી જાય છે અને થોડા વખતમાં ઘસાઇ જાય છે, તેથી તે વાપરવા કામ આવે તેમ નથી; માટે મોરપીંછનાં ડંડાસણ જયણા પળે તેવાં હોય ત્યાંસુધી વાપરવા ઠીક છે. વળી મોરપીંછનાં ડંડાસણ ઘસીને વાળતાં ન હોવાથી જયણા પણ પળે છે.

**પ્રશ્ન ૧૬**—પ્રતિક્રમણમાં પાપની આલોચના કરવાની જ છે કે બીજું દેવ-વંદન ગુરુવંદનાદિ કરવાનું છે?

**ઉત્તર**—પ્રતિક્રમણ છ આવશ્યકરૂપ છે. તેમાં પાપની આલોચના ઉપરાંત બીજાં પાંચ આવશ્યક કરવાનાં છે. એને માટે અમારી છપાવેલી 'પ્રતિક્રમણહેતુ'ની બુક વાંચો.

( ૨ )

( પ્રશ્નકારઃ—શા. હીરાલાલ તેજાજી. વાંઝણા )

**પ્રશ્ન ૧**—શ્રી આદીશ્વરની વિનંતિરૂપ એક સ્તવનની ગાથા ૭ મી આ પ્રમાણે છે—'પુન્ય વિના મુજ પ્રાણીઓજી, જાણે મેળું રે આથ; ઊંચા તરુવર મ્હોરીયાજી, તોહી પસારે હાથ રે જિનજી! મુજ પાપીને તાર.' એનો અર્થ શું?

**ઉત્તર**—પુન્ય વિના આ પ્રાણી આથ એટલે લક્ષ્મી મેળવવાની ચાહના કરે છે, પરંતુ જેમ ઊંચાં વૃક્ષો ફળવડે મોર્યાં હોય—ભરપૂર થયાં હોય, પણ નીચે રહેલા મનુષ્ય તેનાં ફળ મેળવવા માટે લાંબો હાથ કરવાથી ફળો મેળવી શકે નહીં, તેમ પુન્યવિહીનને લક્ષ્મી મળી શકતી નથી. ( લક્ષ્મી મેળવવી હોય તો પુણ્ય કરો. )

**પ્રશ્ન ૨**—તે જ સ્તવનની ૧૫ મી ગાથા આ પ્રમાણે છેઃ 'પાપી જાણી મુજ ભણીજી, મત મેલો વિસાર; વિષ હળાહળ આદર્યોજી, ઇશ્વર ન તજે તાસ રે જિનજીં!'. એનો અર્થ શું?

**ઉત્તર**—હે પ્રભુ! મને પાપી જાણીને તમે વિસારી મૂકશો નહીં—મારી ઉપેક્ષા કરશો નહીં. જુઓ! ઇશ્વર જે શંકર તેણે હળાહળ વિષ ગ્રહણ કર્યા પછી તેને પણ છોડયું નથી ( આ લૌકિક દૃષ્ટાંત છે ) તેમ તમે મારો ત્યાગ કરશો નહિ.

**પ્રશ્ન ૩**—એ જ સ્તવનની ૧૬ મી ગાથા આ પ્રમાણે છે—'ઉત્તમ ગુણકારી હુએજી, સ્વાર્થ વિના સુજાણ; કર્ષણ સીંચે સર ભરેજી, મેઘ ન માગે દાણ રે જિનજી૦!' એનો અર્થ શું?

**ઉત્તર**—'ઉત્તમ જનો તો સ્વાર્થ વિના સજ્જનપણાથી જ અન્યને ગુણકારી—ગુણ કરનારા હોય છે. જુઓ! દરેક કર્ષણને—ખેતરને પાણીવડે સીંચે છે. અને સરોવરને જળવડે ભરી દેય છે, તો પણ વરસાદ તેનું દાણ—બદલો માગતો નથી.'

**પ્રશ્ન ૪**—સ્તવનાવળીમાં આદીશ્વર જિનની ચાર સ્તુતિ છે, તેમાં પ્રથમ સ્તુતિમાં 'ધોરી લંછન પાયા' છે એનો અર્થ શું?

**ઉત્તર**—'ધોરી એટલે વૃષભનું જેના પગમાં—સાથળમાં લંછન એટલે ચિહ્ન છે એવા' એ અર્થ છે.

**પ્રશ્ન ૫**—એની ત્રીજી સ્તુતિનો અર્થ શું?

ઉત્તર—સમવસરણુ બેઠા, લાગે જે જિનજી મીઠા=સમવસરણમાં બેઠેલા જે જિનેશ્વર તે મને 'મીઠા–વહાલા લાગે છે.

કરે ગણપપાઇઠ્ઠા, ઇંદ્ર ચંદ્રાદિ દીઠા=પછી પ્રભુ ગણધરની પ્રતિષ્ઠા ઇંદ્રો અને ચંદ્રાદિના દેખતાં કરે છે.

દ્વાદશાંગી વરીઠ્ઠા, ગુંથતાં ટાળે રીઠ્ઠા=તે ગણધરો વરિષ્ઠ એટલે શ્રેષ્ઠ એવી દ્વાદશાંગી ગૂંથે છે-રચે છે કે જે સર્વ અરિષ્ટ( દુઃખ )ને ટાળે છે.

ભવિજન હોય હીઠ્ઠા, દેખી પુણ્યે ગરિઠ્ઠા=એવા પુણ્યવડે ગરિષ્ઠ-શ્રેષ્ઠ ગણધર મહારાજાને જોઇને ભવ્યજનો હર્ષ પામે છે.

**પ્રશ્ન ૬**—એની ચોથી સ્તુતિના પ્રથમના ચાર પદનો અર્થ શું ?

**ઉત્તર**—સુર સમકિતવંતા, જેહ ઋધ્ધે મહંતા; જેહ સજ્જન સંતા, ટાળીએ મુજ ચિંતા=ભવ્યજનો કહે છે કે-પ્રભુના સેવક જે સમકિતવંત દેવો છે તે ઋદ્ધિવડે મહા મહંત છે-મોટા છે તેઓ અને જે સજ્જનો-સંતો પ્રભુના સેવકો છે તેઓ મારી આ ભવભ્રમણની ચિંતા ટાળજો.' આનો ઉત્તર ત્યારપછીના પદોમાં છે.

જિનવર સેવંતા, વિઘ્ન વારે દુરંતા; જિન ઉત્તમ થુણુંતા, પદ્મને સુખ દિંતા=એટલે આ જિનવરને જે સેવે છે તેનાં દુઃખે અંત આવે એવાં વિઘ્નો પ્રભુના ભક્ત દેવો દૂર કરે છે. ઉત્તમ એવા જિનવરને થુણુતાં-તેમની સ્તુતિ કરતાં પદ્મવિજયને સુખ આપે છે-મળે છે.

**પ્રશ્ન ૭**—શ્રી સીમંધરસ્વામીના સ્તવનમાં કહ્યું છે કે: ' શશિદર્શન સાયર વધે રે, કૈરવ વન વિકસંત ' તેનો અર્થ શું ?

**ઉત્તર**—નાના સરખા ચંદ્રમાને દેખવાથી મોટો સમુદ્ર પણ વૃદ્ધિ પામે છે-તેમાં ભરતી આવે છે અને કૈરવ જે ચંદ્રવિકાસી કમળો તેનું આખું વન વિકસ્વર થાય છે.

**પ્રશ્ન ૮**—રાઇપ્રતિક્રમણમાં જે સકળતીર્થ કહેવાય છે તે પ્રતિક્રમણ વિના કહી કે ગણી શકાય-તેનો પાઠ કરી શકાય ?

**ઉત્તર**—ખુશીથી દિવસ રાત્રિમાં ગમે ત્યારે સકળતીર્થ ગણી શકાય.

**પ્રશ્ન ૯**—સાત લાખ ને અઢાર પાપસ્થાનક પ્રતિક્રમણ સિવાય કહી કે સંભારી શકાય ?

**ઉત્તર**—ખુશીથી ગમે ત્યારે સાત લાખ કહેવાવડે ચોરાશી લાખ જીવાયોનિ ખમાવાય અને અઢાર પાપસ્થાનક કહેવાવડે તે પાપો આળોવાય-સૂતી વખતે તો તે બંને વાનાં જરૂર સંભારવાં.

કુંવરજી

# અશરણ ભાવના*

[ સાનુવાદ ]

દોહરા

નથી કો પણ એવો અહીં, પ્રાણી ત્રિભુવનમાંહિ;
કૃતાન્તનો જસ કંઠમાં, પાશ પ્રસરશે નાંહિ. ૧.

દુર્નિવાર યમ-સિંહના, પગલાં તો પડતાં ય;
યત્નવંત દેવોથી યે, પ્રાણી ન જ રક્ષાય. ૨.

સુરાસુરેંદ્ર નરેંદ્રને, પણ દુર્દ્ધર ત્રય કાળ;
ક્ષણાર્દ્ધમાં જીવલોકને, બાંધે છે યમજાળ. ૩.

જગત્ત્રયનો જીતનાર આ, કૃતાન્ત એક જ વીર;
જસ ઇચ્છા માત્રે ક્ષણે, પડે સુરેન્દ્રો ધીર. ૪.

સ્વકર્મભોક્તા સ્વજનને, શોચે મૂર્ખ અમાપ;
શોચે નહિં મતિભ્રષ્ટ તે, યમદાઢો સ્થિત આપ ! ૫.

સેવિત યમ-ભોગીંદ્રથી, ભવારણ્ય ભયવંત;
પૂર્વે પુરુષપુરાણ જ્યાં, પામ્યા પ્રલય અનંત. ૬.

---

* જ્ઞાનાર્ણવમાંથી અનુવાદિત.

૧. ત્રણે ભુવનમાં એવો કોઇ પણ પ્રાણી નથી કે જેના ગળામા કાળનો ફાંસો નહિં પડે.

૨. જેનું નિવારણ દુષ્કર છે એવા યમ-કેસરીના પગલા પડે છે, ત્યારે પ્રયત્નવંત દેવતાઓથી પણ પ્રાણીનું રક્ષણ થતું નથી.

૩. સુરેંદ્ર, અસુરેંદ્ર અને નરેંદ્રથી પણ દુર્દ્ધર એવા યમરાજની જાળ જીવલોકને અર્ધી ક્ષણમાં બાધી લે છે.

૪. ત્રણે લોકને જીતનાર એવો કાળ એક જ વીર છે કે જેની ઇચ્છામાત્રથી દેવેંદ્રો પણ ક્ષણવારમાં પડે છે.

૫. પોતાના કર્મ ભોગવનાર સ્વજનનો મૂર્ખ શોક કરે છે, પણ જેની બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે એવો તે યમની દાઢમાં રહેલા પોતાનો શોક કરતો નથી ! એ આશ્ચર્ય છે. જગને બળતુ જુએ છે, પગ બળતાં જોતો નથી !

૬. યમ-ફણિધરે સેવેલા ભયંકર ભવરૂપ વનમા પૂર્વે અનંતા પુરાણપુરુષો પ્રલય પામી ગયા છે.—

પ્રતીકાર શતથીય જ્યા, પાપી એહ કૃતાત,
વારાય નહી સુરથી ય ત્યા, નર-કીટની શીં વાત ? ૭

પ્રતિક્ષણ માડી ગર્ભથી, કરી અખડ પ્રયાણ,
કર્મોથી યમમદિરે, દોરાયે જીવ જાણ ! ૮

વચક યમ-આજ્ઞાતણો, દીઠો સુણ્યો વા હોય,
તે આરાધી સ્વાસ્થ્ય લે, ન તો વૃથા શ્રમ શોય ? ૯

પર જેવી જ પોતાતણી, વિપદ ન જાણે મૂઢ,
પ્રાણીપૂર્ણ દહતા વને, જ્યમ વૃક્ષે આરૂઢ ! ૧૦

જ્યમ ધનાઢ્ય ત્યમ રકને, જ્યમ વૃદ્ધ ત્યમ બાળ,
જ્યમ શૂરને ત્યમ ભીરુને, ગ્રસે સામ્યથી કાળ ૧૧

ગજ અશ્વો રથ સૈન્ય ને, ઔષધ ને બળ મત્ર,
વિપક્ષમા યમ હોય ત્યા, સહુ એ વ્યર્થ ઠગત ૧૨

---

પુરાણપુરુષો એટલે તીર્થંકર-ચક્રવર્તી-વાસુદેવ આદિ શલાકા પુરુષો, જેના નામ પુરાણોમા સુવર્ણ અક્ષરે અકિત થયા છે એવા પુરાણપુરુષો પણ જ્યા મરણ આગળ અશરણ થઇને ચાલ્યા ગયા ત્યા અન્યનુ શુ ગજુ ? એમ કહેવાનુ તાત્પર્ય છે

૭ આ પાપી કૃતાત જ્યા સેકડો ઉપાયોવડે પણ દેવોથી યે વારી શકાતો નથી ત્યા મનુષ્યરૂપ કીડાની શી વાત કરવી ? દૈવીશક્તિસપન્ન દેવોનુ પણ જ્યા ચાલતુ નથી ત્યા માનવ-મગતરુ શુ હિસાબમાં ?

૮ ગર્ભથી માડીને પ્રતિક્ષણે અખડ પ્રયાણ કરતો કરતો, કર્મોથી ખેચાતો આ જીવ યમમદિર પ્રત્યે દોરાતો જાય છે મનુષ્ય જાણે છે કે હુ મોટો થતો જાઉં છુ પણ આયુષ્યની અપેક્ષાએ તે પ્રતિક્ષણ ન્હાનો થતો જાય છે, મૃત્યુદિન તેટલો નિકટ આવતો જાય છે

**‘ અજલિ જળ જ્યુ આયુ ઘટત હૈ. ’**

૯ યમની આજ્ઞાને ચૂકનારો જો કોઇ દીઠો હોય કે સાભળ્યો હોય, તો તેને આરાધીને સ્વસ્થતા પ્રાપ્ત કર, અને જો તેમ ન હોય તો પછી ખાલી ફાંફા શાને મારો છો ?

૧૦ બીજાના જેવી જ પોતાની વિપત્તિ મૂઢ જીવ જાણતો નથી જેમ પ્રાણીઓથી ભરેલા બળતા વનમા ઝાડ પર ચઢેલો મનુષ્ય જાણતો નથી તેમ –દાવાનળ લાગ્યો હોય અને વનપશુઓ બળી ગયા હોય ત્યારે ઝાડ પર ચઢેલો મનુષ્ય પોતાને મહીસલામત માને, તે મૂર્ખતાની પરાકાષ્ઠા છે, કારણ કે તેના પણ એ જ હાલ થવાના છે એ નિશ્ચિત છે

૧૧ જેમ પૈસાદારને તેમ ગરીબને જેમ બુઢ્ઢાને તેમ બાળને જેમ શૂરાને તેમ કાયરને–એમ સમભાવથી કાળ સધાને ગ્રસે છે—કાળ મહાત્મા (!) એવો સમભાવવાળો છે !

૧૨ જ્યારે યમ વિરુદ્ધ પક્ષમા હોય ત્યારે હાથી-ઘોડા-રથ-સેના-ઔષધ-બળ અને મત્ર એ બધુ ફોગટ જાય છે

વીર-એક રસ ત્યાં લગી, કૂદે સર્વજન શૂર;
સુણે ન જ્યાં લગી ગર્જના, કાળસિંહની ક્રૂર. ૧૩

આરંભ્યું થાયે પૂરું. ઇષ્ટ થાય કલ્યાણ;
તે પૂર્વે આવી ક્ષણે, હરે અદય યમ પ્રાણ ૧૪

સ્રગ્ધરા—

કંપે બ્રહ્માંડ આખું જસ ભ્રમરતણો ભંગ આરંભ થાતાં,
ને શૈલો શીઘ્ર ત્રૂટે ગુરુચરણતણા ભારથી ભૂ દબાતાં;
તે સૌ મોટા વીરોયે કંઇક દિન મહીં કાળરાજે જ મારી,
કીધા વાર્ત્તાવશેષા તદપિ કુમતિની જીવિત આશ ભારી ! ૧૫

શાર્દૂલવિક્રીડિત—

રુદ્રો દિગ્ગજ દેવ દૈત્ય ખચરો આહો ગ્રહો વ્યંતરો,
દિક્પાલો પ્રતિશત્રુઓ હરિ બલો નાગેંદ્ર ચક્રેશ્વરો;
ને બીજા રવિ વાયુ આદિક બળી સર્વે સ્વયં તે મળી,
ના શક્તા ક્ષણ રક્ષવા યમદૂતે ગ્રસ્યા જીવોને જરી. ૧૬

---

૧૩. એક વીરરસવાળા સર્વ શૂરવીરો ત્યાંસુધી જ કૂદાકૂદ કરે છે કે જ્યાં સુધી ક્રૂર કાળ-કેસરીની ત્રાડ સાંભળી નથી.

૧૪. પ્રારંભેલું કાર્ય પૂરું થાય અને ઇષ્ટ લાભની પ્રાપ્તિ થાય તે પહેલા જ આવીને નિર્દય યમ ક્ષણમાં જ પ્રાણ હરી લે છે કાળને કોઇની દયા આવતી નથી અને કોઇને કાર્ય પૂરું કરવા માટે તે મહેતલ આપતો નથી એટલે ઘણી વખત 'આદર્યાં અધૂરાં રહે, **મનની રહે મનમાં ય.'** જેવુ બને છે

૧૫. જેની ભ્રમરનો ભંગ થતા—આંખનો ઇશારો થતા આખું બ્રહ્માંડ ધ્રૂજે છે અને જેના ભારે પગના ભારથી પૃથ્વી દબાતા પર્વતો ત્રૂટી પડે છે, એવા મોટા વીરોને પણ કાળરાજાએ કંઇક દિવસમા વાર્ત્તાવશેષ-નામશેષ કરી નાખ્યા છે, તો પણ આ દુર્મતિની જીવિત માટેની દુરાશા તો જુઓ !

"પૃથ્વીને જે છત્ર કરે ને, મેરુનો કરે દંડ રે,
તે પણ ગયા હાથ ઘસતા, મૂકી સર્વ અખંડ રે" —શ્રી રૂપવિજયજી

"છ ખંડના અધિરાજ જે ચંડે કરીને નિપજ્યા,
બ્રહ્માંડમા બળવાન થઇને ભૂપ ભારે ઉપજ્યા,
એ ચતુર ચક્રી ચાલિયા હોતા નહોતા હોઇને,
જન જાણીએ, મન માનીએ, નવ કાળ મૂકે કોઇને." —શ્રીમદ્ રાજચંદ્ર

૧૬ રુદ્રો, દિગ્ગજો, દેવો, દૈત્યો, વિદ્યાધરો, આહો, ગ્રહો, વ્યંતરો, દિક્પાલો, પ્રતિવાસુદેવો, બલદેવો, નાગેંદ્રો, ચક્રવર્તીઓ અને સૂર્ય, વાયુ આદિ બીજા જે કોઇ બળવાન ગણાતા હોય, તે સર્વ સ્વયં એકઠા મળીને પણ યમદૂતે ગ્રસેલા જીવને એક ક્ષણ પણ રક્ષવા-બચાવવા સમર્થ નથી

સિંહે જેમ વને ગ્રસેલ મૃગલી સંભીત થાતી ફસી,
વાંયુછદ્મથી નીકળે જીવકળા આ કાળ-સિંહે ગ્રસી;
એ બીચારીં બચાવવા પણ અરે! જો શક્ત તુ છે જ ના,
તો ભોગો મહિં અત્ર નિત્ય રમતા નિર્ઘૃણ! તુ લાજ ના? ૧૭

સ્રગ્ધરા

પાતાળે ઈંદ્રધામે વન-જલધિતણા પ્રાંત કે શૈલશૃંગે,
દિક્ચક્રે વજ્ર-અગ્નિ-હિમ-તિમિર અસિ દુર્ગ વચ્ચે ઉમંગે,
બેસે ભૂગર્ભમા કે મદઝર ગજના યૂથ મધ્યે ભલેને,
આ કાળ ક્રૂર-કર્મી બલીં કવળ કરે પ્રાણીના જીવનોને ૧૮

શાર્દૂલવિક્રીડિત

એહી કાળ ફણીંદ્રના મુખ વિષે સંહાર દાઢો ભર્યા,
સૂતેલા ત્રણ લોકને સ્મર-વિષે મૂર્ચ્છિત ભારે કર્યા;
એ પ્રત્યેક ગળી જતા અદયથી કોઇ ઉપાયે જરી,
ઇંદ્રિયાતીત જ્ઞાન વિણ શરણું ત્હારું ન કેમે કરી ૧૯

ભગવાનદાસ મનસુખભાઇ મહેતા

---

૧૭ વનમા સિંહે પકડેલી મૃગલીની જેમ ભયભીત થઇને, આ કાળ-સિંહે ગ્રસેલી જીવનકળા શ્વાસોચ્છ્વાસને બહાને બહાર નીકળી રહી છે; એ બિચારીને બચાવવા જો તુ સમર્થ નથી, તો હે નિર્ઘૃણ! તને અત્રે નિરંતર ભોગોમા રમતા લજ્જા નથી આવતી?

આમ જ્યારે કાળના નગારા માથા પર ગાજી રહ્યા છે, ત્યારે ભોગોમા રમણ કરવુ તે શરમની વાત છે, એમ કહેવાનુ તાત્પર્ય છે.

૧૮. ભલે પાતાળમા જઇ બેસે, કે ઇંદ્રભુવનમા, કે વનના અંતે, કે સાગરના અંતે, કે પર્વતની ટોચે, કે દશે દિશામાથી કોઇ પણ દિશાએ, કે વજ્ર-અગ્નિ-હિમ-અંધકાર-તલવાર આદિના દુર્ભેદ્ય કિલ્લામા, કે ભૂગર્ભમા-ભોયરામા, કે મદઝરતા માતંગોના યૂથમધ્યે પોતાને સુરક્ષિત માનીને ભલે બેસે-તો પણ ક્રૂર કર્મવાળો આ બળવાન કાળ પ્રાણીના જીવનનો બળાત્કારે કોળીઓ કરી જાય છે

૧૯ આ કાળ-ફણિશ્વરના સંહારરૂપ દાઢોથી ભરેલા મુખવિવરમા સૂતેલા ત્રણે ભુવનને કામરૂપ વિષે મૂર્ચ્છા પમાડેલ છે પ્રત્યેકને ગળી જતા એ નિર્દય કાળ નાગના પાશમાથી છૂટવા માટે હે આર્ય! અતીંદ્રિય જ્ઞાન વિના બીજા કોઇ ઉપાયે, કેમે કરીને, તારુ શરણ નથી

"સર્વજ્ઞનો ધર્મ સુશર્ણ જાણી, આરાધ્ય આરાધ્ય! પ્રભાવ આણી,
અનાથ એકાંત સનાથ થાશે, એના વિના કોઇ ન બાહ્ય સ્હાશે"

—'ભાવનાબોધ' શ્રીમદ્ રાજચંદ્ર.

# આપણા આરોગ્યનો નાશ કેમ થયો ?

કેટલાએકોની એવી દઢ માન્યતા થઈ ગઈ છે કે હિન્દુસ્તાનમાં ગરીબીનાં કારણે ઘણાં મનુષ્યોને ઘી, દૂધ જેવો પૌષ્ટિક ખોરાક મળવાના અભાવે નિર્બળતા, રોગ અને દુર્બળતા દેખાય છે; પરંતુ આ માન્યતા સર્વથા સાચી નથી. નિર્બળતા અને રોગોના ભોગ થવાનાં બીજાં ઘણાં કારણો છે, પણ અજ્ઞાનતાને લઈને મનુષ્યો તે સમજી શકતા નથી, તેથી દુઃખી થાય છે.

તેજ ( પ્રકાશ ), વાયુ અને આકાશ એટલે અવકાશ: આ ત્રણ તત્ત્વોની ખાનપાન કરતાં વધારે આવશ્યકતા છે. શહેરી જીવનમાં ગરીબોને રહેવાનાં એવાં મકાનો હોય છે કે જેમાં પ્રકાશ બહુ જ થોડો આવે છે, વાયુ પણ અસ્વચ્છ દુર્ગંધીથી ભરેલો મળે છે અને અવકાશ તો ગીચોગીચ વસ્તીના કારણે બહુ જ દુર્લભ હોય છે. આવા અનેક કારણોથી માણુસનાં શરીરમાં અનેક પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે.

ઘી, દૂધ, ગોળ જેવાં પૌષ્ટિક તત્ત્વો કિંમતી હોવાથી શહેરી જીવનમાં મળી શકતાં નથી અને મળે છે તો તે ચોખ્ખાં મળતાં નથી, છતાં જે મનુષ્યો શ્રમજીવી હોય છે તેઓ માંદાં ઓછાં પડે છે અને જેઓને દવાથી કે ચૂર્ણથી ખાધેલું પચાવવું પડે છે તેવા આળસુ માણુસો વધારે માંદાં પડે છે.

આપણે હિન્દુસ્તાનમાં પૂર્વાપરનો ઇતિહાસ તપાસીએ તો ભૂતકાળમાં વૈદો આંગળીનાં ટેરવે ગણાય તેટલા જ હસ્તી ધરાવતા હતા, કારણ કે ભૂતકાળમાં માણુસો માંદાં બહુ ઓછાં પડતાં હતાં. આજે શહેરોની બજારોમાં ઊંચી આંખ કરી જોશો તો દાક્તર, વૈદો અને હકીમોનાં જ પાટિયાં ટીંગાડેલાં જોવામાં આવશે; કારણ કે જે જે જાતના રોગો પૂર્વકાળમાં ન હતા તે વર્તમાનકાળમાં ઊભરાઈ નીકળ્યા છે. એમાં મુખ્ય કારણ ખાનપાનનાં શુદ્ધ સાધનો તથા સ્વચ્છતા અને સંયમનો અભાવ છે.

પૂર્વકાળના મનુષ્યોમાં માનસિક વિકાસને માટે ધાર્મિક ભાવના મુખ્ય ગણાતી અને એ ધાર્મિક ભાવના વ્યવહારમાં બહુ જ સુદૃઢ થઇ પડી હતી. હલકા વર્ણ સાથે ખાવાપીવાથી વટલાઈ જવું એ મુખ્ય મનાતું અને એવા ખોરાકોથી, એવા પરિચયથી અને એવાં મંડળોથી માણુસો બહુ દૂર રહેતાં હતાં. જ્ઞાતિબંધનો આવાં કારણથી જ બંધાણાં હતાં, પણ આજે અતિશિક્ષણ મેળવી ચૂકેલું જગત એ જ વાતને ધિક્કારે છે અને એનાથી ઊલટું વર્તન ચલાવે છે.

સ્વેચ્છાચારી વિહાર કરવામાં પોતાનાં જીવનની સફળતા માને છે. ધાર્મિક બંધનોને હંબગપણું માને છે. સંયમને કોરે મૂક્યો છે.

પૂર્વકાળમાં સવારે નાહી ધોઇ, પવિત્ર થઇ, ઘીના દીવા કરી, વાતાવરણને શુદ્ધ કરતા અને સૂર્યોદયથી સૂર્યાસ્ત પહેલાં જમી લેતા. આજે એક દિવસમાં મરજીમાં આવે તેટલી વાર અને રાત્રે પણ ગમે તેવો ખોરાક લેવામાં આવે છે. ગમે તેનો બનાવેલો હોય અને તે ગમે તેની સાથે બેસીને ખાવામાં બાધ મનાતો નથી. અધૂરામાં પૂરું ચાની ચાહનાએ તો હદ વાળી છે. ચાના વ્યસનીને ગમે ત્યાં, ગમે તેનાં એઠાં કે અર્ધ ધોએલાં પાત્રોમાં ચા પીતા જોઇએ છીએ અને વિચારોની આપ-લે માટે જ આજની હોટલોનો ઉપયોગ થઇ રહ્યો છે.

ભૂતકાળમાં ઘરોઘર સુગંધી ધૂપ અને ઘીના દીવા થતા હતા. વર્તમાનકાળમાં મિલો અને કારખાનાનાં એન્જીનના ધુમાડાથી અપવિત્ર બનેલું વાતાવરણ આરોગ્યતાનો નાશ કરે છે. પૂર્વકાળમાં પ્રભાતે પ્રભુનાં નામનાં સ્તોત્રપાઠોના ધ્વનિ સંભળાતા, વિદ્યાર્થીઓના શિક્ષણધ્વનિ વાતાવરણમાં ચારે તરફ ગુંજી રહેતા અને ઘરોઘર થતાં વલોણાં અને અનાજ દળતી ઘંટીઓ ઉપર બેઠેલી સ્ત્રીઓ પ્રાતઃકાળનાં પ્રભાતિયાં ગાઇ સવારની મીઠી નિદ્રામાં રહેલાઓને આનંદ આપી જાગ્રત કરતાં. આજે મિલોનાં ભૂંગળાં, મોટરની વ્હિસલો અને છાપાના ફેરીઆઓના શબ્દોથી વાતાવરણ સંક્ષુબ્ધ થએલું જોઇએ છીએ. દૂધવાળીઓના ' લ્યો દૂધ ' એ શબ્દો અને નળથી ભરતા પાણીના ઘડાઓના અવાજો નિદ્રામાંથી જાગ્રત કરે છે.

પૂર્વકાળમાં રાત્રે વહેલા સૂઇ જઇ માણસો બ્રાહ્મમુહૂર્તે એટલે ચાર ઘડી રાત્રિ હોય ત્યારે જાગતા હતા અને પ્રભુનામ લેતા હતા; આજે રાત્રે મોડા સૂઇ સૂર્યોદય થયા પછી માંડ માંડ બગાસાં ખાતાં ઊઠે છે અને ઊઠતાંવેંત ચાદેવીનું સ્મરણ કરે છે. પૂર્વકાળમાં સ્વચ્છ ખુલ્લી હવામાં હરતીફરતી અને જંગલમાં સ્વચ્છ ઘાસ ચરી આવતી ગાયોનાં શેડકઢાં તાજાં દૂધ પ્રાતઃકાળમાં ઊઠતાં જ માબાપો પોતાનાં બાળકોને પાતાં હતાં; આજે ગંદા તબેલામાં બાંધી રાખેલી, નિર્માલ્ય ખોરાક વગેરેથી પોષાયેલી ગાયોનાં કલાકો પહેલાં દોયેલાં અને તેને પવિત્ર કરવા તેમાં જળમિશ્ર કરેલાં દૂધ બાળકોને પીવાને મળે છે.

પૂર્વે બાવળનાં કે વડવાઇનાં તાજાં દાતણોથી મુખશુદ્ધિ કરવામાં આવતી હતી, તેથી દાંત પણ ખૂબ મજબૂત રહેતા હતા; આજે પેઢાંને કમજોર કરનારા ગમે તેના વાળથી બનેલા બ્રશથી પાઉડરો મોઢામાં નાખી પ્રથબોદાર ગણાતા દંતમંજનોથી મુખ સાફ કરવામાં આવે છે. વળી ગરમાગરમ ચા પીવામાં

આવે છે; તેથી ઘણાઓના દાંત વહેલા પડી જાય છે અને મોઢાની જોઇએ તેવી શુદ્ધિ થતી નથી. ઊલટું ઘણાંઓને પાયોરીઆનો રોગ થાય છે.

બીજી મુદ્દાની વાત પૂર્વકાળમાં એ હતી કે શૌચ વગેરે કરવા માટે લોકો ખુલ્લી હવામાં જંગલમાં જતા હતા. આથી બહારની ઊગેલી વનસ્પતિઓને સ્પર્શેલી શુદ્ધ હવા મળતી અને ચાલવાથી વ્યાયામ થવાથી શરીર ખૂબ તંદુરસ્ત રહેતું. નદી, તળાવ જેવા સ્થળે જઇ શુદ્ધ શીતળ જળથી સ્નાન કરવામાં આવતું. પોતાનાં ધોતીઆં વગેરે હાથે ધોતા. આ તંદુરસ્તી માટે જેવું તેવું સાધન ન હતું. આજે બંધ અને ગંધાતાં જાજરુમાં દેહશુદ્ધિ કરવા માટે જાય છે. કેટલાએક મૂર્ખશેખરો તો જાજરુમાં નિરાંતે બેઠાં બેઠાં બીડીદ્વારા ધૂમ્રપાન કરે છે. બહાર નીકળી બે કળશીઆ ગરમ પાણી શરીર ઉપર નાખી પોતે સ્નાન કર્યું એમ માને છે. નાતી વખતનું વસ્ત્ર જોયું હોય તો તેની કરતાં કંદોઇની ચૂલનાં મસોતાં સારાં. તેના મલિન પરમાણુઓ શ્વાસોચ્છ્વાસદ્વારા તેમ જ રૂંવાડાંનાં છિદ્રોદ્વારા શરીરમાં પ્રવેશ કરી ભયંકર રોગોને ઉત્પન્ન કરે છે, એ હાલની પરિસ્થિતિ છે.

પહેલાં એવો રિવાજ હતો કે સવારમાં દરેક માણસ પ્રાતઃકાળથી પોતપોતાનાં કાર્ય શરૂ કરતા અને મધ્યાહ્નકાળ સુધીમાં કાર્ય આટોપી મધ્યાહ્ન વખતે ભોજન કરતા. અને તે પછી થોડીઘણી વિશ્રાંતિ પણ લેતા. રસોઇ કુંભારનાં માટીનાં ઠામમાં છાણાં–લાકડાંના મંદ તાપવડે કરવામાં આવતી. આજે સવારે ઊઠે ત્યારથી ટાઇમસર નોકરીએ કે કામે જવું હોય એટલે ઊંચા શ્વાસે જેમ તેમ સવારમાં કામ આટોપી ઉતાવળા ભોજન કરી છેલ્લે કોગળે નિશાળે કે નોકરી ઉપર જવાની દોડાદોડ કરવી પડે છે. જમ્યા પછી જરાયે વિશ્રાંતિનો સમય મળતો નથી. વળી મિલથી દળેલા નિઃસત્ત્વ આટા અને કોલસા, કેરોસીનના સ્ટવ કે ઇલેક્ટ્રિકના તાપે બળજોરીથી તૈયાર કરેલી રસોઇ ખાવી પડે છે. એટલે એ રસોઇ પુષ્ટિને બદલે અનેક રોગોને નોતરી શરીરમાં દાખલ કરે છે.

પૂર્વે જમતી વખત હૃદયથી પ્રેમને વરસાવતી માતા પુત્રને, પત્ની પતિને સાત્ત્વિક, સ્વાદિષ્ટ ભોજન પીરસી આગ્રહપૂર્વક જમાડતી; આજે ભોજનાલયોમાં અથવા લૉજોમાં જમાડનારાઓની દાનત એવી હોય છે કે આ ખાનાર ઓછું ખાય તો ઠીક. વળી એ ખોરાકમાં પણ હલકામાં હલકાં અનાજ વગેરેથી તૈયાર કરેલી રસોઇનો ઉપયોગ કરતાં આજે શહેરોમાં હજારો સ્ત્રી પુરુષો જોઇએ છીએ. એ બધા રોગને નોતરવાનાં રસ્તા છે છાણે ચઢાવી વીંછી ઘેર લાવવો અને પછી કહેવું કે મને વીંછી કરડ્યો એના જેવું આજની શહેરોની હોટલોના ખોરાકનું પરિણામ છે.

પૂર્વે ઘર-આંગણે તુલસી ક્યારા અને તુલસીનાં કુંડાંઓ સ્વચ્છ હવા રાખતાં; આજે વિલાયતી થેર બગીચામાં વાવી બગીચાની શોભા વધારવામાં આવે છે. પૂર્વે અવિભક્ત કુટુંબમાં રહેવાથી સ્ત્રી, પુરુષો વડીલોની મર્યાદાને લઇને મોટેભાગે સંયમી રહેતાં અને કોઇનું શરીર નરમ ગરમ થાય તો પણ આવકમાં વાંધો આવતો ન હતો; આજે વિભક્ત કુટુંબો થઇ જવાથી સંયમનો નાશ થયો છે અને કમાનાર માંદો પડે એટલે નિર્વાહની મુશ્કેલી આવીને ઊભી રહે છે. બીજું ખરાબમાં ખરાબ એવું મગફળીનું તેલ અને પરદેશથી આવેલા ચણાના લોટથી બનાવેલું ફરસાણ ખાવાથી ક્ષયરોગ અને ગળાના કેન્સર વગેરે રોગોની ઉત્પત્તિ દિવસે દિવસે વધતી જાય છે. પૂર્વે ઘંટીએ દળેલો ચણાની દાળનો તાજો લોટ તેમ જ તાજા તલનાં મીઠાં તેલનાં ફરસાણો ખાવાથી શરીરમાં વિકૃતિ થતી ન હતી. પૂર્વે દરેકને ઘેર ગાયો રખાતી. એથી એક તો ઘી, દૂધ સારાં મળતાં, વળી ગાયનાં મૂત્રથી અને છાણથી વાતાવરણ પવિત્ર રહેતું.

પૂર્વે ધાર્મિક જાગરણ પ્રસંગે પ્રભુનાં ભજનો ગાવામાં રાત્રિના ઉજાગરા કોઇ કોઇ વખત મનુષ્યો કરતા; આજે તો નાટક, સિનેમા જોવામાં અને ગાનારીઓના નાચ, મુજરામાં ઉજાગરા કરવામાં આવે છે. એમાં પૈસાની, સમયની, શરીરની અને ધર્મની તેમ જ નૈતિક જીવનની બરબાદી થાય છે.

પૂર્વકાળમાં સ્વચ્છ કૂવા, વાવનાં તાજાં જળ પીવામાં આવતાં. આજે એ કૂવા, વાવનાં સાધનો છતાં ભરવા જવાના આળસે તળાવનાં પાણી નળદ્વારા આવે છે તે પીવામાં આવે છે.

મુસાફરી પણ પૂર્વકાળમાં સ્વતંત્ર વાહનોદ્વારા કરવામાં આવતી. આજે રેલ્વે કે સ્ટીમરમાં સંકુચિત જગ્યાને કારણે બહુ સંકડાશથી બેસી મુસાફરી કરવી પડે છે.

પહેલાં દરેક ઘર ગાયનાં છાણથી લીંપાતાં હોવાથી સ્વચ્છ રહેતાં હતાં; આજે સીમેન્ટ કે લાદી જડેલાં મકાનોમાં રહેવું પડે છે કે જે મકાનો અનેક ચીકાશવાળી ચીજોથી તેમ જ બાળબચ્ચાંઓનાં મેલાથી અસ્વચ્છ બનેલાં હોય છે.

પહેલાં લઘુનીતિ વાડામાં કે ખુલ્લી જગ્યાઓમાં કરવામાં આવતી કે જેની મલિનતા સૂર્યના તાપથી સ્વતઃ નાશ પામતી. આજે પેશાબખાનામાં કે ઘરની મોરીઓમાં પેશાબ કરવા પડે છે, ગટરોની ગંધવાળી જગ્યામાં રહેવું પડે છે, એ જગ્યામાં અનેક જાતના મચ્છરોનો ઉપદ્રવ સહન કરવો પડે છે અને તેથી મેલેરીઆ જેવા રોગોના ભોગ વર્તમાનકાળનાં મનુષ્યો થઇ પડે છે. મોટા શહેરમાં નાની નાની ફરતી ચાર દિવાલો વચ્ચે સીમેન્ટના ધાબામાં જ પડી રહેવાથી શરીરના વિકાસને બદલે શરીરનો વિનાશ થાય છે.

એક વખત એવો હતો કે આખા ગામમાં રહેતી જુદી જુદી કોમો સાથે એકબીજા ખૂબ પ્રેમથી રહેતા. અંત્યજો જેવા સાથે પણ કુટુંબભાવના રાખી એકબીજાને કાકા, મામા, દાદા વગેરે શબ્દોથી સંબોધતા. એકબીજાનાં સુખ-દુઃખમાં ભાગ લેતા. એકબીજાના સારા-નરસા પ્રસંગમાં પણ સૌ એકબીજાને સહાયકભાવે મદદ કરતા. આજે એક જ માળામાં રહેનારાઓ પડખેની કોટડીમાં કોણ રહે છે તેનું નામ પણ જાણતા નથી અને જાણવાની દરકાર પણ કરતા નથી. જ્યાં આ સ્થિતિ હોય ત્યાં એકબીજામાં પ્રેમ કયાંથી જ હોય ? તેમજ એકબીજાનાં સુખદુઃખમાં એકબીજા ભાગ કયાંથી લઇ શકે ? આ પ્રમાણે મનુષ્યોના પૂર્વકાળની અને વર્તમાનકાળની રહેણીકરણીમાં પુષ્કળ તફાવત પડી ગયો છે.

પૂર્વાપર હિન્દુસ્તાનનો ઇતિહાસ તપાસીએ છીએ તો જે સ્વતઃ આરોગ્ય પૂર્વકાળમાં રહેતું તે જ આરોગ્યનો વર્તમાનકાળમાં નાશ થઇ રહ્યો છે, એ વાત સ્પષ્ટ કરવા અમોએ આ લેખમાં પૂર્વકાળ અને વર્તમાનકાળનો વિવેક કરી બતાવ્યો છે. આરોગ્યના નાશનાં અનેક કારણો વર્તમાનકાળમાં ઉપસ્થિત થયાં છે એ વાત પણ પૂરવાર કરી બતાવી છે. હજુ પણ આપણા જીવનની હાનિ થતી અટકાવવી હોય, આપણું જીવન સુખમય બનાવવું હોય તો પૂર્વકાળના રીતરિવાજો જ સ્વીકાર્યે છૂટકો છે. સુખ મનુષ્યમાત્રને જોઇએ છે, દુઃખ કોઇને જોઇતું નથી-આવી અંતઃકરણની ભાવના છતાં પણ આપણે આપણું વર્તન સુધારી શકતા નથી એ આપણી કમનશીબી છે.

[ સુધારાવધારા સાથે ' સમયધર્મ 'માંથી ઉધ્ધૃત ]

## વોરા લક્ષ્મીચંદ કલ્યાણજી.

આ ભાવનગરનિવાસી ધર્મપરાયણ ધર્મસુરત બંધુ ગયા જેઠ શુદિ છઠ્ઠે ૭૦ વર્ષની વયે પંચત્વ પામ્યા છે. તે બારવ્રતધારી હતા. ૩૫ વર્ષની વયે સ્ત્રી ગુજરી જતાં ફરીને સંસારવૃદ્ધિનું કારણ જોડયું ન હતું. ૪૦ વર્ષથી સચિત્તના ત્યાગી હતા. ઉષ્ણ જળ પીતા હતા. શ્રી સિદ્ધાચળની ૧૧ વાર નવાણુ યાત્રા કરી હતી. નવ ચોમાસા કર્યા હતા. ગિરનાર તીર્થની નવાણુ યાત્રા કરી હતી. શ્રી સમ્મેતશિખર તીર્થની ૯૯ યાત્રા કરવા ગયા હતા પરંતુ અપૂર્ણ રહી હતી. ૧૯ વર્ષથી સતત દીવાળીપર્વ પાવાપુરી તીર્થે જઇને કર્યું હતું. ૪૦ વર્ષથી આંબેલની ઓળી કરતા હતા. વર્ધમાન તપની ૨૫ ઓળી કરી હતી. ઉપધાન વહ્યા હતા. એમની બહેનને ચારિત્ર મહોત્સવ સાથે અપાવ્યું હતું. સ્વામીભાઇની સેવા કરતા હતા અને ગુરુમહારાજના પરમ ભક્ત હતા. પર્યુષણમાં ૭-૮ વર્ષથી ૬૪ પહોરના પોસહ સાથે અઠ્ઠાઇ કરતા હતા. છૂટી તપસ્યા ને તીર્થયાત્રા તો કર્યા જ કરતા હતા. તમામ તીર્થોની યાત્રા ઘણી વખત કરી હતી. એક વખત સાધુ-સાધ્વીની ભક્તિનો લાભ લેવા માટે પાલીતાણે રસોડું કરીને ચાર માસ રહ્યા હતા. આવા ધર્મપ્રેમાની ન પૂરાય તેવી ખામી પડી છે. અન્ય ગૃહસ્થો આવા ધર્મપરાયણ જીવનનું અનુકરણ કરે તેમ ઇચ્છીએ છીએ.

# સંઘયણના આધારે જીવોની થતી શુભાશુભ ગતિનું સ્વરૂપ

( શ્રી ' સિદ્ધાંતપ્રકરણ ' ગ્રંથમાંથી ઉધ્ધૃત )

જૈનશાસ્ત્રકારોએ આ પ્રમાણે છ પ્રકારનાં સંઘયણો કહ્યાં છેઃ—

૧. વજ્રઋષભનારાચ સંઘયણ,
૨. ઋષભનારાચ સંઘયણ,
૩. નારાચ સંઘયણ,
૪. અર્ધ્ધનારાચ સંઘયણ,
૫. કીલિકા સંઘયણ,
૬. છેવઠું સંઘયણ.

**જીવોનું ઊર્ધ્વગતિ–ગમન સંઘયણને આધારે થાય છે તે આ પ્રમાણેઃ—**

૧. વજ્રઋષભનારાચ સંઘયણવાળા જીવો ઉત્કૃષ્ટથી મોક્ષગતિ સુધી જઇ શકે છે.
૨. ઋષભનારાચ સંઘયણવાળા જીવો ઉત્કૃષ્ટથી બારમા દેવલોક સુધી જઇ શકે છે
૩. નારાચ સંઘયણવાળા જીવો ઉત્કૃષ્ટથી દશમા દેવલોક સુધી જઈ શકે છે.
૪. અર્ધ્ધનારાચ સંઘયણવાળા જીવો ઉત્કૃષ્ટથી આઠમા દેવલોક સુધી જઇશકેછે.
૫. કીલિકા સંઘયણવાળા જીવો ઉત્કૃષ્ટથી છઠ્ઠા દેવલોક સુધી જઇ શકે છે.
૬. છેવઠ્ઠા સંઘયણવાળા જીવો ઉત્કૃષ્ટથી ચોથા દેવલોક સુધી જઈ શકે છે.

**જીવોનું અધોગતિ–ગમન સંઘયણને આધારે થાય છે તે આ પ્રમાણેઃ—**

૧. વજ્રઋષભનારાચ સંઘયણવાળા જીવો ઉત્કૃષ્ટપણે સાતમી નરક સુધી જાય છે.
૨. ઋષભનારાચ સંઘયણવાળા જીવો ઉત્કૃષ્ટથી છઠ્ઠી નરક સુધી જાય છે.
૩. નારાચ સંઘયણવાળા જીવો ઉત્કૃષ્ટથી પાંચમી નરક સુધી જાય છે.
૪. અર્ધ્ધનારાચ સંઘયણવાળા જીવો ઉત્કૃષ્ટથી ચોથી નરક સુધી જાય છે.
૫. કીલિકા સંઘયણવાળા જીવો ઉત્કૃષ્ટથી ત્રીજી નરક સુધી જાય છે.
૬. છેવઠ્ઠા સંઘયણવાળા જીવો ઉત્કૃષ્ટથી બીજી નરકે જાય છે.

અત્યારે આ પાંચમા આરામાં છેવઠું સંઘયણ જ હોવાથી મનુષ્યો બીજી નરક સુધી અને ચોથા દેવલોક સુધી જઇ શકે છે.

સંપાદક–મુનિ પ્રેમવિમળજી

## મનુષ્યની દશ દશા

સો વર્ષને હિસાબે દશ દશ વર્ષની દશ દશા કહી છે. ૧ બાળ દશા, ૨ ક્રીડા દશા, ૩ ભોગમમર્થ દશા, ૪ દેહબળ દશા, ૫ પ્રજ્ઞા દશા, ૬ ઇંદ્રિયહાનિ દશા, ૭ સંકુચિત શરીર દશા, ૮ અનિષ્ટના દશા, ૯ શરીર નમી જવારૂપ દશા, ૧૦ સુષુપ્તિકળ, દીનભિન્નસ્વર અને ક્ષીણતાયુક્ત મરણદશા. આ દશે દશા સુજ્ઞ મનુષ્યોએ ધ્યાનમાં રાખવાની છે.



# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂ. ૧-૧૨-૦

પુસ્તક ૫૬ મું
અંક ૫ મો

**શ્રાવણ**

વીર સં. ૨૪૬૬
વિક્રમ સં. ૧૯૯૬


## अनुक्रमणिका



## શ્રી સિદ્ધર્ષિ

શ્રી ઉપમિતિભવપ્રપંચા કથા ગ્રંથ કે જેનું ભાષાંતર અમે ત્રણ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે, તેના કર્તા જેઓ અપૂર્વ વિદ્વાન હતા તેમનું ચરિત્ર ભાઈ મોતીચંદ ગિરધરલાલે ઘણા જ વિસ્તારથી લખ્યું છે. તે અમે હાલમાં જ છપાવીને બહાર પાડ્યું છે. કોઈ પણ ગ્રંથકર્તાના ગ્રંથનું આવું સુંદર પૃથક્કરણ કરેલ બહાર પડેલ નથી. એમાં કરેલો પ્રયાસ અવર્ણનીય છે. એ બુકના એકંદર પૃષ્ઠ ડેમી આઠ પેજી સાડાછસો થયાં છે. એ બુક વાંચ્યા સિવાય ... પર અભિપ્રાય આપી શકાય તેમ નથી, તેથી મંગાવો, વાંચો ને વિચારો. ગ્રંથકર્તા ને ... ને અજોડ છે. આ શ્રી ઉપમિતિભવપ્રપંચાકથાનો ચોથો ભાગ જ છે. ચારે ભાગની ... રૂ. ૧૨ાા થાય છે તેના રૂ. ૧૦ાા લેવામાં આવે છે. આ ચોથો ભાગ જ ... કિંમત રૂ. ૩) છે. પોસ્ટેજ આઠ આના લાગે છે.




પુસ્તક ૫૬ મું | શ્રાવણ | અંક ૫ મો
વિ. સં. ૧૯૯૬ | | વીર સં. ૨૪૬૬

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( ગુપ્રાદેશ )

# હિતશિક્ષા



( શાર્દૂલ )

થોડાં દ્રવ્યથકી છકી બહુ જઇ નિષ્કારણે ગાજતો,
દુઃખી દીન જનો નિહાળી નજરે ના અંતરે લાજતો;
જાની મિત્ર અનેક નેહ જગમા રાખે ન કોની તમા,
ક્યાથી એ જન માણશે જગતના આનંદ સ્વર્ગો સમા ? ૧

મિથ્યા મોહ મદે ફરી જગ વિષે વિવેક જોતો નથી,
ને સપડાઈ આફતે પણ જરી ખામોશ ખાતો નથી;
ખોટી મોટપ ખાટવા હરખમા શક્તિ ભૂલે તાનમાં,
ક્યાથી એ જન માણશે જગતના આનંદ સ્વર્ગો સમા ? ૨

સંતાપે દુઃખીઓ બની જગ વિષે ચિંતા કરે અન્યની,
વાણી ને વ્યભિચારમા મન વિષે ના બીક છે જગતની;
હોયે નાર સુલક્ષણી પણ ફરે પરનારીના સંગમાં,
ક્યાંથી એ જન માણશે જગતના આનંદ સ્વર્ગો સમા ? ૩

મોહનલાલ હરિચંદ શાહ.

# આત્મોપદેશ

હરિગીત છંદ

અરે માનવી! તુજ વખત સારો વેગે ચાલ્યો જાય છે,
તે ધ્યાનમાં ઉતાર તું ખાલી શું ગોથાં ખાય છે?
નહિ સાન કે વળી ભાન રહેશે એ દશા તારી થશે,
તેવા સમયમાં માનવી સદ્બુદ્ધિ શું તુજ આવશે? ૧

કેવા કરું કાર્યો અને કેવો બનું આ ખલકમાં?
કઇ રીતિથી વખણાઉં ને કેમ કીર્ત્તિ પામું સર્વમાં?
આવી અહોનિશ ધારણા તુજ મન વિષે લાગી રહી,
પણ જાવું તારે એકલું એ કેમ તું સમજ્યો નહિ? ૨

નારીતણું સુખભોગમાં તું વખત ગાળે હર્ષથી,
મનમાનતા ભોજન જમે અરે માનવી બહુ વર્ષથી;
છ ખંડના રાજા બની અહંકારથી જે ગાજતા,
તે સૂતા જઇ શમશાનમાં નક્કી મૃત્યુને આધીન થતા. ૩

જાવું અને જોવું તથા રોવું અરે આ માહરું,
માતા અને પિતા વળી પુત્રો વધૂ ને સાસરું;
આવી સ્થિતિ આ વિશ્વમાં ચારે દિશે વ્યાપી રહી,
પણ કોઇએ પ્રભુભક્તિમાં આ જીગરને અર્પ્યું નહિ. ૪

બાળપણું રમત કરી અજ્ઞાનમાં ચાલ્યું ગયું,
તારુણ્ય તો તરુણીતણા વિલાસમાંહિ ગાળિયું;
બુઢ્ઢાપણું આવી રહ્યું ચિંતાતણા ચોગાનમાં,
સમજ્યો નહિ પુન્ય પાપ તું સંસારના ગુલતાનમાં. ૫

પીળા થયા સહુ કેશ તારા નષ્ટ થઇ દંતાવળી,
ચક્ષુતણી ક્ષીણતા થઇ અન્ય ઇંદ્રિયો પણ ગઇ ગળી;
સહુ હાડ કંપે અંગનાં રે લાકડી લેવાઇ ગઇ,
તો યે અરે પ્રમદાતણા આનંદમાં દૃષ્ટિ રહી. ૬

તું દે તજી છળ કપટ સઘળાં મોહ માયાથી ભર્યાં,
સહુ તાપ ટળશે તાહરા જે પાપથી જીવે કર્યાં;
આનંદ થશે બહુ અંતરે ને સુખ લહેરો ઉડશે.
કહે સુરઇન્દ્ર સત્ત્વ સીમા હર્ષથી આવી જશે. ૭

અમીચંદ કરસનજી શેઠ

# सत्यात् नास्ति परो धर्मः

પ્રાણી સ્વભાવથી-જન્મથી જ સત્યને ચાહે છે. એક નાના બાલકને કોઇ જૂઠો કહે તો તે રડી પડે છે. કોઇ મોટા માણસને જૂઠા કહે તો તે મારવા દોડે છે અગર ફર્યાદ કરે છે. આથી સમજાય છે કે અસત્ય કોઇને પસંદ નથી. સૌ સત્યના રાગી છે. તુલસીદાસ પણ કહે છે કેઃ—

સત્ય વચન અરૂ દીનતા, પરસ્ત્રી માત સમાન;
ઉનસેં સ્વર્ગ જો ના મીલે, તો તુલસીદાસ જમાન. ૧.

હવે સમજવું જોઇએ કે એક મનુષ્ય પ્રાણીને જ નહી, પણ પશુ-પક્ષી સર્વને સત્ય જ પસંદ છે. કેટલાક પશુ-પક્ષી એવાં છે કે જેઓ પોતાની જાતિમાં અયોગ્ય કામ કરનારને શિક્ષા પહોંચાડે છે. આ પ્રમાણે પ્રાણીમાત્રનો સ્વભાવ સત્ય તરફ જ છે. સત્ય જ સમાજની રક્ષા કરે છે. સત્ય છે તે જ ધર્મ છે. દરેક ધર્મના અનુયાયીઓ સત્યનો જ ઉપદેશ કરે છે. સત્યવચન-સત્યવિચાર અને સત્કાર્ય એને જ ધર્મ કહેવાય છે. જૈનધર્મ આને ત્રિયોગશુદ્ધિ કહે છે, અંગ્રેજો આને સદ્વર્તન કહે છે, પારસીઓ મનસ્ની, ગનસ્ની અને કુનસ્ની કહે છે. ખરેખર એનો સમાવેશ સત્યમા જ છે. સર્વ ગુણોમાં પ્રધાન ગુણ સત્ય છે. તેના વિના સર્વ ગુણો નિરર્થક છે. કીકી વિના ચક્ષુ શા કામનાં? પડિત જનો દુનિયામાં માન પામે છે, ચતુર પુરુષો પૂજ્ય છે, પણ એ પંડિતો અને ચતુર જનોમાં સત્યનો ગુણ ન હોય તો તેઓ ગમારથી પણ તુચ્છ છે. જિંદગીમાં બુદ્ધિથી સત્ય અને વિદ્વત્તાથી ઇન્દ્રિયનિગ્રહ વધારે ઉપયોગી છે સર હેન્રી ટેલર માચું કહે છે કે "સત્ય છે તે જ ડહાપણ છે, સત્યથી માણસ કદી શીઘ્ર ઊંચી પદવી પામે નહીં તો પણ તેથી શું થયું? ક્રમે ક્રમે પણ દૃઢ મૂકાતાં પગલાં વધારે સહિસલામત છે." સાચા માણસને કવચિત્ શત્રુઓ સતાવે છે, કવચિત્ નિર્ધનતા રીબાવે છે, પરન્તુ न्यायात्पथः प्रविचलन्ति पदं न धीराः-અર્થાત્ ધીર પુરુષો સત્યથી એક પગલું પણ પાછા ખસતા નથી. હરિશ્ચન્દ્ર-રામ-પાંડવો-સીતા-દમયન્તી ને દ્રૌપદી આદિનાં ચરિત્રથી સર્વ ધર્મના લોકો વાકેફ છે અને તેઓની પ્રશસા આજ પણ સૌ કરે છે. તેનું કારણ એ જ કે તેઓ સત્યની કસોટીમાં ફત્તેહમદીથી ઊભા રહી શક્યા હતા.

સત્ય કાંઇ કાયરપણાનું કામ નથી. એમાં શૂરત્વ-બહાદૂરી જોઇએ છે. બહારના દેખાવથી તો સત્ય કરામણ છે અને અસત્ય મોહનીય છે. જેઓ ખરા બહાદૂર હોય છે તે જ વિપર્યાસ મોહનીય સ્વરૂપને ધૂત્કારી ડરામણા સત્યની સોબત કરે છે. સાચા માણસના ચહેરામાં તેમ જ શબ્દમાં, અરે તેની દૃષ્ટિમાં પણ શૌર્ય હોય છે. તે જ્યાં જાય છે ત્યાં સર્વ ઉપર તેનો પ્રભાવ પડે છે. તેનું કહેવું સર્વ કોઇ માન્ય કરે છે. યુરોપમાં લ્યુથર નામનો ધર્મ-સુધારક થયો તેનો ઇતિહાસકાર લખે છે કેઃ લ્યુથરનો એક શબ્દ અડધા યુદ્ધ જેવો હતો.

# કાયા કુટુંબની સજ્ઝાય

ઉપનય સાથે ( રાગ–મેવાડો )

નાહલો ન માને કાંઈ કહ્યું માહરું રે, શોક્ય હસીને જોય;
નણંદ બેહુ રે ઘણી અટારડી રે, જેઠ જૂઠો મુજ હોય. ૧.

કિમ જાળવીએ રે કુટુંબ અટારડું રે, કરે મુજશું નિત રોષ;
એકણ ગામે રે પિયર સાસરું રે, બોલે મેલી મેલી દોષ. કિમ૦ ૨.

**અર્થ**—બાર ભાવનામાંથી અનિત્ય ભાવના ભાવતો ભવ્ય પ્રાણી ચિંતવે છે કે–આ **કાયા** સ્ત્રી છે અને **મન** તેનો સ્વામી છે. તે કાયા સ્ત્રી કહે છે કે–'આ મારો નાથ **મન** મારું કહ્યું માનતો નથી તે જોઇને મારી **શોક્ય કુમતિ** કે જે હમણાં મનની પ્રિયા બની છે તે હસે છે. મારી બેઉ **નણંદ નિદ્રા** ને **વિકથા** છે તે બહુ અટારી–માઠી છે. મારો જેઠ **કપટ** નામે છે તે મહાજૂઠો છે. કાયા મન સાથે વિચારે છે કે–આ અટારા કુટુંબને કેમ જાળવવું ? તે કુટુંબ મારી સાથે નિરંતર રોષ કરે છે. મારું સાસરું ને પિયર એક જ ગામમાં એટલે આ સંસારરૂપ શહેરમાં જ છે, તેથી તે કુટુંબ મારી ઉપર નવા નવા દોષ મૂકીને મને પજવે છે. ૧–૨.

જેઠાણી મુજ પરઘર બહુ ફરે રે, દેવરને નહિં લાજ;
દેરાણી છે અતિ ઉછાંછળી રે, માંડે વિરૂઓ એ કાજ. કિમ૦ ૩.

---

તેવી જ રીતે મહાવીર ભગવાનના સમ્બન્ધમાં અને અન્ય મહાપુરુષોના સમ્બન્ધમાં સમજવું. એમની હાજરી જ દુષ્ટતાને દૂર કરે છે, તદ્રૂપ બનેલી હવા જેઓના શ્વાસમા આવે છે તેઓનું જીવન પણ સત્યમય બની જાય છે.

યાદ રહેવું જોઇએ કે સત્યને માત્ર વચનમા જ ન ગોંધી રાખવું જોઇએ, પરન્તુ મન, વચન અને ક્રિયા ત્રણે સત્યમય બનવા જોઇએ સાચો માણસ બૂરા વિચારને પણ મગજમા પ્રવેશ કરવા દેતો નથી, કારણુ કે થિઓસૉફીના મત પ્રમાણે દરેક વિચાર મગજમાં જઇને જીવનમય આકૃતિ ધારણ કરે છે અને ભલા કે ભૂંડા કાર્યનો જન્મદાતા બને છે. જે પ્રજાનો નિપાત થવાનો હોય છે તે પ્રજા પ્રથમ તો વિચારમાં જ ભ્રષ્ટ થાય છે. સત્ય–અસત્યમાં તફાવત જોવાની દરકાર કે શક્તિ એનામાં રહેતી નથી અને પછી વર્તનમાં ભ્રષ્ટતા આવે છે. જુઓ ! ભારતવર્ષની દશા કેવી છે ? વ્યાપારી લોક પોતાના પુત્રોને શીખવે છે કે અસત્ય વગર તો વ્યાપાર જ થઇ શકે નહિ. અમલદાર લોક કહે છે કે લાંચ-રૂશ્વત વગર પૈસાવાળા થવાય નહિ એવા દેશની ઉન્નતિ કેવી રીતે થાય ? જ્યાંસુધી ભારતવાસીઓ પોતાના પૂર્વજોની સત્ય કીર્તિને યાદ કરી સત્ય બોલવું, સત્ય વિચારવુ અને સત્ય આદરવારૂપ ત્રિપુટી નહિ ગ્રહણ કરે ત્યાંસુધી આ દશા કદી પણ સુધરી શકશે નહિ

મુનિ વિદ્યાનંદવિજયજી

અર્થ—મારા જેઠ કપટની સ્ત્રી પરવંચના મારી જેઠાણી ઘરે ઘરે અનેક જનોને ઠગતી ફર્યા જ કરે છે. મારો દિયર અવિવેક છે તેને તો લાજ જ નથી. તે અવિવેકની સ્ત્રી કુમતિ જે મારી દેરાણી છે, તે તો બહુ ઉછાંછળી છે તેથી તે ઘણાં માઠાં કાર્યો કરે છે. ૩.

સસરો સુંહાળો રે બોલી નવિ શકે રે, સાસુડીનો નહીં વિશ્વાસ;
પિયરે પિતા છે મુજ રોષીઓ રે, માડલડી દેખાડે ત્રાસ. કિમ૦ ૪.

અર્થ—મનનો બાપ જીવ તે કાયાનો સસરો તે તો બહુ સુકુમાળ છે. તે બધું સહન કરે છે, પણ કાંઇ બોલતો જ નથી. જીવની સ્ત્રી ચેતના તે મારી સાસુ તેનો કાંઈ વિશ્વાસ નહીં. તે તો ઘડીમાં આમ ને ઘડીમાં તેમ એમ અનિશ્ચિતપણે રહ્યા કરે છે. કાયાનું પિયર અશુભ સ્થાન ને ત્યાં રહેનાર અશુભ કર્મ તે કાયાના પિતા. દુષ્કર્મની સ્ત્રી કુગતિ મારી માતા. તે બંને તો મને ત્રાસ આપે છે. ૪.

ફુવો બેઠો રે ખીખી બહુ કરે રે, ફુઇડી લગાવે મુજ રાવ;
પરઘરભંજક મામો માહરો રે, મામીનો ખોટો સ્વભાવ. કિમ૦ ૫.

અર્થ—દુષ્કર્મની બહેન વેદના, તેનો ધણી શોક તે કાયાનો ફુવો થાય છે તે આ બધું જોઈને ખીખી હસ્યા જ કરે છે. અને તેની સ્ત્રી વેદના જે કાયાની ફુઈ તે તો મારી રાવ-ફરિયાદ તેની પાસે કર્યા જ કરે છે. દુષ્કર્મની સ્ત્રી વેદનાનો ભાઈ અહંકાર તે કાયાનો મામો તે નિરંતર પારકાં ઘર ભાંગવાનો ધંધો જ કરે છે. અહંકારની સ્ત્રી માયા તે કાયાની મામી છે તેનો સ્વભાવ તો બહુ જ ખોટો છે, ખરાબ છે. એ મામા મામીએ તો આ જગતને બહુ હેરાન કર્યું છે. ૫.

માસી લૂંટે મંદિરમાં પેસીને રે, માસા દેખત લેઈ જાય;
કામ કરાવે જોરે ભાઇલો રે, ભોજાઈ વઢવા ધાય. કિમ૦ ૬.

અર્થ—વેદનાની બેન તૃષ્ણા તે કાયાની માસી કાયારૂપી ઘરમાં પેસીને ધર્મરૂપ ધનને લોભરૂપ માસાના દેખતાં લઇ જાય છે. દુષ્કર્મનો પુત્ર મોહ માયાનો ભાઇ તે જોરાવરીથી અનેક પ્રકારનાં કામ-અશુભ કાર્ય કરાવે છે અને તેની સ્ત્રી કુશિક્ષા કાયાની ભોજાઇ તે તો કાયમ વઢવા જ ધાય છે-વઢ્યા જ કરે છે. ૬.

ફંદે પાડે રે પિતરીઓ વળી રે, પિતરાણી કમજાત;
દાદો મારો ધુરથી લોભિયો રે, દાદી કરે બહુ ઘાત. કિમ૦ ૭.

અર્થ—દુષ્કર્મનો ભાઈ વિષય તે કાયાનો પિતરાઇ થાય છે તે જીવને નવા નવા ફંદમાં પાડ્યાં જ કરે છે. વિષયની સ્ત્રી કુમતિ તે કાયાની પિતરાણી મહા કમજાત છે. દુષ્કર્મનો બાપ પાપ તે કાયાનો દાદો થાય છે. તે પ્રથમથી

જ લોભીઓ છે અને તે પાપનો સ્ત્રી **અશુભ આચરણા**—કાયાની **દાદી** તે તો અનેક પ્રકારે કાયાનો ઘાત કરે છે-કાયાને દુર્ગતિમાં નાંખીને પીડે છે. ૭.

બેટડી તપાવે મુજને અતિ ઘણું રે, જમાઇ કરે રે સંતાપ;
બેટા રહે રે મુજથી રૂસણે રે, વહુઅરે દે છે સરાપ. કિમ૦ ૮.

**અર્થ**—કાયાની બેટી-પુત્રી **ચિંતા** તે મને બહુ તપાવે છે અને ચિંતાનો પતિ જે **રોપ** તે કાયાનો જમાઇ થાય તે પણ બહુ સંતાપે છે. કાયાનો પુત્ર જે **અદોષ** તે તો કાયાથી કાયમ રૂસણે રહે છે-જુદો જ રહે છે. તેની સ્ત્રી **આશા** કાયાની વહુઅર તે તો કાયમ શ્રાપ જ દીધા કરે છે. ૮.

નિર્લજ્જ મારો વહુઓ સહુ કહે રે, વડીઆઇ વિકરાળ;
કોઈ ભલું નહીં એહ કુટુંબમાં રે, બોલે આળપંપાળ. કિમ૦ ૯.

**અર્થ**—કુગતિનો બાપ **મિથ્યાત્વ** તેને કાયાનો વહુઓ ( માતાનો પિતા ) સહુ કહે છે પણ તે તો મહાનિર્લજ્જ છે, અને તેની સ્ત્રી **અવિરતિ** જે મારી **વડીઆઈ** ( માતાની માતા ) કહેવાય છે તે તો મહાવિકરાળ છે. આ બંને મિથ્યાત્વ ને અવિરતિએ જ આ સંસારમા અનંતકાળ પર્યંત જીવને ભમાવ્યો છે, રખડાવ્યો છે. આ કુટુંબમાં કોઇ સારું કે ભલું નથી. બધાં આળપંપાળ જેમ-તેમ બોલે છે અને મનમાં આવે તેમ કરે છે. ૯.

ઇણે ગામે દો ચોર નિત્યે ફરે રે, તિણે સુખ નહીં લવલેશ;
એ મૂકીને જે અળગા રહે રે, તે પુણ્યવંત વિશેષ. કિમ૦ ૧૦.

**અર્થ**—આ ગામમાં એટલે આ સંસારમાં **સંયોગ** ને **વિયોગ** નામના બે ચોર વસે છે, તે કાયમ ફર્યા કરે છે. તેણે કરીને જીવને લવલેશ માત્ર પણ સુખ નથી. જે પ્રાણી એ સંસારને મૂકીને અળગા રહે છે-સંસારને તજી દે છે તે જીવો વિશેષ પુણ્યવંત કહેવાય છે. તેને સંયોગ, વિયોગ દુઃખ આપી શકતા નથી. ૧૦.

એહ અર્થ કહ્યો અગોચરુ રે, સદ્ગુરુને આધાર;
કર જોડી મુનિ દયાશીલ કહે રે, જોજો પંડિત વિચાર. કિમ૦ ૧૧.

**અર્થ**—આ સજ્ઝાયનો અર્થ અગોચર-ન સમજાય તેવો છે, કારણ કે તેમાં અભ્યંતર ભાવ ભર્યો છે. અહીં જે ઉપનય દર્શાવવામાં આવ્યો છે તે મેં સદ્ગુરુને આધારે-અવલંબને કહેલ છે. સજ્ઝાયના કર્તા **દયાશીલ મુનિ** હાથ જોડીને કહે છે કે-હે પંડિતો ! તમે તેનો અર્થ વિચારી જોજો. ૧૧. કુંવરજી

# નન્દીસુત્ત અને એની ચુણ્ણિનું વિહંગાવલોકન

આ દુનિયામાં અત્યાર સુધીમાં અનન્ત ધર્મો ઉદ્‌ભવ્યા છે અને તેમાંનો ઘણો મોટો ભાગ આજે ઉપલબ્ધ નથી, છતાં જે કંઇ છે તે પણ કંઇ નાનોસૂનો નથી. એ પ્રત્યેક ધર્મને વ્યક્ત કરનાર એકાદ શાસ્ત્ર તો જરૂર યોજાયું હશે આપણા આ ભારતવર્ષ તરફ નજર કરીશું તો જણાશે કે આજથી એક હિસાબે ચાર પાંચ હજાર વર્ષ જેટલો **ઋગ્વેદ** પ્રાચીન ગણાય છે. એ વૈદિક હિન્દુઓનું મૌલિક શાસ્ત્ર છે. એનાં દશે મંડળો એકસરખાં પ્રાચીન નથી. આ **ઋગ્વેદ** પછી **યજુર્વેદ** અને **સામવેદ** રચાયા અને કાલાન્તરે આજે ઉપલબ્ધ થતા **અથર્વવેદની** સંકલના થઇ. આ શ્રુતિ (વેદ) ઉપરાંત અનેક **બ્રાહ્મણ** નામક ગ્રંથો, ઉપનિષદો, વિવિધ સ્મૃતિઓ અને ૧૮ પુરાણો એ પણ વૈદિક હિન્દુઓના શાસ્ત્ર ગણાય છે. એવી રીતે બૌદ્ધોનાં પણ અનેક શાસ્ત્રો છે. એ સૌમા **તિપિટક** મુખ્ય છે. એમાં **વિનયપિટક, સુત્તપિટક** અને **અભિધમ્મપિટક** એ ત્રણ ગ્રન્થોનો સમાવેશ થાય છે.

જૈનો સંબંધે વિચાર કરીએ તો દરેક તીર્થની સ્થાપનાના સમયે પ્રત્યેક ગણધર દુવાલસંગ ગણિપિડગ (સં. દ્વાદશાંગીરૂપ ગણિપિટક) રચે છે એ બાર અંગોના સમૂહરૂપ છે. આ ઉપરાંત પ્રત્યેક તીર્થમાં અનેક પઇણ્ણગ પણ રચાય છે. આ પ્રમાણે દુવાલસંગ અને પઇણ્ણગ એ બે જૈનશાસ્ત્રોની ગરજ સારે છે. પ્રસ્તુતમાં આપણે જે **નંદીસુત્ત** વિષે વિચાર કરવા માંગીએ છીએ તેનો દુવાલસંગમાં અંતર્ભાવ થતો નથી, કેમકે એ કઇ દુવાલસંગની જેમ અંગપવિટ્ઠ સુય નથી પણ અનંગપવિટ્ઠ સુય છે. વિશેષમાં અનંગપવિટ્ઠ સુયના આવસ્સય ને આવસ્સયવઇરિત્ત એવા બે ભેદો પડે છે. વળી એ બીજા ભેદના કાલિય અને ઉક્કાલિય એવા બે અવાન્તર ભેદો છે. **નન્દીસુત્ત** ઉક્કાલિય સુય ગણાય છે, કેમકે ઉક્કાલિય સુય તરીકે **પક્ખિયસુત્ત**માં ૨૮ ગ્રંથોનો નિર્દેશ છે, જ્યારે **નન્દીસુત્ત**માં ૨૯ નો નિર્દેશ છે, પરંતુ એ બન્ને ગ્રન્થોમા **નન્દીસુત્ત**નો ઉક્કાલિય સુય તરીકે ઉલ્લેખ છે.

આ ઉપરથી જોઇ શકાશે કે જે ચુણ્ણિનો આપણે અહીં વિચાર કરવા માગીએ છીએ, તે ઉક્કાલિય સુયરૂપ એક શાસ્ત્રની ચુણ્ણિ છે. હવે એનો બીજી રીતે વિચાર કરીશું.

વર્તમાન તીર્થ આશ્રીને આગમોની સંખ્યા, સમય અપેક્ષાનુસાર જુદી જુદી ગણાવાય છે, તેમા સામાન્ય જનતા આગમોની સંખ્યા ૪૫ હોવાનું કહે છે અને માને છે. શ્રીપ્રદ્યુમ્નસૂરિકૃત **વિચારસાર**માં ૪૫ આગમો ગણાવ્યાં છે. આ સૂરિનો સત્તાસમય **વિક્રમ**ની ૧૪ મી શતાબ્દી હોય એમ મનાય છે. એમની પૂર્વના કોઇ ગ્રંથમાં આગમોની સંખ્યા ૪૫ ની ગણાવાયેલી હોય તો તે મારા

જોવા જાણવામાં નથી. આ ૪૫ આગમોમાં **નન્દીસુત્તનો** ૪૩ મા આગમ તરીકે—સુત્ત તરીકે ઉપર્યુક્ત સૂરિએ નિર્દેશ કર્યો છે; પણ ત્યાં એમણે એને ચૂલિયાસુત્ત તરીકે ઓળખાવ્યું નથી કે જે સંજ્ઞા **નન્દીસુત્તને** માટે તેમ જ **અણુઓગદારને** માટે પણ આજે કેટલાક વખતથી પ્રચલિત છે. સૌથી પ્રથમ આ સંજ્ઞા કોણે અને ક્યારે યોજી તેની તપાસ કરવી બાકી રહે છે. ગમે તેમ હો, આજે તો **નન્દીસુત્તને** એક ચૂલિયાસુત્ત તરીકે ઓળખાવાય છે. આ ઉપરથી જોઈ શકાશે કે એનો સમાવેશ અંગ, ઉવંગ, પઇણ્ણગ, છેયસુત્ત કે મૂલસુત્તમાં થતો નથી, પણ એથી અતિરિક્ત વિભાગમાં થાય છે.

આ લેખના શીર્ષકગત પ્રથમ શબ્દનો વિશેષ વિચાર ન કરતાં હવે આપણે એના અન્ય શબ્દરૂપ ચુણ્ણિ વિષે ટૂંકમાં ઊહાપોહ કરીશું.

ગ્રન્થોના મુખ્ય બે વિભાગ પડી શકે: (૧) મૌલિક અને (૨) વિવરણાત્મક વિવરણના અર્થમાં ટીકા, વાર્તિક, નિજ્જુત્તિ, ભાસ, ચુણ્ણિ એમ અનેક શબ્દો ઓછેવત્તે અંશે વપરાય છે. આથી જણાશે કે ચુણ્ણિ એ એક પ્રકારનું વિવરણ છે. એની એક વિલક્ષણતા એ છે કે એ કેવળ સંસ્કૃત કે કેવળ પાઇય (પ્રાકૃત) ભાષામાં રચાયેલી કૃતિ નથી, પરંતુ એમાં તો આ બન્ને ભાષાનું સંમિશ્રણ છે અને તે પણ કેટલીક વાર તો એક જ વાકયમાં પણ નજરે પડે છે. આવી વિલક્ષણતા પાઇય ભાષાને બદલે સંસ્કૃત ભાષા તરફ વિશેષ ઝોક આપવાના માનસને આભારી હોય એમ જણાય છે. પાઇયયુગને બદલે સંસ્કૃતયુગ જોર પકડતો ગયો તેવા સંક્રાન્તિકાળમાં ચુણ્ણિરૂપ સાહિત્યનો ઉદ્ભવ થયો હશે. એ ચુણ્ણિના યુગ તરીકે **વિક્રમની** ચોથીથી તે આઠમી શતાબ્દી સુધીનો સમય સામાન્ય રીતે ગણાવાય છે.

એકંદર કેટલી ચુણ્ણિઓ રચાઇ છે એની કોઇ નોંધ મળતી નથી. અમુક અમુક ચુણ્ણિના ઉલ્લેખ મળે છે અને હમણાં કેટલાક વખતથી તો આગમોદ્ધારક **શ્રીઆનન્દસાગરસૂરિ** ચુણ્ણિઓનું સંપાદન-કાર્ય કરી રહ્યા છે અને એને લઇને આપણને નીચે મુજબની ચુણ્ણિઓ મુદ્રિત સ્વરૂપમાં આજે ઉપલબ્ધ થાય છે:— **(૧) અણુઓગદ્દારચુણ્ણિ, (૨) આવસ્સયચુણ્ણિ, (૩) ઉત્તરજ્ઝયણ-ચુણ્ણિ, (૪) દસવેયાલિયચુણ્ણિ, (૫) નન્દીસુત્તચુણ્ણિ.**

વિશેષમાં હાલમાં નીચે મુજબની ચુણ્ણિઓ ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર છે એમ સંભળાય છે:—

**(૧) આયારચુણ્ણિ, (૨) પણ્હાવણ્ણાચુણ્ણિ.**

ચુણ્ણિઓના રચનાર મુનિઓ છે એટલું જ નહિ, પણ તેઓ પૈકી કેટલાક તો પૂર્વધર હોય એમ **સિદ્ધચક્ર** (વ. ૪, અં. ૧૨, પૃ. ૨૮૪) ઉપરથી જણાય છે; કેમકે ત્યાં કહ્યું છે કે "વળી અંગ અને ઉપાંગોની પૂર્વધર આચાર્યમહારાજાઓએ ચુણ્ણિઓ રચી છે."

આ પ્રમાણે ચુણ્ણિઓ વિષે સામાન્ય ઉલ્લેખ કરી હું હવે પ્રસ્તુત ચુણ્ણિ વિષે થોડોક ઊહાપોહ કરીશ. આ ચુણ્ણિ અન્ય ચુણ્ણિઓની પેઠે મિશ્ર ભાષામાં રચાયેલી છે. એની પાઇય ભાષા અર્ધમાગહીને બદલે વિશેષતઃ સોરસેની (સં. શૌરસેની) હોય એમ જણાય છે, એને અંગે પાઠભેદ જોવાય છે. આ પ્રસ્તુત ચુણ્ણિમાંથી જ **શ્રી મલયગિરિસૂરિએ નન્દીસુત્ત**ના વિવરણમાં અવતરણો આપ્યા હોય એમ લાગે છે. એ અવતરણો પ્રસ્તુત ચુણ્ણિગત પાઠોથી કેટલેક અંશે ભિન્ન છે અને એ ભિન્નતા ભાષાભેદને અંગે હોય એમ પણ જણાય છે. અહીં ભાષાપરત્વે વિશેષ કંઇ ન કહેતાં આપણે આ ચુણ્ણિના કર્તા વિષે વિચાર કરશું.

આ કર્તાના નામ વિષે ચુણ્ણિમાં ઉલ્લેખ છે કે નહિ? એ પ્રથમ પ્રશ્ન હાથ ધરીશું. એ માટે આપણે મુદ્રિત તેમ જ અમુદ્રિત (હસ્તલિખિત) સ્વરૂપમાં મળી આવતી ચુણ્ણિઓની કેટલીક પ્રતિઓ તપાસીશું. મુદ્રિત પ્રતિના અંતમાં નીચે મુજબનો પાઠ જોવાય છે:—

"जं चु भणियमूणं वा अतिरित्तं वावि अहव विवरीयं ।
तं सम्मणुयोगधरा कहेउ काउं समक्खंति ॥ १ ॥
णिरेणगामेत्तमहासद्दा जिता पसूयती संपज जगद्धिताकुला ।
कमद्धिता वीमत चिंतितक्खरा फुडं कहेवंतमिधाणकमुणा ॥ १ ॥
सकराजातो पंचसु वर्षशतेपु नंद्यध्ययनचूर्णी समाप्ता इति ॥ग्रन्थाग्रं ॥१५००॥"

**ભાંડારકર પ્રાચ્યવિદ્યાસંશોધનમંદિર** (પૂના)માં આ ચુણ્ણિની એક હસ્તલિખિત પ્રતિ છે. તેમાંથી અંતિમ ભાગ મેં તૈયાર કરેલ **જૈન હસ્તલિખિત પ્રતિઓના સવિસ્તર વર્ણનાત્મક સૂચી** (પુ. ૧૭, ભા. ૨, પૃ. ૨૯૯)માં છપાયેલો છે. એમા પહેલું પદ્ય તો લગભગ ઉપર પ્રમાણે છે. પછીના ભાગમાં વિશેષ ભિન્નતા છે એટલે એ મુદ્રિત ભાગ હું અત્ર રજૂ કરું છું:—

"'णिरेण'गामेत्त महासद्दा [सद्दा] जिनो (ता)
पसूयती संपजोग द्धि(?)ताकुला ॥
कमद्धि(?)ता(ताः?) वीसंत चिंतंतक्खरो ।
फुत्तु(डु) काहयतं अभिधानकमुणो ॥
म(स)कराजो पंचसु वर्षशतेपु व्यतिक्रांतेपु अष्टनवतिपु ॥
नंदिअध्ययन चूर्णिः समाप्ता ॥ छ ॥ ग्रं० ग १५०० ॥ छ ॥ श्री ॥ छ ॥ ॥"

આ પ્રમાણેનો જો કે ઉપર્યુક્ત સૂચીમાં મુદ્રિત પાઠ છે, છતાં મૂળ પ્રતિમાં સર્વાંશે એ જ પાઠ છે કે કેમ તેની તપાસ કરવી બાકી રહે છે, કેમકે ખાસ કરીને ત્રીજી પંક્તિમાં મુદ્રણસમયે મુદ્રકને હાથે ફેરફાર થયો હોય એમ લાગે છે. અત્ર એ વાત ઉમેરીશ કે કૌંસગત પાઠ અર્થસંકલના માટે મેં રજૂ કર્યો છે. ચોખંડા

કૌંસથી મેં નિરર્થક અંશ દર્શાવ્યો છે અને ધનુષના આકારવાળા કૌંસથી અશુદ્ધ પાઠને બદલે મને સ્ફુરેલો શુદ્ધ પાઠ મેં સૂચવ્યો છે. આ ઉપરથી સહેલાઇથી સમજી શકાશે કે હસ્તલિખિત પ્રતિનો પાઠ અશુદ્ધ છે. એ અશુદ્ધતાના નિરાકરણની સાથે સાથે स અને म સંબંધી, ह અને द સંબંધી, त અને न સંબંધી તેમજ ह्व માટેની જૈન લિપિની સંજ્ઞા સંબંધી ભ્રાન્તિઓ અંગેની ગેરસમજ વિચારતાં ઉપર્યુક્ત પદ્ય જુદું સ્વરૂપ ધારણ કરી શકે છે.

મારી સામે અત્યારે ઉપર્યુક્ત ચુણ્ણિની કોઇ હસ્તલિખિત પ્રતિ નથી, પરંતુ બનતાં સુધી મારા ઉપર્યુક્ત મુદ્રિત પાઠ ઉપરથી જ એ પદ્ય **અકલંકગ્રન્થત્રયની** પ્રસ્તાવના (પૃ. ૧૫)માં ન્યાયાચાર્ય પંડિત **મહેન્દ્રકુમારશાસ્ત્રીએ** નીચે મુજબ રજૂ કર્યું છે:—

" णिरेण गामेत्त महासद्दा जिता, पसूयती संख जगद्धिताकुला।
कमद्धिता वीसंत चिंतितक्खरो फुडं कहेयं अभिद्दाणकम्मुणा॥ "

સાથે સાથે એ પણ ઉમેરીશ કે આ પ્રમાણે પદ્ય રજૂ કરતી વેળા તેમણે નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છે:—

" इस गाथा के अक्षरों को लौट पलटने पर भी 'जिनदास' नाम नहीं निकलता। "

આ ઉપરથી જોઇ શકાય છે કે ઉપર્યુક્ત પદ્યમાં નામ સૂચન કરાયું હોય એમ આ શાસ્ત્રીજીને જરૂર લાગ્યું છે, પણ એ નામ શોધવામાં તેઓ સફળ થયા નથી. મારી ઉપર્યુક્ત **સૂચી** છપાતી વેળા મને પણ આ પદ્યમાં કર્તાએ પોતાનું નામ સૂચવ્યું છે એવો ભાસ થયો હતો, પણ એ નામ એમાં નહિ જડયું એટલે આ ચુણ્ણિના કર્તાનું નામ અત્ર અપાયું નથી એમ મેં માન્યું. બીજી બાજુએ એ નામ **જિનદાસગણિ મહત્તર** હોવાનું મેં કેટલેક સ્થળે વાંચ્યું હતું એવો મને ખ્યાલ હતો એટલે એ ઉપરથી આ ચુણ્ણિના પ્રણેતા પરત્વે મેં નીચે મુજબ નિર્દેશ કર્યો:—

" Author—Not mentioned According to the tradition, Jinadāsa Gani Mahattara. "

આ સંબંધમાં શ્રી **મહેન્દ્રકુમાર શાસ્ત્રીએ અકલંકત્રયની** પ્રસ્તાવના (પૃ. ૧૫)માં નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે:—

" भाण्डारकर प्राच्यविद्यासंशोधनमन्दिरके जैनागम कैटलोग में प्रो. H. R. कापड़िया ने स्पष्ट लिखा है कि–नन्दीचूर्णि के कर्त्ता जिनदास हैं यह प्रघोषमात्र है। "

અહીં જે પ્રઘોષમાત્ર એમ કહેવાયું છે તે કયાં સુધી સમુચિત છે તેનો નિર્ણય કરવાનું હું વિદ્વદ્વર્ગને સોંપું છું, અને પ્રસ્તુત વિષય આગળ લંબાવતાં એ ઉમેરું છું કે મારા અંગ્રેજી લખાણનો તેમણે કરેલા ઉપર્યુક્ત અર્થને અને

સાથે સાથે તેમણે કરેલાં કેટલાંક વિધાનોને લક્ષ્યમાં રાખી તેઓ **નન્દીસુત્તની** ચુણ્ણિના કર્તા **જિનદાસ** ગણિ હોવા માટે શંકા ઉઠાવે છે. આ શંકાનું નિરસન **અકલંકત્રયના** પ્રાસ્તાવિક( પૃ. ૪ )માં શ્રીયુત્ **જિનવિજયે** કર્યું છે અને એ રીતે શાસ્ત્રીજીની શંકા અસ્થાને છે એમ તેમણે બતાવ્યું છે. સાથે સાથે શાસ્ત્રીજીએ મારે માટે કરેલા ઉલ્લેખને સત્ય માનીને તેમણે મારે અંગે કેટલુંક[1] લખ્યું છે, જેનો ઉત્તર આ લેખમાં આવી જાય છે. અહીં **જિનવિજયને** મુબારકબાદી આપવાનું મન થાય છે અને તે એ છે કે ઉપર્યુક્ત અશુદ્ધ પદ્યના પ્રથમ ચરણમાં કેટલાક અક્ષરોનું પરિવર્તન સૂચવી—" **णिरेणगागत्त महासदाजिना** " એવું પરિવર્તન સૂચવી તેમણે આ ચુણ્ણિના કર્તાએ ગૂઢ રૂપમાં પોતાનું નામ **जिनदासगणिणा महत्तरेण** રજૂ કર્યાનું વિધાન કરવામાં પહેલ કરી છે. સાથે સાથે એ પણ નોંધીશ કે તેમને હાથે અહીં બે સ્ખલન થયેલ છે. એક તો **महासदा** નહિ પણ **महसदा** જોઇએ એટલે કે **हा** ને બદલે **ह** તો આમ બની શકે અને બીજું **जिनदास** નહિ પણ **जिणदास** જોઇએ, જો કે અર્થદૃષ્ટિએ તો બન્ને સંગત છે.

આ પ્રમાણે પ્રથમ ચરણમાં **જિનદાસગણિ** એ અક્ષરો તો જરૂર જોવાય છે, પણ એ પ્રમાણે એ અક્ષરો માટે શોધ કરવાનું એ જ પદ્યમાં કેવી રીતે સૂચવાયું છે તેનો વિચાર કરવો બાકી રહે છે. એનો કંઇક ઇસારો ત્રીજા ચરણના પ્રારંભિક ભાગમાં હોય એમ જણાય છે, પરંતુ આ પદ્યમાં જે કેટલીક અશુદ્ધિઓ છે તેના નિરાકરણ માટે અન્ય સાધન ન મળે ત્યાં સુધી ચોક્કસપણે કહેવું મુશ્કેલ છે. આ સાધન પ્રાપ્ત થતાં હું આ સંબંધમાં ફરીથી વિચાર કરવા ઇરાદો રાખું છું.

હવે અહીં એક બીજો પ્રશ્ન વિચારીશું. તે એ છે કે શ્રી **મલયગિરિસૂરિએ** **નન્દીસૂત્રના** વિવરણમાં " **श्रीचूर्णिकृते नमोऽस्तु** " એમ લખ્યું છે, જ્યારે શ્રી**હરિભદ્રસૂરિના** નામનો તો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે તેનું શું કારણ ? આ માટે નીચે પ્રમાણે વિકલ્પો સંભવે છેઃ—

( ૧ ) એમની સામે જે ચુણ્ણિની પ્રતિ હતી તેમાં કર્તાના નામવાળું ઉપર્યુક્ત પદ્ય હશે કે નહિ હોય.

( ૨ ) જો કદાચ ઉપર્યુક્ત પદ્ય હશે તો તે ઘણું અશુદ્ધ હોવાથી તેઓને નામનો ખ્યાલ આવ્યો નહિ હોય.

( ૩ ) નામની ખબર હોય તો પણ તે સ્પષ્ટ રૂપમાં આપવું કે નહિ ? એ પોતાની મરજીની વાત હોવાથી તેમણે નામોલ્લેખ કર્યો નહિ હોય.

---

૧. એ લખાણ જેટલું મને ઉદ્દેશીને લખાયું છે તેટલું શાસ્ત્રીજીને ઉદ્દેશીને જરૂર લખી શકાત, છતાં એ મારી સામે લખાયું એનું કારણ હું કળી શકતો નથી.

( ૪ ) ચૂર્ણિકાર કહેવાથી શ્રી **જિનદાસગણિ** જ અભિપ્રેત છે એવું એ સમયનું વાતાવરણ હોય એટલે નામોલ્લેખની આવશ્યકતા તેમને નહિ જણાણી હોય.

આમાંથી જો પહેલો વિકલ્પ વાસ્તવિક હોય તો પછી બીજા પ્રશ્નો માટે અવકાશ જ રહેતો નથી. બીજા વિકલ્પ માટે વિશેષ કહેવા જેવું જણાતું નથી. ત્રીજા અને ચોથા માટે પણ લગભગ એવી જ સ્થિતિ છે. આ ઉપરથી જોઈ શકાશે કે એમને નામની ખબર જ નહિ હતી એમ માનવાનું કંઈ ખાસ કારણ નથી.

મારી ઉપર્યુક્ત **સૂચી**માં કર્તાના સંબંધમાં મેં કરેલો ઉલ્લેખ સંદિગ્ધતાના કારણરૂપ થઇ પડ્યો, પણ હવેથી તેમ ન થાય તે માટે અહીં હું ગુજરાતી વાચકો માટે સ્પષ્ટરૂપમાં એ જાહેર કરું છું કે **નન્દીસુત્ત**ની ચુણ્ણિના કર્તા **જિનદાસગણિ મહત્તર** છે અને વિશેષમાં **નિસીહસુત્ત**ની **વિસેહચુણ્ણિ**ના પણ એ જ કર્તા છે. બાકી ઉપર્યુક્ત સૂચીના ત્રીજા ભાગની અંગ્રેજી પ્રસ્તાવનામાં મેં મારી ભૂલ સુધારેલી જ છે. અને એમાં હું કશી જ નાનમ ગણતો નથી, બલ્કે ઐતિહાસિક ક્ષેત્રમાં—સંશોધનક્ષેત્રમાં કામ કરનારાની એ હું ફરજ સમજું છું. 'જ્ઞાનનયન' પ્રખર પંડિત **સુખલાલે** પણ **તત્ત્વાર્થસૂત્ર**ની ગુજરાતી પ્રસ્તાવનામાં જે ભૂલ[1] કરી હતી તે તેમણે એની હિન્દી પ્રસ્તાવનામાં સુધારી લીધી છે અને એક બીજી ભૂલ **અકલંકગ્રન્થત્રય**ના પ્રાક્કથન ( પૃ. ૧૨ ) માં નીચે મુજબ સુધારી છે:—

"**प्रसंगवश मैं अपने पूर्व लेख की सुधारणा भी कर लेता हूँ। मैंने अपने पहले लेखों में अनेकान्त की व्याप्ति बतलाते हुए यह भाव सूचित किया है कि-प्रधानतया अनेकान्त तात्त्विक प्रमेयों की ही चर्चा करता है।...अत एव समुच्चय रूप से यही कहना चाहिए कि अनेकान्तदृष्टि आचार और विचार के प्रदेश में एकसी लागू की गई है।**"

---

૧. આ ભૂલના સંબંધમાં, એ પ્રસ્તાવના પ્રસિદ્ધ થઇ તે પૂર્વે, મારે શ્રી **આનંદસાગરસૂરિ** સાથે વાતચીત થઇ હતી અને એ ભૂલ છે એમ તેમણે પણ કહ્યું હતું. આથી **તત્ત્વાર્થાધિગમસૂત્ર**( ભાષ્ય અને ટીકા સહિત )ના બીજા વિભાગની અંગ્રેજી પ્રસ્તાવના ( પૃ. ૬ ) માં મેં એનો નિર્દેશ કર્યો હતો, પણ એ પ્રસ્તાવના છપાઇને પ્રસિદ્ધ થઇ તે પૂર્વે, હું ભૂલતો ન હોઉં તો મુનિ શ્રી **દર્શનવિજયે** હિન્દીમાં એક લેખ લખી એ ભૂલ દર્શાવી હતી. કાલાન્તરે પં. **સુખલાલ**ની ઉપર્યુક્ત પ્રસ્તાવના સહિત છપાએલ **તત્ત્વાર્થસૂત્ર**નું પર્યાલોચન કરવાનો મને પ્રસંગ પ્રાપ્ત થતાં મેં એ ભૂલ એમાં દર્શાવી હતી અને સાથે સાથે એ પર્યાલોચનમાં એમની ગુજરાતી પ્રસ્તાવના કરતાં મારી પ્રસ્તાવનામાં જે અનેક વિશિષ્ટતાઓ હતી તેનો નિર્દેશ કર્યો હતો. એ પર્યાલોચન તેમના હિન્દી અનુવાદપૂર્વક પ્રસિદ્ધ થનાર **તત્ત્વાર્થસૂત્ર**માં છપાવાનું હતું, પરંતુ તેમ થયું નથી, એટલે હવે ભવિષ્યમાં એ પ્રસિદ્ધ કરવાનો હું ઇરાદો રાખું છું.

- આ પ્રમાણે ચુણ્ણિના કર્તાના નામસૂચક પદ્યની મીમાંસા વિચારી હવે હું એના પછીના ઉલ્લેખ વિષે કંઇક ટૂંકાણમાં ઊહાપોહ કરવા પ્રવૃત્ત થાઉં છું.

મુદ્રિત પ્રતિમાં ચુણ્ણિની રચનાનો સમાપ્તિકાળ **શક** સંવત્ ૫૦૦ છપાયેલો છે, જ્યારે મારી ઉપર્યુક્ત **સૂચીમાં** એ **શક** સંવત્ ૫૯૮ છપાવેલો છે. વિશેષમાં **લીંબડીના જૈન જ્ઞાનભંડારની હસ્તલિખિત પ્રતિઓનું સૂચીપત્ર** નામક પુસ્તકના ૮૮ મા પૃષ્ઠમાં પણ " શક ૫૯૮ " છપાયેલ છે. ( અને ત્યાં પણ ગ્રંથાગ્ર તરીકે તો ૧૫૦૦ નો જ નિર્દેશ છે. )

જ્યાં સુધી મને ખ્યાલ છે ત્યાં સુધી ચુણ્ણિની મુદ્રિત પ્રતિ બાદ કરતાં બીજે બધે સ્થળે **શક** સંવત્ ૫૯૮ નો જ ઉલ્લેખ મેં જોયો છે અને શ્રી **જિનવિજયે** પોતાના **પ્રાસ્તાવિક** ( પૃ. ૫ )માં **શ્રીઆનન્દસાગરસૂરિના** " સાહસ " વિષે ઉલ્લેખ કરતાં જે ઉલ્લેખ કર્યો છે એ વિચારતાં તો કોઈ સ્થળે **શક** સંવત્ ૫૯૮ કરતાં ભિન્ન ઉલ્લેખ મળવાનો સંભવ જ નથી. એટલે અત્યારે તો હું પ્રસ્તુત ચુણ્ણિની રચના **શક** સંવત્ ૫૯૮ માં સમાપ્ત થયાનું માનું છું

શ્રી **જિનવિજયે** શ્રી **આનંદસાગરસૂરિના** સંબંધમાં **પ્રાસ્તાવિકમાં** જે લખ્યું છે એ ઉપરથી એમ જણાય છે કે આ આચાર્ય એ સમાપ્તિકાળસૂચક પંક્તિના અંશને પ્રક્ષિપ્ત ગણે છે. એમ કહેવા માટે એમની પાસે કશો પૂરાવો હોય તો તે રજૂ કરવાનું શ્રી **જિનવિજય** સૂચવે છે અને જો તેઓ તેમ કરી શકે તેમ ન હોય તો તેઓ આગળ વધીને નીચે મુજબના શબ્દોમાં એ વાતની પૂર્ણાહુતિ કરે છેઃ-

" हमारा यह सन्देह कि ' सूरिजी महाराज ने, साभिप्राय, नन्दीचूर्णि के उस उल्लेख को नष्ट कर देने का प्रयत्न किया है और वैसा कर के अपने एक महान् पूर्वाचार्य की कृति का और उसके साथ ही एक सार्वजनिक ऐतिहासिक तथ्य का अपलाप करने का निन्द्य अपराध किया है ' दूर नहीं होगा । "

આથી મારી શ્રી **આનન્દસાગરસૂરિને** નમ્ર વિજ્ઞપ્તિ છે કે આ વિષયમાં તેઓ જરૂર સપ્રમાણ પ્રકાશ પાડે, કેમકે આ ચુણ્ણિના રચનાસમય સાથે શ્રી **હરિભદ્રસૂરિના** સત્તાસમયનો નિર્ણય સંકલિત છે.

હવે શ્રી **જિનદાસગણિની** કઇ કઇ કૃતિઓ છે એ હકીકત હું વિચારીશ. ઉપર હું સૂચવી ગયો છું તેમ **નિસીહસુત્તની વિસેહચુણ્ણિ** અને પ્રસ્તુત **નંદીસુત્તની ચુણ્ણિ** એ બે એમની કૃતિઓ છે. શ્રી **જિનવિજયે हरिभद्रसूरि का समय निर्णय**( પૃ. )માં સૂચવ્યું છે કે આવસ્સયચુણ્ણિ પણ એમની કૃતિ

છે શ્રી **આનન્દસાગરસૂરિ** પણ એમ જ માનતા હોય એમ એમણે સંપાદિત કરેલ આવસ્સયચુણ્ણિના બન્ને ભાગોના મુખપૃષ્ઠ ઉપરથી જણાય છે, પરંતુ અત્ર એ વાત હું ઉમેરીશ કે મારી **સૂચી**( ભા ૩, પૃ ૪૫૯–૪૫૨ )મા **આવસ્સય ચુણ્ણિની** ત્રણ પ્રતિઓનું વર્ણન છે એમાથી એકે પ્રતિના અંતમા એના કર્તા વિષે ઉલ્લેખ નથી વળી **સેનપ્રશ્ન** ( ઉ ૧, પત્ર ૧૪ અ )મા સૂચવ્યા મુજબ આ તેમ જ **પજ્જોસણાકપ્પચુણ્ણિના** કર્તાનુ નામ કે તેમના સમય વિષે સ્પષ્ટ ઉલ્લેખ મળતો નથી

**જિનવિજયને** તેમ જ શ્રી **આનન્દસાગરસૂરિને** મારી અભ્યર્થના છે કે તેઓ પોતાના મંતવ્યનું સપ્રમાણ સમર્થન કરનારી હકીકત રજૂ કરે અને જો તેમ ન જ થઈ શકે તેમ હોય તો એ ભ્રાન્ત હોવાનુ સૂચવે આવી એક વિજ્ઞપ્તિ શ્રી **મોહનલાલ દલીચંદ દેશાઈને** પણ કરવાની છે, કેમકે તેમણે શ્રી **જિનદાસગણિની** કૃતિ તરીકે **અનુયોગદ્વારની** ચૂર્ણિનો ઉલ્લેખ **જૈનસાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ** નામક પુસ્તક ( પૃ ૧૨ )મા કર્યો છે એ પૃષ્ઠ ઉપર પ્રસ્તુત વિષય સાથે સંબંધ ધરાવતા બે ટિપ્પણો છે તે પૈકી ૧૪૮ મા ટિપ્પણના ઉત્તરાર્ધમા **નન્દીસુત્તની** ચુણ્ણિ માથે જ સંબંધ તેમણે સૂચવ્યો છે તે ભ્રાન્ત છે એ ભાગ તો **નિસીહસુત્તની વિસેસચુણ્ણિને** લગતો છે ૧૪૯ મા ટિપ્પણમા "પી ૩, પર્ગ પૃ ૧૮૫ પી ૫, પરિશિષ્ટ પૃ ૫૧" એવો જે એમણે નિર્દેશ કર્યો છે તે એ બે ( Reports ) મારી પાસે નહિ હોવાથી શા માટે કરાયો છે તે હું કહી શકતો નથી શુ પ્રો **પિટર્સને** **અણુઓગદ્દારની ચુણ્ણિના** કર્તા તરીકે શ્રી **જિનદાસગણિનુ** નામ સૂચવ્યાની ખાતરીરૂપે એ છે? જો તેમ ન હોય તો આવો ઉલ્લેખ શ્રી **મોહનલાલે** કયા આધારે કર્યો છે તે દર્શાવવા તેઓ કૃપા કરે

આ લેખ લખતી વેળા **નન્દીસુત્તની** ચુણ્ણિમા અપાયેલ કેટલીક હકીકતો વિષે વિચાર કરવાનો મારો ઇરાદો હતો, પણ આ લેખનુ કલેવર ધારવા કરતા વધી ગયેલુ હોવાથી એ ઇરાદો અત્યારે જતો કરું છું અને આ લેખ આ પ્રમાણે પૂર્ણ કરું છું

હીરાલાલ રસિકદાસ કાપડિયા



## વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

(૧૮૪)

**સ્વતંત્રતાનો અર્થ તમને ગમે તે કરવું એ નથી, પણ તમે જે કરી શકો, તમે જે કરો અને તમારે જે કરવું જોઇએ તે કરવું તમને ગમવું જોઇએ—એમ છે.**

સ્વતંત્રતા અને સ્વચ્છંદતામાં ઘણો ફેર છે સ્વતંત્રતા મનુષ્યને દેવ બનાવે છે, જ્યારે સ્વચ્છંદતા મનુષ્યને પશુ બનાવે છે આ પ્રમાણે હોવા છતાં બન્ને વચ્ચેનો તફાવત કેટલીક વાર એટલો ઝીણો હોય છે કે એ તફાવત સમજવો મુશ્કેલ પડે છે અને ખાસ કરીને બન્નેની મર્યાદાની બાબતોમાં ગૂંચવણ ઊભી કરે છે મનુષ્ય બુદ્ધિશાળી પ્રાણી છે, પણ એની સાથે જ એ વિકારને વશ છે, એને પસંદગી કે નાપસંદગી કરતી વખત કામ, ક્રોધ, મોહ, દંભ વગેરે બાબતોનો ઊંડો અભ્યાસ હોય અને નિર્ણય કરવી વખતે સારાનરસાનો વિવેક સૂક્ષ્મદૃષ્ટિએ સહાયમાં હોય તો એના નિર્ણય સાચા થાય છે અને એમ ન હોય તો એની વાત મારી જાય છે

ઘણી વખતે શિસ્તને તાબે થવામાં સ્વતંત્રતાનો નાશ લાગે છે, કેટલીક વાર સમાજના યોગ્ય બંધનોને તાબે થવામાં નમળાઇ લાગે છે, કોઇ વાર શેઠ કે ઉપરીના હુકમ બજાવવામાં ગુલામીભાવ લાગે છે, આ સર્વ બાબતોના નિર્ણયનો પોતાનું સમાજમાં સ્થાન, નીતિના સર્વસમ્મત નિર્ણયોનો સ્વીકાર અને આત્મત્યાગની ભાવના પર આધાર રહેવો ઘટે પણ ગમે તે મનમાં આવે તે કરી નાખવું એમાં સ્વતંત્રતા રહેલી છે એવી ભાવના યુવકમાં સવિશેષ રહે છે પોતાના કાર્યવિભાગની શક્યતા વિચારી, પોતાને જે કરવું જોઇએ તે કરવામાં જેને અંતરનો આનંદ થાય એનું નામ ખરી સ્વતંત્રતા છે વ્યવસ્થા વગરની કાર્યરેખામાં મજા નથી અને વિચાર્યા વગર મનમાં આવે તે કરી નાખવામાં વિવેક નથી વિવેક ન હોય ત્યાં સ્વચ્છંદતા છે અને પોતાના છંદ પ્રમાણે વર્તવાની ઇચ્છા થાય એટલે વિવેકનો નાશ થઇ જાય છે. યૌવન, ધન, સંપત્તિ, શેઠાઇ કે અવિવેકને આધીન થઇ એક વાર મનુષ્ય સ્વચ્છંદે ચડ્યો એટલે પછી એ મહાન્ કાર્યો કે દીર્ઘ પરિણામો માટે નકામો થઇ જાય છે

માટે પોતાની યોગ્યતા, શક્યતા અને કર્તવ્યતાનો ખ્યાલ કરી જે કામ હાથ ધરવું તેમાં ઓતપ્રોત થઇ જવું અને એને પાર પાડવા સર્વ પ્રયત્નો કરવા—આનું નામ સાચી સ્વતંત્રતા છે દુનિયામાં માણસો આવી સ્વતંત્રતાને પરિણામે જ મોટા થયેલા છે અને જે મનમાં આવે તેમ વર્તનારા હોય છે તે અંતે હારીને બેસી જાય છે કુશળ માણસ સ્વતંત્રતા અને સ્વચ્છંદતા વચ્ચેનો આ તફાવત ધ્યાનમાં રાખી જરૂર સાચો સ્વતંત્ર થવા મથે છે, પણ વિકાર કે મોહને વશ થઇ પોતાનું તે સારું એમ મનાવવાની ભાંજગડમાં પડતો નથી સ્વતંત્રતા સદ્ગુણ છે, સ્વચ્છંદતા અધમ દુર્ગુણ છે

---

"Liberty does not consist in doing what you like, but in liking to do what you can, what you may and what you ought"

HENRY VAN DYKE (17-9-36) S

( ૧૮૫ )

**તમે કરી <u>શકો તે સર્વ</u> કરો નહિ; તમારી પાસે હોય તે <u>સર્વ વાવરો નહિ;</u> તમે સાંભળો તે <u>સર્વ માનો નહિ</u>; અને તમે જાણો તે <u>સર્વ કહો નહિ.</u>**

**સંયમને** વિકાસમાર્ગમાં અનેરું સ્થાન છે. ઇંદ્રિયોને કે મનને બેલગામ છૂટાં મૂકી દેવામાં આવે તો અધઃપાત વધતાં વધતાં પરાકાષ્ઠાએ પહોંચે છે. શરીર કે વાણી પરના સંયમ કરતાં પણ વધારે મહત્ત્વ મનના સંયમને આપવાનું છે, કારણ કે એ બન્નેને દોરવનાર તો આખરે મન જ છે. **સંયમ** ઉપર દરેક ધર્મોએ ખૂબ ભાર મૂક્યો છે. નાની મોટી દરેક વાતમાં સંયમને સ્થાન છે અને એ સ્થાન જે જાળવે તે જીવનમાં સુખી થઇ પ્રાંતે સફળતા મેળવે છે.

આપણે અનેક સારાં ખરાબ કામો કરી શકીએ છીએ. આપણામાં અનંત શક્તિ છે, માટે સારાં કામ કરવાં અને ખરાબ પર સંયમ રાખવો. ખૂન કરી શકે માટે કરવું એ વાત તો ઉઘાડી રીતે વિચિત્ર છે, પણ એ જ ધોરણે સર્વ અનિષ્ટ **કામો પર સંયમ** રાખવો. એ જ રીતે ધન હોય તો વાપરી નાખવું નહિ. દાનમાં કે ધર્માદામાં ખર્ચ કરવો અને સાથે ઘડપણ કે માંદગી માટે વેતરણ રાખવી. સંયમ સાચી બાબતમાં રાખવાનો નથી, પણ નિરર્થક કે એશઆરામમાં વ્યય કરવા કરતાં સંગ્રહ ખોટો નથી. આ રીતે **સંયમમાં** પણ **વિવેક** રાખવાની જરૂર છે અને એ સ્વતઃ સમજાય તેવી વાત છે.

અનેકની નિંદા સાંભળીએ, કોઇનું ઘસાતું સાંભળીએ, કોઇના અવર્ણવાદ સાંભળીએ એ સર્વ સાચાં માનવાં નહિ. સારી વાત, ગુણાનુવાદ કે કોઇની ઉન્નતિ યા પ્રગતિ થયેલ સાંભળી પ્રમોદ કરવો, બાકી નિંદા, વિકથામાં પડવું નહિ. જીવનમાં બીજું જાણવાનું ઘણું છે. વળી કારણ વગર બોલવું નહિ, અન્યને હું જ્ઞાની છું એમ બતાવવા માટે બોલવું નહિ, કોઇને ભોંઠા પાડવા બોલવું નહિ, સાચી વાત હોય અને બરાબર જાણતા હોઇએ તો પણ માણસની ગેરહાજરીમાં બોલવું નહિ અને મૃત્યુ પામેલ માણસના અવર્ણવાદ તો કહેવા જ નહિ.

આ રીતે જીવનના સર્વ ક્ષેત્રોમાં સંયમને સ્થાન છે. સંયમ વગરનું જીવન એ સઢ કે સુકાન વગરના વહાણ જેવું છે. જેને જીવનનો હેતુ પાર પાડવો હોય, સાધ્ય સમીપ જવું હોય અથવા છેવટ કાંઇ નહિ તો વ્યવહારમાં નામ કાઢવું હોય તેને સંયમ-શિસ્તની જરૂર છે. બાળપણમાં છોકરું જે માગે તે તેને મળે તેવાં છોકરાં કરતાં જે બાળકને અનેક મનોરથો દબાવી રાખવા પડે તે આગળ જતાં વધારે સફળ થાય છે એવો આપણો અનુભવ છે; માટે વચન, ક્રિયા અને વિચાર પર સંયમ રાખતાં શીખવું, અંકુશ મૂકવાનો અભ્યાસ પાડવો અને તેમ કરીને કુશળ જીવન જીવનાર થવું એ સર્વ રીતે સુયોગ્ય છે.

---

"Do not all you can; Spend not all you have; Believe not all you hear; And tell not all you know." (7-1-36) S. V.

# અક્ષરમાળા

## વ્યંજનયુક્ત ઉ, ઊ ( ૪ )

ઉકળાટ વિશેષ હોય તેટલી વૃષ્ટિની નીકટતા હોય.
કુળવાન મનુષ્ય શરમથી પણ દુષ્કૃત્ય કરતાં અચકાય છે.
ખૂબ ખાનાર માંદગીને આમંત્રે છે.
ગુરુ વિના જ્ઞાન નહીં ને અનુભવ વિના સાન નહિ.
ઘૂડ દિનાંધ છે, કાક રાત્ર્યંધ છે અને કામાંધ દિવસ–રાત્રિ અંધ છે.
ચુલા–પાણીઆરા આદિ ઉપર ચંદ્રવાની જરૂર વિચારપૂર્વક યોજાઇ છે.
છૂટું મુકાયેલ મન ક્યાં જઇને અટકશે તે કહેવું મુશ્કેલ છે.
જુગારનો નાદ અનેક અકૃત્ય કરાવે છે.
ઝૂકીને નમન કરનાર પણ આપત્તિ વેળાએ મોઢું છુપાવીને ચાલે છે.
ટૂટેલ મન સંધાવું મુશ્કેલ છે. યદિ સંધાય તો પણ હીરની જેમ વચ્ચે ગાંઠ રહી જાય છે.
ઠૂંઠું પણ ક્યારેક ભૂતની કલ્પના જન્માવે છે.
ડુગડુગી વગાડીને પણ સ્વશ્લાઘા ગાનાર ઘણા હોય છે.
ઢૂંકડે રહીને અર્ધું મળે તો આખો મેળવવા દૂર ન જવું.
તુલામાં ન્યાયનો ગુણ તો છે પણ તે ગુરુને નીચે બેસાડે છે અને લઘુને ઉપર ચડાવી દે છે તે દુર્ગુણ પણ છે.
થૂંકેલું ગળવાનો પણ સમજુ માણસને ક્યારેક પ્રસંગ આવી જાય છે.
દુઃખ એ ભૂલની જ શિક્ષા છે.
ધૂર્ત જનોના પડછાયાથી પણ દૂર રહેવું યોગ્ય છે.
નૂતનતા-નવીનતા જગતને નિત્ય પ્રિય છે.
પુત્રનાં લક્ષણ પારણામાંથી અને વહુનાં લક્ષણ બારણામાંથી જણાય છે.
ફૂલગુલાબી સ્વભાવનાં માણસો સૌને પ્રિય થઇ પડે છે.
બુઝાતો દીપક અંતમાં પૂર્ણ જોસથી પ્રકાશી ઊઠે છે.
ભૂલ સુધારી લેવાથી તેની પરંપરા અટકી જાય છે.
મૂત્ર–મળાદિ બહાર નીકળતાં તે પ્રત્યે અતિ ઘૃણાભાવ જન્મે છે.
યુક્તાયુક્તનો વિચાર પ્રથમથી કરનારને પ્રાયઃ ખેદ કરવો પડતો નથી.
રૂપમાં ગુણ ભળે તો સુવર્ણ ને સુગંધની ઉક્તિ યથાર્થ બને છે.
લૂખું ભોજન પણ પરિશ્રમ પછી અતિ મિષ્ટ લાગે છે.
શૂળ જેવાં વચન સર્વત્ર દુશ્મનાવટ જન્માવે છે.
સુલભ વસ્તુનું પ્રાયઃ મૂલ્ય હોતું નથી.
હુશિયારી વિનાનું એકલું ગોખણપટ્ટી જ્ઞાન કામ આપતું નથી.
ક્ષુધા સમાન અન્ય કોઇ મહાન્ વેદના નથી.

## વ્યંજનયુક્ત એ ( ૫ )

એકડા વિનાનાં મીંડાં તદ્દન વ્યર્થ છે, તેમ જ એકડાની પૂર્વેનાં મીંડાં પણ નકામાં છે.
કેતકીની સુગંધથી આકર્ષાઇ ભ્રમરા સ્વયં ત્યાં જાય છે. સત્પુરુષની સુગંધ પણ એવી છે કે જેથી ભક્તજનોથી તે વીંટળાયેલ રહે છે.
ખેતી ઉપર જગતભરનો આધાર છે, છતાં એવી ખેતીનો કર્તા ખેડૂત આજે બેહાલ સર્વત્ર નજરે પડે છે.
ગેયતાના કારણે સામાન્ય કાવ્યો પણ પ્રિય થઇ પડે છે.
ઘેટાંનો સ્વભાવ આંધળા અનુકરણનો હોય છે.
ચેન ન પડે ત્યારે નિદ્રાધીન બનવું હિતાવહ છે.
છેલબટાઉ માણસો પાછળથી ટીકાપાત્ર બને છે.
જેમ જેમ શેલડીને પીસો, સુવર્ણને તપાવો અને ચંદનને ઘસો તેમ તેમ એ સર્વ અનુક્રમે રસ, કાંતિ અને સુગંધ વધારે આપનાર બને છે.
ઝેરનું એક જ બિંદુ ઉત્તમ વસ્તુને અયોગ્ય બનાવી દે છે.
ટેકો દઇને ચાલનાર વૃદ્ધ પણ મૃત્યુથી ડરે છે.
ઠેકાણા વિનાના પત્રની જેમ ધ્યેય વિનાનાં માણસો યત્ર તત્ર અથડાય છે.
ઢેલ ( મયૂરી ) મોરનાં આંસુને ગળી જઇને ગર્ભ ધારણ કરે છે.
તેવડના પ્રમાણમાં ખર્ચ રાખવો તે યોગ્ય છે.
થેગ આદિ અનંતકાય બહુ જીવોનું સ્થાન હોઇ વર્જ્ય કહેલ છે
દેવતાનું સાક્ષાત્ દર્શન દુર્લભ ગણાય છે.
ધેનુ એ હિંદુસંસારમાં પૂજનિક પ્રાણી ગણાય છે.
નેક વૃત્તિ જાળવનાર પ્રતિષ્ઠાપાત્ર બને છે.
પેટમાં પેસી પગ લાંબા કરનાર ધૂર્તજનો સ્થળે સ્થળે હોય છે.
ફેફસાંની નબળાઇમાંથી ક્ષય જન્મે છે.
બેની જોડી વિના સંસારનું પ્રાયઃ કોઇ કામ ચાલતું નથી.
ભેખ લેનાર કરતાં શોભાવનારની બલિહારી છે.
મેળા આદિ ઉત્સવો જન-મનરંજનાર્થે યોજાયા છે.
યેન-કેન પ્રકારે પણ પ્રસિદ્ધિ મેળવી શકાય છે. ( સારા કાર્યથી કે બૂરા કાર્યથી )
રેલ માર્ગ થતાં સ્વાવલંબનની દિશા બંધ પડી ગઇ છે.
લેખ લખી કે ભાષણો કરી લોકને દોરનાર પોતે ઘણી વાર 'કોરા' હોય છે.
વેપારી દિવસચોર એટલે ઘણા માણસો વચ્ચે ધોળે દિવસે ચોરનાર છે.
શેલડીની મીઠાશ પ્રતિપર્વે ( ગાંઠે ) વધતી જાય છે.
સેવ્ય-સેવકભાવ અનાદિથી ચાલે જ છે.
હેમ અને પીત્તળની ખરી ખબર કષ, છેદ અને તાપથી પડે છે.
ક્ષેત્રશુદ્ધિ સિવાય ખેડૂતની મહેનત, બીજ, વૃષ્ટિ આદિ વ્યર્થ જાય છે.
જ્ઞેયપણું મેળવવું અત્યંત દુર્લભ તેમ જ મુશ્કેલ છે.

વ્યંજનયુક્ત ઓ ( ૬ )

ઓણ કરવાના કાર્યને પોર ઉપર રાખનાર પસ્તાય છે.
કોમળ અને મિષ્ટ વચન સર્વત્ર વશીકરણનું કામ કરે છે.
ખોટી ડંફાશ લાંબો સમય નભતી નથી.
ગોખી રાખેલું ભુલાઇ જાય છે, પણ અનુભવેલું ભુલાતું નથી.
ઘોડે ચડે તે પડે પણ ખરો.
ચોરની ચાર નજર અને શાહુકારની એક નજર કહેવાય છે.
છોટી વાતને મોટી ન કરવી.
જોર વિના મોટી વાતો કરવાથી જગતમાં હાસ્યપાત્ર બનાય છે.
ઝોકાં આવે ત્યારે નાસિકા દબાવી શ્વાસ રુંધવાથી આળસ ઊડી જાય છે.
ટોપીના જબ્બર પ્રવાહે પાઘડીને હાંકી કાઢી છે.
ઠોઠ નિશાળીઆને વતરણાં ઘણાં હોય તેમ કહેવાય છે.
ડોળીમાં બેસી યુવાનો કે યુવતીઓ યાત્રા કરે છે ત્યારે સ્હેજે હાસ્ય સ્ફુરે છે.
ઢોલ વગાડીને નિજ ગુણ ગાનાર પણ હોય છે.
તોરવાળાં માણસ સાથે વાદમાં ન ઊતરવું તે યોગ્ય છે.
થોડામાં મીઠાશ રહે છે. અતિમાંથી મીઠાશ જતી રહે છે.
દોઢ પરમેશ્વરની ઉપમા ધનને અપાય છે.
ધોળા વસ્ત્રને ડાઘનો ભય હોય છે, કાળા કે મેલાને ભય હોતો નથી.
નોક જાળવવા માટે લજ્જાવાળો મનુષ્ય પ્રાણાર્પણ સુદ્ધાં કરે છે.
પોથીમાંહેનાં રીંગણાંવાળો વ્યવહાર આજે ખૂબ પ્રચલિત બન્યો છે.
ફોલી ખાનારા મિત્રોનું પ્રમાણ હમેશાં વિશેષ હોય છે.
બોલવા ઉપરથી જ મનુષ્યની ઘણી પરીક્ષા થઇ જાય છે.
ભોળપણ ઘણી વાર મૂર્ખાઇમાં ખપે છે.
મોજમજાના દિવસો જલદી પસાર થતાં જોવાય છે.
યોગી જનોને ધનસંચય અનર્થનું કારણ બને છે.
રોગ વિના ઔષધ ખાનાર પ્રથમ પંક્તિનો મૂર્ખ ગણાય છે.
લોકમતને અવગણનાર નિંદાપાત્ર બને છે.
વોહરાવીને સાધુની પાછળ દશ ડગલાં જવું એ ગૃહસ્થનો ઉચિત ધર્મ છે.
શોકના વિચારો દુઃખને ખેંચી લાવે છે.
સો વર્ષે પણ દુષ્કાળ આકરો ગણાય છે.
શ્રોતા વિના વક્તા ખીલી શકતો નથી.
હોય તેવા દેખાવામાં હરકત નથી, ન હોય તેવા દેખાવું તે જ દુઃખદ છે.
ક્ષોભ પામેલને વધુ કહેવું એ યુક્ત નથી.

## વ્યંજનયુક્ત અં ( ૭ )

અંદરના અંદર ને બહારના બહાર રહેનાર ઘણાં માણસો હોય છે.
કંદમૂળનું ભક્ષણ દુર્ગતિનું કારણ છે.
ખંડખંડ ટુકડા કરો તોય સજ્જનો તે સજ્જનો રહે છે અને દુર્જનો તે દુર્જનો રહે છે.
ગંધને લઇને કીડીઓ ઘણે દૂર સુધી પહોંચી જાય છે.
ઘંટ એ મંદિરનો આવશ્યક શણગાર મનાયેલ છે.
ચંદન અને ચંદ્રની શીતળતાથી પણ સત્પુરુષોની શીતળતા અધિક હોય છે.
છંદ લાગ્યા પછી ધારેલ કાર્ય પાર પાડ્યા વિના શાંતિ થતી નથી.
જંગલી મનુષ્યો પણ કેટલીક બાબતમાં ઉજળિયાત વર્ગ કરતાં પણ વધે છે.
ઝંકારવ ઝાલર ઘંટ વગેરેનો સંધ્યાકાળે કર્ણપ્રિય લાગે છે.
ટંકણખાર સુવર્ણને પણ સાંધનાર છે. સજ્જનો એવા જોઇએ.
ઠંડીની ઋતુ સુખી મનુષ્યોને સુખપ્રદ નીવડે છે અને દુઃખીને દુઃખ વધારનાર થાય છે.
ડંકો દુનિયામાં વગડાવનારને પણ મૃત્યુ ક્ષણવારમાં ઓચિંતું આવીને ઉપાડી જાય છે.
ઢંગ પ્રમાણે માણસ સ્થાન પામે છે.
તંત વધારે કરવાથી ક્યારેક આખી વસ્તુ તૂટી જાય છે.
થંડા મગજથી વિચારનાર પ્રાયઃ ઉતાવળું પગલું ભરતાં નથી.
દંતધાવનની ક્રિયા શાંતિથી કરવા યોગ્ય છે. સ્વચ્છ દાંતવાળા ઘણા રોગથી મુક્ત રહે છે.
ધંધુકામાં જન્મેલ એક બાળક બારમી સદીમાં ગુજરાતનો પરમ જ્યોતિર્ધર બનેલ છે.
નંદનવનની શોભા પણ ચિંતાતુરને સુખ આપતી નથી.
પંડિતની મિત્રતા બુદ્ધિને વધારે છે.
ફંદમાં ફસાવી દ્રવ્યથી ખાલી થતાં કામીજનોને વેશ્યાઓ ત્યજી દે છે.
બંધ મકાનમાં પ્રવેશતાં પહેલાં તેમાં હવા-ઉજાસ જવા દો.
ભંડાર ભરપૂર છતાં અંતરાયાધીન મનુષ્ય તેનો ભોગવટો કરી શકતો નથી.
મંગળ કાર્યો ઘણાં વિઘ્નોથી ભરેલાં હોય છે.
યંત્રવત્ જીવનવાળાનું યથાર્થ જીવન કેમ કહેવાય ?
રંગરાગમાં અહર્નિશ રાચનારને દુઃખીના દિલની શું ખબર પડે ?
લંઘનથી જ્વર દૂર થાય છે અને અજીર્ણ રહેલું ભોજન જીર્ણતાને પામે છે.
વંશમાં સુપુત્ર જન્મે તો વંશને ઉજાળે છે, કુપુત્ર ડુબાડે છે.
શંકિત હૃદય બધે શંકાસ્પદ વાતાવરણ ભાળે છે.
સંધ્યાના રંગ જેવાં ચલિતસ્વભાવી સુખદુઃખ કાયમ કોઇને ત્યાં ટકતાં નથી.
હંસ અને બગ શ્વેતવર્ણમાં સમાન હોવા છતાં ગુણથી જુદા પડે છે.

રાજપાલ મગનલાલ વ્હોરા

# ચડતી અને પડતી

આ સંસારમાં અસ્તોદયનું ચક્ર નિરંતર દરેક મનુષ્યને માથે ફર્યા જ કરે છે. તે જ્યારે ઊંચે જાય છે ત્યારે મનુષ્યની ચડતી થાય છે અને નીચે આવે છે ત્યારે પડતી થાય છે. આને માટે સમયનો નિરધાર નથી.

સામાન્ય રીતે તો માણસો દ્રવ્યને અંગે જ ચડતી, પડતી માને છે, પરંતુ દ્રવ્ય સંબંધી ચડતી, પડતી ઉપરાંત બીજી પણ ઘણા પ્રકારની ચડતી, પડતી છે. આરોગ્યની વૃદ્ધિ અથવા અનારોગ્યની પ્રાપ્તિ, ઇજ્જતમાં વધારો અથવા બેઇજ્જત થવું, સદ્ગુણમાં વૃદ્ધિ અથવા દુર્ગુણની પ્રાપ્તિ, સૌભાગ્યમાં વૃદ્ધિ અથવા દુર્ભગત્વની પ્રાપ્તિ, સંપમાં વૃદ્ધિ અથવા કુસંપમાં પતન, માનસન્માનમાં વૃદ્ધિ અથવા જ્યાં ત્યાં અપમાન પામવું, ધર્મક્રિયામાં પ્રવૃત્તિની વૃદ્ધિ તેમજ તેમાં પ્રમાદ અને ધર્મને નામે અનાચારમાં પ્રવૃત્તિ, સદાચરણમાં વૃદ્ધિ અથવા દુરાચારમાં લપટાઇ જવું-આવી અનેક પ્રકારની ચડતી, પડતી મનુષ્યને એક ભવમાં અનેક વાર પ્રાપ્ત થાય છે. આ સર્વમાં મુખ્ય કારણ તો પૂર્વકર્મજન્ય વિપાકોદય છે, પરંતુ વ્યવહારથી જોતાં તેનાં અનેક કારણો દૃષ્ટિગોચર થાય છે. દ્રવ્ય સંબંધી અતિલોભ, અપ્રમાણિક વર્તન, સદાચારીના સંગનો ત્યાગ અને દુરાચારીનો વધતો જતો પ્રસંગ, પથ્યસેવનનો ત્યાગ ને રસેંદ્રિયના વશવર્તીપણાથી કુપથ્યનું સેવન, સારાં વાંચનનો અભાવ અને ઇંદ્રિયોને બહેકાવનાર વાંચનનો સ્વીકાર, સંતોષીના સંગનો ત્યાગ અને લોભી મનુષ્યનો વધતો જતો પ્રસંગ, દાતારનો સંગ છૂટી જવો અને કૃપણની સોબત થવી, ભક્ષ્યાભક્ષ્યના વિવેકનું દૂર થવું અને અભક્ષ્ય પદાર્થના ભક્ષણ તરફ પ્રેમ, શાંતસ્વભાવને તજવો અને ઉગ્રસ્વભાવી બનવું-આવાં અનેક કારણો દૃષ્ટિગોચર થાય છે. આ બધાં કારણોને પ્રથમ તો ઓળખવાં જ મુશ્કેલ છે. જેને સજ્જનોની, સદાચારીની, સંતોષીની, સંપના ઇચ્છકની અને સાચાધર્મીની સંગતિ હોય અને સારાં વાંચનનો શોખ હોય તે જ એ બધી બાબતનાં સારાં માઠાં કારણોને ઓળખી શકે છે અને જે મનુષ્ય ભવભીરુ હોય, કાંઇક કર્મના ભારથી હલકો થયેલ હોય અને નીકટભવિ હોય તેવા જીવો જ તેમાંનાં શુભ કારણોને સેવે છે અને અશુભ કારણોને તજે છે.

દ્રવ્ય મેળવવાની પ્રાયે દરેક મનુષ્યને ચાહના હોય છે, પરંતુ સજ્જનો તેનાં કારણ તરીકે સત્ય, પ્રમાણિકપણું, સંતોષ અને લોકવિરુદ્ધનો ત્યાગ તેમ જ પાપવ્યાપારનો ત્યાગ વગેરે સમજે છે અને તેને જ સ્વીકારે છે

ત્યારે તેનાથી જુદાં પડતાં મનુષ્યો ગમે તે રીતે-ગમે તેવો અન્યાય કરીને, અપ્રમાણિકપણું આચરીને, નિઃશંકપણે પાપવ્યાપાર કરીને તેમ જ અનેક પ્રકારના કાવાદાવા અને પ્રપંચ કરીને દ્રવ્ય મેળવવા ઇચ્છે છે. પૂર્વના લાભાંતરાય કર્મનો કાંઇક ક્ષયોપશમ થયેલો હોય તો તેવાં મનુષ્યો દ્રવ્ય મેળવે છે, લક્ષાધિપતિ કે ક્રોડપતિ થાય છે, પરંતુ પરિણામે આ ભવમાં જ તેવી રીતે મેળવેલા દ્રવ્યનો વિનાશ થાય છે અને તેને અંગે જેલમાં પણ જવું પડે છે, બેઇજ્જત થાય છે, લોકની ગણત્રીમાંથી બાદ થાય છે અને પરભવમાં તો તેના બહુ માઠા વિપાક ભોગવવા પડે છે. દુર્ગતિમાં જવું પડે છે અને ત્યાં અનેક શારીરિક, માનસિક દુઃખો અસંખ્ય વર્ષો પર્યંત ભોગવે છે, છતાં તેના સાચા કારણનું તેને ભાન થતું નથી.

આરોગ્યને તો સૌ ઇચ્છે છે, પરંતુ આરોગ્ય જાળવવા માટે કુપથ્યનું તજવું, રસેંદ્રિયને વશ કરવી, અભક્ષ્ય ભક્ષણ તજવું, મિતાહારી થવું અને બીજાં પણ આરોગ્ય જળવાય તેવાં કારણો સેવવાં જોઇએ તે સેવતા નથી. તેને પરિણામે આરોગ્ય નાશ પામે છે અને જિંદગીનો મોટો ભાગ રોગાક્રાંતપણે વ્યતીત કરે છે.

લોકમાં સન્માન મેળવવાની, ઇજ્જત વધારવાની અને સારા કહેવરાવવાની તો પ્રાયે ઘણાં મનુષ્યોને ઇચ્છા હોય છે, પરંતુ તેને અનુકૂળ કારણો સેવવાને બદલે તેથી વિરુદ્ધ પ્રવૃત્તિ કરે છે, જેથી લોકમાં અપમાનનું ભાજન થાય છે, બેઇજ્જત બને છે અને સારાં માણસની ગણત્રીમાથી નીકળી જાય છે. આ વિષય ઘણો વિશાળ છે. તેને અંગે બુદ્ધિમાનો ઘણો પ્રકાશ પાડી શકે તેમ છે મેં તો માત્ર દિગ્દર્શન કરાવ્યું છે. તે ઉપરથી સારૂં ગ્રહણ કરી ચડતીનાં કારણોને સેવશે અને પડતીનાં કારણોને તજશે તેનું આ ભવમાં શ્રેય થશે અને પરભવમાં પણ કલ્યાણ થશે.

આ બધી બાબતોમાં મુખ્ય જરૂર ભૂમિશુદ્ધિની છે. જે મનુષ્યની આત્મારૂપ ભૂમિ શુદ્ધ થયેલ હોય, માર્ગાનુસારીના ગુણો મેળવવાની રુચિ જાગી હોય, કેટલાક ગુણો મેળવ્યા હોય, સંસારની અસારતા સમજાણી હોય અને સજ્જનોની સંગતિ હોય તે ભૂમિમાં બીજા ગુણોની નિષ્પત્તિ થાય છે; ઉખરભૂમિમાં થતી નથી. આત્માને અંગે તે બન્ને પ્રકારોની ભૂમિને ઓળખીને ભૂમિ શુદ્ધિ કરવાની મારી ખાસ ભલામણ છે

આ સિવાય દેશની, શહેરની, ગામની, જ્ઞાતિની, કુટુંબની તેમજ સંસ્થાઓ વગેરેની પણ ચડતી પડતી થાય છે. તેનાં કારણો વિચારવામાં આવે તો પડતીથી બચી જવાય છે.

---

કુંવરજી

# મનનીય વિચારો

૧ તમારા આહાર-પાણી આદિમા નિયમિત અને મિતવ્યયી બનો અને સારી તદુરસ્તી અને મજબૂત શરીર મેળવો શરીરને સારી રીતે કસતા રહો

૨ 'સારી તદુરસ્તી એ ખજાનો છે' તેના વગર આપણે કઇપણ કરી ન શકીએ, જેથી તંદુરસ્તી સાચવી રાખવા આપણે ઘણી કાળજી રાખવી જોઇએ તાજી-શુદ્ધ હવામા રહેવુ જોઇએ, સ્વચ્છ પાણી પીવુ જોઇએ અને વાતાવરણને કહો કે હવાને બગાડનાર દુર્ગંધી, અપવિત્રતાઓથી દૂર રહેવુ જોઇએ

૩ તમે જે કઇ ન્યાયી કામ કરવાનુ નક્કી કર્યું હોય તેમા દૃઢતા રાખો કોઇ પણ મુશ્કેલીઓનો ડર ન રાખો કઇ પણ કામ કરવાનુ હાથમા લેતા પહેલા બરાબર વિચાર કરો, પણ એક વાર તેનો આરંભ કર્યો કે તેને કોઇપણ ભોગે સહીસલામતીથી પાર પાડો

૪ બીજાઓ તમારા માર્ગમા મુશ્કેલીઓ નાખે અગર ટીકા કરે તેનાથી નિરુત્સાહી ન બનો જો તમારો માર્ગ ખરો હશે અને પુરુષાર્થ પ્રમાણિક હશે તો લાંબે વખતે પણ તમે ફત્તેહ મેળવશો અને તમારા વિરોધીઓને નિરાશ થવુ જ પડશે

૫ 'બહાદૂર બનો પણ ઉછાછળા ન બનો' ઘણી વાર આપણે આપણો મુદ્દો, આપણો કેસ ઉતાવળમા, ઉદ્ધત રીતે રજૂ કરવામા અને કાર્ય એકદમ કરવાની ઉત્કંઠામા ચૂકી જઇએ છીએ પરંતુ પાછળથી પસ્તાવુ પડે એવુ સાહસ કરવુ ન ઘટે

૬ ફરજો બજાવવામા તમારુ મન સંતોષાયુ તો પરિણામ તમને નુકસાન થઇ શકશે નહીં આપણુ અંતઃકરણ સંતોષાય એટલે બસ ગયા સેંકડો વર્ષોથી આપણે મુશ્કેલીઓ વેઠી તે આપણાજ કારણથી હશે અને તેથી જ આપણે સમાનહિતના લાભો જાળવવામા એકત્રિત પ્રજા તરીકે પોતાને માનતા બંધ પડ્યા છીએ

૭ માતૃભૂમિને ચાહો, સ્વદેશબાંધવોને ચાહો, સ્વબંધુઓને ચાહો, સહાનુભૂતિ રાખો અને તેમના દુઃખ દૂર કરો ગરીબ-નબળાને મદદ કરો સ્વદેશબાંધવોની અને માતૃભૂમિની દશા સુધરે તેમ કરો

૮. શ્રીમંત પ્રજા બનવા તમારા દેશી ઉદ્યોગને પોષણ અને ઉત્તેજન કાં ન આપી શકો? આપણી સ્થિતિ સુધરે તેમ કરો

૯ આપણી દૃષ્ટિ સમક્ષ આશાવંત ભાવી આણવા માટે આપણા લોકોમા તાત્ત્વિક જ્ઞાનનો ફેલાવો કરો

૧૦ દરેકમા કંઇક સારુ હોય છે જ, બીજી પ્રજાના સારા દૃષ્ટાન્તથી આપણો આદર્શ સિદ્ધ કરવા તેમના સારા મુદ્દાઓ લ્યો અપરિપક્વ અને ઉતાવળીઆ વિચારોથી આપણે દોરવાઇ જવુ નહિ, પણ આપણે મનુષ્યહિતના કાર્યો ગંભીર અને ઉદાર સિદ્ધાન્તો મુજબ શરૂ કરવા

સ્વ૦ સ. ક. નિ.

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર–ભાઈ દેવચંદ કરશનજી–રાંધણપુર )

**પ્રશ્ન ૧**—સૂર્ય ને ચંદ્ર જ્યોતિષીના ઇંદ્રો છે અને તે નવ ગ્રહોમાં પણ ગણાય છે તો તે જુદા સમજવા કે કેમ ?

**ઉત્તર**—જ્યોતિષીના મુખ્ય પાંચ પ્રકાર છે. ૧. સૂર્ય, ૨. ચંદ્ર, ૩. ગ્રહ, ૪. નક્ષત્ર ને ૫. તારા. તેમાં સૂર્ય ને ચંદ્ર બે ઇંદ્રો છે. બંનેનો પરિવાર જુદો નથી. જે પરિવાર સૂર્યનો તે જ ચંદ્રનો છે. તે બેમાં મુખ્યતા ચંદ્રની છે. તેનું વિમાન સૂર્યથી મોટું $\frac{૫૬}{૬૧}$ યોજનનું છે ને આયુષ્ય એક પલ્યોપમ ઉપર એક લાખ વર્ષનું છે. સૂર્યનું વિમાન $\frac{૪૮}{૬૧}$ યોજનનું છે અને આયુષ્ય એક પલ્યોપમ ને એક હજાર વર્ષનું છે. ગ્રહો તો ૮૮ છે તેનાં નામ કલ્પસૂત્રની સુબોધિકા ટીકામાં છે. નક્ષત્રો ૨૮ છે અને તારાઓ તો દરેક ચંદ્રના પરિવાર તરીકે છાસઠ હજાર નવસે ને પંચોતેર ૬૬,૯૭૫ કોડાકોડી છે.

સાર—નવ ગ્રહમાં ગણાતા સૂર્ય, ચંદ્ર તે બે ઇંદ્રો જ છે, જુદા નથી અને એ બે સર્વ ગ્રહ, નક્ષત્ર ને તારાના સ્વામી છે. ચર ને સ્થિર દરેક સૂર્ય ચંદ્રનો ભેળો ઉપર કહ્યા પ્રમાણે પરિવાર છે. સૂર્ય ને ચંદ્ર અસંખ્યાત દ્વીપસમુદ્રોને અંગે અસંખ્યાતા છે. તે જાતિ તરીકે બે છે, પરંતુ વ્યક્તિ તરીકે અસંખ્ય છે; તેથી જ તીર્થંકરની ઇંદ્ર અસંખ્ય કરે સેવા એમ કહેવાય છે.

**પ્રશ્ન ૨**—ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી અને બે દેવલોક સુધીના દેવોનું શરીર સાત હાથ પ્રમાણ કહ્યું છે, તો તેથી ઓછું શરીર બીજા દેવોનું છે ? હોય તો કયા કયા દેવલોકમાં કેટલું હોય ?

**ઉત્તર**—ત્રીજા, ચોથામાં છ હાથનું, પાંચમા, છઠ્ઠામાં પાંચ હાથનું, સાતમા, આઠમામાં ચાર હાથનું, નવમાથી બારમા સુધીના દેવોનું ત્રણ હાથનું, નવ-ગ્રૈવેયકમાં બે હાથનું ને પાંચ અનુત્તર વિમાનના દેવોનું એક હાથનું શરીર હોય છે. જુઓ જીવવિચારાદિ પ્રકરણો

**પ્રશ્ન ૩**—દેવ, દેવીની કાયાનું પ્રમાણ ઉત્પન્ન થતી વખત હોય તેટલું ચ્યવન સુધી હોય કે ઓછુંવત્તું હોય ?

**ઉત્તર**—દેવ, દેવી ઉત્પન્ન થતાં અંતર્મુહૂર્ત્તમાં જ પૂર્ણ શરીરવાળા થઇ જાય છે, પછી તેમાં ઘટવધ થતી જ નથી. ચ્યવન સુધી તેટલું જ હોય.

**પ્રશ્ન ૪**—ઇંદ્રના આભિયોગિક દેવોનું કાર્ય શું હોય છે? તે શબ્દનો અર્થ શું છે? અને ઇંદ્ર સિવાય બીજાને પણ આભિયોગિક દેવો હોય છે?

**ઉત્તર**—ઇંદ્ર જે આજ્ઞા કરે, જ્યાં જવાનું કહે, જ્યાંથી કોઈપણ વસ્તુ લાવવાનું કહે, કોઇ સતી કે મુનિ વિગેરેના ઉપસર્ગનું નિવારણ કરવાનું કહે વગેરે તમામ કાર્ય તેને કરવાનું છે. ઇંદ્રના સામાનિક વગેરે દેવોને પણ આભિયોગિક દેવો હોય છે. એ શબ્દનો અર્થ નિકટના સંબંધવાળા અર્થાત્ નિકટ રહેનારા એવો થાય છે.

**પ્રશ્ન ૫**—ત્રયસ્ત્રિંશક અથવા ગુરુસ્થાનકીઆ દેવોનું કર્ત્તવ્ય શું છે?

**ઉત્તર**—તે દેવો ઇંદ્રને નિમિત્તે શાંતિક, પૌષ્ટિકાદિ કાર્યના કરનારા, રાજાના પુરોહિત જેવા છે. ઇંદ્ર તેને પૂજનિક તેમ જ સલાહકાર માને છે. તેઓ સંખ્યામાં ૩૩ જ હોવાથી તેમનું તે નામ કહેવાય છે.

**પ્રશ્ન ૬**—આત્મરક્ષક દેવોનું શું કામ છે અને તે શબ્દનો અર્થ શું છે?

**ઉત્તર**—ઇંદ્રના શરીરની રક્ષા કરવાનું તેમનું કાર્ય છે અને તેઓ નિરંતર ઇંદ્ર પાસે બોડીગાર્ડની જેમ ખડા ને ખડા રહે છે. નામનો અર્થ સ્પષ્ટ છે.

**પ્રશ્ન ૭**—સામાનિક દેવો કેમ કહેવાય છે? તેની સ્થિતિ શું છે?

**ઉત્તર**—સામાનિક દેવો ઇંદ્ર સમાન ઋદ્ધિવાળા તેમ જ પરિવારવાળા હોય છે, ફક્ત તેનામાં ઇંદ્રત્વ નથી. સમાન ઋદ્ધિવાળા હોવાથી જ તેઓ સામાનિક કહેવાય છે. તેઓ ઇંદ્રને સ્વામીપણે માને છે.

**પ્રશ્ન ૮**—દેવો દેવાંગના સાથે ભોગ ભોગવે તેમાં મનુષ્યને સ્ત્રીસંભોગથી થાય છે તેમ જીવવિરાધના થાય છે કે નહીં?

**ઉત્તર**—દેવો ને દેવાંગનાના શરીરોમાં રુધિર ને વીર્ય હોતું નથી, તેથી તેમાં જીવોની ઉત્પત્તિ ને વિરાધના થતી નથી.

**પ્રશ્ન ૯**—કોઈ દેવ મનુષ્યની સ્ત્રીને ભોગવે તો તેઓથી મનુષ્યના સંયોગની જેમ જ જીવવિરાધના હોય કે કેમ?

**ઉત્તર**—એમાં પણ ગર્ભજ ને સંમૂર્છિમ મનુષ્યની ઉત્પત્તિ થવાનો સંભવ ન હોવાથી તે જાતની જીવવિરાધના થવાનો સંભવ નથી.

**પ્રશ્ન ૧૦**—ચોવીશ પ્રભુના યક્ષ, યક્ષણી વ્યંતરનિકાયના છે કે કેમ?

**ઉત્તર**—વ્યંતરનિકાયના જ છે.

**પ્રશ્ન ૧૧**—એ યક્ષ,યક્ષણી પ્રભુના જન્મથી હોય કે કેવળજ્ઞાન પામ્યા પછીથી હોય?

**ઉત્તર**—કેવળજ્ઞાન પામ્યા પછીથી–તે દિવસથી જ હોય.

**પ્રશ્ન ૧૨**—દરેક ચોવીશીમાં યક્ષ, યક્ષણી તેના તે જ હોય કે કેમ?

ઉત્તર—તેના તે ન હોય, જુદા જુદા હોય.

પ્રશ્ન ૧૩—દરેક યક્ષણી પતિવાળી હોય કે પતિ વિનાની હોય ? પતિવાળી હોય તો તે પતિ ( યક્ષ ) તે પ્રભુનો ભક્ત હોય ?

ઉત્તર—પતિવાળી ન હોય એમ જાણ્યું નથી. પતિ પ્રભુનો ભક્ત હોય કે ન હોય, પરંતુ જૈનશાસનનો રાગી હોવા સંભવ છે.

પ્રશ્ન ૧૪—તીર્થંકરના યક્ષ, યક્ષણીનું નિર્માણ કોણ કરે છે ?

ઉત્તર—કોઇ કરતું નથી, સ્વયમેવ જ જેને પ્રભુ પર અત્યંત પ્રેમ થાય, પાસે ને પાસે જ રહે તે યક્ષ ને યક્ષણી તરીકે મુકરર થાય છે.

પ્રશ્ન ૧૫—દરેક વિહરમાન પ્રભુના જુદા જુદા યક્ષ, યક્ષણી હોય ?

ઉત્તર—દરેક વિહરમાન તીર્થંકર કેવળજ્ઞાન પામે ત્યારે તેમના પર અત્યંત પ્રેમવાળા યક્ષ, યક્ષણી જુદા જુદા થાય.

પ્રશ્ન ૧૬—વર્તમાનકાળે વિચરતા વીશ વિહરમાન પ્રભુના યક્ષ, યક્ષણીનાં નામ જણાવો.

ઉત્તર—એ નામ જાણવામાં કે વાંચવામાં આવ્યાં નથી.

પ્રશ્ન ૧૭—આ પ્રભુના અધિષ્ઠાયક યક્ષ, યક્ષણી વ્યંતર જાતિના જ થાય કે બીજી જાતિના પણ થાય ?

ઉત્તર—યક્ષ નામની જાતિ વ્યંતરમાં જ છે, તેથી વ્યંતરમાંથી જ થાય.

પ્રશ્ન ૧૮—પદ્માવતી દેવી કઇ નિકાયની છે ?

ઉત્તર—પાર્શ્વનાથની અધિષ્ઠાયિકા એ દેવી વ્યંતરજાતિની છે.

પ્રશ્ન ૧૯—ચારે નિકાયના દેવોને કોઇ જાતના વ્યાધિ થાય કે નહીં ?

ઉત્તર—તેમનું શરીર વૈક્રિય છે અને તેમાં સાત ધાતુ ન હોવાથી રોગનો સંભવ જ નથી.

પ્રશ્ન ૨૦—બધા ઇંદ્રો સમકિતી હોય કે કેમ ?

ઉત્તર—સમકિતી જ હોય.

પ્રશ્ન ૨૧—ઇંદ્રને સમકિત કઇ જાતનું હોય ?

ઉત્તર—પ્રાયે ક્ષયોપશમ સમકિત હોય.

પ્રશ્ન ૨૨—એ સમકિત પલટાઇને બીજું સમકિત થાય કે નહીં ?

ઉત્તર—ન થાય, કારણ કે ઉપશમ સમકિત તો અનાદિ મિથ્યાત્વીને અથવા ઉપશમશ્રેણી માંડનારને હોય અને ક્ષાયિક સમકિત તો જિનેશ્વરના કાળમાં વર્તતા મનુષ્યને જ હોય. તે પલટાવાનો સંભવ નથી.

પ્રશ્ન ૨૩—દેવતાઓ જેટલાં રૂપો વિકુર્વે તે બધાંમાં તેના આત્મપ્રદેશો હોય કે બીજા જીવોના હોય?

ઉત્તર—જે દેવ રૂપો વિકુર્વે તેમાં તેના પોતાના જ આત્મપ્રદેશો હોય અને તે મૂળશરીર સાથે સંબંધવાળા જ હોય, કેમકે આત્મપ્રદેશો છૂટા પડતા જ નથી.

પ્રશ્ન ૨૪—વાઘ, સિંહ, ચિત્તા ને વાનર કઈ જાતિના તિર્યંચો છે?

ઉત્તર—એ ચતુષ્પદ જાતિના તિર્યંચપંચેંદ્રિય છે.

પ્રશ્ન ૨૫—ચિંતામણિરત્ન પૃથ્વીકાય છે કે કેમ?

ઉત્તર—એ પૃથ્વીકાય છે, પરંતુ અમુક કાળે અચિત્ત થવાનો સંભવ છે.

પ્રશ્ન ૨૬—પારસમણિ પૃથ્વીકાય છે કે કેમ?

ઉત્તર—આ માટે ખાસ વાંચ્યું નથી, પરંતુ તે ચિંતામણિરત્ન જેવું જ જણાય છે.

પ્રશ્ન ૨૭—ચિંતામણિરત્ન બધી જાતની ઇચ્છા પૂર્ણ કરતું હોય તો તે નંદીશ્વર દ્વીપાદિકમાં રહેલા શાશ્વતચૈત્યનાં દર્શન કરવાની ઇચ્છા પૂર્ણ કરે કે કેમ?

ઉત્તર—એ સંબંધમાં વધારે ચર્ચા થયેલી નથી, તેથી ચોક્કસ કહી શકાતું નથી, પરંતુ એવી ઇચ્છા પણ પૂર્ણ કરવાનો સંભવ છે.

પ્રશ્ન ૨૮—બિલાડી વગેરે હિંસક પ્રાણીઓ બીજા જીવોની હિંસા ન કરે એ અપેક્ષાએ કબજે રાખીને તેનું પોષણ કરી શકાય?

ઉત્તર—એ હિંસક જીવો તૃપ્ત થયા હોય તો પણ અન્ય જીવોની હિંસા કરે છે, તેથી તેનું પોષણ કોઇ પણ પ્રકારે કરવા યોગ્ય નથી.

પ્રશ્ન ૨૯—નવ ગ્રહો પૈકી કોઈ કોઈ ગ્રહો મનુષ્યોને નડે છે તે વાત બરાબર છે?

ઉત્તર—એ ગ્રહો નડતા નથી, પરંતુ પ્રાણીના હિત કે અહિત થવાના સૂચક છે. વળી એ ગ્રહો સમકિતી છે, તેથી તે કોઇને ઉપદ્રવ કરે જ નહીં.

પ્રશ્ન ૩૦—જ્યોતિષશાસ્ત્ર ભવિષ્યનું કથન કરે છે તે બરાબર હોય છે? અને તે હિતકારક છે કે કેમ? તે જણાવશો.

ઉત્તર—જ્યોતિષ શાસ્ત્રને જૈનાચાર્યોએ ભવિષ્ય જાણવા માટે ખાસ સ્વીકારેલ નથી. તેનો ઉપયોગ માત્ર મુહૂર્ત્તાદિ જોવામાં જ કરવામાં આવે છે. આ કાળના અલ્પસત્ત્વી જીવોને માટે સાચું ભવિષ્ય જાણવું તે હિતકર પણ નથી.



કુંવરજી

# ગૃહસ્થધર્મની ગૌરવતાનું સ્વરૂપ

## સંતાન પ્રત્યે માબાપની ફરજો

૧. સંતાનને અયોગ્ય માર્ગથી અટકાવવાં અને યોગ્ય માર્ગે દોરવાં.

૨. સંતાનને વ્યવહારિક અને ધાર્મિક શિક્ષણ અપાવવા સાથે યોગ્ય વયે ગૃહસ્થાશ્રમમાં જોડી, અંતે સર્વ માલમિલકતનો વારસો સોંપવો.

## સંતાનની માબાપ પ્રત્યેની યોગ્ય ફરજો

૧. પોતાનું પોષણ કરનારનો અવસરોચિત બદલો દેવાની ભાવના રાખવી.

૨. પોતાને આધારે રહેલ કુટુંબની જવાબદારી સમજવી.

૩. માબાપનો વારસાહક્ક મેળવવા માટેની લાયકાત પ્રાપ્ત કરવી.

૪. માબાપનાં મરણ બાદ એમનો પારાવાર ઉપકાર ચિરસ્મરણીય રાખવો.

## વડીલ અને સંતાન વગેરેની પારસ્પરિક ફરજો

૧. સંતાને જેમ માબાપની સેવા કરવી જ જોઇએ તેમ માબાપે પણ સંતાનનું બાલ્યવયમાં યોગ્ય પાલણપોષણ કરવું જોઇએ.

૨. શિષ્યો જેમ ગુરુભક્તિ સ્વહિતાર્થે કરે છે તેમ ગુરુમહારાજાએ પણ શિષ્યને સન્માર્ગે દોરવાની જવાબદારી સમજવાની છે.

૩ પતિ જેમ પત્નીની યોગ્ય સારસંભાળ રાખે છે તેમ પત્નીએ પણ પતિપરાયણ બનવાની જરૂર છે.

૪. મનુષ્યો જેમ મિત્રો સાથે વફાદાર બને છે તેમ મિત્રોએ પણ સામા મિત્ર પ્રત્યે કદરદાન બનવું.

૫. સેવકો જેમ શેઠને સેવા–ભક્તિથી સંતોષે છે તેમ શેઠે પણ સેવકોની યોગ્ય સારસંભાળ રાખવાની જરૂર છે.

૬. ગૃહસ્થો જો સદ્‌ગુરુની શિખામણો સ્વીકારી શકતા હોય તો સદ્‌ગુરુએ પણ ગૃહસ્થોને સુંદર અને સુખકારક સદ્‌બોધ સમજાવવા તત્પર રહેવું જોઇએ.

મુનિ પ્રેમવિમળજી

# પ્રભાવિક પુરુષો

## પ્રારંભિક વક્તવ્ય

ગયા અંકમાં અનાથી મુનિનું કથાનક સમાપ્ત કરવામાં આવ્યું એ સાથે 'પ્રભાવિક પુરુષો' ના મથાળા હેઠળ આલેખવા ધારેલી બીજી માળા પૂર્ણતાને વરે છે. આ પ્રકારના આલેખન પાછળ નજર સામે આ ત્રીજી માળમાં 'ભરહેસર-બાહુબળિ' ની સજ્ઝાયમાં વર્ણવેલા સત્ત્વશાલી આત્માઓનાં જીવન રાખવામાં આવ્યાં છે. માત્ર થોડામાં જ ફેરફાર કર્યો છે અને એ વર્ણવવાનો ક્રમ એવો રાખ્યો છે કે ચરમ શાસનપતિ શ્રી મહાવીરદેવના શાસન પૂર્વે થયેલાંનો પ્રથમ ભાગ, ખૂદ તેઓશ્રીની હયાતીમાં થયેલાંનો બીજો ભાગ અને તેઓશ્રીના મોક્ષગમન પછી થયેલાંનો ત્રીજો ભાગ. દરેક ભાગમાં વીશ પુરુષોના જીવનસૂત્રો આલેખવાં અને એમાં પાંચ ગુચ્છક પાડી, દરેક ગુચ્છકમાં સમાન શીલ-વ્યવહારવાળાં ચાર ચાર કથાનકોને પુષ્પ તરીકે ગૂંથવાં. આ ધારણા અનુસાર પ્રથમ ભાગનાં વીશ કથાનકો 'જૈનોના પ્રભાવિક પુરુષો' એ નામે જૈન સસ્તી વાંચનમાળા તરફથી પ્રગટ થયેલ છે અને બીજા ભાગનાં વીશ જીવનચરિત્રો 'જૈન ધર્મ પ્રકાશ' માસિકમાં ઉપર આપેલાં મથાળા નીચે છેલ્લાં ચાર વર્ષથી લખાઈ રહ્યાં છે અને ગયા અંકમાં એની સમાપ્તિ પણ કરી દેવામાં આવી છે.

આજે શરૂ થતા ત્રીજા ભાગમાં પણ અગાઉના ક્રમને અનુસરી ચાલવાની ઇચ્છા રાખી છે.

એમાં આવનાર ઘણાખરાં કથાનકો પ્રભાવિક અને પ્રજ્ઞાસંપન્ન આચાર્યોનાં છે. બીજા ભાગમાં વર્ણવાયેલા ઘણાખરા પ્રસંગોમાં સમય અને વાતાવરણની સમાનતા દૃષ્ટિગોચર થાય છે, જ્યારે આ ત્રીજા ભાગમાં તે પ્રકારની સ્થિતિ જવલ્લે જ જોવા મળે તેમ છે. પ્રથમ ભાગની માફક એમાં ક્રમિક ચિત્રણ હોઇ, એનો સંબંધ પ્રભુશ્રી મહાવીરદેવની પાટપરંપરાને અનુસરતો રાખેલ છે.

આંગ્લ શોધકોની છેલ્લી શોધથી, તેમ જ આપણા ભારતવર્ષના વિદ્વાન પુરાતત્ત્વગવેષકોના ખંતીલા અભ્યાસથી હવે એ વાત તો સૂર્ય સમાન દીપ્તિમંત થઇ ચૂકી છે કે જૈનધર્મના ચરમ તીર્થંકર શ્રી મહાવીરપ્રભુ યાને વર્ધમાનસ્વામી જ કેવળ નહીં, પણ વારાણસી ( વર્તમાન બનારસ યાને કાશી ) નગરીના રાજવી અશ્વસેનના પુત્ર પાર્શ્વકુમાર, એટલે કે જૈનોના ત્રેવીશમા તીર્થંકર પુરુષાદાની શ્રી પાર્શ્વનાથ પણ ઐતિહાસિક પાત્ર છે. અર્થાત્ એ ઉભય તીર્થપતિઓનું અસ્તિત્વ માત્ર જૈન આગમો કે જૈન કથાસાહિત્યના ગ્રંથો કહે છે, તેમ વર્તમાનકાલીન શોધોથી અને પ્રાપ્ત થતા ઐતિહાસિક સાધનોથી પણ પુરવાર થઇ ચૂકેલ છે. જો કે જૈન આગમોમાં જે ભાષા વપરાણી છે અને દેશ, નગર તથા એમાં વસતી વિવિધ પ્રકારની જનતાના જે જે જુદા જુદા વર્ણનો મળે છે એ ઉપર યુક્તિપૂર્વક વિચાર કરવામાં આવે,

એમાંના ઉલ્લેખોનો વૈદિક કે બૌદ્ધ ધર્મના ગ્રંથો સાથે નિષ્પક્ષભાવે ને પ્રમાણ પુરસ્સર સમન્વય કરવામાં આવે તો શ્રી ઋષભદેવ યાને આદિનાથથી માંડીને બાવીશમા શ્રી અરિષ્ટનેમિ પર્યંતની ઇતિહાસશૃંખલા પણ સહજપણે જોડી શકાય તેમ છે. છેલ્લા દશકામાં એ પર અજવાળું પાડનાર પુષ્કળ સામગ્રી ઉપલબ્ધ થઈ છે. એ સામગ્રીમાં ખારવેલ ગુફાના લેખો અને મથુરાના કંકાલી ટીલામાંની વસ્તુઓએ તો અગ્રભાગ ભજવ્યો છે. એ માટે જૈનેતર વિદ્વાનો તરફથી જે પ્રયાસ થયા છે એ આપણી વાત સાચી પુરવાર કરવા માટે પર્યાપ્ત છે, છતાં જો એ પાછળ જૈનધર્મના નિષ્ણાત અભ્યાસકની દૃષ્ટિ કામ કરનાર હોત તો કેટલાક પ્રસંગોમાં જે ગૂંચવાડો ઊભો થવા પામ્યો છે તે બનવા ન પામત. અફસોસ એટલો જ છે કે હજુ આ અતિ અગત્યના વિષયમાં બહુ થોડાં મુનિમહારાજોનું લક્ષ્ય ખેંચાયું છે અને ગૃહસ્થ વર્ગમાંથી તો એ માટે રસ લેનાર આંગળીના ટેરવે ગણાય તેટલા જ જડી આવે તેમ છે. આટલી જૂજ સંખ્યા! અને તે પણ વિવિધ વ્યવસાયરક્ત અને હિંદના જુદા જુદા ભાગમાં વિખરાયેલી! હજારો વર્ષો જૂના એક મૌલિક દર્શનનો ઇતિહાસ કડીબંધ તૈયાર કરવા સારુ ઉપર વર્ણવી તેવી સાધન-સામગ્રી સાગરમાં બિંદુ સમી લેખાય!

અહીં ઇતિહાસપરત્વે આટલું લંબાણ વિવેચન માત્ર એ દૃષ્ટિએ કરવામાં આવ્યું છે કે આપણામાં ઐતિહાસિક બાબતો તરફ રસવૃત્તિ જાગે અને શોધખોળના વિષયમાં આપણે વધુ રસ લેતા થઈએ. બાકી ચાલુ ભાગના દરેક કથાનક પાછળ ઇતિહાસનું સંધાણ ઓછાવત્તે અંશે કરાયેલું તો છે જ. અલબત્ત એ સાચું છે કે એ વિષયપરત્વે પૂરતી ગવેષણા ન થઇ શકી હોવાથી, જોઇતા પ્રમાણમાં એનો યથાયોગ્ય સ્વાંગ ન ધરાવી શકાય. આમ છતાં ઉપર વર્ણવી તેવી રસવૃત્તિ ઉદ્ભવે તો કથાનકમાં આવતાં પાત્ર–સ્થળ–વ્યવસાય પરથી ઇતિહાસનું આખુંયે ચોકઠું ઊભું કરવામાં ઝાઝી મુશ્કેલી નડે તેવું નથી એ સંબંધમાં આલેખન વખતે યથાશક્ય પ્રયાસ સેવવા અભિલાષા છે એટલું જણાવં આ વિષયને અહીં જ પૂર્ણ વિરામ અર્પવામાં આવે છે.

જે સજ્ઝાયનો આધાર લઇ, જીવનચરિત્રોની ગૂંથણી કરવાની છે એમાં આ ભાગ માટે નિમ્ન મહાપુરુષોનાં નામોનો સમાવેશ થાય છે. શરૂઆતમાં શ્રી જંબૂસ્વામી જેવા પ્રતાપી અને પ્રતિભાસંપન્ન નરનું નામ પ્રાપ્ત થાય છે. એ પુણ્યશ્લોક આત્માની અલૌકિક શક્તિના સામર્થ્યથી ક્રીડા, કેલી અને વિલાસરૂપ ત્રિપુટીનો જ જ્યાં સદા સંભવ છે એવો રંગ મહાલય પાણિગ્રહણની પ્રથમ રાત્રિએ શ્રમણ સંસ્કૃતિનો સૌમ્ય સૌરભ પ્રસરાવનાર ઉપદેશામૃતનું જ્યાં શાંતિપૂર્વક પાન કરી શકાય એવા મનોરમ ઉદ્યાનમાં ફેરવાઇ ગયો હતો; એટલું જ નહિ પણ થોડી ઘટિકાઓ પૂર્વે જે આત્મા અશ્વારૂઢ થઈ, ધામધૂમથી પરણવા નીકળ્યો હતો

અને સૌન્દર્યમાં સ્વર્ગની અપ્સરાઓને પણ શરમાવે એવી આઠ લલિત લલનાઓ સહ હોંશપૂર્વક પાણિગ્રહણ કરી આવ્યો હતો, તે અત્યારે એ રસિકને સંસારસુખનો અનુપમ લહાવો લૂંટવા તલપાપડ થઈ, ભલભલા વિરાગીને પણ ઘડીભર લોભાવી કામાસક્ત બનાવે એવા શણગાર સજી, તૈયાર થઇ આવેલ સ્ત્રીઓને સંસારનાં સુખો કારમાં છે અને સાચું સુખ સંયમ યાને ચારિત્રગ્રહણ કરવામા છે એવો–દંપતીજીવનની દૃષ્ટિએ નિરસ ને કટુ–બોધ આપી રહ્યો હતો ! આ જાતની અપૂર્વ લબ્ધિ ધરાવનાર બત્રીશ લક્ષણા પુરુષને પામીને ખૂદ મુક્તિસુદરી પણ એટલી હદે સંતુષ્ટ થઇ કે જેથી તેણીએ પોતાના આવાસનું દ્વાર ભારતભૂમિનાં સંતાનો માટે બંધ કરી દીધું. આ અવસર્પિણી કાળમાં શ્રી જંબૂકુમાર પછી ઘણાએ નવલોહીઆ પાકયા અને શૂરાઓનો શુમાર ન રહ્યો છતાં, પેલું કમાડ ઉઘાડવા એમાંનો કોઈ ફતેહમંદ થયો નહીં

આવા પ્રતાપી નામસ્મરણથી જે માળાનું મંગળ પુષ્પ આરંભાય એના મહિમાનું વર્ણન ન જ થઇ શકે એ જીવનમાં વિસ્તારથી મજ્જન કરીએ તે પૂર્વે અન્ય પુષ્પોનાં નામોનો ઊડતો ઉલ્લેખ એટલા સારુ વાસ્તવિક છે કે જેથી સામાન્ય રીતે દોરવામાં આવનાર ક્રમનો વાંચકને ખ્યાલ આવે. પ્રભસૂરિસ્વામી, શય્યંભવભટ્ટ અને મનકકુમાર, યશોભદ્રસૂરિ, ભદ્રબાહુસ્વામી, સ્થૂલભદ્ર અને ધીયકની બેલડી, આર્ય શબ્દ જેમનાં નામ આગળ શોભી રહેલ છે એવા મહાગિરિ ને સુહસ્તિરૂપ જોડી, 'ગિરિ, સ્વામી અને રક્ષિત'થી જેમનાં નામોનું રક્ષણ થયું છે એવા સિંહગિરિ, વજસ્વામી અને આર્યરક્ષિત ( કાલિકાચાર્ય ) આ નામ એક કરતાં વધારે આચાર્યોનાં હોવાથી એનો ઇતિહાસ કાળજીથી ઊકેલવાની જરૂર છે. નામોની સરખાંઇએ એ સંબંધમાં જબરું મિશ્રણ જન્માવ્યું છે. નલિનીગુલ્મ વિમાનવાળા અવંતિસુકુમાળને વિસરી શકાય તેમ છે જ નહિં. એમનો સંબંધ આર્યસુહસ્તિના સમય સાથે જોડાયેલ છે વળી એ કાળના એક મહાપ્રતાપી સંત નહિં પણ સંતજીવનના થોડા સમયે જેમને મહાન્ સમ્રાટને ઘેર જન્મ આપ્યો છે અને જેમણે જૈનધર્મનો પ્રચાર માત્ર વર્ત્તમાન ભારતવર્ષ પૂરતો મર્યાદિત ન રાખતાં એની બહાર ઘણે દૂર સુધી કર્યો છે એ મહારાજા સંપ્રતિ, ભલેને વૃત્તિકારની ગણનામાં એ અધ્યાહાર હોય છતાં આ માળામાં તો જરૂર આવવાના.

ખૂટતાં પુષ્પો. માટે જૈનસાહિત્ય-ઉદ્યાનમાં એટલાં બધાં વિવિધ જાતિનાં વૃક્ષો છે કે જેના પરનાં રંગબેરંગી ફૂલોમાંથી જેમને પણ પસંદ કરવામાં આવશે એ અવશ્ય માળાને શોભાવશે.

માર્ગદર્શનની-રેખાનો-અહિં અંત આવે છે. કથાનકનો પ્રારંભ આવતા અંકથી શરૂ થશે.

ચોકસી

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ—પાલીતાણા

(સ્થાપના—સંવત ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦)

## સં. ૧૯૯૬ ના જેઠ તથા અશાડ માસની પત્રિકા.

**ધાર્મિક પ્રવૃત્તિઓઃ**—બંને માસમાં નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુપૂજા વિ. કરવામાં આવ્યાં હતાં. જેઠ શુદિ ૧૧ તથા અશાડ શુદિ ૧૪ ના રોજ બધા વિદ્યાર્થીઓએ શ્રી શત્રુંજયની યાત્રા કરી હતી.

| આવક | વૈશાખ. | જેઠ. | અશાડ. |
|---|---|---|---|
| શ્રી નિર્વાહ ફંડ. | ૯૬—૦—૦ | ૧૩૨—૯—૬ | ૧૯૬—૦—૦ |
| શ્રી ભોજન ફંડ. | ૪૭—૦—૦ | ૩૮—૦—૦ | ૧૯૬—૦—૦ |
| શ્રી કેળવણી ફંડ. | .... | .... | ૫—૦—૦ |
| શ્રી સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટ ફંડ. | .... | .... | ૫૦૨—૦—૦ |
| શ્રી દૂધ ફંડ તિથિ. | ૧૦૧—૦—૦ | .... | .... |
| શ્રી દેરાસર ખાતું. | ૧—૦—૦ | .... | ... |
| શ્રી દેરાસર સાધારણ ખાતું. | ૨—૦—૦ | .... | .... |
| કુલ રૂા. | ૨૪૭—૦—૦ | ૧૭૦—૯—૬ | ૮૯૯—૦—૦ |

**ભેટઃ**—શેઠ રતિલાલ સુંદરજી, હા. સમજુ બહેન—વઢવાણ સીટી, કેશરની પૂજાની જોડ ૧, બહેન ચંચળ તે શેઠ છોટાલાલ વાડીલાલની વિધવા—અમદાવાદ, કળશ નંગ ૧, ધુમચો નંગ ૧, શાહ વાડીલાલ મૂળચંદ—અમદાવાદ, શ્રાવક-ધર્મજાગરિકા બુક ૨, શાહ ઝવેરચંદ છગનલાલ સુરવાડાવાળા—મીયાંગામ, સ્તવન સંગ્રહ બુક ૫, વોરા ગોરધન હરખચંદ—ભાવનગર, સંભાર મણ ૦॥।.

**જમણવારઃ**—

| | | |
|---|---|---|
| ૧ શેઠ મંજલાલ વનમાળી | કુંડલા | જેઠ શુદિ ૧ |
| ૨ શેઠ જેઠાભાઈ કેસળચંદ | જામનગર | ,, ,, ૫ |
| ૩ શેઠ માણેકલાલ ચુનીલાલ | અમદાવાદ | ,, ,, ૧૧ |
| ૪ શ્રી મદ્રાસ સંઘસમસ્ત, હા. શેઠ ભુરમલજી ગુલાબચંદજી | મદ્રાસ | ,, ,, ૧૩ |

| | | |
|---|---|---|
| ૫ શેઠ મગનલાલ મૂળચંદ | મુંબઇ | જેઠ વદિ ૧ |
| ૬ શેઠ હીરાલાલ અમૃતલાલ | મુંબઇ | અશાડ શુદિ ૬ |
| ૭ શેઠ છગનલાલ રવચંદ | પ્રામોલ | " " ૧૫ |

**મુલાકાતઃ**—જરીવાળા ચંદુલાલ ચુનીલાલ-સુરત, શ્રી અમરચંદ કુંવરજી-ભાવનગર, ચુનીલાલ દુર્લભદાસ-ભાવનગર, શેઠ ચીમનલાલ ન્યાલચંદ-પાટણ, શેઠ ભોગીલાલ મગનલાલ-અમદાવાદ, શેઠ રમણલાલ વાડીલાલ-અમદાવાદ, શેઠ કાંતિલાલ પુરુષોત્તમ-અમદાવાદ, શાહ વીરચંદ કાનજી-ધોરાજી, શા. મણિલાલ હરખચંદ-મોમ્બાસા, શા લક્ષ્મીચંદ રણછોડ-મોમ્બાસા, શા. ત્રિકમલાલ રણછોડદાસ-અમદાવાદ, શેઠ ચકુભાઇ હેમચંદ-અમદાવાદ, શા. લક્ષ્મીચંદ દેવચંદ-પાટણ, ગં. સ્વ ભનીબહેન, ગં. સ્વ. મણિબહેન તથા અ. સૌ. લીલાવંતી બહેન-અમદાવાદ, શા. શાંતિલાલ સાકળચંદ-અમદાવાદ, શા. બચુભાઇ નથુભાઇ-અમદાવાદ, શા. ગિરધરલાલ મનસુખલાલ-અમદાવાદ, શા. પાનાચંદ પોચાભાઈ-અમલસાડ, શા કુલચંદ લાલચંદ-અમલસાડ, શા. ચુનીલાલ ઉત્તમચંદ-પાટણ, શા. સુરચંદ વસ્તાચંદ-ઉંઝા, શા. હરજીવન દીપચંદ-ભાવનગર, શા. ભોગીલાલ તલકશી-માંડલ, બાવીશી પુરુષોત્તમ-ભાવનગર. શા. ખીમજી કેશવજી-વાપી વિગેરે

**હિન્દી શિક્ષણઃ**—અત્રે હિન્દી શિક્ષણના વર્ગો શરૂ થતાં તેમાં સંસ્થાના વીશ વિદ્યાર્થીઓ જોડાયા છે. અભ્યાસક્રમ પૂરો થયે તેઓ હિન્દીની લેવાતી પરીક્ષામાં પણ બેસશે.

## પર્યુષણ પર્વ કેમ ઉજવશો ?

શ્રી પર્વાધિરાજ પર્યુષણ પર્વ નજીક આવે છે. તે દરમિયાન પાપનું શોષણ અને પુન્યનું પોષણ કરવાનુ દરેક જૈનબન્ધુ વિચારી રહેલ હશે. આ પ્રસગે તપશ્ચર્યા, વ્યાખ્યાનશ્રવણ, અન્ય ધર્મક્રિયા, તે સાથે સુપાત્રદાન તથા સ્વામીવાત્સલ્ય પણ તેટલુ જ મહત્ત્વ ધરાવે છે કાંકરે કાંકરે અનંતા સિધ્યા એવા સિદ્ધક્ષેત્રમાં આવેલી અનેક જૈનબાળોને વ્યવહારિક તથા ધાર્મિક શિક્ષણ આપી સુસંસ્કાર આપતી આ સંસ્થાને સંભારીને જરૂર યોગ્ય મદદ કરવા નમ્ર વિનંતિ છે. દેરાસરજીખાતે તથા મકાનફંડખાતે હજુ મોટી રકમનો તોટો છે. નિર્વાહ ફંડમાં પણ પ્રતિવર્ષ તોટો પડે છે આપશ્રી આ સંસ્થાને આપની જ સંસ્થા માની યોગ્ય સહાય કરવા પર્યુષણ પ્રસંગે યાદ કરશો એવી આશા છે.

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૬ મું } ભાદ્રપદ { વીર સં. ૨૪૫૬
અંક ૬ ઠ્ઠો } { વિક્રમ સં. ૧૯૯૬

## अनुक्रमणिका




પુસ્તક ૫૬ મું | ભાદ્રપદ | અંક ૬ ઠ્ઠો
વિ. સં. ૧૯૯૬. | | વીર સં. ૨૪૬૬

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( સુદ્રાલેખ )

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન

**જય બોલો પાસ જિનેશ્વરકી જય બોલો.**

મસ્તક મુગટ સોહે મન મોહન,
અંગીઆ સોહે રત્નોકી. જય બોલો૦ ૧

ત્રિભુવન જ્યોતિ અખંડિત તનકી,
શ્યામ ઘટા જેસી જલધરકી. જય બોલો૦ ૨

કર્મ ઊડાયે વાયુ જ્યું વાદળ,
જીત કરી અપણે ઘટકી. જય બોલો૦ ૩

બાલપણેમેં અદ્‌ભુત જ્ઞાનશું,
કરુણા કીધી વિષધરકી. . જય બોલો૦ ૪

અષ્ટ કરમ દલ સબલ ખપાયે,
શ્રેણી ચઢા જઇ શિવપુરકી. જય બોલો૦ ૫

માતા વામા-ઉદરે જિન જાયા,
રાણી અશ્વસેન નરેશરકી. જય બોલો૦ ૬

મુનિશ્રી દેવવિમલજી

### ગીતિ

વિદ્યા વિનયે દીપે, વિનયથકી સુપાત્રપણું આવે,
પાત્ર થતાં વિત્ત પામે, વિત્તથી સુણ સ્વધર્મને લાવે.
કામધેનુ સમ વિદ્યા, અકાળ ફળદાયિની સદા વિદ્યા,
સુરઇંદુ કહે વિદ્યા, ગુપ્ત ભરેલું અપાર ધન. વિદ્યા.

ગઝલ

પરમપૂજ્ય દેવ અરિહંતો, વળી શ્રી સિદ્ધ ભગવંતો;
કેવળજ્ઞાની મહામહંતો, ખમાવું છું ખરા દિલે. (૧)
આચાર્યો શુદ્ધ આચારી, વળી ઉવજ્ઝાય ઉપકારી;
વિનયના ધર્મને પાળી, ખમાવું છું ખરા દિલે. (૨)
વિચરતા સાધુ જગમાંહિ, વિચરતા સાધવી જ્યાંહી;
અંતરથી સર્વને ચાહી, ખમાવું છું ખરા દિલે. (૩)
ખલકના સર્વ પ્રાણીને, આત્મસમ નિત્ય જાણીને;
અતિશે પ્યાર આણીને, ખમાવું છું ખરા દિલે. (૪)
અન્યના દોષને છોડી, અંતરથી માનને મોડી;
ઉભય કર પ્રેમથી જોડી, ખમાવું છું ખરા દિલે. (૫)
સેવક સુરઈંદુ તો ભાખે, અંતરમાં મેલ નહિ રાખે;
બંધવ સમ સર્વને દાખે, ખમાવું છું ખરા દિલે. (૬)

**અમીચંદ કરશનજી શેઠ**

(૨)

(કવાલી)

મનડા ક્યા કરે અભિમાન, નહીં કુચ્છ સાથ આયેગા. ટેક
નહીં માત-તાત-ભ્રાત, [1]અરુ કો સાથ આયેગા. ૧
વળાવી સ્મશાને કે ઘાટે, નહીં કુચ્છ સાથ આયેગા;
ચતુરા[2] મીલકે કરેગી વિલાપ, નહીં કુચ્છ સાથ આયેગા. ૨
ન લાયા સાથમેં ન લે જાના, નહીં કુચ્છ સાથ આયેગા;
નેકી[3] કી કમાઈ આયેગી સાથ, અરુ નહીં સાથ આયેગા. ૩
કાયાકા ક્યા ભરુંસા હય? નહીં કુચ્છ સાથ આયેગા;
યાવત[4] કર લો ભલા હી કામ, અરુ નહીં સાથ આયેગા. ૪
થીર નહીં રહેના હૈ સંસાર, નહીં કુચ્છ સાથ આયેગા;
ક્ષમાવો સબ જીવોકે સાથ, અરુ નહીં સાથ આયેગા. ૫
માનમેં ગયે રાવણકા રાજ, નહીં કુચ્છ સાથ આયેગા;
યાવત રહા બુરાઇકા નામ, નહીં કુચ્છ સાથ આયેગા. ૬
ચૂકના[5] નિત્ય બુરાઇકા કામ, નહીં કુચ્છ સાથ આયેગા;
હું મેં સબ જીવોકા યાર[6], નહીં કુચ્છ સાથ આયેગા. ૭

**રાયચંદ મૂળજી-સુમંગી**

---

૧ અરુ-બીજું. ૨ ચતુરા (સ્ત્રીઓ) મરણ પાછળ ટોળે મળી રોવે છે તે. ૩ નેકી=સાચી કમાઇ=(પોતાનો જિંદગીમાં સારાં કૃત્ય કર્યાં હોય તે.) ૪ યાવત=જ્યાં ત્યાં સુધી દાન-પુન્ય-ભલાઇ-દયા-ક્ષમાનાં કાર્ય કરો ૫ નિત્ય-હમેશાં પરનિંદા, ચોરી, ચુગલી-એવા દોષ ભરેલાં કૃત્યોથી દૂર રહેવું તે. ૬ યાર-મિત્ર, દોસ્ત (જેને સમદૃષ્ટિ કહેવાય છે તે.)



# 'जैनधर्मप्रकाश' का निवेदन

(अनुसंधान पृ४ १५० थी)

मेम्बर ग्राहक लेखक प्यारे !, यही विनय अब करते हैं ।
आप साहेब के प्रेमभाव की, आश सदा ही रखते हैं ॥ ४१ ॥
मीले परस्पर भेदभाव तज, द्वेष क्लेश सब दूर करें ।
संघ चतुर्विध प्रेमभावसें, शासनकी फिर वृद्धि करें ॥ ४२ ॥
जैन धर्म का हो प्रचार फिर, विश्वधर्म यह बन जाये ।
संख्या बारी लाखन हो पर, सर्व जैन ही कहलाये ॥ ४३ ॥
कुमारपाल भूपाल समय में, जैनजगत कहलाया है ।
पूज्य गुरुवर हेमचन्द्रने, अखिल जगत अपनाया है ॥ ४४ ॥
सूरिने सम्राट शहन्शाह, अकबर को प्रतिबोधा है ।
जैनधर्मका प्रचार कर के, आश्चर्य दीखाया अनोखा है ॥ ४५ ॥
धर्मी के विन धर्म के साधन, नहीं काम आसकते है ।
बिछुडे हुवे उन्हें अपनाओ, जैन तभी चढ़ सकते हैं ॥ ४६ ॥
जैनी भाई ! बढ़ने से, संघ चतुर्विध बढ़ता है ।
शासनरसिक फिर बननेवाला, भाव वृक्ष भी फलता हैं ॥ ४७ ॥
भाव वृक्ष यह फले सदा ही, यही भावना करता हूं ।
शासनदेव को विनयभावसें, यही प्रार्थना करता हूं ॥ ४८ ॥
नया साल हो सबको मुबारिक, यही कामना करता हूं ।
धर्म उन्नति विश्वशांति की, सदा चाहना करता हूं ॥ ४९ ॥
मीले गुरुवर सर्व परस्पर, भेदभाव सब दूर करे ।
जैन धर्म का प्रकाश फैले, वैसा ही शुभ कार्य करे ॥ ५० ॥
वीर प्रभु की वाणी का, संदेश जगत में फैलावे ।
साहित्य ही ऐसा विकसित कर, सारे जग में रेलावे ॥ ५१ ॥
समय बड़ा ही सुन्दर है, यह सिद्धान्त जैन में समझावे ।
सत्य अहिंसा का प्रतिपादन कर, ऐसे ढंग से बतलावे ॥ ५२ ॥
ख्वाहिश है सब को सुनने की, यह वातावरण बताता है ।
जैन धर्म के उत्तम तत्त्व की, आशा विश्व लगाता है ॥ ५३ ॥
इस आशा की पूर्ति करना, उन्हींका कार्य कहाता है ।
शासन की वह बागडोर जो, अपने हाथ रखाता है ॥ ५४ ॥
उन्हीं पूज्य महापुरुषों से, मैं यही याचना करता हूं ।
जैन धरम विश्वधर्म बनादो, आशय ही शुभ करता हूं ॥ ५५ ॥
यही समझकर मैंने अपना, वर्णन आज सुनाया है ।
मामुली भाषा में अपना, विचार आज दीखाया है ॥ ५६ ॥

# શિવાજી મહારાજનો સંદેશ

કોઇ ધર્મનું, કોઇ ધાર્મિક સંસ્થાનું, કોઇ ધાર્મિક સ્થળનું કે કોઇ ધાર્મિક ગ્રંથનું અપમાન, મારા રાજ્યના અમલદારો-અધિકારીઓ કે બીજા કોઇ ન કરે એવી મારી હૃદયની ઇચ્છા છે. પારકા ધર્મનું અપમાન કરવું, અન્ય ધર્મના સ્ત્રી-પુરુષો ઉપર, એ બીજા ધર્મના હોવાને કારણે, અત્યાચાર ગુજારવા, પારકા ધર્મની સ્ત્રીઓને બળજબરીથી ઘસડી જઇ તેમને વટલાવી, જોરજુલમથી એના ઉપર અત્યાચાર કરવા, એનું શિયળ લૂંટવું-એ બધાં કર્મો મનુષ્ય જાતિને શરમાવનારાં છે. આવાં કૃત્યોને ધાર્મિક સેવા ગણવી એ અધમપણાની પરાકાષ્ઠા છે.

મારા રાજ્યના ખેડૂતો ઉપર ત્રાસ ન થાય એ ખાસ તમે જોજો. ખેડૂતોના સુખમાં જ રાજ્યની ચડતી છે. ખેડૂતોની આબાદીમાં જ રાજ્યની મજબૂતી છે. ખેડૂતોના ઉદયમાં જ રાજ્યની ઉન્નતિ છે. ખેડૂતવર્ગ રીઝચે પ્રભુ રીઝચો માનજો. મારા રાજ્યના ગરીબ ખેડૂતોને કોઇ ન સતાવે, કોઇ ન રંજાડે, એવો બંદોબસ્ત રાખજો. અમલદારો, અધિકારીઓ, જાગીરદારો, શાહુકારો વગેરે સ્વાર્થબુદ્ધિથી ખેડૂતોને ચૂસી ન ખાય એની તમે ખાસ ખબરદારી રાખજો.

કોઇ અમર રહ્યું નથી અને રહેવાનું પણ નથી. જન્મ્યું તે મરવાનું છે જ. જીર્ણ થયેલાં કપડાં કાઢ્યા વગર છૂટકો નથી.

તમે મારી સેવા અને શુશ્રૂષા કરવામાં કચાશ રાખી નથી. મારો ગરમ મિજાજ તમે સાંખ્યો છે અને સૂક્ષ્મ શિસ્ત પણ તમે પાળી છે. તમારા સહકાર, પ્રેમ અને વફાદારીવડે જ હું કંઇ કરી શકયો છું. આજે હું જાઉં છું-કાલે તમારું કામ પૂરું થયે તમારે ત્યા જ આવવાનું છે. સર્વેનો રસ્તો એક જ છે. અહીં રહેવાનો મોહ મિથ્યા છે. મારા મરણ પછી જ હિંદુત્વ અને દેશ પ્રત્યેની તમારી વફાદારીની ખરી કસોટી થવાની છે. કઠણ પ્રસંગે હિંમત હારતા નહિ આ જગતમાં કોઇ નિરાધાર નથી. સર્વેનો આધાર હજાર હાથનો ધણી માથે બેઠો છે. ધર્મ અને દેશની સેવાગા જે સાચા હૃદયથી અને સર્વસ્વના ત્યાગની સાચી ભાવનાથી મંડી પડે છે તેને પ્રભુ યારી આપ્યા વગર રહેતો નથી.

એ પ્રભુમાં વિશ્વાસ રાખો-ભરતખંડનો વિજય છે.

( 'છત્રપતિ શિવાજી ચરિત્ર' માંથી ઉધ્ધૃત )

---

भूल-चूक हो जो कोई इसमें, मिच्छामि दुक्कडं देता है ।
कटु शब्द जो आये होतो, उसकी माफी चाहता है ॥ ५७ ॥
नया माल निर्विघ्न बने और, शासन फुलाफला रहे ।
शासनदेव की पूर्ण कृपामें, कार्य धर्म का चला करे ॥ ५८ ॥

राजमल भंडारी

# હો ધિક્કાર કામવિકારને !

હરિગીત છંદ

કૂવડ દીસે ધૂવડ જેસી કુરૂપ રંગી નારને,
દશ દ્વારથી પુર ખાળ નીરના ગંદકી ભંડારને;
નહીં અંગ ચંગ જરાય નમણું કામી ઇચ્છે પ્યારને,
બહુ વાર વારંવાર હો ધિક્કાર કામવિકારને ! ૧

ગૃહ ગૃહિણી હોય સુંદર પ્રેમથી ચાહનારને,
તો પણ ભટકતો ફરે અહર્નિશ તજી સુખ સંસારને;
મિષ્ટાન્નને ઇચ્છે નહીં કરે ભૂંડ વિષ્ટાહારને,
બહુ વાર વારંવાર હો ધિક્કાર કામવિકારને ! ૨

કઇ જાત નાત કુજાત અધી ખાડી કે વળી બોબડી,
બની અંધ થઇ કામાંધ લૂલી કાણી કે વળી તોતડી;
કરે સમાગમ હર્ષથી નહી બીક નર્કાગારને,
બહુ વાર વારવાર હો ધિક્કાર કામવિકારને ! ૩

બળ જર ગુમાવે પતિત થઇને શું સુખે જગમાં ફરે ?
નરક કે આયુષ્ય બાધી શી રીતે સુખથી ઠરે ?
રાજ દંડે જગત ભંડે એ પાપના કરનારને,
બહુ વાર વારવાર હો ધિક્કાર કામવિકારને ! ૪

નવ વાડ સુંદર શિયળ પાળે તજી કુછંદ આચારને,
ધન સંપત્તિ સુખ પામી પૂરણ વાધે શુભ પરિવારને;
બ્રહ્માચર્ય ધારી બુદ્ધિ સારી દેવ કરે નમસ્કારને,
ધન્ય ધન્ય કર્પૂર વંદના એ શુભ મતિ ધરનારને ૫

કપુરચંદ ઠાકરશી શાહ

---

## શરણ

આવ્યા શરણે તારો, મહાવીર ! આવ્યા શરણે તારો. ( ધ્રુવ )
પ્રાર્થના ઊરમા ધારો, મહાવીર ! આવ્યા શરણે તારો. (૧)
કામ, ક્રોધ, મદ, લોભમાં ડૂબ્યા, ના રહ્યો સાથ તમારો મહાવીર ! (૨)
મોહ માયામાં અંધ બની ઝૂલ્યા, ના સૂઝે રાહ અમારો. મહાવીર ! (૩)
સત્યતણા ( એ ) પંથને ભૂલ્યા, તમ વિના કોણુ સહારો? મહાવીર ! (૪)
કામ ક્રોધ મદ લોભને દાબી, સત્યનો રાહ બતાવો. મહાવીર ! (૫)
મોહ માયાના પડળ નિવારી, જીવનપંથે લાવો. મહાવીર ! (૬)
જ્ઞાનપિપાસુ બાળ તમારા, માગે ભિક્ષા આપો મહાવીર ! (૭)
"ભોગી" "જયંત'ની તૃષા છીપાવા, જ્ઞાનસુધા વરસાવો મહાવીર ! (૮)

ભોગીલાલ નહાલચંદ શાહ

## आत्मानुशास्तिसंज्ञिका पञ्चविंशतिका

प्राकृतः संस्कृतो वाऽपि, पाठः सर्वोऽप्यकारणम् ।
यतो वैराग्यसंवेगौ, तदेव परमं रहः ॥ १ ॥

અર્થ—પ્રાકૃત અથવા સંસ્કૃત ભાષારૂપ સર્વ કોઈપણ પાઠ અકારણ છે (તત્ત્વ જણાવવામાં અમુક ભાષા જ કારણ છે એવો નિયમ નથી); કેમ કે જેનાથી વૈરાગ્ય અને સંવેગ પ્રાપ્ત થાય તે જ મોટું રહસ્ય (તત્ત્વ) છે. (૧).

अहो मूढ ! जगत्सर्वं, भ्राम्यत्येतद्बहिर्बहिः ।
आकुलव्याकुलं नित्यं, धिक्किमाश्रित्य धावति ॥ २ ॥

અર્થ—અહો મૂઢ (જીવ)! આ સર્વ જગત (જગતના જીવ) નિરંતર આકુળવ્યાકુળ થઈને બહાર ને બહાર જ ભમ્યા કરે છે. ધિક્કાર છે કે તે શું આશ્રીને (વિચારીને) દોડે છે? (૨).

संप्राप्य शासनं जैनं, युक्तं किं मे न नर्तितुम् ? ।
किं वा प्रमाद्यतो युक्तं, रोदितुं मे मुहुर्मुहुः ॥ ३ ॥

અર્થ—જિનેશ્વરનું શાસન (ધર્મ) પ્રાપ્ત કરીને મારે શું (હર્ષથી) નાચવું યુક્ત નથી? યુક્ત જ છે. અથવા તો (પામ્યા પછી) પ્રમાદ કરતા એવા મારે વારંવાર રુદન કરવું યુક્ત છે. (૩).

आत्मन्नहो ! न ते युक्तं, कर्तुं गजनिमीलिकाम् ।
प्रातर्गतं तु सन्ध्यायां, स्थातुं कस्तव निश्चयः ? ॥ ४ ॥

અર્થ—હે આત્મન્! તારે ગજનિમીલિકા (આંખ મીંચી જવી) યોગ્ય નથી. પ્રાતઃકાળે રહેલી વસ્તુ સંધ્યાકાળે રહેશે એવો તારો કયો નિશ્ચય છે? (૪).

एनं भवं परत्राहो !, तत्र स्मृत्वा प्रमादिनः ।
बाढमाक्रन्दतो मूढ !, मूर्धा यास्यति खण्डशः ॥ ५ ॥

અર્થ—અહો મૂઢ! પરભવને વિષે આ ભવનું સ્મરણ કરીને મોટે આક્રંદને કરતા એવા તારું પ્રમાદીનું મસ્તક ટૂકડે ટૂકડા થઈ જશે. (૫).

कर्मभिन्नास्मि रुष्यामि, रुष्याम्यात्मन एव हि ।
यद्वच्मि तन्न जानामि, तत्संबोध्यः परः कथम् ? ॥ ६ ॥

અર્થ—હું કોઈના ઉપર રોષ કરતો નથી, મારા આત્મા ઉપર જ રોષ કરું છું. હું જે ( તત્ત્વાદિક ) બોલું છું તે હું જાણતો નથી, તો પછી બીજાને શી રીતે બોધ કરી શકું ? ( ૬ ).

ये वाचा ख्यान्ति वैराग्यं, यान्ति भेदं न मानसे ।
हहा हा ! का गतिस्तेषां, कारुण्यास्पदभागिनाम् ? ॥ ७ ॥

અર્થ—જે જનો વાણીવડે વૈરાગ્યની વ્યાખ્યા ( વાર્તા ) કરે છે અને મનને વિષે ભેદને પામતા નથી ( વૈરાગ્યવડે મન વીંધાતું નથી ), તો કરુણાના સ્થાનને ભજનારા ( બિચારા ) તેઓની અહો ! શી ગતિ થશે ? ( ૭ ).

किं करोमि ? क गच्छामि ?, क तिष्ठामि ? शृणोमि किम् ? ।
संसारभयभीतस्य, व्याकुलं मे सदा मनः ॥ ८ ॥

અર્થ—હું શું કરું છું ? કયાં જાઉં છું ? કયાં રહું છું ? અને શું સાંભળું છું ? ( એનું મને ભાન નથી, કારણ કે ) સંસારના ભયથી ત્રાસ પામેલા મારું મન સદા આકુળવ્યાકુળ રહે છે. ( ૮ )

ध्यात्वा किं वच्मि ? किं तूष्णी-कोऽहं ? भीतोऽपि निर्भयः ।
अहो ! मे नटविद्येयं, हहा हा काऽप्यलौकिकी ॥ ९ ॥

અર્થ—હું શું વિચારીને બોલું છું ? હું મૂંગો કેમ રહ્યો છું ? અહો ! ભય પામેલો છતાં પણ હું નિર્ભય રહું છું. અહાહા ! આ મારી નટવિદ્યા કોઇક અલૌકિક છે. (૯).

विमुच्य निष्फलं खेदं, धर्मे यत्नं ततः कुरु ।
एवं जातं न चेत्किञ्चि-च्छक्तो दैवं न लंघितुम् ॥ १० ॥

અર્થ— તેથી હવે નકામા ખેદને છોડી દઈને ધર્મને વિષે યત્ન કર. જો એ પ્રમાણે કાંઈ પણ ન થયું તો દૈવને ઉલ્લંઘન કરવા તું શક્તિમાન નથી. ( ૧૦ ).

यः कोऽपि दृश्यते किञ्चित्, श्रद्धानुष्ठानबन्धुरः ।
तत्रानुमोदनं युक्तं, कर्तुं त्रेधाऽपि नित्यशः ॥ ११ ॥

અર્થ—જે કોઈ પુરુષ કાંઇ પણ શ્રદ્ધાયુક્ત ક્રિયાવાળો જોવામાં આવે, તો તેને વિષે ( તેની ) નિરંતર ત્રણ પ્રકારે અનુમોદના કરવી યોગ્ય છે. ( ૧૧ ).

आत्मारामं मनो यस्य, मुक्त्वा संसारसंकथाम् ।
अमोघामृतधाराभिः, सर्वाङ्गीणं स सिच्यते ॥ १२ ॥

અર્થ—જેનું મન સંસારની કથની મૂકીને આત્માને વિષે રમણ કરે છે તે પુરુષ અમોઘ અમૃતની ધારાવડે સર્વ અંગમાં સિંચાય છે. ( ૧૨ ).

एवं ध्यानरता येऽत्र, तेऽपि धन्या गुणोन्मुखाः ।
वेषमात्रेण ये तुष्टा–स्तेऽनुकम्प्या मनस्विनाम् ॥ १३ ॥

**અર્થ**—આ પ્રમાણે આ જગતમા જેઓ ધ્યાનમાં રક્ત હોય છે તે પણ ગુણમાં ઉત્સુક હોવાથી ધન્ય છે, પરંતુ જેઓ વેષમાત્રવડે સતોષ પામે છે, તેઓ તો ઉત્તમ પુરુષોવડે અનુકંપા કરવા લાયક છે (૧૩)

उद्यमे धर्तुमात्मानं, ध्येयं स्मर्तुं प्रतिक्षणम् ।
हितवाञ्छो जनः सर्वो–ऽप्येतद्ध्यानपरो भवेत् ॥ १४ ॥

**અર્થ**—દરેક ક્ષણે આત્માને ઉદ્યમ કરવા માટે અને ધ્યાન કરવા લાયક (તત્ત્વ)નું સ્મરણ કરવા માટે સર્વ હિતેચ્છુ જને ધ્યાનમાં તત્પર થવું જોઇએ (૧૪,)

धर्मं कर्तुं यदीच्छाऽस्ति, तदा वीक्षस्व सादरम् ।
आत्मानुशासनं सूरेः, श्रीजिनेश्वरसंज्ञिनः ॥ १५ ॥

**અર્થ**—જો ધર્મ કરવાની તારી ઇચ્છા હોય તો શ્રી જિનેશ્વર નામના સૂરિ મહારાજનું આત્માનુશાસન આદર સહિત જો. (૧૫)

संसारानित्यतां बुध्ध्वा, ये तिष्ठन्ति निराकुलाः ।
ते नूनं वह्निना दीप्ते, शेरते निर्भरं गृहे ॥ १६ ॥

**અર્થ**—જેઓ સસારની અનિત્યતા જાણ્યા છતાં આકુળતા રહિત (નિશ્ચિંત) રહે છે, તેઓ અગ્નિથી દીપ્ત થયેલા ઘરમા નિશ્ચિંતપણે સૂવે છે એમ નક્કી જાણવું (૧૬)

यौवनैश्वर्यभूपाल–प्रसादप्रमुखैर्मदैः ।
भूयांसः स्वं स्थिरं मत्वा, कोट्या गृह्णन्ति काकिनीम् ॥ १७ ॥

**અર્થ**—યૌવન, ઐશ્વર્ય અને રાજાના પ્રસાદ વગેરેના મદવડે પોતાના આત્માને સ્થિર (શાશ્વત) માનીને ઘણા લોકો એક કોટિ સોનામહોરવડે કાકિણી (કોડી)ને ગ્રહણ કરે છે (ખરીદ કરે છે) (૧૭)

गतानुगतिको भूत्वा, मा त्वं स्वपिहि निर्भरम् ।
पतन्तं वीक्ष्य कूपेऽन्धं, सज्जाक्षस्तत्र किं विशेत्? ॥ १८ ॥

**અર્થ**—તું ગતાનુગતિક થઇને નિશ્ચિંતપણે સૂઇ રહે નહીં, કેમકે અંધ માણસને કૂવામાં પડતો જોઇને સારા નેત્રવાળો માણસ પણ શું તેમાં પડે? ન જ પડે (૧૮)

देहो यन्त्रमिदं मूढा !, यद्वपायं प्रतिक्षणम् ।
दृष्टान्तं शकटं दृष्ट्वा, बुध्यध्वं किं न सत्वरम्? ॥ १९ ॥

અર્થ—હે મૂઢ જનો ! આ શરીર પ્રતિક્ષણે ઘણા વિઘ્નવાળા યંત્રરૂપ છે, તેને ગાડાના દૃષ્ટાંતવડે ( ક્ષણમાં ભાંગી જનાર ) જોઇને તમે શીઘ્રપણે કેમ બોધ પામતા નથી ? ( ૧૯ ).

हुं हुं हा दैव ! धिग्धिग्मे, जानतोऽपि न चेतना ।
बद्धायुः श्रेणिकः किं वा, नागच्छत् प्रथमां महीम् ? ॥ २० ॥

અર્થ—હું હું, હા દૈવ ! ધિક્કાર છે મને કે જાણતા છતાં પણ મને ચેતના પ્રાપ્ત ન થઇ. અથવા જેનો આયુષ્યબંધ પ્રથમ થઇ ગયો હતો એવો શ્રેણિક રાજા શું પહેલી નરકપૃથ્વીમાં નથી ગયો ? ગયો છે ( ૨૦ ).

भुक्त्वाऽद्यावधि धिग् भोगान्, महद्भिर्निन्दितं तथा ।
यथा देही विदेहः सन्, निर्वृत्तौ निर्वृतः कुतः ? ॥ २१ ॥

અર્થ—ધિક્કાર છે આ જીવને કે તેણે અત્યાર સુધી મહાપુરુષોએ તથાપ્રકારે નિંદેલા ભોગો ભોગવ્યા પણ તેથી પ્રાણી દેહ રહિત થઈ શી રીતે મોક્ષ પામે ? ન જ પામે ( ૨૧ )

राकाशशाङ्कसङ्काशं, प्राप्य जैनेश्वरं वचः ।
जन्तो ! सद्भावपीयूष–ततेर्ध्वान्तं विनाशय ॥ २२ ॥

અર્થ—હે જીવ ! પૂર્ણિમાના ચંદ્ર જેવું (નિર્મળ) જિનેશ્વરનું વચન પામીને તું ઉત્તમ ભાવરૂપી અમૃતની શ્રેણિથકી અંધકારનો (અજ્ઞાનનો) નાશ કર (૨૨)

दृष्टादृष्टैर्मम त्रैधं, क्षन्तव्यं सर्वजन्तुभिः ।
स्वल्पेनाप्यपराधेन, सिद्धा मे सन्तु साक्षिणः ॥ २३ ॥

અર્થ—થોડા પણ અપરાધવડે જોયેલા કે નહીં જોયેલા સર્વ પ્રાણીઓ ત્રણે પ્રકારે કરેલા મારા અપરાધને ક્ષમા કરો. તેમાં મને સિદ્ધો સાક્ષીરૂપ હો ( ૨૩ )

सर्वमप्येतदाख्यात–मयोग्यो नैव सेवते ।
क्षुत्क्षामाऽपि जलौकाः किं, पाषाणं चुम्बितुं स्पृशेत् ? ॥२४॥

અર્થ—આ સર્વ કહેલા તત્ત્વને અયોગ્ય પુરુષ સેવતો નથી, કેમકે ક્ષુધાવડે દુર્બળ થયેલી પણ જળો શું પથ્થરને ચુંબન કરવા સ્પર્શ કરે ? ન જ કરે ( ૨૪ ).

सूरिः श्रीरत्नसिंहाख्यः, संवेगामृतभावनाम् ।
चक्रे स्वस्योपकारार्थ–मात्मानुशास्तिसंज्ञिकाम् ॥ २५ ॥

અર્થ—શ્રી રત્નસિંહ નામના સૂરિએ પોતાના ઉપકારને માટે આ આત્માનુશાસ્તિ નામની સંવેગામૃતભાવના રચી છે. ( ૨૫ ).

# મનનીય વિચારો

( અનુસંધાન પૃષ્ઠ ૧૭૨ થી )

૧૧. ફરજો બજાવીને તમારી પ્રજાને અને માતૃભૂમિને શોભારૂપ બનો.

૧૨. જીવન ટૂંકું છે. ભૂત ગયો. વર્તમાન જાય છે અને ભવિષ્ય તમારા ચાલુ કર્તવ્યોથી ઘડી શકાય છે, જેથી ઓ બધુઓ ! જાગો, પ્રમાદ તજો અને પોતાની ફરજ બજાવો.

૧૩. તમે ધનવાન હો કે નિર્ધન, યુવાન હો કે વૃદ્ધ, દરેકનો નિર્ણીત એક જ માર્ગ છે. મૃત્યુ પ્રતિક્ષણ તમારા મુખ તરફ દૃષ્ટિ માંડી રહ્યું છે, જેથી અત્યારે જ તમારી ફરજ બજાવો. તમારાં સાધન અને અંતરાત્માને ઉન્નત કરો. પોતાની જાતને પિછાનો અને સંતોષી અંતઃકરણ-પૂર્વક ઘણી જ સાવધાનતા રાખી મૃત્યુને ભેટવા તૈયાર રહો.

૧૪. આ જગતમાં સૌથી કિંમતી વસ્તુ ' સમય ' છે. ' **ગયો અવસર ફરી મળતો નથી.** ' તેથી એક ક્ષણ પણ નકામી ન કાઢો અને તમારી પાસે સમય છે તેનો સદુપયોગ કરો.

૧૫. આપણે બધા ઉચ્ચ આત્માના અંશો (તદ્રૂપ જ) છીએ, પણ અજ્ઞાનતાના આવરણથી આપણે સર્વ શક્તિમાન આત્માને ભૂલી જઇએ છીએ. જ્ઞાનના પ્રકાશથી આપણી બુદ્ધિ-શક્તિને ઉજાળવા દો. આત્મામાં છુપાએલી શક્તિઓનો અનુભવ કરો અને તેનો પોતાના લાભમાં ઉપયોગ કરો.

૧૬. કુદરતના કોઇ પણ કાયદાનો ભંગ ન કરો. ભંગ કરશો તો તે માટે યોગ્ય શિક્ષા સહન કરવી જ પડશે. કુદરત એ માતા છે કે જેણે આપણને પ્રેરણાબુદ્ધિ અને સમજવાની તેમ જ કાર્ય કરવાની શક્તિઓ આપી છે. તે તેના કાયદા વિરુદ્ધ જવા દઇ શકે જ નહીં.

૧૭. વાતાવરણ આત્માની જુદી જુદી તરેહની ધુંસરીઓથી ભરેલું છે. તમારી માનસિક શક્તિથી તમે તમારી પસંદગી મુજબ તમારા તરફ પુદ્ગળોને ખેંચી શકો છો. એક આત્મા અને બીજા આત્મા વચ્ચે વ્યવહારુ લોહચુંબકની દોરી આવેલી છે અને તમે તમારા વિચારો અને તેના પડછાયાને તમારી ઇચ્છા મુજબની દિશામાં દોરવી શકો છો. આ ઘણા મુશ્કેલ મુદ્દાઓ છે અને તે લાંબા પ્રયત્ને મેળવી શકાય છે. પણ ફક્ત શરૂઆત જ કરવા આપણે હમેશાં કામ, ક્રોધ, લોભ, મદ અને માયાના વિચારો કે જેઓ હમેશાં આપણને તેમની જાળમાં ફસાવવા તૈયાર હોય છે તેમને દૂર કરવા બનતો પ્રયાસ કરવો જોઇએ.

૧૮. કોઇને માટે ખોટી વાત ન કરો. બધાનું તમારાથી બની શકતું ભલું કરો, બધાને તમારા બંધુઓ માફક ગણો, અને જો તેઓ તમારા તરફ ખોટી ભાવના રાખતા હોય તો પણ તેમને પ્રેમલાગણીથી આવકાર દો. બીજાઓ તરફ રુઆબ કરવામાં નહીં પણ તેમના તરફ નમ્ર બનવામાં મહત્તા છે. તમારી દોલત, યુવાની, બંગલા અને ગાડીવાડીનો અહંકાર ન કરો, કારણ કે તેઓ નાશવંત છે. અંતે તમારે સઘળું છોડીને જ જવું પડશે. તમારાં શુભ કાર્યો, તમારાં દાનો, તમારી પ્રભુ-ભક્તિ, તમને ઉન્નત બનાવી અંતે અનંત અવિનાશી શાન્તિ સાથે જોડશે.

૧૯. જો તમે કંઇ ખોટું કર્યું હોય, જો તમે પાપાચરણ કર્યું હોય, જો

તમે કોઇ દુષ્કૃત્ય કર્યું હોય તો તેનો અંતઃકરણથી પશ્ચાત્તાપ કરો. અને એવું કંઇ ફરીથી ન બને તેનો નિશ્ચય કરો, જેથી પાપનો બોજો હલકો થવા પામે તેવું આચરણ રાખો.

૨૦. પ્રત્યેક રાત્રે વિચાર કરો કે મનુષ્યજાતિના ભલા માટે તમે શું કરવાને શક્તિમાન છો ? તમારા બંધુઓ માટે તમે શું કર્યું છે ? તમારે માત્ર તમારે માટે જ જીવવું ન જોઇએ. તેનાથી તો મળેલો મનુષ્યભવ નકામો જાય છે. ઇચ્છે તો દરેક માણસ સમાજનું કંઇ પણ ભલું કરી શકે છે. પરસ્પરની મદદ અને સહાનુભૂતિ વિના આપણે હયાત જ ન રહી શકીએ. બીજી બાબતની જેમ જાતીય અને આધ્યાત્મિક બાબતોમાં પણ શા માટે સહકાર ન કરવો ? આ માટે બનતી સર્વ શક્તિનો ઉપયોગ કરવો જ ઘટે.

૨૧. જો દુનિયામાં તમે લોકોને વધુ સારી સ્થિતિમાં જોવા માગતા હો તો જે સમાજમાં તમે રહો છો તેને પ્રથમ સુધારો અને સમયાનુકૂળ બનાવો. તમે તેમનાથી જુદા પડો કે ધમકી આપો તેના કરતાં સમજાવટથી, અંગત દૃષ્ટાંતથી અને લાગવગથી વધુ સારી રીતે કરી શકો. બીજી પ્રજાઓનાં દૃષ્ટાંતોથી સમજાવી તમારી પ્રજાને દુન્યવી સુખનો સાચો માર્ગ બતાવો. ખાસ કરીને લોકોનું આધ્યાત્મિક ક્ષેત્ર તૈયાર કરો, સમૂહ પોતાના નેતાઓનાં કાર્યોથી જરૂર દોરવાશે, તેથી મહાનુભાવો ! જો તમે તમારી પ્રજાને વધુ સારી સ્થિતિમાં લાવવા માગતા હો તો તમારામાના દરેકે ઉત્તમ અને નિર્દોષ ચારિત્ર ઘડવું જોઇએ અને ત્યારપછી લોકોને તમારુ અનુકરણ કરવા દ્યો. જુદા જુદા મતના સંત–મહાત્માઓ માણસો ઉપર મોટા ઉપકાર કરી શકે છે અને પોતાનું જીવન ઉત્તમ રીતે ગાળવાથી ઘણાઓને પાપમાંથી બચાવી શકે છે. તેઓ આધ્યાત્મિક ખેડૂતો છે અને પોતાનાથી બનતી લોકસેવા યોગ્ય રીતે બજાવે છે.

૨૨. તમે ઉત્તમ પુરુષોનાં જીવનચરિત્ર વાંચો અને તેમાંથી શિક્ષાપાઠ લ્યો, અને બીજાઓને અનુકૂળ થવારૂપ તમારું જીવન બનાવવા પ્રયાસ કરો. આપણાં પોતાનાં કાર્યોથી પોતાનું જીવન સુધારવું કે બગાડવું તે આપણા હાથમાં છે.

દરરોજ સાંજે નીચેના પ્રશ્નો યાદ કરોઃ—

૨૩. દિવસ દરમિયાનનાં કાર્યોની ત્રણ વખત સમીક્ષા કર્યા પહેલાં મારી આંખો નિદ્રાવશ ન થાઓ !

૨૪. મારા પગો કયા કયા માર્ગો ઉપર ગયા ?

૨૫. હું જ્યાં ગયો, જે સાંભળ્યું, જે જોયું, તે બધામાંથી હું શું શીખ્યો !

૨૬. જાણવા જેવું છે તે અંગે મેં વધારે શું જાણ્યું ?

૨૭. કરવા યોગ્ય છે તે અંગે મેં શું કર્યું ?

૨૮. જે ત્યાગવું જોઇએ તેમાંનું મેં શું ત્યજ્યું !

૨૯. મેં કઇ ફરજો અણબજાવેલી રાખી અથવા હવે હું કઇ દિશા તરફ દોડી રહ્યો છું ? આ આત્મનિરીક્ષણ સદ્‌ગુણ અને પ્રભુપ્રાપ્તિનો માર્ગ છે.



સદ્‌ગત સ. ક. વિ.

પ્રમાણનું સામાન્ય લક્ષણ કહ્યું, અને ન્યાયદષ્ટિથી તેના ખરાપણાની બરાબર ચોકસાઇ પણ કરી લીધી છે, છતાં વિભાગો પાડી બતાવ્યા સિવાય વિશેષ લક્ષણ કહી શકાય નહીં, માટે પ્રથમ પ્રમાણના વિભાગો પાડી બતાવવા નીચેનું સૂત્ર કહે છેઃ—

**प्रमाणं द्विधा ॥ ९ ॥**

**સૂત્રાર્થઃ**—પ્રમાણ બે પ્રકારે છેઃ—

પ્રમાણના સામાન્ય લક્ષણનું સૂત્ર—" सम्यगर्थनिर्णयः प्रमाणम् " તેમાં પ્રમાણ શબ્દ છે. તેની અનુવૃત્તિ અહિં આવી શકત.

કેમકે—પ્રમાણના જ બે વિભાગ પાડવાના છે, એટલે ફરીથી આ સૂત્રમાં પ્રમાણ શબ્દ મૂકવાની જો કે જરૂર નહોતી, પરંતુ સામાન્ય લક્ષણના સૂત્ર પછી વચ્ચે લક્ષણસૂત્રના ખરાપણાની ચોકસાઇ કરવાનાં પરીક્ષાના સૂત્રો આડાં આવે છે, એટલે અનુવૃત્તિ અટકી જતા, તદ્ શબ્દથી પણ ખેંચી શકાશે નહીં, માટે સાક્ષાત્ પ્રમાણ શબ્દ મૂકવામાં આવ્યો છે.

**દ્વિધા**—એટલે બે પ્રકારનું જ.

અમુક સંખ્યામાં જ વિભાગ પાડવાનું ફળ જ ચોક્કસ નિર્ણય છે, એટલે સૂત્રમાં ન હોવા છતાં અર્થથી " જ " શબ્દ મૂકવો વ્યાજબી છે.

**ચાર્વાકો** કહે છે કે—" એક પ્રત્યક્ષ જ પ્રમાણ છે. "

**વૈશેષિકો** કહે છે કે—" પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એમ ત્રણ પ્રમાણો છે. "

**સાંખ્યો** કહે છે કે—" ઉપર પ્રમાણે ત્રણ પ્રમાણો છે. "

**નૈયાયિકો** કહે છે કે—" ઉપમાન સહિત ઉપરનાં ત્રણ મળી ચાર પ્રમાણો છે. " [ પ્રત્યક્ષ, અનુમાન, આગમ અને ઉપમાન ]

**પ્રાભાકર** મતવાદી **મીમાંસકો** કહે છે કે—" અર્થાપત્તિ સહિત ઉપરનાં ચાર મળી પાંચ પ્રમાણો છે. " [પ્રત્યક્ષ, અનુમાન, આગમ, ઉપમાન અને અર્થાપત્તિ]

**ભટ્ટ મીમાંસક** કહે છે કે—" અભાવ સહિત ઉપરનાં પાંચ મળી છ પ્રમાણો છે. " [ પ્રત્યક્ષ, અનુમાન, આગમ, ઉપમાન, અર્થાપત્તિ અને અભાવ. ]

આ પ્રમાણે ઓછાવત્તાં પ્રમાણ માનનારાઓનું પ્રમાણના બે પ્રકાર કહેવાથી ખંડન કરી શકાયું છે, પરંતુ તેઓની માન્યતાનું ખંડન કેવી રીતે થાય છે? તે આગળ ઉપર સમજાવીશું. ૯

તો પછી જેમ બૌદ્ધો કહે છે કે—" प्रत्यक्षमनुमानं च " ' પ્રત્યક્ષ અને

અનુમાન એમ બે પ્રમાણ છે' તે રીતે જ આપ પણ પ્રમાણના બે પ્રકાર કહો છો કે બીજા બે પ્રકાર બતાવો છો ? " તેના જવાબમાં કહેવામાં આવે છે કે—

प्रत्यक्षं परोक्षं च ॥ १० ॥

**સૂત્રાર્થ**:—પ્રત્યક્ષ અને પરોક્ષ પ્રમાણ છે

**प्रति+अक्ष: અક્ષ:**, એટલે **જીવ**.

**अश्नोति** એટલે વ્યાપ્નોતિ—અર્થાત્ સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવોને વ્યાપી જાય તે અક્ષ, અથવા

**अक्ष्णोति** એટલે વ્યાપ્નોતિ—અર્થાત સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવો-ને વ્યાપી જાય, તે—અક્ષ એટલે જીવ અને

**अश्नुते विषयम्** એટલે કે વિષયોને વ્યાપે—વિષયો ઉપર ફરી વળે—તે અક્ષ:—એટલે ઇન્દ્રિય.

**પ્રતિ** શબ્દનો પ્રતિગત એટલે તેમા રહેલ-તેને આશ્રયે રહેલ એવો અર્થ કરવો.

અક્ષં પ્રતિગત: એટલે—આત્માને આશ્રયે રહેલું, ( મુખ્ય ) અને અક્ષ એટલે ઇન્દ્રિયો તેને આશ્રયે રહેલું (સાંવ્યવહારિક) એટલે કે—ઇન્દ્રિયોને આશ્રયીને જે જ્ઞાન પ્રગટ થાય છે, તે પ્રત્યક્ષ પ્રમાણ: કે જેનું લક્ષણ આગળ ઉપર કહેવાનું છે અને

અક્ષેભ્ય: પરત:=પરોક્ષ

અક્ષો એટલે ઇન્દ્રિયોની પરવા કર્યા વિના પ્રવર્તે તે [શબ્દ: અનુમાનાદિ] અને

આત્માથી પર એટલે બીજા ઇન્દ્રિયાદિક, તેવડે [ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન ] તે—પરોક્ષ પ્રમાણ. જેનું લક્ષણ આગળ ઉપર કહેવાના જ છીએ.

સૂત્રમાં—**ચ** શબ્દ મૂકેલો છે, તે ખાસ કરીને—

" બંને પ્રકારનાં પ્રમાણોનું બળ સરખું છે " તે સૂચવવા મૂકેલ છે, તેથી જે કેટલાક કહે છે કે—

" सकलप्रमाणज्येष्ठं प्रत्यक्षम् "

" પ્રત્યક્ષ પ્રમાણ દરેક પ્રમાણથી મોટામાં મોટું એટલે મુખ્ય છે. " એ વાત ખોટી ઠરાવી શકાય છે.

" બીજાં પ્રમાણોનો ઉપયોગ પ્રત્યક્ષની મદદથી જ કરી શકાય છે, માટે પ્રત્યક્ષ મોટું છે " એમ કદાચ કહો, પરંતુ તે વાત બરાબર નથી.

કેમકે—પ્રત્યક્ષ પ્રમાણનો ઉપયોગ પણ કોઇ વાર બીજાં પ્રમાણોની મદદથી કરી શકાતો હોય એવા પ્રસંગો મળે છે.

જેમકે—લિંગદર્શનથી કે પ્રમાણિક માણસના કહેવાથી. " પર્વતમાં અગ્નિ છે " એવું જાણ્યા પછી તે પ્રત્યક્ષ જોવાનું મન થાય છે, અને પ્રત્યક્ષ જોઇ પણ શકાય છે. ૧૦

**લૌકાયતિકો-ચાર્વાકો**—" પ્રત્યક્ષ સિવાય બીજું પ્રમાણ નથી " એમ કહે છે તે બાબતમાં કહે છે કે—

**व्यवस्थान्यधीनिषेधानां सिध्धेः प्रत्यक्षेतरप्रमाणसिद्धिः ॥ ११ ॥**

**સૂત્રાર્થ:**—વ્યવસ્થા, બીજાની બુદ્ધિ અને નિષેધ સાબિત કરી શકાય છે, માટે પ્રત્યક્ષ સિવાયનું પ્રમાણ હોવાનું પણ સાબિત થાય છે.

૧. પ્રમાણ અને અપ્રમાણની વ્યવસ્થા.

૨. બીજાના મનની વાત અને

૩. "પ્રત્યક્ષ પ્રમાણથી જાણી શકાતા પદાર્થો સિવાયના પદાર્થો નથી"એમ કહેવું:

એ ત્રણેની સાબિતી અનુમાનાદિક પ્રમાણ વિના કરી શકાતી નથી.

૧. પદાર્થ જેવો હોય તે પ્રમાણે તેની સાથે મળતા આવતા કોઇ પણ જ્ઞાનને **ચાર્વાક** સાચું જ્ઞાન માને છે. અને જે જ્ઞાન પદાર્થ સાથે મળતાં ન આવે તે જ્ઞાન ખોટાં માને છે. પછી, કેટલીક વખત ગયા પછી ખરાં અને ખોટાં જ્ઞાનોને અનુક્રમે પ્રમાણ અને અપ્રમાણ તરીકે વ્યવસ્થિત રીતે નક્કી કરી શકે જ છે.

પરંતુ—સામે રહેલા ખરા પદાર્થથી ઉત્પન્ન થયેલું પૂર્વાપરના વિચાર વગરનું પ્રત્યક્ષ પ્રમાણ નામનું જ્ઞાન આગળ પાછળ થનારાં જ્ઞાનોની પ્રમાણિકતા કે અપ્રમાણિકતાની વ્યવસ્થા કરનારાં નિમિત્તો જાણી શકતું નથી. ( એટલે કે પ્રત્યક્ષ જ્ઞાન થયા પછી, તેની પ્રમાણિકતા અપ્રમાણિકતા નક્કી કરનાર બીજા જ્ઞાનની જરૂરીઆત ઊભી થાય છે. )

**ચાર્વાક**વાદી પોતે પણ—

પોતાના જાણવામાં આવેલાં જ્ઞાનોની પ્રમાણિકતા કે અપ્રમાણિકતાની વ્યવસ્થા બીજાને સમજાવી પણ શકશે નહીં. કેમકે—બીજાને સમજાવવું, એ પદાર્થ અનુમાન કે શબ્દ પ્રમાણ છે, માટે પોતે અનુભવેલાં જ્ઞાનોની સાથે સરખાપણું હોવાથી, પોતાને હાલમાં થયેલું જ્ઞાન પણ " પ્રમાણ કે અપ્રમાણ છે " એમ બીજા માણસને સમજાવી શકાય તેવા પરોક્ષ પ્રમાણના ભેદમાં અનુમાનરૂપે સમાતા પ્રત્યક્ષ સિવાયનાં બીજાં પ્રમાણની સેવા કરવી જ પડશે.

૨. વળી બીજાએ કહેવા ધારેલી વાત કહેવા જતાં આ **ચાર્વાક** દુનિયાદારીમાંયે નહીં રહે અને તત્ત્વચિંતક અર્થાત્ સાચા-ખોટાનો પારખનાર પણ નહીં ગણાય, માત્ર તેનું બોલવું ગાંડા માણસના બોલવાની જેમ ઉપેક્ષા કરવા લાયક ગણાશે.

પ્રત્યક્ષ પ્રમાણથી બીજાના મનમાં શું છે? તે જાણી શકાતું નથી. અને " જુદી જુદી જાતની ચેષ્ટાઓ ઉપરથી સામાના મનના વિચાર જાણી શકીએ

છીએ" એમ કહેશો તો **પરોક્ષને** પ્રમાણ તરીકે સ્વીકારવાની ના હોવા છતાં, પણ તે કબૂલ કર્યા વિના ચાલશે જ નહીં."

૩. અને—પરલોક વગેરેનો નિષેધ ફક્ત પ્રત્યક્ષ પ્રમાણથી જ કરી શકાતો નથી, કેમકે—પ્રત્યક્ષ પ્રમાણ તો માત્ર નજીક રહેલા પદાર્થને જ જાણી શકે છે. એટલે પરલોક વગેરેનો નિષેધ કર્યા સિવાય તો તેને ચેન પડે તેમ નથી જ.

[ કેમકે—એટલા માટે જ બીજાં પ્રમાણનું ખંડન કરવા તૈયાર થયેલ છે. ]

અને બીજું પ્રમાણ સ્વીકારી શકાય તેમ નથી.

એટલે એ તો બાળચેષ્ટા જ ગણાય ને?

વળી પ્રત્યક્ષ પ્રમાણને પણ પ્રમાણ તરીકે સ્વીકારો છો, તેમાં મુખ્ય કારણ તો એ છે ને, કે—તે અર્થ સાથે અવ્યભિચારી હોય છે અને તેમ તો એ રીતે અર્થની સાથે સંબંધ ધરાવતા લિંગ અને શબ્દથી ઉત્પન્ન થતા પરોક્ષ પ્રમાણને પણ અર્થ સાથે અવ્યભિચાર સંબંધ હોવાથી, તેને પણ પ્રમાણ તરીકે કેમ નથી માનતા?

"પરોક્ષ પ્રમાણમાં કોઇ વખત વ્યભિચાર પણ જોવામાં આવે છે, માટે તેને પ્રમાણ તરીકે માનતા નથી" એમ કહેશો તો તે પણ ખોટું જ છે, કેમકે અધિકાર વિગેરેની અડચણને લીધે પ્રત્યક્ષ પ્રમાણથી થયેલું જ્ઞાન પણ કોઇ વાર ખોટું હોવાનું જોવામાં આવે છે કે નહીં? તો પછી કોઇપણ જ્ઞાન પ્રમાણ જ ગણી શકાશે જ નહીં, પણ બધાયને અપ્રમાણ જ માનવા પડશે. "એવા પ્રત્યક્ષને પ્રત્યક્ષાભાસ કહીશું" તો પરોક્ષમાં પણ એમ જ ગણી લેજો, કેમકે–નિષ્પક્ષપાતીઓએ તો બન્નેમાં સરખો ન્યાય લાગુ કરવો જોઇએ.

**ધર્મકીર્તિ** પણ કહે છે કે—

प्रमाणेतरसामान्य-स्थितेरन्यधियो गतेः ।
प्रमाणान्तरसद्भावः, प्रतिषेधाच्च कस्यचित् ॥ १ ॥

**અર્થ**—૧. પ્રમાણ અને અપ્રમાણની વ્યવસ્થા એકસરખી ઉપયોગી હોવાથી એકલા પ્રત્યક્ષ પ્રમાણથી તે વ્યવસ્થા ઘટી શકતી નથી, માટે ૨. अन्यधियो गतेः એટલે બીજાના મનના વિચાર ચેષ્ટા વગેરેથી જાણી શકાય છે પણ પ્રત્યક્ષથી જાણી શકાતા નથી માટે અને ૩. પરલોકાદિકનો કે પ્રત્યક્ષ સિવાયનાં બીજાં પ્રમાણો વગેરેનો કંઇ પણ જે નિષેધ કરી શકાય છે માટે, તે ત્રણ ઘટનાઓ પ્રત્યક્ષ સિવાય બીજા પ્રમાણની સાબિતી આપે જ છે. ॥ ૧ ॥

अर्थस्यासम्भवेऽभावात्, प्रत्यक्षेऽपि प्रमाणता ।
प्रतिबद्धस्वभावस्य, तद्धेतुत्वे समं द्वयम् ॥ २ ॥

પરોક્ષ પ્રમાણથી ગ્રાહ્ય અર્થનો જો અસંભવ હોય તો અને તેથી પરોક્ષ પ્રમાણનો અભાવ છે એમ કહેશો તો તેથી તો પ્રત્યક્ષમાં પણ તેવી જ રીતે છે.

પ્રત્યક્ષથી ગ્રાહ્ય અર્થનો અસંભવ હોય ત્યારે પ્રત્યક્ષ પ્રમાણનો અભાવ થાય છે, તથા પ્રત્યક્ષની પણ પ્રમાણતા ત્યારે જ કહેવાય કે પ્રતિબદ્ધ સ્વભાવવાળો અર્થ તેનો હેતુ બનતો હોય. અને પરોક્ષમાં પણ તેમ જ છે. પ્રતિબદ્ધ સ્વભાવવાળો અર્થ જ તેનો હેતુ હોય તો પ્રમાણતા થાય. આ રીતે બન્નેય ઠેકાણે સરખું જ છે.

દશમા સૂત્રમાં કહેલી બેની સંખ્યા કબૂલ મંજૂર છતાં **બૌદ્ધો** પરોક્ષ પ્રમાણ તરીકે માત્ર અનુમાન પ્રમાણને જ કબૂલ રાખે છે તે પણ ખોટું છે; કેમકે-શબ્દાદિ પણ પ્રમાણો છે, અને તે શબ્દાદિ પ્રમાણો અનુમાનમાં અંતર્ગત થઇ શકતાં નથી, માટે અનુમાન ઉપરાંત પણ પ્રમાણો માનવાં જોઇએ. સર્વનો સમાવેશ થઈ શકે તેવું એક પ્રમાણ સ્વીકારવાથી બીજાં પ્રમાણો હોવા છતાં તેને ન માનવાનો દોષ આવતો નથી અને સંખ્યાભેદ પણ થતો નથી. એટલે બે જ પ્રમાણો કાયમ રહે છે. [ એટલે પરોક્ષ શબ્દનો ઉપયોગ માત્ર જૈનોએ જ કરેલો જણાય છે. ] તેમાં (સર્વનો સમાવેશ થઇ શકે તેવા પ્રમાણમા) જેમ ઇન્દ્રિયથી થતાં અને મનથી થતાં આત્મસંવેદન અને યોગીઓનાં જ્ઞાનોનો પ્રત્યક્ષ શબ્દમાં સમાવેશ થાય છે તેમ સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન, ઉહ, અનુમાન અને આગમનો **પરોક્ષ** શબ્દથી સંગ્રહ થઈ શકે છે, કેમકે પરોક્ષ તરીકેના સામાન્ય લક્ષણમાં દરેકનો સમાવેશ થઇ જાય છે. પરોક્ષનું સામાન્ય લક્ષણ તેના પેટા-ભેદના કોઇપણ લક્ષણથી જુદું પડતું નથી. **સ્મૃતિ** વગેરેનાં વિશેષ લક્ષણો આગળ જ્યાં એ વિષય આવશે ત્યાં કહીશું.

આ રીતે-ઉપમાનરૂપ પરોક્ષ પ્રમાણનો પ્રત્યભિજ્ઞામાં અને અર્થાપત્તિરૂપ પરોક્ષ પ્રમાણનો અનુમાનમાં કેવી રીતે અંતર્ભાવ થાય છે? તે પણ આગળ ઉપર કહીશું. ૧૧.

પરંતુ, જે પ્રમાણ જ ન હોય, તેના અંતર્ભાવ અને બહિર્ભાવનો વિચાર કરવાની કશી આવશ્યકતા હોતી નથી. દાખલા તરીકે-**અભાવ**. તમે કહેશો કે-"એ અભાવને અપ્રમાણ શી રીતે કહો છો?" "અભાવ કોઇ પણ પ્રકારનો વિષય જ નથી" એમ અમારું માનવું છે, માટે.

"શી રીતે વિષય નથી?" એમ પૂછો છો તો હવે સાંભળો:—

**भावाभावात्मकत्वाद्वस्तुनो निर्विषयोऽभावः ॥ १ ॥**

**સૂત્રાર્થ:**—કોઇપણ વસ્તુ ભાવ અને અભાવ સ્વરૂપ હોવાથી અભાવ જુદા વિષયરૂપે જ નથી હોતો.

કોઇપણ વસ્તુ એકલા ભાવસ્વરૂપવાળી જ નથી. જો દરેક વસ્તુ તેમ જ [ ભાવરૂપ જ ] હોય, તો વિશ્વની દરેક ચીજ આખા વિશ્વરૂપ બની જાય. (કેમકે—તેનો ક્યાંય અભાવ જ ન આવે) તેમ જ, કોઇ પણ વસ્તુ એકલા અભાવ સ્વરૂપવાળી પણ નથી. જો તેમ માનીએ તો વિશ્વનું કોઇ પણ પ્રકારનું દશ્ય સ્વરૂપ જ ન રહે. માત્ર એકલો અભાવ જ અભાવ દેખાયા કરે. પરંતુ દરેક વસ્તુસ્વરૂપે ભાવરૂપ અને પરરૂપે અભાવરૂપ હોવાથી દરેક વસ્તુ-ભાવ અને અભાવસ્વરૂપે છે.

કેમકે—પ્રમાતાના પ્રમાણજ્ઞાનની પ્રવૃત્તિ પણ તેવી રીતે જ થાય છે, એટલે કે-પ્રમાણ જ્ઞાનથી પણ જગત્ ભાવાભાવ સ્વરૂપે જ ભાસે છે, માટે આ ઉપરનો નિર્ણય પ્રમાણસિદ્ધ છે. જુઓ, ઘટાવી બતાવીએ છીએ—"આ ભોંયતળીઉં છે" એ તો આપણે પ્રત્યક્ષ પ્રમાણથી જ નક્કી કરી શકીએ છીએ, પણ તે "ઘડા વગેરે રૂપે નથી" એમ ગર્ભિત રીતે જ-ભૂતળ સત્ત્વનો અન્વય: અને ઘટ સત્ત્વનો વ્યતિરેક હોવાથી ભૂતલરૂપ વસ્તુનું જ્ઞાન થતાં થતાં તેમાં ઘટાદિના અભાવરૂપ વધારાના વિષયનો નિષેધ થઇ જાય છે, તો પછી, કયો વિષય જાણવાની ખાતર અભાવરૂપ પ્રમાણની જરૂર ઊભી થાય છે? આ રીતે પરોક્ષ પ્રમાણો પણ ભાવાભાવાત્મક વસ્તુ જાણવાનું સામર્થ્ય ધરાવે છે, કેમકે એમ ન માનીએ તો જુદા જુદા વિષયવાળાં પ્રમાણો પોતપોતાની મર્યાદા પ્રમાણે પોતાપોતાના વિષયો જાણી શકે નહીં. કહ્યું છે કે:—

अयमेवेति यो ह्येष भावे भवति निर्णयः ।
नैष वस्त्वन्तराभावसंवित्त्यनुगमादृते ॥ १ ॥

[ શ્લોકવાર્તિક અભાવ, શ્લોક ૧૫ ]

"આ જ છે" એવો જે આ નિર્ણય, ભાવમાં દેખવામાં આવે છે, તેવો એ નિર્ણય બીજી વસ્તુના અભાવના જ્ઞાનની પરંપરા વિના ન જ સંભવે. ॥ ૧ ॥

ઠીક છે, વસ્તુ ભલે ભાવાભાવરૂપ રહી. તેમાં અમારે કશો વાંધો નથી. અમે પણ એ જ વાત માનીએ છીએ, માત્ર ફરક એટલો છે કે—ભાવાંશ ઇન્દ્રિય સાથે સંબંધિત હોવાથી પ્રત્યક્ષ પ્રમાણનો વિષય થાય છે, અને અભાવાંશ તેવો એટલે ઇન્દ્રિયની સાથે સંબંધિત ન હોવાથી **અભાવ પ્રમાણનો** વિષય થાય છે, તો પછી, આપના કહ્યા પ્રમાણે અભાવ અવિષય શી રીતે થશે? કહ્યું પણ છે કે—

न तावदिन्द्रियेणैषा, नास्तीत्युत्पाद्यते मतिः ।
भावांशेनैव संयोगो, योग्यत्वादिन्द्रियस्य हि ॥ १ ॥

[ શ્લોકવાર્તિક અભાવ, શ્લોક ૧૮ ]

"નાસ્તિ=નથી" એવું જ્ઞાન ઇન્દ્રિયથી ઉત્પન્ન થાય નહીં, કેમકે ઇન્દ્રિયનો સંયોગ ભાવાંશની સાથે જ યોગ્ય છે. ૧.

गृहीत्वा वस्तुसद्भावं, स्मृत्वा च प्रतियोगिनम् ।
मानसं नास्तिताज्ञानं, जायतेऽक्षानपेक्षया ॥ २ ॥

ભાવ વસ્તુ જાણીને અને પ્રતિયોગિનું સ્મરણ કરીને ઇન્દ્રિયોની મદદ વિના "નથી" એમ માનસ પ્રત્યક્ષ થાય છે. ૨.

**અભાવ પ્રમાણનું ખંડન—**

પ્ર૦—ભાવાંશથી જો અભાવાંશ અભિન્ન માનશો, તો પ્રત્યક્ષ પ્રમાણથી અભાવાંશનું અગ્રહણ કેમ હોઇ શકે? કેમકે ભાવાંશ પ્રત્યક્ષથી ગ્રહણ થઈ શકે-

છે, તો તેનાથી અભાવાંશ અભિન્ન હોવાથી, તે પણ પ્રત્યક્ષ પ્રમાણથી જ ગ્રહણ થઇ જવો જોઇએ જ. અથવા ભાવાંશથી અભાવાંશ ભિન્ન માનશો તો ઘટાદિના અભાવરહિત એટલે ઘટ સહિત ભૂતલનું જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણથી થાય છે, તો તે જ વખતે ઘટાદિ પદાર્થ છે, તેનું પણ જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણથી થાય જ છે. કેમકે—ઘટના અભાવનું અગ્રહણ (અજ્ઞાન) અને ઘટભાવનું ગ્રહણ (જ્ઞાન) એ બન્ને એક જ છે. અને એમ થવાથી—પાછળથી થતું અભાવ પ્રમાણ તે દરેક પ્રથમ થયેલા પ્રમાણ જ્ઞાનને દૂર કરી શકશે નહીં. જો દૂર કરી શકે એમ માનશો, તો વગર ગુંચવણે જાણી શકાતા પદાર્થમાં ગૂંચવણ ઊભી કરવાથી પ્રત્યક્ષ પણ ખોટું પડી જશે. વળી, આ અભાવ પ્રમાણ પાંચ પ્રમાણ [ પ્રત્યક્ષ : અનુમાન : ઉપમાન : શબ્દ : અર્થાપત્તિ : ]રૂપ નહિ હોવાથી તુચ્છ છે. તુચ્છ હોવાથી અજ્ઞાનરૂપ કહેવાય અને અજ્ઞાનરૂપ હોય તેને પ્રમાણ કેવી રીતે માની શકાય ? માટે અભાવાંશથી કથંચિત્ અભિન્ન ભાવાંશને જાણતા પ્રત્યક્ષ વિગેરે પ્રમાણોથી જ અભાવાંશ પણ જાણી શકાય છે માટે-સ્વીકારવા પડતા પ્રમાણોના વિષયમાં સમાવેશ પામતા વિષયો સિવાય બીજો વિષય ન હોવાથી—"અભાવને નિર્વિષય જ કહેવો જોઈએ, અને નિર્વિષય હોવાથી અભાવ પ્રમાણ બની શકતો નથી." એમ નક્કી થયું. ૧૨.

અનુવાદકઃ—

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ-મહેસાણાનો વિદ્યાર્થી



## ૧૮ પ્રકારે બંધાતાં અંતરાય કર્મનું સ્વરૂપ.

૧. કરુણા-દયા રહિત બનવું, ૨. દીન-દયામણા જીવોને વિઘ્ન કરવાં, ૩. અશક્ત જીવો પ્રત્યે કોપ કરવો, ૪. સદ્ગુરુની સેવાનો નિષેધ કરવો, ૫. તપસ્વીની સેવાનો નિષેધ કરવો, ૬ જિનભક્તિનો નિષેધ કરવો, ૭. જિનેશ્વરપ્રણીત સિદ્ધાંતને ઉત્થાપવા, ૮. જિનધર્મ આચરતાં વિઘ્ન કરવું, ૯. સિદ્ધાંતની આશાતના કરવી, ૧૦. સૂત્રાર્થ ભણતાં અંતરાય કરવો, ૧૧. દાનધર્મનો નિષેધ કરવો, ૧૨. પરમાર્થ કહેનારની હાંસી-મશ્કરી કરવી, ૧૩. વિપરીત ઉપદેશ-પ્રરૂપણા કરવી, ૧૪. અસત્ય વચન બોલવું, ૧૫. ચોરીની-અનીતિની વસ્તુ ગ્રહણ કરવી, ૧૬. ગુણી પુરુષના ગુણ છુપાવવા, ૧૭. દુઃખી જીવોનો તિરસ્કાર કરવો, ૧૮. ઋદ્ધિ-સિદ્ધિનો મદ કરવો,

( 'સિદ્ધાંત પ્રકરણ સંગ્રહ' ગ્રંથમાંથી ઉધૃત )

મુનિ પ્રેમવિમળજી



# ब्रह्मचर्यनुं महात्म्य

दर्शनात् हरते चित्तं, स्पर्शनात् हरते बलं ।
संभोगात् हरते वीर्यं, नारी प्रत्यक्षराक्षसी ॥ १ ॥

સર્વ જન્મોમાં મનુષ્યજન્મ જ મોક્ષસાધનાને માટે ઉપયોગી છે અને મનુષ્ય-જન્મમાં પણ વીર્ય બહુ જ ઉપયોગી છે, કારણ કે તેની સહાયથી સર્વ પ્રકારનાં કાર્ય બની શકે છે. ધર્મ વા કર્મ, પુણ્ય વા પાપ-સર્વમાં વીર્યની જરૂર છે. વીર્યનો વ્યય જેવા કાર્યમાં કરવામાં આવે છે તેવું તેવું ફળ મળે છે. કોઇ દુષ્ટ માણસ વ્યભિચાર કરીને અને કોઇ સ્વપત્ની-સેવનમાં અમર્યાદ રહીને આ અમૂલ્ય ખજાનાને વ્યર્થ ગુમાવે છે. કોઈ ઉત્તમ પુરુષ તેનું સારી રીતે રક્ષણ કરીને જ્ઞાન-ધ્યાનાદિમાં તેનો વ્યય કરે છે. વીર્ય અમૂલ્ય ખજાનો છે, પરન્તુ તેનો ઉપયોગ સારે રસ્તે કરે તો કલ્યાણકારી થાય અને ખોટા કામમાં ઉપયોગ કરે તો નાશકારક પરિણામ આવે. જેવી રીતે લક્ષ્મીથી સુપાત્રદાનાદિ શુભ કાર્ય પણ થઇ શકે છે અને મદ્યપાન-વિષપાનાદિ બૂરાં કાર્ય પણ થઇ શકે છે. જેમ લક્ષ્મીવગર સંસારીજનો નિસ્તેજ દેખાય છે તેમ વીર્યવગર પણ માણસ કમજોર-બુદ્ધિહીન-નૂર વગરના દેખાય છે. વ્યાપાર-રમત-ગમત-જ્ઞાનાભ્યાસ-જપ-તપ-ધ્યાન આદિ સર્વમાં વીર્યની જરૂર છે, જે માટે સુખના અભિલાષી સજ્જનોએ વીર્યનું સારી રીતે રક્ષણ કરવું. કેટલાંક વિષયરાગી માણસનાં શરીર ક્ષીણ થઇ જાય છે, ચિત્ત પરતંત્ર રહે છે, કામકાજમાં મન ચોંટતું નથી, બુદ્ધિ ભ્રષ્ટ થઇ જાય છે, લાજ-શરમનો નાશ થાય છે, પુત્ર-મિત્ર-ગુરુ આદિ કોઇ પ્રિય લાગતું નથી અને અંતે મનુષ્યત્વ નષ્ટ થઇ જાય છે; માટે સુજ્ઞ પુરુષોએ પોતાની સ્ત્રી સાથે પણ મિતવ્યયી-પણે વર્તવું. મિતવ્યયી આદત ટકાવવાની કેટલીએક ચાવીઓ નીચે પ્રમાણે છેઃ—

( ૧ ) હે જીવ ! તું જાજરૂ( સંડાસ )મા જાય છે ત્યારે જરૂર કરતાં વધારે વખત તે ઠેકાણે રહેવાનું તને ગમે છે ?

( ૨ ) શું ભોગવિલાસમાં જ સર્વ આનંદ આવી રહ્યો છે ? કુદરતની સુંદર જગાઓનાં દર્શન, ઉત્તમ પુસ્તકોનું વાંચન, મનન અને નિદિધ્યાસન, સત્પુરુષોની સોબત, દુઃખી જીવોને મદદ ઇત્યાદિ કાર્યોમાં જે આનંદ રહ્યો છે તેની આગળ વિષયસુખનો આનંદ કાંઇ ગણનામાં નથી. વળી ભોગવિલાસ જેટલો વખત ચાલે છે તેટલો વખત શક્તિ ઘટતી જાય છે, અને ઉપરોક્ત કાર્યથી જે આનંદ થાય છે તે તો જેમ જેમ વધારે પ્રસંગ મળે તેમ તેમ શક્તિ વધતી જાય છે.

( ૩ ) આ જન્મ તે પૂર્વજન્મ અને હવે પછીના જન્મોની સાંકળરૂપ છે. તેને ક્ષુદ્ર વિષયસેવનમાં ગુમાવનાર માણસ મૂર્ખ છે.

( ૪ ) संतोषस्त्रिपु कर्त्तव्यः, स्वदारे भोजने धने ।
त्रिषु चैव न कर्त्तव्यो, दाने चाध्ययने तपे ॥ १ ॥

અર્થાતઃ—ત્રણ વાતોમાં સંતોષ રાખવોઃ ( ૧ ) સ્વસ્ત્રી, ( ૨ ) ભોજન, અને ( ૩ ) ધન. ત્રણ વાતોમાં સંતોષ ન રાખવોઃ ( ૧ ) દાન, ( ૨ ) અભ્યાસ અને ( ૩ ) તપ.

(૫) સ્ત્રીનું શરીર ગંદકીથી ભરેલું છે, તેની અંદર હાડમાંસ-શ્લેષ્મ આદિ ભરેલા છે. વળી કહ્યું છે કે—

**નાર નરકકી ખાન હૈ, દુરગંધ અંગ અપાર; એસી ઉનકી દેહ હૈ, જૈસો કુંડ ચમાર.**
**જૈસો કુંડ ચમાર, જાનકર કેસે જાવે; ઉત્તમ મનુષ્યદેહ, જાનકે નરક ડુબાવે.**
**ભીખન કનૈયો ભણે, ઉનસે હોત હેરાની; દુરગંધ અંગ અપાર, નાર નરકકી ખાની.**

ગંદકીની ખાણરૂપ નારીનું એવી રીતે ચિન્તવન કરવાથી મોહ ઓછો થાય છે.

(૬) વિજયશેઠ અને વિજયા શેઠાણી, સુદર્શન શ્રેષ્ઠી, નેમિનાથ, સીતા વગેરેના ઇતિહાસ યાદ કરવાથી પણ વિષયલાલસા ઓછી થાય છે:-

(૭) એક વખતમાં સ્ત્રીસેવનથી અસંખ્ય સંમૂર્છિમ જીવની ઉત્પત્તિ અને સંહાર થાય છે, તેથી આ સર્વ વાતોનો વિચાર કરી સુજ્ઞ ગૃહસ્થોએ સ્વસ્ત્રીસેવનમાં પણ મિતવ્યયી થવુ. વળી એક કવિ કહે છે.

**અહો મેરે મન મૃગ! ખોલી દેખ જ્ઞાન-દગ; યહ બન છોડી કહુ ઓર ઠોર ચલના ?**

સર્વ ધર્મના શાસ્ત્રમા સર્વ જમાનાના લોકોએ વ્યભિચારનો નિષેધ કર્યો છે, અર્થાત્ તે સર્વથા ત્યાજ્ય જ છે. વ્યભિચારની લાલચને હડાવવાની આ ઠીક ચાવી છે કે પરસ્ત્રીના રૂપને નિહાળવું નહિ. જે દૃષ્ટિથી પોતાના માતા અને બ્હેનને જોઇએ છીએ તેવી જ રીતે બધાંને જોવાં જોઇએ. આ સર્વ બાબતો સામાન્ય સંસારી માટે છે, પરન્તુ જે ઉત્તમોત્તમ સાધુ પુરુષો છે તેમણે તો સ્ત્રીથી બીલકુલ દૂર જ રહેવું જોઇએ. શ્રી આચારાંગજી સૂત્રમાં કહ્યું છે કે:—

गद्धिए अणुपरियट्टमाणे, संधिं विदित्ता इह माच्चिएहिं ।
एस वीरे पसंसिए, जे बद्धे पडिमोयए ॥

અર્થાત્—વિષયના લોભથી લોકો વારંવાર સંસાર પરિભ્રમણ કરે છે, માટે જે માણસ મનુષ્યભવનો અવસર લાધ્યો છે એમ સમજીને વિષયાદિકનો ત્યાગ કરે તે પરાક્રમી કહેવાય છે. એવા પુરુષો સંસારના અન્ય લુબ્ધ પુરુષોને પણ બાહ્ય અને અભ્યંતર બંધનથી છોડાવે છે. એવા મહાત્માઓના વ્રતના રક્ષણને માટે નીચે પ્રમાણે નવ વાડ શાસ્ત્રકારોએ બતાવી છે:—

(૧) "દેવ-મનુષ્ય-તિર્યંચ-જાતિની સ્ત્રી તથા નપુંસક જે ઠેકાણે રહેતાં હોય તે ઠેકાણે બ્રહ્મચારીએ રહેવું નહી" આ પહેલી વાડ કહી છે; કેમકે બિલાડી અને ઉંદર એક ઠેકાણે રહે તો ઉંદરની જિંદગી જોખમમાં રહે છે. શ્રી દશવૈકાલિક સૂત્રમાં એટલે સુધી કહ્યું છે કે:—

हत्थपायपडिच्छिन्नं, कण्णनासविगप्पियं ।
अवि वाससई नारिं, बंभयारी विवज्जए ॥

જે સ્ત્રીનાં કાન-નાક-હાથ-અને પગ કપાયેલાં હોય, જે ૧૦૦ વર્ષની બુઢ્ઢી હોય તેવી સ્ત્રીનો પણ વિશ્વાસ બ્રહ્મચારીએ કરવો ન જોઇએ.

(૨) "સ્ત્રીના શૃંગાર-વાક્ચાતુરી-રૂપ-લાવણ્ય-હાવભાવ વગેરેની કથા, વાર્તા

કરવી નહીં." આ ફરમાનનો હેતુ એ છે કે એવી કથા કામોત્તેજક છે. જેમકે લીંબુ વગેરે ખાટી ચીજનું નામ લેવાથી મોઢામાં પાણી છૂટે છે તેમ સ્ત્રીના સૌંદર્યાદિનું વર્ણન કરવાથી વિકાર ઉત્પન્ન થાય છે. એકલી સ્ત્રી બેઠી હોય ત્યાં કથા-ઉપદેશ પણ કરવો નહિ.

(૩) "જે આસન પર સ્ત્રી બેઠી હોય તે આસન ઉપર બેસવું નહીં; (તેના ઊઠી જવા બાદ બે ઘડી પછી બેસવું) કારણ કે એક ડબ્બામાં કસ્તૂરી અને લસણ સાથે રાખવાથી કસ્તૂરીની વાસ બગડી જાય છે. (આ જગ્યાએ હમણાં જ અમુક સ્ત્રી બેઠી હતી, એવી સ્મૃતિ પણ વિકાર ઉત્પન્ન કરે છે).

(૪) "સ્ત્રીનાં અંગોપાંગને નિહાળવાં નહિ. (વિષયવૃત્તિથી જોવાં નહિ)" જેમ સૂર્યની સામું જોવાથી આંખનું તેજ ક્ષીણ થાય છે તેમ સ્ત્રીનાં અંગોપાંગ જોવાથી બ્રહ્મચર્યનો વિનાશ થાય છે.

(૫) "બ્રહ્મચારી પુરુષે ભીંત, કપડું કે બીજા કોઈ પ્રકારના પડદાની અંદર સ્ત્રીનો વાસ હોય એવા મકાનમાં રહેવું નહિ." કેમકે તેના શબ્દ, દંપતીવિહાર આદિ જોવા-સાંભળવાથી કામ જાગૃત થાય છે.

(૬) "સાધુપણું અંગીકાર કર્યા પૂર્વે સ્વસ્ત્રીની સાથે હાંસી-મશ્કરી-રમત-ગમ્મત-ક્રીડા વગેરે જે કાંઇ કર્યું હોય તેને બ્રહ્મચર્ય અંગીકાર કર્યા પછી યાદ કરવું નહિ." જેનું વમન કર્યું તેના તરફ શા માટે દૃષ્ટિ કરવી?

(૭) "બ્રહ્મચારીએ પ્રતિદિવસ મધુર-સરસ-કામોત્તેજક આહાર ખાવો નહીં." કેમકે સરસ આહાર કામોત્તેજક છે, તેથી ઇન્દ્રિયો સ્વતંત્ર બની બહેકી જાય છે.

(૮) "આહાર વિશેષ પડતો ન ખાવો; મિતાહારી થવું." વધારે ખાવાથી શરીર બગડે છે, વિચારશક્તિ નિર્બળ થઇ જાય છે અને નીતિ, શિયલ આદિ શિથિલ થાય છે.

(૯) "શરીરની વિભૂષા (શોભા) કરવી નહિ." ટાઢમાઠ કરીને રૂપને આકર્ષણીય કરવું નહિ, કેમકે તેથી કામ પેદા થાય છે. સાધુ પુરુષોને તો તે માટે સ્નાન, અંજનાદિ પણ નિષેધેલ છે. પુરાણમાં કહ્યું છે કે—

चित्तं समाधिभिः शुद्धं, वदनं सत्यभाषणैः ।
ब्रह्मचर्यादिभिः कायः, शुद्धो गंगांविनाप्यसौ ॥

અર્થ:—જેણે ચિત્તને સમાધિથી શુદ્ધ કર્યું છે, વચનને સત્ય ભાષણથી શુદ્ધ કર્યું છે અને કાયાને બ્રહ્મચર્યથી શુદ્ધ કરેલી છે એવા મનુષ્યો ગંગાસ્નાન વિના પણ શુદ્ધ છે. એવા રીતે નવવાડવિશુદ્ધ બ્રહ્મચર્યવ્રતને ધારણ કરનાર માટે ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે:—

देव-दाणव-गंधव्वा-जक्ख-रक्खस-किन्नरा ।
बंभयारीं नमंसंति, दुक्करं जं करंति ते ॥

અર્થાત્:—દુષ્કર બ્રહ્મચર્યવ્રતને ધારણ કરનારને દેવ-દાનવ-ગંધર્વ-યક્ષ-રાક્ષસ અને કિન્નર પણ નમન કરે છે. આવી રીતે જે મનુષ્ય બ્રહ્મચર્ય પાળે છે તે આ ભવમાં નિર્દોષ સુખી જિંદગી ગુજારે છે, માન-કીર્તિ પામે છે અને તેનો આત્મા શાન્તિમાં રમણ કરે છે. વળી ભવિષ્યમાં પણ સુખી થાય છે. મુનિશ્રી વિદ્યાનંદવિજયજી

# વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

(૧૮૪)

## ગુસ્સે ન થઇ શકે તેને મૂર્ખો જાણવો, પણ જે ગુસ્સે ન થાય તેને ડાહ્યો જાણવો.

અક્કલવાનપણુ અને મૂર્ખતા વચ્ચે ઘણો થોડો આંતરો છે. કુશળ માણસ વ્યવહાર સમજે છે અને છતા સમજેલી વાત સર્વ કરવા જેવી હોતી નથી એ પણ જાણે છે. કેટલીક જાણ્યા છતા બોલવા જેવી હોતી નથી, કેટલીક જાણ્યા છતા કરવા જેવી હોતી નથી અને કેટલીક વાત બને છે એમ જાણવા છતા તેની ઉપેક્ષા કરવા જેવી હોય છે દુનિયાના ધમધમાટ વચ્ચે રહેવુ અને છતા પોતાનુ ખમીર જાળવી રાખવું, ગૌરવ હળવુ પડવા દેવું નહિ અને છતા પોતાની આંખમાથી કોઇને કણુ કાઢવા ન દેવુ એમા ખરી કુશળતા છે અને તે ચીવટ રાખવાથી કે અનુભવથી આવડી જાય છે. અવલોકનની શક્તિ વપરાશથી ખીલે છે અને પૃથક્કરણ કરતા આવડે તો ભૂલ થવાના પ્રસગો તદ્દન બધ ન થાય તો ઓછા તો જરૂર થાય છે

આંતર મનોવિકારોનુ ક્ષેત્ર તદ્દન જુદું જ છે એમા તો અંતર્યામી જાગૃત રહેવો જોઇએ આપણે વિકારો પૈકી ક્રોધનુ પૃથક્કરણ કરીએ કેટલીક વાર સામાનું વર્તન જ એવા પ્રકારનું હોય છે કે તેના પર ગુસ્સો આવી જાય એ સભ્યતાના નિયમો જાણતો ન હોય, એ નકામી જિજ્ઞાસાથી ગમે તેવા સવાલો પૂછતો હોય, એ મરિયામ જૂઠું બોલતો હોય, ગાળીપ્રદાન કરતો હોય તે વખતે ગુસ્સો જરૂર થાય છે ગુસ્સાનો ખરો પ્રસગ આવી પડે છે

કોઇ અત્યાચાર કે ખૂન કરતો હોય, છતા તેના પર ગુસ્સો ન આવે તો સમજવું કે માણસ નામર્દ છે, હીચકારો છે અથવા અક્કલ વગરનો છે, ઠેકાણા વગરનો છે, દુનિયાદારી અને ચાલુ લાયકાત વગરનો છે અને ગમે તેવું ગુસ્સાનુ કારણ આવે છતા જેની આંખ લાલ ન થાય, જે હાથ ઉગામે નહિ, જે સામા ઉપર આઘાત ન કરે અથવા જે પોતાના માથાને પછાડે નહિ કે છાતી કૂટવા મડી જાય નહિ તે સમજુ–કુશળ માણસ સમજવો ગુસ્સે થવાની અશક્તિ અને ગુસ્સાનો અભાવ એ બેની વચ્ચે ઘણો તફાવત છે. એકમા મગજશક્તિની ગેરહાજરી છે, બીજામા પોતાના મન પરનો કાબૂ છે, ગમે તેવા વિપરીત કે અનિષ્ટ પ્રસગો આવી પડે, પણ જે પોતાની જાત પર અકુશ રાખી શકે તે ખરી સમજણની નિશાની છે અને એ પ્રસગે કુશળ માણસની કુશળતા દેખાઈ આવે છે.

ક્રોધ ખરાબ ચીજ છે, ચેપી છે, કરનારને આત્મઘાતક છે અને મગજને ખરાબ કરનાર છે એમ સમજી ક્રોધ કરવાના ગમે તેવા પ્રસગો આવે ત્યારે મગજ ઉપર કાબૂ રાખી શાંતિ જાળવી રાખવી એમા ખરી કુશળતા છે, અને એવી કુશળતા બતાવનારનો વિકાસ બહુ સુદર થાય છે, અસાધારણ કાબૂ અને હૃદયની અહિંસા વગર આ વિશિષ્ટતા આવતી નથી, પણ એટલી મુશ્કેલ છે માટે જ એની ગણના ડહાપણમા થાય છે

---

He is a fool who cannot be angry; but he is a wise man who will not

(16-12-39)

( ૧૮૫ )

## માણસ કાં તો પોતાના ભાગ્યનો વિધાતા હોય છે અથવા પરિસ્થિતિનો ગુલામ હોય છે.

જેની ચાલે પૃથ્વી ધણધણે, જેની બોલી પર હજારો જીવન આપે, જેના એક સંભાષણથી જનતા પોતાના વિચારો ફેરવી નાખે, જેના એક પડકારાથી જનતા કાર્યસન્મુખ થઇ જાય, જેના એક ફૂદકે કૂર્લાંગો કપાઈ જાય–એવા અસાધારણ માનસિક, શારીરિક કે વાચિક સંપત્તિવાળા મનુષ્યો જોઇએ છીએ. એના વર્તન પર અનેક ઝૂકી પડે, એ ગામડામાં જાય તો ત્યાં પણ બત્રીશ શાક અને તેત્રીશ ભોજન આવી મળે, એનો પડતો બોલ માણસો ઉપાડી લે અને એની દીર્ઘ નજર આગામી સેંકડો વર્ષોને ઝપટમાં લઇ લે.

આત્મા અનંત શક્તિનો ધણી છે. એ કર્માધીન છે, પણ જે પોતાનું પુરુષાર્થ ફેરવે છે તે પોતાને યોગ્ય પરિસ્થિતિ ઉપજાવી શકે છે અને આકરાં કર્મોને પણ તોડી અનંતકાળનું સુખ પ્રાપ્ત કરે છે. આવા ભાગ્યવિધાતા પુરુષો દુનિયામાં હોય છે અને એમને માટે દુનિયાને એક પ્રકારનું માન થાય છે. પ્રાણી ધારે તો પર્વતોને ઓળંગી શકે છે, સમુદ્રોનો પાર પામી શકે છે અને અશક્ય કે મુશ્કેલ લાગતી બાબતને શક્ય બનાવે છે. પુરુષાર્થ કર્યા વગર કર્મ કેવાં છે એની પણ શી ખબર પડે? એક ઉક્તિમાં કહ્યું છે કેઃ– સૂતેલા સિંહના મુખમાં મૃગલાં આવીને પડતા નથી. આ વાતનો આશય સમજવા જેવો છે. એમાં મૃગલાં કે શિકારના મુદ્દા સાથે આપણે સંબંધ નથી. આપણે ઘણા માણસો જોઇએ છીએ કે જે આખો વખત કકળાટ કર્યા કરે, માથે હાથ મૂકીને બેસી રહે, જાણે આખી દુનિયાનો ભાર તેની ઉપર આવી પડ્યો હોય તેમ દબાઇ ગયેલાં લાગે, પરિસ્થિતિના ગુલામ બનેલાં આવાં માણસોના જીવનક્રમનો નિર્ણય ન હોય, સપાટા આવે તેમ વારંવાર ફરનારું જીવન વહેનારાં હોય અને મરવાને વાંકે જીવતાં હોય, સંયોગને ફેરવનાર એક ટકા હોય છે, જ્યારે સંયોગના ગુલામ બનનાર નવાણું ટકા જેટલાં હોય છે.

કુશળ માણસ વચલો માર્ગ કાઢે છે. અનુકૂળતા દેખાય ત્યાં એ છાતી કાઢી ઊભો રહે છે, અને જરૂર જણાય, પૂર આકરું દેખાય તો ઘડીભર ડોક નમાવી દે છે, પણ પાણી જરા ઓસરે કે છાતી કાઢીને ઊભો રહે છે. સર્વ પ્રકારના સંયોગો પર સામ્રાજ્ય મેળવવું એ તો મોટા ભડવીરોથી જ બને છે, પણ નાના ભડવીરો મધ્યમ માર્ગ આદરે છે અને તે રીતે ધીમે ધીમે પણ મક્કમપણે વિકાસ કરી પોતાની પ્રગતિ સાધે છે. સંયોગના ગુલામ બનનારને વિકાસમાં સ્થાન જ નથી એ ખાસ ધ્યાનમાં રાખવું. બાકી સંયોગોને વશ કરવા એ લાગે છે તેટલું મુશ્કેલ નથી. આપણે કયા વર્ગમાં ભળવું છે તે વિચારોને નિર્ણય કરવાનો અત્યારે અવસર છે અને બુદ્ધિની તીક્ષ્ણતાથી તે સુગ્રાહ્ય છે.

---

Man is either master of his destiny or a slave to condition.

WILLIAM EUGLE. (4-6-36) E. N.

# प्रश्नोत्तर

( અનુસંધાન પૃષ્ઠ ૧૭૬ થી )

( પ્રશ્નકાર-ભાઈ દેવચંદ કરશનજી-રાંધણપુર )

**પ્રશ્ન ૩૧**—કૃષ્ણ વાસુદેવને કયું સમકિત હતું ? બળભદ્રદ્વારા જગતમાં મિથ્યાત્વનો પ્રચાર કરાવ્યો ત્યારે તેને સમકિત હતું કે નહીં ?

**ઉત્તર**—કૃષ્ણ વાસુદેવ નરકમાં પણ ક્ષાયિક સમકિતવાળા છે. પોતાનો જગતમાં અપયશ થયો તેનું બળદેવ મારફત નિવારણ કરવાનો તેનો હેતુ હતો. મિથ્યાત્વ પ્રચાર કરવાનો હેતુ નહોતો. બળભદ્રનો હેતુ પણ તેવો નહોતો; તેથી તે બંનેએ સમકિતને દૂષણ લગાડયું નથી. તેમનો પ્રયત્ન માત્ર જગતમાં થયેલા કૃષ્ણના અપવાદનું નિવારણ કરવાનો હતો.

**પ્રશ્ન ૩૨**—મૃગાપુત્ર લોઢીઆને કઇ પાપપ્રકૃતિનો ઉદય હતો ?

**ઉત્તર**—એને ઘણી અશુભ પ્રકૃતિઓનો ઉદય હતો. સંઘયણ, સંસ્થાન, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, નિર્માણ, શરીર, અંગોપાંગ, બંધન, સંઘાતન વગેરે પ્રકૃતિઓ અશુભપણે ઉદયમાં હતી.

**પ્રશ્ન ૩૩**—પાંચે ઇંદ્રિયોના વિષયોનું જે પ્રમાણ કહ્યું છે તે એકેંદ્રિયથી માંડીને પંચેંદ્રિય સુધીના સર્વ જીવો માટે સમજવું કે કેમ ?

**ઉત્તર**—એ પ્રમાણ પંચેંદ્રિય જીવો માટે જ સમજવું. એકેંદ્રિય વિકળેંદ્રિય માટે તેટલું સમજવું નહીં.

**પ્રશ્ન ૩૪**—દાન, શીલ, તપ ને ભાવરૂપ ચાર પ્રકારના ધર્મના નય, નિક્ષેપા વગેરે જાણતા હો તો જણાવશો.

**ઉત્તર**—હું નય, ભંગ, પ્રમાણ, નિક્ષેપાનું વિશેષ સ્વરૂપ જાણતો નથી.

**પ્રશ્ન ૩૫**—શ્રાવક સવા વસાથી વધારે દયા પાળી શકે ?

**ઉત્તર**—પાળી શકે. ઓછામાં ઓછી સવા વસો દયા તો પાળવી જ જોઇએ.

**પ્રશ્ન ૩૬**—સામાયિક, પોસહ, પ્રતિક્રમણમાં શ્રાવક કેટલા વસાની દયા પાળે ?

**ઉત્તર**—એ ત્રણે ક્રિયામાં શ્રાવક મુનિવત્ થતો હોવાથી તે વખતે તેણે વીશે વસાની દયા પાળવાની છે.

**પ્રશ્ન ૩૭**—પ્રતિમાધારી શ્રાવક કેટલા વસાની જીવદયા પાળે ?

**ઉત્તર**—પ્રતિમાધારી શ્રાવક જીવદયામાં વધતો વધતો છેવટે શ્રમણભૂત નામની ૧૧ મી પ્રતિમામાં વીશ વસા જીવદયા પાળે.

**પ્રશ્ન ૩૮**—શ્રીમલ્લિનાથજીએ તીર્થંકરનામકર્મ બાંધ્યા પછી સ્રીવેદ બાંધ્યો હતો કે પ્રથમ બાંધ્યો હતો ?

**ઉત્તર**—પછી બંધાયેલ નથી, પ્રથમ બંધાયેલ છે.

**પ્રશ્ન ૩૯**—વીશ સ્થાનકની આરાધનાના તપમાં માયા કરી છે કે બીજા તપમાં કરી છે ?

**ઉત્તર**—વીશ સ્થાનકની આરાધનાના તપમાં માયા કરી નથી.

**પ્રશ્ન ૪૦**—તપથી નિકાચિત કર્મ પણ ત્રુટે છે તો શ્રી મલ્લિનાથજીએ બાંધેલ સ્રીવેદરૂપ કર્મ કેમ તૂટયું નહીં ?

**ઉત્તર**—નિકાચિત કર્મ પણ બે પ્રકારનું હોય છે. એક કર્મ તો એવું દૃઢ નિકાચિત હોય છે કે જે ગમે તે પ્રકારે પણ ત્રુટતું નથી. ભોગવવું જ પડે છે.

**પ્રશ્ન ૪૧**—નારકીના જીવો નવું સમકિત પ્રાપ્ત કરે ? કરતા હોય તો શું નિમિત્ત પામીને કરે ?

**ઉત્તર**—ત્યાં તો જાતિસ્મરણાદિક નૈસર્ગિક નિમિત્તો જ મળવાનો સંભવ છે. તેવા નિમિત્ત મળવાથી નવું સમકિત પામી શકે છે.

**પ્રશ્ન ૪૨**—ચારે નીકાયના દેવોમાં કયા પ્રકારનું સમકિત હોય ?

**ઉત્તર**—અસંખ્ય દેવોમાં તો ક્ષયોપશમ સમકિત જ હોય, નવું સમકિત પ્રથમ પામે તેને ઉપશમ સમકિત હોય પણ તેનો કાળ અંતર્મુહૂર્ત્તનો જ હોવાથી તેની સંખ્યા બહુ પામી શકીએ નહીં. ક્ષાયિક સમકિત લઇને દેવગતિમાં જનારની સંખ્યા તો બહુ અલ્પ હોય છે એકંદર ત્રણે પ્રકારના સમકિત હોય છે.

**પ્રશ્ન ૪૩**—વિકલેંદ્રિય જીવો નવું સમકિત પામે ?

**ઉત્તર**—ન પામે.

**પ્રશ્ન ૪૪**—સમકિત પામ્યા અગાઉ તે જીવમાં માર્ગાનુસારીના પાંત્રીશ ગુણ હોવા જોઇએ કે નહીં ?

**ઉત્તર**—એ બધા ગુણોનો સંભવ નથી, પરંતુ માર્ગાનુસારી તો થવો જ જોઇએ, તે સિવાય સમકિત પામે જ નહીં. એ ગુણ ચારે ગતિમાં હોય.

**પ્રશ્ન ૪૫**—દેશવિરતિપણું પામનાર સમકિતી જીવમાં શ્રાવકના એકવીશે ગુણ હોવા જોઇએ કે નહીં ?

**ઉત્તર**—એકવીશે ગુણ હોવાનો સંભવ નથી. ઓછા પણ હોય. વળી એ દરેક ગુણોમાં તરતમતા બહુ છે, તેથી તરતમપણે અલ્પાંશે પણ હોય.

**પ્રશ્ન ૪૬**—દેશવિરતિ ગુણઠાણાવાળામાં તે બધા ગુણ હોય ?

**ઉત્તર**—ઓછેવત્તે અંશે એકવીશે ગુણ હોવાનો સંભવ છે.

**પ્રશ્ન ૪૭**—જે સમયે જીવ કર્મનો બંધ કરે તે સમયે કર્મની નિર્જરા પણ કરે ? જો કરે તો બંનેમાં ઉપયોગ વર્તે ?

**ઉત્તર**—બંધ ને નિર્જરા પ્રત્યેક સમયે થયા જ કરે છે, પરંતુ તે સમયની ક્રિયા હોવાથી તેમાં છદ્મસ્થનો ઉપયોગ વર્તી શકે નહીં. છદ્મસ્થનો ઉપયોગ જઘન્ય પણ અંતર્મુહૂર્તનો હોય વળી બંધ ને નિર્જરા પ્રત્યે ઉપયોગપૂર્વક થતી જ નથી.

**પ્રશ્ન ૪૮**—જિનપિંજરસ્તોત્રમાં શરીરની રક્ષામાં તીર્થંકરોનાં નામો ગોઠવ્યાં છે તેમાં શો હેતુ છે ?

**ઉત્તર**—એમાં તીર્થંકરોનાં નામોનું તે તે શરીરના વિભાગો સાથે સ્મરણ કરવાનો હેતુ છે. બાકી ફળપ્રાપ્તિ તો ભાવના અનુસારે છે.

**પ્રશ્ન ૪૯**—તપના બધા ગુણણા અંગુઠા પર નવકારવાળી રાખીને તેની પાસેની અંગુલીવડે જ ગણવા કે જ્ઞાનના આરાધનનું ગુણણું મધ્યમાં અંગુલીવડે ગણવું ?

**ઉત્તર**—મારા લક્ષમાં તો બધા ગુણણા એક રીતે જ ગણવાના છે.

**પ્રશ્ન ૫૦**—એક નવકાર આખો ગણવાથી ૫૦૦ સાગરોપમનું પાપ નાશ પામે છે એમ કહેલ છે તે નવકાર શી રીતે ગણવાનું ફળ સમજવું ?

**ઉત્તર**—એ ફળનો આધાર ચિત્તની એકાગ્રતા ઉપર છે, તેથી તેની સ્પષ્ટ વ્યાખ્યા બીજી રીતે કરી શકાય નહીં. વળી એ તો મધ્યમ ફળ છે.

**પ્રશ્ન ૫૧**—ચારે નિકાયના દેવોનાં સ્થાનમાં મિથ્યાત્વી દેવોને પૂજવાની પ્રતિમાઓ હોય કે નહીં ?

**ઉત્તર**—મિથ્યાત્વીના દેવ તરીકે ગણાતા હરિહરાદિક દેવની પ્રતિમા નથી, પરંતુ શાશ્વત જિનબિંબના પરિવારભૂત ૧૧-૧૧ પ્રતિમાઓ હોય છે, તેમાંની યક્ષ, નાગ, ભૂતાદિની પ્રતિમાને તેઓ પૂજે છે એમ જાણવામાં છે.

( ૨ )

(પ્રશ્નકારઃ-પંન્યાસજી કલ્યાણવિમળજી )

**પ્રશ્ન ૧**—જીવને એક વાર કરેલા કર્મનું ફળ કેટલા ભવ સુધી ભોગવવું પડે ?

**ઉત્તર**—તેનો નિરધાર કહી શકાય નહીં. એનો આધાર બાંધેલા કર્મની સ્થિતિ અને રસ ઉપર છે.

**પ્રશ્ન** ૨—અનંતાનુબંધી કષાય અનંતભવ પરિભ્રમણ કરાવે એટલે શું ?

**ઉત્તર**—એ કષાય મિથ્યાદષ્ટિ અજ્ઞાની જીવોને હોય છે. તે કષાયના ઉદય વખતે વળી તે નવાં કર્મ બાંધે છે, તેથી ઉત્તરોત્તર કર્મબંધ થવાથી અનંતભવ પર્યંત તેનો છેડો આવતો નથી. નવાં નવાં કર્મ બંધાયા જ કરે છે ને ભોગવાયા જ કરે છે.

**પ્રશ્ન** ૩—પૂર્વે સતીઓ પોતાને માથે આવેલું કલંક દૂર કરવા શાસનદેવીની આરાધના કરતી અને તે આવીને કલંક દૂર કરતી તેમ આ કાળે બને ખરું ?

**ઉત્તર**—આ કાળે ન જ બને એમ એકાંતે કહેવાય નહીં. બાકી તેવું ઉચ્ચ કોટીનું સતીપણું ને શાસનદેવીની જાગૃત આ કાળે સ્વલ્પ દેખાય છે.

**પ્રશ્ન** ૪—નવે નારદો કલેશ કરાવનારા હોય છે તેથી તેને કર્મબંધ ગાઢ થતો હશે, છતાં તેને સ્વર્ગ કે મોક્ષગામી કેમ કહ્યા છે ?

**ઉત્તર**—નારદો પોતાનું કલેશ કરાવવાપણું ત્યજી દઇ, ચારિત્ર અંગીકાર કરી અનેક પ્રકારનાં તીવ્ર તપવડે પૂર્વકર્મનો ક્ષય કરી ચારિત્રના ગુણમાં આગળ વધે ત્યારે જ તેઓ સ્વર્ગ કે મોક્ષના અધિકારી થાય છે.

**પ્રશ્ન** ૫—વીરપરમાત્મા ગર્ભમાં પણ ત્રણ જ્ઞાન સહિત હતા તો તેમણે નહીં જાણ્યું હોય કે મારા સ્થિર રહેવાથી માતાને દુઃખ થશે ?

**ઉત્તર**—એવો ઉપયોગ ન દેવાથી જ સ્થિર રહ્યા અને જ્યારે ઉપયોગ દેવાથી માતાને દુઃખ થયાનું જાણ્યું ત્યારે સ્થિરતા તજી દીધી.

**પ્રશ્ન** ૬—સિદ્ધાર્થ રાજાએ ત્રિશલાદેવીને સ્વપ્નનું સામાન્ય ફળ કહ્યું છે. તે કયા જ્ઞાનના બળથી કહ્યું હશે ?

**ઉત્તર**—રાજાઓ પણ અનેક પ્રકારનાં શાસ્ત્રોના અભ્યાસી હોય છે, તેથી મતિ-શ્રુતજ્ઞાનના બળથી સામાન્ય લાભની વાત કહી શકે છે.

**પ્રશ્ન** ૭—ચક્રેશ્વરી, અંબિકા વગેરે ચોવીશ પ્રભુની અધિષ્ઠાયિકા દેવીઓ પરિગ્રહિતા હશે કે અપરિગ્રહિતા હશે ? વિવાહિત હશે કે અવિવાહિત હશે ?

**ઉત્તર**—એ વિષે ખાસ જાણવામાં નથી. બાકી વિવાહિતપણું તો તેમને હોતું જ નથી, એકસ્વામીપણું હોય છે.

**પ્રશ્ન** ૮—વીરપ્રભુના શાસનમાં સુલસા બત્રીશ પુત્રની માતા હતી તે એક જ થઇ છે કે તે નામની બીજી થઈ છે ?

**ઉત્તર**—એક જ થઈ છે. બીજી થયાનું જાણવામાં નથી.

**પ્રશ્ન ૯**—સિદ્ધાચળ ઉપર અત્યારે ભરતે ભરાવેલાં રત્નનાં બિંબ કોઇ ગુફામાં હશે ? અને ત્યાં દેવો પૂજા કરવા આવતા હશે ?

**ઉત્તર**—પંડિત શ્રી વીરવિજયજી નવાણુપ્રકારી પૂજામાં તે હકીકત લાવ્યા છે, તેથી એ વાતની ના કહી શકાતી નથી. તેને માટે બીજો કાંઇ આધાર આપી શકાય તેમ નથી.

**પ્રશ્ન ૧૦**—દુવિહારમાં સોપારી વગેરે તાંબૂલ ખપે ?

**ઉત્તર**—દુવિહારમાં સ્વાદિમ આહાર છૂટો હોવાથી મુખવાસ (તાંબૂલ) ખપે છે.

**પ્રશ્ન ૧૧**—ઋષભદેવના વખતમાં બીજાં તીર્થંકરો હશે ?

**ઉત્તર**—જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં બીજા તીર્થંકર ન હોય, પણ અઢીદ્વીપમાં રહેલા બીજા ચાર ભરતક્ષેત્રમાં અને પાંચ ઐરવત ક્ષેત્રમાં કુલ ૯ બીજા તીર્થંકરો શ્રી ઋષભદેવની જેટલા જ શરીર ને આયુષ્ય તેમ જ વર્ણવાળા હતા. તેમ જ પાંચ મહાવિદેહમાં વીશ વિહરમાન પણ હતા.

**પ્રશ્ન ૧૨**—નવાંગીવૃત્તિકાર શ્રી અભયદેવસૂરિ ખરતરગચ્છીય હતા ?

**ઉત્તર**—તેઓએ પોતાનું ખરતરપણું કોઇ સ્થળે જણાવ્યું નથી.

**પ્રશ્ન ૧૩**—સૂર્ય ફરે છે કે પૃથ્વી ફરે છે ? એ માટે જૈનશાસ્ત્રકાર શું કહે છે ?

**ઉત્તર**—સૂર્ય, ચંદ્ર વગેરે જ્યોતિષીઓનાં વિમાનો જ અઢીદ્વીપની અંદર ફરે છે એમ જૈનશાસ્ત્રકાર સ્પષ્ટપણે કહે છે. પૃથ્વી ફરે છે એમ માનતા જ નથી.

**પ્રશ્ન ૧૪**—ચાલુ જમાનાના નવા રાગનાં સ્તવનો પ્રતિક્રમણમાં કહેવાય ?

**ઉત્તર**—એનો એકાંત નિષેધ ન થાય, પરંતુ પ્રાચીન મુનિરાજનાં કરેલાં કહેવાં તે વધારે પસંદ કરવા લાયક છે.

**પ્રશ્ન ૧૫**—નમોડસ્તુ વર્ધમાનાય સ્ત્રીઓ શા માટે બોલી ન શકે ?

**ઉત્તર**—એ સૂત્ર ને વિશાલલોચન તેમ જ વરકનક ને નમોડર્હત્ પૂર્વમાંથી ઉદ્ધરિત હોવાથી અને પૂર્વનો અભ્યાસ કરવાની સ્ત્રીજાતિને આજ્ઞા ન હોવાથી તે ન બોલી શકે. પૂર્વાચાર્યોએ નિષેધ કરેલો છે.

**પ્રશ્ન ૧૬**—અત્યારે વર્તતા ધર્મોમાં સર્વથી પ્રાચીન ધર્મ કયો છે ?

**ઉત્તર**—સર્વથી પ્રાચીન જૈનધર્મ છે કે જે આ ચોવીશીમાં શ્રી ઋષભદેવ પરમાત્માથી શરૂ થયેલો છે. મહાવિદેહમાં તો કાયમ જૈનધર્મ વર્તે જ છે.

કુંવરજી

# વૈરાગ્ય અને તેના પ્રકાર*

## વૈરાગ્યની ઉત્પત્તિ.

### વૈરાગ્ય કેમ ઉપજે?

**દોહરા**—ભવસ્વરૂપ જાણી અને, જોઈ નિર્ગુણ સ્વરૂપ;
વૈરાગ્ય ઝટ ઉપજે, ભવ ઈચ્છા ક્ષયરૂપ. ૧

વિષય સૌખ્યની સિદ્ધિથી, જે વૈરાગ્ય વદંત;
યાવદર્થઅપ્રસિદ્ધિથી, તેમના યુક્ત ઠરંત. ૨

અનંત વાર પામ્યા છતાં, નહિં પામ્યાની ભ્રાંત;
તેથી કામમાં મૂઢની, તૃષ્ણા થાય ન શાંત. ૩

અગ્નિ જ્યમ ઈંધનથકી, વિષયે શમે ન કામ;
ઊલટો શક્તિ ઉલસતાં, પુનઃ થાય ઉદ્દામ. ૪

સૌમ્યપણું જ્યમ સિંહનું, ક્ષમા ફણીની જેમ;
વિષયોમાંહિ પ્રવૃત્તનો, વૈરાગ્ય પણ તેમ. ૫

વિષયત્યાગ કીધા વિના, જે ઇચ્છે વૈરાગ;
ઇચ્છે રોગોચ્છેદ તે, વિના અપથ્ય ત્યાગ ૬

---

* ( શ્રીમાન્ યશોવિજયજીવિરચિત ) શ્રી અધ્યાત્મસારમાંથી દ્વિતીય પ્રકરણ.

૧. ભવસ્વરૂપના જ્ઞાનથી અને તેનું નિઃસારપણું દેખવાથી તત્કાળ ભવઇચ્છાના નાશરૂપ વૈરાગ્યની ઉત્પત્તિ થાય છે

૨–૮. ( કોઇ મતવાદી વિષયતૃપ્તિથી વૈરાગ્યની ઉત્પત્તિ કહે છે તેનું નિરસન કરે છે ):—

વિષયસુખની તૃપ્તિથી જે વૈરાગ્ય ઉપજે એમ કહે છે તેનો મત યુક્ત નથી, કારણ કે જ્યાં સુધી વિષયપ્રવૃત્તિનું પ્રયોજન છે ત્યાં સુધી તૃપ્તિની સિદ્ધિ થતી નથી. ( આ યાવદર્થઅપ્રસિદ્ધિ કહેવાય છે. )

અનંત વાર પ્રાપ્ત થયા છતાં નહિં પ્રાપ્ત થયાની ભ્રાંતિને લઇ કામભોગમાંથી મૂઢ જીવોની તૃષ્ણા ઉપશમતી નથી.

કાષ્ઠથી જેમ અગ્નિ બૂઝાતો નથી તેમ વિષયોના સેવનથી કામ શમતો નથી, ઊલટો બળવત્તર બની વૃદ્ધિ પામે છે.

સિંહનું સૌમ્યપણું–શાંતપણું અને ફણીધરની ક્ષમા જેમ કહેવી અશક્ય છે, તેમ વિષયપ્રવૃત્તનો વૈરાગ્ય કહેવો અસંભવિત છે.

વિષય ત્યાગ કર્યાં વિના જે વૈરાગ્ય ઇચ્છે છે, તે અપથ્યનો ત્યાગ કર્યાં વિના રોગનો નાશ ઇચ્છે છે

વિષયાસંગી ચિત્તમાં, ટકે ય નહિં વૈરાગ;
જલબિન્દુ જ્યમ લોહના, તપ્ત ઘને પડતાં જ. ૭

હોય અમાસે ચંદ્ર જો, વંધ્ય તરુ ફલ જોય;
વિષયાસક્ત ચિત્તે જ તો, વિરાગ સંભવ હોય. ૮

ભવહેતુ વિષયો વિષે, કર્યે પ્રવૃત્તિ ત્યાગ;
ભવનિર્ગુણતા દર્શને, નિરાબાધ વૈરાગ. ૯

**ચોથા ગુણસ્થાને ય વૈરાગ્ય સંભવ.**

ચોથા ય ગુણસ્થાનમાં, આમ તેહ તો યુક્ત;
દર્શન ભવનૈર્ગુણ્યનું, પ્રમાતૃઓને ઉક્ત. ૧૦

સત્ય, ચારિત્રમોહનો, કો પણ આ મહિમા ય,—
અન્ય હેતુ યોગે ય 'હ્યાં, ના ફલયોગ જણાય. ૧૧

દશાવિશેષે ત્યાં ય આ, ન સર્વથા નહિં એમ;
અનાસક્ત પ્રવૃત્તિ ત્યાં,–ભાખ્યું 'સ્તવ' માં તેમઃ– ૧૨

---

વિષયાસક્ત ચિત્તમાં વૈરાગ્ય ટકવાને પણ સમર્થ નથી, જેમ તપાવેલા લોહઘન પર પડતું જલબિંદુ ટકી શકતું નથી તેમ.

અમાસની રાત્રે જો ચંદ્ર હોય અથવા વંધ્ય તરુને જો ફળ હોય, તો જ વિષયાસક્ત ચિત્તમાં વૈરાગ્યનો સંક્રમ થાય.

**વૈરાગ્યની ઉત્પત્તિ કેમ હોય? તેનો નિર્ણય કહે છેઃ—**

૯. ભવના હેતુરૂપ વિષયોમાં પ્રવૃત્તિનો ત્યાગ કરવાથી, અને ભવની નિર્ગુણતા–નિઃસારતાના દર્શનથી નિરાબાધ વૈરાગ્ય હોય. શંકાઃ—

૧૦. જો એમ કહો તો ચોથા ગુણસ્થાનમાં પણ વૈરાગ્યની ઉપપત્તિ થશે, કારણ કે પ્રમાતૃ એટલે વસ્તુતત્ત્વનો પ્રમાણથી નિર્ધાર કરનાર વિવેકીને ભવનિર્ગુણતાનું દર્શન હોય જ છે; (અને ચતુર્થ ગુણસ્થાનકે પ્રમાતૃપણું સંભવે છે).

તેનો ઉત્તર વિસ્તારથી આપે છેઃ—

૧૧. તે સત્ય છે, પણ આ તો ચારિત્રમોહનીયનો કોઈ અકથ્ય મહિમા છે કે બીજા કારણોનો યોગ મળ્યા છતાં અત્રે ચતુર્થ ગુણસ્થાનમાં ફલનો યોગ દેખાતો નથી. (ज्ञानस्य फलं विरतिः)

૧૨. વળી દશાવિશેષે ચતુર્થ ગુણસ્થાનમાં વૈરાગ્ય સર્વથા નથી એમ પણ નથી, કારણ કે ત્યાં અનાસક્ત પ્રવૃત્તિવાળો વૈરાગ્ય વર્તે છે જ અને તેવા પ્રકારે શ્રી વીતરાગસ્તવમાં શ્રી હેમચંદ્રાચાર્યજીએ પ્રકાશ્યું છેઃ—

"જ્યારે સુર-નરેંદ્ર શ્રી, નાથ! તુંથી ભોગાય;
ત્યારે પણ જ્યાં તુજ રતિ, વિરક્ત ભાવ જ ત્યાંય." ૧૩

ભવ ઇચ્છા જેની ટળી, ઉદયપ્રવૃત્તિ અત્ર;
તેહ વિરક્તતણી રતિ, સદ્વેદ્યથી સર્વત્ર. ૧૪

સ્ત્રી ને ભોગસાન્નિધ્યમાં, સતે આક્ષેપક જ્ઞાન;
પ્રક્ષય હોય ન શુદ્ધિનો, હરિભદ્રની આ વાણ:— ૧૫

## તત્ત્વદૃષ્ટિ અને ભોગતત્ત્વ પુરુષની તુલના.

"માયાજલને પેખતો, તત્ત્વથી અનુદ્વિગ્ન;
પેસે ન ઝટ તત્કાળ ત્યાં, જ્યમ વ્યામોહવિહીન. ૧૬

ત્યમ ભોગોને પેખતો, માયાનીર સમાન;
ભોગવતાં ય અસંગ તો, પામે જ પરસ્થાન." ૧૭

ભોગ તત્ત્વ ગણનારને, ભવાબ્ધિ પાર ન થાય;
આવેશથી માયાજલે,-તે પંથે ક્યો જાય? ૧૮

---

૧૩. "હે નાથ! જ્યારે તું સુરેંદ્ર-નરેંદ્રની લક્ષ્મી ભોગવે છે, ત્યારે પણ જ્યાં જ્યાં તારી પ્રીતિ છે તે પણ વિરક્તપણું જ છે."

રાગભરે જન મન રહો, પણ તિહું કાળ વૈરાગ;
ચિત્ત તમારા રે સમુદ્રનો, કોઇ ન પામે હો તાગ.
શ્રી યશોવિજયજી.

૧૪. તેમજ જેની ભવઇચ્છા નાશ પામી છે અને કર્મના ઉદયથી જેની પ્રવૃત્તિ છે એવા વિરક્તની જે રતિ છે તે સર્વસ્થળે શુભવેદનીયના ઉદયજન્ય છે.

૧૫. અને એટલા માટે સ્ત્રી અને ભોગના સમીપપણામાં પણ આક્ષેપક જ્ઞાનને લઇ તેને શુદ્ધિનો અત્યંત ક્ષય થતો નથી, કારણ મહામતિ મહાત્મા હરિભદ્રસૂરિનું આ વચન છે:-

[ આક્ષેપક-એટલે તત્ત્વ અભિમુખ આકર્ષનાર. ]

૧૬-૧૭. "જેમ ( ઇંદ્રજાલથી દેખાતા ) માયાજલને તત્ત્વથી દેખનાર પુરુષ, વ્યામોહ રહિત હોય, ઉદ્વેગ રહિતપણે ઝટ લઇને તેના મધ્યમાં પ્રવેશ કરતો જ નથી, તેમ ભોગોને માયાજલ જેવા જાણનારો પુરુષ અસંગપણે-અનાસક્તભાવે તે ભોગવતાં છતાં પણ પરમ પદને પામે છે."

૧૮. પરંતુ ભોગને વિષે જેને તત્ત્વબુદ્ધિ છે એવા ભોગતત્ત્વ પુરુષને તો માયાજલમાં દૃઢ અભિનિવેશ હોવાથી, સંસારસાગરનો પાર છે જ નહિં; માટે તેના દુષ્ટ માર્ગે કોણ જાય? અત્રે તત્ત્વદૃષ્ટિ પુરુષ અને ભોગતત્ત્વ પુરુષની તુલના કરે છે.

ભવોદ્વિગ્ન જ્યમ ત્યાં જ તે, તેમ મોક્ષમાર્ગેય;
સ્થિતિ ભોગમોહિત કરે, ભોગતત્ત્વ જન તે ય. ૧૯

ભોગયોગ અહિં ના હણે, ધર્મશક્તિ બલવંત;
દીપબુઝક વાયુ હણે, દીપ—ન દાવ જ્વલંત. ૨૦

મક્ષિકા જ્યમ શ્લેષ્મમાં, ગાઢ સક્ત બંધાય;
શુષ્ક પિંડ જ્યમ વિષયથી, આશ્લિષ્ટ ન બંધાય. ૨૧

ઝાઝા દોષ નિવારવા, અનિવૃત્તિય કદાય;
નિવૃત્તિ જ્યમ યોગીની, દૂષિત ના જ ગણાય. ૨૨

જેહ સેવતાં જેહની, હોય અશુદ્ધિ કદાચ;
તેથી જ શુદ્ધિ તેહની, કદાચ એ શ્રુતિવાચ. ૨૩

બંધજનનમાં વિષયનો, તેથી નિયમ ન હોય;
અજ્ઞાનીને બંધ છે, જ્ઞાનીને કદી નો'ય. ૨૪

ન સેવતાં પણ સેવતો, સેવે ન સેવતો ય;
કો પણ પરજન થાય ના, આશ્રે પરજન તોય. ૨૫

---

૧૯. જેમ તે તત્ત્વદષ્ટિવાળો પુરુષ ગૃહાવાસમાં પણ સંસારથી ઉદ્વેગયુક્તપણે રહે છે, તેમ ભોગતત્ત્વ પુરુષ મોક્ષમાર્ગમા–સંયમમાર્ગમાં પણ ભોગજંબાલથી મોહમૂઢ થઇ સ્થિતિ કરે છે. ( આમ તે બન્નેનો સ્પષ્ટ તફાવત છે. )

૨૦. સમ્યગ્દષ્ટિને જે ભોગનો યોગ છે તે અત્રે અતિ બળવાન્ ધર્મશક્તિને નષ્ટ કરી શકતો નથી; જેમ દીવાને બૂઝવનારો વાયુ જાજ્વલ્યમાન દાવાનલને બૂઝવી શકતો નથી તેમ.

૨૧. શ્લેષ્મમા માંખીની જેમ અત્યંત આસક્ત હોય તે બંધાય છે; અને સુકા માટીના ગોળાની જેમ અશ્લિષ્ટ–અનાસક્ત બંધાતો નથી.

૨૨. ઝાઝા દોષનું નિવારણ કરવા અર્થે, કવચિત્ ( અપવાદ પ્રસંગે ) અનિવૃત્તિ પણ, યોગીની નિવૃત્તિની જેમ દૂષણવાળી નથી.

૨૩. જે ( ભોગાદિ ) સેવતાં જેની કદાચ અશુદ્ધિ થાય છે, તેથી જ કદાચ તેની શુદ્ધિ પણ થાય છે,–એવું શ્રુતિ–શાસ્ત્રવચન છે.

૨૪. એટલા માટે વિષયોનો બંધના ઉત્પાદનમાં નિયમ નથી; અજ્ઞાનીને બંધ છે, જ્ઞાનીને કદી નથી.

૨૫. કોઇ ભોગાદિ નહિં સેવતાં છતાં સેવે છે, અને કોઇ સેવતાં છતાં નથી સેવતો; કોઇ પરજનનો આશ્રય કરે તેથી તે કાંઇ પરજન થઇ જતો નથી.

[ કોઇ શરીરથી ભોગ નહિં ભોગવતાં છતાં મનાદિથી ભોગવતાં કર્મબંધ કરે છે: તંદુલીઆ મત્સ્યની જેમ; અને કોઇ ભોગવતાં છતાં ભોગવતો નથી, જિનાદિની જેમ. ]

એથી જ પુણ્યવિપાકથી, શ્રીપ્રાપ્તિ જસ થાય;
　　તે ઉત્તમનો ગર્ભથી, ન જ વૈરાગ્ય હણાય. ૨૬

**રાજમાર્ગ અને એકપદી.**

વિષયવિમુખ ઇંદ્રિયવડે, સુવૈરાગ્ય નિત જેહ;
　　પ્રશાંતજનને ઉપજે, રાજમાર્ગ છે એહ. ૨૭

અનુદીર્ણ અનિરુદ્ધ ને, સ્વયં નિવર્તી પ્રાપ્ત;
　　તૃપ્ત ઇંદ્રિયે જ્ઞાનીનો, તે એકપદી માત્ર. ૨૮

બલથી પ્રેરિત ઇંદ્રિયો, વનગજ જેમ સમર્થ;
　　વશ થાયે નહીં ઊલટી, વૃદ્ધિ કરે જ અનર્થ. ૨૯

લજ્જાથી નીચું જુએ, પણ તાકે દુર્ધ્યાન;
　　સ્વને ધાર્મિકાભાસ તે, નાંખે નરક સ્થાન. ૩૦

**ઇંદ્રિયવંચન કર્તવ્ય.**

તેથી સ્વ-પર વિભાગના, જાણ વિરક્તિવંત;
　　નિત ઇંદ્રિય વંચન કરે, સદ્‌ભાવથી અત્યંત. ૩૧

---

૨૬. અને એટલા માટે જ પરમપુણ્યના ઉદયે કરીને જેની પાસે ઉત્તમ પ્રકારની લક્ષ્મી આવી હાજર થાય છે, એવા જિનાદિ ઉત્તમ પુરુષોનો ગર્ભથી માંડીને વૈરાગ્ય બાધિત થતો નથી.

આમ વિસ્તૃત ચર્ચા કરી નિર્ણય આપે છેઃ—

૨૭. વિષયથી વિમુખ કરાયેલી ઇંદ્રિયોવડે પ્રશાંતજનોને જે સુંદર વૈરાગ્ય નિત્ય ઉપજે છે તે જ **રાજમાર્ગ** છે, ધોરી-મુખ્ય રસ્તો છે, કે જ્યાં સર્વ લોકનું ગમન સરળતાથી થઈ શકે છે.

૨૮. ઉદીરણા નહિં કરેલી, નિયંત્રણ નહિ કરેલી અને પોતાની મેળે નિવર્તતી એવી તૃપ્ત ઇંદ્રિયોવડે, જ્ઞાનીને જે વૈરાગ્ય હોય છે તે **એકપદીરૂપ**-સાંકડી કેડીરૂપ છે. [ એકપદી=જ્યાં એકેક ડગલું મૂકી ચાલી શકાય એવો સાંકડી કેડીરૂપ માર્ગ. એવા માર્ગે તો કોઇ અપવાદરૂપ ( Exceptional-extraordinary ) વિરલ અસાધારણ સમર્થ પુરુષ જ જઇ શકે છે. ]

૨૯. વનના જંગલી હાથીની જેમ બળાત્કારે પ્રેરાતી ઇંદ્રિયો વશ થતી નથી, ઊલટી અનર્થની વૃદ્ધિ કરે છે.

૩૦. ( સામર્થ્ય નહિ છતાં હુંપદથી વ્રત ગ્રહણ કરે છે તેની ટીકા કરે છે )— લજ્જાથી નીચું જુએ છે પણ દુર્ધ્યાન ધ્યાવે છે, એવા 'ધાર્મિકાભાસ' ( Sham religious )—ધર્મના ડોળઘાલુ જનો પોતાને નર્કકૂપમાં ફેંકી દે છે.

૩૧. એટલા માટે સ્વપરનો વિવેક જે જાણે છે એવા વિરક્ત પુરુષે નિરંતર સદ્‌ભાવના ઉપયોગવડે ઇંદ્રિયોનું વંચન-છેતરપીંડી કરવાનો અભ્યાસ કરવો.

પ્રવૃત્તિથી સંકલ્પ ના, નિવૃત્તિથી શ્રમ ના જ;
વિકાર ઇંદ્રિયનો ઘટે, વિરાગ અદ્દભુત આ જ. ૩૨

જ્ઞાની યોગીની લોકમાં, પ્રવૃત્તિ ન બાધાર્થ;
કાષ્ઠયંત્ર પુતળીતણા, નૃત્ય સમી કહીં સાર્થ. ૩૩

## જ્ઞાનીની યાંત્રિક પ્રવૃત્તિ: યોગમાયા.

પ્રકટ યોગ માયા રૂપે, પરથી એહ ગવાય;
લોકોપકાર કારણે, દૂષણ નહિ એમાં ય. ૩૪

અપવાદિક પદમાં ય આ, સિદ્ધાંતે પણ ઉક્ત;
મૃગયૂથ શા હીનસત્ત્વના, ધર્મત્યાગ ભયયુક્ત. ૩૫

## ઉપસંહાર.

ફલ જેનું ઔદાસીન્ય તે, જ્ઞાન થતાં પરિપાક;
ચોથા ય ગુણસ્થાનમાં, વ્યવસ્થિત વૈરાગ. ૩૬

॥ इति वैराग्यउत्पत्ति अधिकार ॥

ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા.



૩૨. જે વૈરાગ્યમાં વિષયપ્રવૃત્તિનો સંકલ્પ નથી અને વિષયનિવૃત્તિમાં શ્રમ પડતો નથી, તેમજ ઇંદ્રિયનો વિકાર ઘટતો જાય છે તે અદ્દભુત આશ્ચર્યકારક વૈરાગ્ય છે.

૩૩. લોકમાં વર્તતા જ્ઞાની યોગીની પ્રવૃત્તિ બાધાકારક થતી નથી, કારણ કે તે પ્રવૃતિ કાષ્ઠયંત્રની પૂતળીના નાચ જેવી ( Mechanical ) યાંત્રિક હોય છે.

૩૪. અન્યદર્શનીઓ પણ ઉક્ત વૈરાગ્ય દશાને 'યોગમાયા' એવા નામે પ્રકટપણે કહે છે અને લોકાનુગ્રહનું કારણ હોવાથી એમાં પણ દૂષણ નથી.

૩૫. અને અપવાદ સૂત્રોમાં સિદ્ધાન્તને વિષે પણ આ ઉપદેશ કહ્યો છે કે જેમાં મૃગ જેવા ડરપોક હીનસત્ત્વને ધર્મત્યાગનો ભય રહ્યો છે.

## ઉપસંહાર.

૩૬. આમ જેનું ફલ ઉદાસીનતા છે એવું જ્ઞાન પરિપક્વ થતાં, ચોથા ગુણસ્થાનમાં પણ વૈરાગ્યનો સંભવ છે એમ વ્યવસ્થિત થયું—સિદ્ધ થયું.

# પર્યુષણના અંગની એક અપૂર્વ ક્રિયા

મહાપ્રભાવિક પર્યુષણપર્વમાં કરવાના ૧૧ કાર્યો પૈકી એક કાર્ય એવું અપૂર્વ છે કે જે કાર્યને પૂર્ણ સ્વરૂપમાં કોઇ પણ દર્શને અવલોકયું નથી. જૈનદર્શન શ્રાવક-સાધુઓ વિગેરે ચતુર્વિધ સંઘને નિત્યકરણી તરીકે કરાતી આવશ્યક ક્રિયામાં કહે છે કે:—

खामेमि सव्व जीवे, सव्वे जीवा खमंतु मे ।
मित्ति मे सव्वभूएसु, वेरं मज्झ न केणइ ॥

'હું સર્વ જીવને ખમાવું છું, સર્વ જીવ મારા કરેલા અપરાધો પ્રેમ-મને તેની ક્ષમા કરો, મારે સર્વ ભૂતો ( પ્રાણીઓ ) સાથે મિત્રાઇ છે, કોઇપણ જીવ સાથે મારે વૈરભાવ ( શત્રુતા ) નથી.'

આ ગાથાના ચારે પાદમાં ચાર પ્રકારની જુદી જુદી ભાવના સમાવી છે. પહેલા પાદમાં પોતા પ્રત્યે થયેલા નાના-મોટા સર્વ જીવનાં સર્વ અપરાધો પોતે ખમે છે-માફ કરે છે-તેની ક્ષમા આપે છે. બીજા પાદમાં પોતાથી થયેલા સર્વ અપરાધોની સર્વ જીવો પાસે ક્ષમા માગે છે. ત્રીજા પાદમાં સર્વ જીવો સાથે મૈત્રીભાવ સૂચવે છે, તેમાં સર્વ જીવના પોતા પ્રત્યે થયેલા સર્વ અપરાધ પોતે ખમે છે એમ સૂચવે છે અને તેના જ ફળ તરીકે ચોથા પાદમાં મારે કોઇ પણ જીવ સાથે વૈરભાવ કે શત્રુતા નથી એમ કહે છે.

આવા પ્રકારની ભાવના માત્ર શબ્દરૂપે નહી પરંતુ અંતઃકરણના નિર્મળ ભાવરૂપે જો પરિણામ પામે તો કર્મબંધ કેટલો અટકી જાય ? અને એવી ભાવના પોતાને જૈન તરીકે ઓળખાવતા સર્વ જીવોની થાય અથવા અનેક મનુષ્યો તેવી ભાવનાવાળા થાય તો અનેક ગામોમાં ને શહેરોમાં થતા ને થયેલા કલેશો કેટલા શમી જાય ? આવી ભાવના આત્માને પરમ હિતકારી છે, તેની ખાસ આવશ્યકતા છે. આવી ભાવનાને અંગે બીજા પણ અનેક પ્રકારનાં કર્મબંધનાં કારણો અટકી જાય છે.

શ્રી પુન્યપ્રકાશના સ્તવનમાં તેના કર્ત્તા શ્રી વિનયવિજયજી મહારાજ કહે છે કે-**જીવ સવે ખમાવીએ, સા૦ યોનિ ચોરાશી લાખ તો.** આગળ કહે છે કે-**સજ્જન કુટુંબ કરો ખામણા સા૦ એ જિનશાસન રીત તો.** શ્રી આરાધના પયન્નામાં પણ આ ભાવ જ સૂચવ્યો છે. જૈનશાસનની આ પ્રવૃત્તિ દરરોજને માટે બે ટંક પ્રતિક્રમણ કરવામાં ખાસ દાખલ કરી છે. કદી આ પ્રવૃત્તિને

દરરોજ અમલમાં મૂકી ન શકાય તો શ્રી પર્યુષણુપર્વમાં તો જરૂર તેનો અમલ કરવાનો છે. સંવત્સરી પ્રતિક્રમણુમાં માત્ર શબ્દથી **'સર્વ સંઘને મિચ્છામિ દુક્કડં'** કહેવાથી કે બોલવાથી આ પરમહિતકારી કાર્યની સિદ્ધિ થતી નથી, પરંતુ પ્રતિક્રમણુ કર્યા અગાઉ જેની સાથે અપ્રીતિ કે અભાવનું કારણુ આખા વર્ષમાં બન્યું હોય તેની સમીપે જઇને તેને ખમાવવા જોઇએ અને પ્રરગામ રહેલા કોઇ બંધુ સાથે તેવો ભાવ પ્રગટ્યો હોય તો તે પત્રદ્વારા ખમાવવો જોઇએ. તેમાં પ્રમાદ કરવો ન ઘટે.

આ ક્ષમાપના માત્ર જૈન બંધુઓ સાથે જ કરવાની નથી; પરંતુ સર્વ જીવો પ્રત્યે કરવાની છે તેથી જૈનેતર પાસે જઇને પણુ યોગ્ય શબ્દોમાં તેની માફી માગી આવવી જોઇએ. આ હકીકત ત્યારે જ બને એવી છે કે જ્યારે આ ભવમાં થયેલી શત્રુતા ભવાંતરમાં પણુ પરસ્પર દ્વેષના કારણુપણે પ્રગટ થશે અને તે વખતે પરસ્પરને અજ્ઞાતપણે પણુ અનેક પ્રકારના દુઃખ આપનારા થશું અને તેને પરિણામે અપરિમિત કર્મબંધ કરી અનેક ભવોમાં રખડશું એવી ખાત્રી હોય. આ સંબંધમાં જૈનશાસ્ત્રોના કથાનુયોગમાં અનેક દષ્ટાંતો આપેલાં છે તે સાંભળતાં છતાં પણુ જો આપણુને કર્મબંધનો કે ભવભ્રમણુનો ભય ન લાગે તો પછી સમજવું કે હજુ આપણે સંસારપરિભ્રમણુ સવિશેષે કરવાનું છે.

એકપક્ષી દ્વેષ પણુ સમરાદિત્યના જીવને અનેક ભવમાં સર્વ પ્રકારના સંબંધી થઇને દુઃખ આપનાર-પ્રાણુ લેનાર નીવડેલ છે, તો પછી બેપક્ષી દ્વેષનું પરિણામ શું ફળ આપે ? તે વિચારશો.

અત્યારના જડવાદનો વિસ્તાર પામેલા જમાનામાં આપણે જોઇ શકીએ છીએ કે પરસ્પરના દ્વેષને પરિણામે સંખ્યાબંધ મનુષ્યોનો પ્રાણુવિનાશ થઇ રહ્યો છે. જ્યાં પાપનો કે પરભવનો ભય નથી. એવા નાસ્તિકવાદપૂર્ણ સ્થાનમાં આવા બનાવો બને તેમાં આશ્ચર્ય નથી. આપણે તો શ્રી બૃહશાંતિમાં પ્રાંતે કહેલી ગાથા વારંવાર સંભારવાની છેઃ—

शिवमस्तु सर्वजगतः, परहितनिरता भवंतु भूतगणाः ॥
दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखी भवंतु लोकाः ॥ १ ॥

અર્થ સ્પષ્ટ જ છે. આવી ભાવના જાગૃત રહે એમ ઇચ્છી આ લઘુ લેખ સમાપ્ત કરવામાં આવે છે.

કુંવરજી

### શ્રીમાન્ પંડિત વીરવિજયજીકૃત

## હિતશિખામણ છત્રીશીમાંથી નીકળતી એંશી શિખામણો.

૧. લોકવિરુદ્ધ નિવારવું.

૨. મૂર્ખ, બાળક, યાચક, વ્યસની, કારુ, નારુ અને ચોર એટલાની સંગત ન કરવી.

૩. વેશ્યા સાથે વ્યાપાર ન કરવો.

૪. નીચ સાથે સ્નેહ ન બાંધવો.

૫. કામ વિના પારકે ઘેર ન જવું.

૬. નિષ્કારણ કોઇને ગાળ ન દેવી.

૭. બળીયા સાથે બાથ ન ભરવી.

૮. કુટુંબકલહ ન કરવો.

૯. દુશ્મન તથા પરસ્ત્રી સાથે એકાંતે વાત ન કરવી.

૧૦. રાતનાવખતે માર્ગે જતા માતા કે બહેન સાથે પણ વાત ન કરવી.

૧૧. રાજાનો, સ્ત્રીનો અને ઘરના સોનીનો પણ વિશ્વાસ ન કરવો.

૧૨. માતા, પિતા અને ગુરુને ગુપ્ત વાત કરવી; અન્ય કોઇને ન કરવી

૧૩. અજાણ્યા સાથે ગામ ન જવું.

૧૪. ઝાડ નીચે રાત્રિવાસો ન કરવો.

૧૫. હાથી, ઘોડા, ગાડી અને દુર્જન-એનાથી દૂર રહીને ચાલવું.

૧૬. રમતમાં રીસ ન કરવી.

૧૭. ભયવાળે માર્ગે જવું નહીં.

૧૮. બે જણ છાની વાત કરતા હોય ત્યા ઊભા રહેવું નહીં.

૧૯. હોંકારા વિના વાત કરવી નહીં.

૨૦. ઈચ્છાવિના-ભૂખ લાગ્યાવિના જમવું નહીં.

૨૧. ધન અને વિદ્યાનો મદ ન કરવો.

૨૨. નમે તેને નમવુ. અક્કડ ન રહેવું.

૨૩. મૂર્ખ, યોગી, રાજા અને પંડિત-એટલાની મશ્કરી કરવી નહીં.

૨૪. હાથી, વાઘ, સર્પ અને મનુષ્ય લડતાં હોય ત્યાંથી દૂર ચાલ્યા જવું. પાસે ઊભા ન રહેવું.

૨૫. કૂવાકાંઠે ઊભા રહીને હાંસી ન કરવી.

૨૬. કેફ કરીને ફરવું નહીં.

૨૭. ઘર વેચીને વરો ન કરવો.

૨૮. જુગાર રમવો નહીં.

૨૯. ભણવા-ગણવામાં આળસ ન કરવું.

૩૦. લખતાં વાત ન કરવી.

૩૧. પરદેશમાં પારકે હાથે દુકાન ચલાવવી હોય ત્યાં આપણા નામથી દુકાન ન ચલાવવી.

૩૨. આળસ છોડીને કામ માંડવું.

૩૩. દેવાદાર ન થવું.

૩૪. કષ્ટપ્રદ અને ભયાનક સ્થાનકને છોડી દેશાવર જઇને વસવું.

૩૫. ધનવંત છતાં નીચે પ્રમાણે રહે કે કરે તો લક્ષ્મી તેનો ત્યાગ કરે.

૧. મલિન વેશ પહેરે. ૨. પગથી પગ ઘસીને ધૂવે. ૩. હજામને ઘેર જઇ માથું મુંડાવે. ૪. પાણીમાં મોઢું જુવે. ૫. સ્નાન ને દાતણ સારી રીતે ન કરે. ૬. બેઠો બેઠો તરણા તોડ્યા કરે. ૭. ભોંય પર ચિત્રામણ કાઢે. ૮. નગ્ન સૂએ.

૩૬. માતા-પિતાને પ્રણામ કરી, દેવ-ગુરુને વિધિપૂર્વક વાંદી પછી સંસારનાં કાર્ય કરવાં.

૩૭. બે હાથે માથું ખણવું નહીં.

૩૮. કાન ખોતરવો નહીં.

૩૯. કેડે હાથ દઇ ઊભા રહેવું. નહીં.

૪૦. પાણીના મામા પૂરે તરવું નહી.

૪૧. તમાકુ વિગેરેનું વ્યસન ન કરવું.

૪૨. અણગળ જળ પીવું કે વાપરવું નહીં.

### સ્ત્રીને શિખામણ.

૪૩. સ્ત્રીએ સસરો-સાસુ, જેઠ-જેઠાણી, નણંદ વિગેરેનો વિનય ન ચૂકવો.

૪૪. બહાર જતાં શાણપણે વર્તવું અને પોતાની ચાલ ન ચૂકવી.

૪૫. નીચ સાહેલીનો સંગ ન કરવો.

૪૬. પારકે ઘેર–જ્યાં ત્યાં ભમવું નહીં.

૪૭. રાત પડ્યા પછી ઘર બહાર ન જવું.

૪૮. સહુને જમાડીને જમવું.

૪૯. ધોબણ, માળણ, કુંભારણ અને જોગણ–એવી જાતિનો સંગ ન કરવો.

### પતિ દેશાવર ગયો હોય ત્યારે

૫૦. શણગાર ન સજવા.

૫૧. નાતં વચ્ચે જમવા ન જવું.

૫૨. દુર્જનથી ડરતા રહેવું.

૫૩. પરશેરીએ ગરબો ગાવા ન જવું.

૫૪. મેળે–એલે ન જવું.

---

૫૫. નદીકિનારે નાવણ–ધોવણ કરવાથી નિર્લજ્જ થવાય છે તેથી તે તજવું.

૫૬. ઉપડતે પગે ચાલ ચાલવી.

૫૭. બધા હુન્નર શિખવા.

૫૮. સ્નાન કરી, સારા વસ્ત્રો ધારણ કરી, સારી રીતે રસોઇ કરીને સુપાત્રે દાન દેવું.

૫૯. શોકયના લઘુ બાળકને જોઇ મનમાં શોક ન કરવો. ખુશી થવું.

૬૦. બાર વર્ષ સુધીનું બાળક ને દેવની પ્રતિમા એ બન્ને સરખા છે. તેની ભક્તિ કરે તે સુખ પામે છે અને ખેદ પમાડે તે દુઃખ પામે છે.

### સ્ત્રી-પુરુષ બન્નેને શિખામણ.

૬૧. બહુ બોલવું નહીં, બહુ હસવું નહીં.

૬૨. જ્ઞાતિ-સગાનાં ઘર છોડીને એકલા ન રહેવું. કુટુંબીઓની સાથે રહેવું.

૬૩. અતિશય ઊનું તથા બહુ ખાટું–ખારું ન ખાવું અને વધુ પડતું શાક ન ખાવું.

૬૪. આટલું હોય ત્યારે ભોજન ન કરવું.

૧. વમન કરીને. ૨ ચિતાની ઝાળ લઇને. ૩. ખરાબ આસન પર બેસીને. ૪. વિદિશા સામે તથા દક્ષિણ દિશા સામે મુખ કરીને. ૫. અંધારામાં. ૬. પશુએ બોટેલ હોય તેવું, ૭. અજાણ્યું ૮. ઋતુવંતીના પાત્રમાં, ૯. પેટમાં અજીર્ણ હોય ત્યારે, ૧૦. ખુલ્લામાં (અગાસે) બેસીને, ૧૧. બે જણ ભેળા બેસીને. (જમવું નહીં)

૬૫. સ્થિર આસને બેસી મૌનપણે જમવું.

૬૬. જમ્યા પહેલા સ્નાન કરવું.

૬૭. ખાતી વખતે ધાન્યને વખાણીને કે વખોડીને ન ખાવું.

૬૮. તડકે બેસીને ન જમવું.

૬૯. માંદા પાસે બેસીને ન જમવું.

૭૦. રાત્રે ન જમવું.

૭૧. નરણે કોઠે પાણી ન પીવું.

૭૨. કંદમૂળ, બોળ અથાણું, વાસી અને વિદળ વિગેરે અભક્ષ્યો ન ખાવાં.

૭૩. હિંસા ન કરવી.

૭૪. જૂઠું ન બોલવું.

૭૫. પરનિંદા ન કરવી.

૭૬. ગુરુ મુખે વ્રત–પચ્ચખ્ખાણ ગ્રહણ કરવા અને સારી રીતે પાળવા.

૭૭. તીર્થયાત્રા કરવી.

૭૮. પુણ્યોદય જાગ્રત હોય તો સંઘવીપદ ધારણ કરીને અનેકને યાત્રા કરાવવી.

૭૯. માર્ગમાં મુનિને મોખરે રાખી બહુ પ્રકારે સંઘની ભક્તિ કરવી. ( દેવલોકમાં દેવોને સર્વ સુખ છે પણ આ લાભ નથી. )

૮૦. સિદ્ધાચલ–ગિરનાર વિગેરે તીર્થો ઉપર પ્રભુભક્તિ કરતાં અને ગુણશ્રેણિએ ચડતાં ભવજળને એક જ ભવમાં તરી શકાય છે.

રાજપાળ મગનલાલ વહોરા

## केटलाक प्रास्ताविक श्लोको
### ( सार्थ )

जानासि यज्जीवति नैव देही, संबन्धिनो वेत्सि च मृत्युमाप्तान् ।
स्वं ग्रस्यमानं जरसाऽवगच्छ-न्न दुर्मते ! धर्ममतिस्तथापि ॥ १ ॥

હે જીવ! તું જાણે જ છે કે-દેહી (શરીરને ધારણ કરનાર પ્રાણી) જીવતો જ નથી (મૃત્યુ પામે જ છે), તેવા મૃત્યુ પામેલા સંબંધીઓને પણ તું જાણે છે, તથા જરાવસ્થાવડે ગ્રસાતા (વ્યાપ્ત થયેલા) પોતાના આત્માને પણ તું જાણે છે, તો પણ હે દુર્મતિ! તને હજુ ધર્મ કરવાની બુદ્ધિ કેમ થતી નથી? (૧)

मिथ्याज्ञानं समस्तं त-दिह लोकोपयोगि यत् ।
रागद्वेषादयो यस्मात्, प्रवर्धन्ते शरीरिणाम् ॥ २ ॥

જે જ્ઞાન આ લોકમાં ઉપયોગી છે, તે સર્વ મિથ્યાજ્ઞાન છે, કેમકે તે મિથ્યાજ્ઞાનથી પ્રાણીઓના રાગદ્વેષાદિક વૃદ્ધિ પામે છે (૨)

मुधा मूढैर्हि संसारो, मथ्यते सारमिच्छुभिः ।
म्रक्षणं लेभिरे केऽत्र, पानीयस्य विलोडनात् ? ॥ ३ ॥

સારને ઇચ્છનારા મૂઢ પુરુષો સંસારનું ફોગટ જ મંથન કરે છે, કેમકે આ જગતમાં પાણીને વલોવવાથી માખણ કોણે પ્રાપ્ત કર્યું છે? (૩)

क्लिष्टाद्धिंसाद्यनुष्ठानात्, प्राप्तिः क्लिष्टस्य कर्मणः ।
यथाऽपथ्यभुजो व्याधि-रक्लिष्टस्य विपर्ययात् ॥ ४ ॥

કિલષ્ટ એવા હિંસાદિક અનુષ્ઠાન કરવાથી કિલષ્ટ કર્મની જ પ્રાપ્તિ (બંધ) થાય છે. જેમકે અપથ્ય ભોજન કરનારને વ્યાધિ પ્રાપ્ત થાય છે અને તેથી વિપરીત એટલે પથ્ય ભોજન કરનારને અકલેશની (નિરોગીપણાની) પ્રાપ્તિ થાય છે (૪)

स्वभाव एष जीवस्य, यत्तथापरिणामभाक् ।
बध्यते पुण्यपापाभ्यां, माध्यस्थ्यात्तु विमुच्यते ॥ ५ ॥

જીવનો આ સ્વભાવ જ છે કે તથાપ્રકારના શુભાશુભ પરિણામને ભજવાથી તે પુણ્ય કે પાપવડે બંધાય છે; પરંતુ મધ્યસ્થ રહેવાથી તે પુણ્યપાપ બન્નેથી મૂકાય છે.(૫)

स्वप्ने यथाऽयं पुरुषः प्रयाति, ददाति गृह्णाति करोति वक्ति ।
निद्राक्षये तन्न च किञ्चिदस्ति, सर्वं तथेदं हि विचार्यमाणम् ॥ ६ ॥

જેમ આ પુરુષ સ્વપ્નમાં પ્રયાણ કરે, દાન કરે, ગ્રહણ કરે, કાંઇ કાર્ય કરે, બોલે વિગેરે ક્રિયા કરે છે, પણ નિદ્રાનો ક્ષય થયે સતે તેમાંનું કાંઇ પણ હોતું નથી, તેમ આ જગતમાં વિચાર કરીએ તો સર્વ સ્વપ્નવત્ મિથ્યા છે, સત્ય કાંઇપણ નથી. (૬)

रागाद्यंभाः प्रमादव्यसनशतचलद्दीर्घकल्लोलमालः,
क्रोधेर्ष्यावाडवाग्निर्मृतिजननमहानक्रचक्रौघरौद्रः ।
तृष्णापातालकुम्भो भवजलधिरयं तीर्यते येन तूर्णं,
तज्ज्ञानादिस्त्रमात्रं कथितमिह सुरेन्द्रार्चितैर्भावतीर्थम् ॥ ७ ॥

આ સંસારરૂપી સમુદ્રમાં રાગાદિકરૂપ જળ રહેલું છે, પ્રમાદવડે થતા સેંકડો દુઃખોરૂપી મોટા કલ્લોલોના સમૂહ ઊછળી રહ્યા છે, ક્રોધ અને ઇર્ષ્યારૂપી વડવાનળ તેમાં રહેલો છે, મૃત્યુ અને જન્મરૂપી મોટા મગરમચ્છ અને આવર્તના સમૂહ રહેલા છે તેથી તે સમુદ્ર અત્યંત ભયંકર છે. વળી તેમાં તૃષ્ણારૂપી પાતાળકળશો રહેલા છે આવો સંસારસાગર જેનાવડે શીઘ્ર તરી જવાય તેવું એક જ્ઞાનાદિ સ્વભાવવાળું ભાવતીર્થ જ જિનેશ્વરોએ કહ્યું છે. ( ૭ )

भवकोटिषु दुष्प्रापा-मवाप्य नृभवादिसकलसामग्रीम् ।
भवजलधियानपात्रे, धर्मे यत्नः सदा कार्यः ॥ ८ ॥
व्याकुलेऽपि हि मनसा(सि), धर्मः कार्यो निरन्तरम् ।
मेढीबद्धोऽपि हि भ्राम्यन्, घासग्रासं करोति गौः ॥ ९ ॥

કોટિ ભવને વિષે પણ ન મળી શકે તેવી મનુષ્યભવાદિક સર્વ સામગ્રીને પામીને હે જીવ! તારે ભવસમુદ્રમાં પ્રવહણરૂપ ધર્મને વિષે સદા યત્ન કરવો. હે જીવ! મન વ્યાકુળ હોય તો પણ તારે નિરંતર ધર્મ કરવો, કેમકે મેઢીથી[1] બાંધેલો અને ચાલતો એવો પણ બળદ ઘાસના કોળીયા ગ્રહણ કરે છે. ( ૮-૯ )

कथं तत्पुरुषेणास्तु, मयि सङ्घपतिश्रुतिः ? ।
सा चेद्बहुव्रीहिणा स्यात्-धन्यंमन्यस्तदाऽस्म्यहम् ॥ १० ॥
मध्यस्थः पुरुषोऽवश्यं, विश्वस्योपरि जायते ।
आख्यन्निवेदमारोह-न्नभोमध्यं नभोमणिः ॥ ११ ॥

તત્પુરુષ[2] સમાસ કરવાથી મારામાં સંઘપતિનો શબ્દ શી રીતે ઘટી શકે? પરંતુ જો [3]બહુવ્રીહિ સમાસવડે તે શબ્દ પ્રાપ્ત થાય તો હું મારા આત્માને ધન્ય માનું છું.

'મધ્યસ્થ પુરુષ અવશ્ય વિશ્વની ઉપર વર્તે છે.' એમ જાણે કહેતો હોય તેમ સૂર્ય આકાશના મધ્યમાં મનુષ્યલોકની ઉપર આરોહણ કરે છે. ( ૧૦-૧૧ )

અનુવાદકઃ—શાસ્ત્રી જેઠાલાલ હરિભાઈ

૧. ખીલા અગાડી સાથે બાંધેલ. ૨. संघस्य पतिः संघपतिः ૩. संघः पतिः यस्य संघपतिः ।

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ-પાલીતાણા

( સ્થાપના-સંવત ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

## સં. ૧૯૯૬ ના શ્રાવણ માસની પત્રિકા.



**ધાર્મિક પ્રવૃત્તિઓઃ**—ચાલુ માસમાં નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુપૂજા, વ્યાખ્યાનશ્રવણ વિગેરે કરવામાં આવ્યાં હતાં. શ્રાવણ વદિ ૧૧ ના રોજ પર્યુષણ બેસતાં અઠ્ઠાઇધરના દિવસે ૭૪ વિદ્યાર્થીઓએ ઉપવાસ તથા ૧૨ વિદ્યાર્થીઓએ એકાસણાં કર્યાં હતાં. વીશ વિદ્યાર્થીઓએ છઠ્ઠનો તપ કર્યો હતો.

**પારણું:**—સંસ્થાની રસોઇ કરનારી બાઇ જીવીબહેન ડાહ્યાલાલ તરફથી શ્રાવણ વદિ ૧૨ ના રોજ બધા વિદ્યાર્થીઓને પારણું કરાવવામાં આવ્યું હતું.

**આવકઃ—**

| | રૂા. આ. પા. |
|---|---|
| શ્રી નિર્વાણ ફંડ. | ૧૧૩૧-૬-૯ |
| શ્રી વાર્ષિક મદદ ફંડ. | ૯૮૬-૦-૦ |
| શ્રી ભોજન ફંડ. | ૧૩૨-૦-૦ |
| શ્રી સ્વામીવત્સલ ટ્રસ્ટ ફંડ | ૧૫૦૪-૦-૦ |
| શ્રી આંગી ફંડ. | ૧૦૧-૦-૦ |
| શ્રી કેળવણી ફંડ. | ૧૧-૦-૦ |
| શ્રી દેરાસર સંબંધી ફંડ. | ૧-૦-૦ |
| | ૩૮૬૬-૬-૯ |

**ભેટઃ**—વોરા ગોરધનદાસ હરખચંદ-ભાવનગર, સંભાર મણ બારા, રા. શાંતિલાલ ચાંપશીભાઇ શાહ, પાલીતાણા-સ્કૂલ અભ્યાસને લગતી ત્રણ ચોપડીઓ.

**મુલાકાતઃ**—ચાલુ માસમાં સ્થાનિક કમિટીના કાર્યવાહકો-શ્રી ચુનીલાલ દુર્લભદાસ પારેખ તથા શ્રી અમરચંદ કુંવરજી શાહ ભાવનગરથી સંસ્થાના નિરીક્ષણ માટે પધાર્યા હતા.

**જમણવારઃ—**

| | | |
|---|---|---|
| શેઠ ત્રિભુવનદાસ ભાણજી | ભાવનગર | શ્રાવણ શુદિ ૨ |

| | | |
|---|---|---|
| શેઠ પાનાચંદ નવલચંદ | સુરત | શ્રાવણ શુદિ ૬ |
| શેઠ મગનલાલ તારાચંદ | પાલીતાણા | „ વદિ ૧૦ |
| શેઠ મથુરભાઇ પિતાંબર | મોરજ. | „ વદિ ૧૪ |

## મીટિંગો:—

| વિષય. | વક્તા. | પ્રમુખ. |
|---|---|---|
| ગુજરાતી સાહિત્ય. | વિ. હિંમતલાલ જાદવજી. | વિ. શાંતિલાલ ભાઇચંદ. |
| સમાજ સુધારો. | (હાઇસ્કૂલમાં ભરવામાં આવી હતી) | |
| હિન્દીભાષાની અગત્ય. | શ્રી કાનજીભાઇ રાઠોડ | ( પ્રવચન ) |
| પર્યુષણની મહત્તા. | તલકચંદ એમ. મહેતા | ( „ ) |
| World-war and its Consequences | Bhaichand C. Shah. | Amarchand V. Doshi. |

**સમાજના દાનવીરોને:**—વાર્ષિક સોળ હજારનો ખર્ચ કરી એકસો જૈન બાળકોને વ્યવહારિક તથા ધાર્મિક કેળવણી સાથે સુસંસ્કાર અને ચારિત્ર ઘડતી આ જૈન સંસ્થાને મદદ આપી સુપાત્રદાન અને સ્વધર્મી બન્ધુ વાત્સલ્યનો અપૂર્વ લાભ લેવા અમારી હંમેશની વિનંતિ છે.

**ખાસ વિનંતિ:**—પર્યુષણ દરમિયાન અત્રેથી સંસ્થાના ઉપદેશકોને ગુજરાતના પ્રવાસે મોકલ્યા છે તેઓ આપને ત્યાં આવે તો જરૂર સારી ટીપ કરાવી આપવા પ્રયત્ન કરશો તેમ જ પર્યુષણની થતી ટીપમાંથી ઉક્ત સંસ્થાના ફાળામાં યોગ્ય રકમ ભરી મોકલવા કૃપાવંત થશો. પર્વાધિરાજ પર્યુષણને અંગે આપ જે દ્રવ્ય સાધારણ ખાતામાં ખરચો તે સમયે ઉક્ત સંસ્થાને અને તેમાં રહેનારા એકસો જૈન બાળવીરોને જરૂર સંભારશો. સંસ્થાનો વાર્ષિક રિપોર્ટ તૈયાર થાય છે. એકાદ માસમાં આપને મોકલશું





मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

# શ્રી જૈન ધર્મ પ્રકાશ






અંક ૭ મો

પુસ્તક ૫૬ મું

આશ્વિન

સંવત્ ૧૯૯૬

વીર સંવત્ ૨૪૬૬

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

| પુસ્તક ૫૬ મું<br>અંક ૭ મો | આશ્વિન | વીર સં. ૨૪૬૬<br>વિક્રમ સં. ૧૯૯૬ |
| --- | --- | --- |

## अनुक्रमणिका



### નવાં સભાસદોના નામ

| | | |
| --- | --- | --- |
| ૧ શા. વલ્લભદાસ ગુલાબચંદ–તળાજા | હાલ ભાવનગર | લાઇફ મેમ્બર |
| ૨ શા. મણિલાલ મગનલાલ | ભાવનગર | " |
| ૩ વકીલ ચતુર્ભુજ જેચંદભાઇ | ભાવનગર | પહેલા વર્ગમાંથી લાઇફ મેમ્બર |
| ૪ શા. જીવરાજ તેજપાળ | ભાવનગર | " |
| ૫ શા. વેલચંદ જેઠાભાઈ શાહ | ભાવનગર | પહેલા વર્ગના મેમ્બર |
| ૬ ડૉક્ટર મણિલાલ ભીમજીભાઇ–મોરબી | હાલ ભાવનગર | " |





પુસ્તક ૫૬ મું | આશ્વિન | અંક ૭ મો
વિ. સં. ૧૯૯૬ | | વીર સં. ૨૪૬૬


मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( મુદ્રાલેખ )

માસરરોડ મંડન

## શ્રી અભિનંદન જિન સ્તવન

( નાગરવેલિયાં રોપાવ તારા રાજમહેલોમાં—એ દેશી )

જિનરાજના[1] સમાન, નહીં દેવ દુનિયામાં;
કરો બુદ્ધિથી પિછાણ, નહીં દેવ દુનિયામાં. જિ૦

હરિ હર બ્રહ્મ દીઠા, લાગે નહીં મુજ મીઠા;
જેમાં દોષ ને અજ્ઞાન.... ... ... નહીં૦ ૧

મુદ્રા પણ અવિકારી, નહીં દિસે જેની સારી;
રાગ દ્વેષમાં મસ્તાન.... ... ... નહીં૦ ૨

ધરે શસ્ત્ર સાથ નારી, જ્યાં ન ઠરે આંખ મારી;
કરે કેમ તે કલ્યાણ ? ... ... ... નહીં૦ ૩

માસરરોડ આયા, અભિનંદન દેવ પાયા;
ખરા મોક્ષનાં નિદાન.... ... ... નહીં૦ ૪

આત્મ અમરકારી, ચતુર ચિત્ત ધારી;
કરો પૂજના [2]સમાન.... ... ... નહીં૦ ૫

મુનિ ચતુરવિજયજી

---

૧ વીતરાગના સમાન. ૨ બહુમાનપૂર્વક.

## प्यारा ! वीर जिनेश ।

जय जय प्यारा ! वीर जिनेश, जय जय प्यारा वीर जिनेश ॥ टेक ॥

जय जय प्यारा सतत सहारा, दुःखियाओं का दुःख निवारा ।
सकल जगत निज धर्म प्रसारा, हरदम हरत कलेश ॥ जय०॥१॥

वीर जिनेश ! है जगतेश, दे उपदेश दया विशेष ।
मेरा अधरम रहा न लेश, अबतक गुण गावत सब देश ॥ जय०॥२॥

जो प्रभु तुं नहीं नहीं आता, सच्चा मारग कौन बताता ?
मोहनिंद से कौन जगाता ? ब्रह्मा विष्णु महेश ? ॥ जय०॥३॥

तुंही है सब का हितकारी, नाम लेत मिटता दुःख भारी ।
मीलती है सुखसम्पत्ति सारी, अघ की चले ना पैश ॥ जय०॥४॥

परहित में नित ये मन लागे, ईर्षा द्वेष सभी अब भागे ।
प्रेम निरंतर घट में जागे, वर दो यही हमेश ॥ ॥ जय०॥५॥

बुद्धि हमारी निर्मल कीजे, हमे चरण की सेवा दीजे ।
' वीरभक्त ' की भी सुध लीजे, कृपा करो करुणेश ॥ जय०॥६॥

सं. राजमल भंडारी



## परमात्म स्तुति ।

लोक चौद के पार किनारे, पूरन ब्रह्म का वासा है ।
पीस्तालीश लख योजन की शिला, स्फटिक रत्न ऋजु आसा है ॥ लोक०१

पंच वरन की धजा फरके, क्या कहुं अजब तमासा है ?
ॐकारे युग ढुंढण सारा, सो नहीं शिवपद पाया है ॥ लोक० २

आगम नो अगोचर कहीए, निगम कहीं अवकासा है ।
शून्य शिखरमयी सिद्धस्वरूप है, सब जीवनकी आसा है ॥ लोक० ३

निर्मल ज्योति विराजे साहिब, ज्ञान ध्यान परकासा हैं ।
चोसठ इंद्र करे तोरी सेवा, खजमति वंदा खासा है ॥ लोक० ४

नाथ निरंजन नाम ही तेरा, औरन की क्या आसा है ?
चतुर्विध संघ की सेवा, चरणकमल का दासा है ॥ लोक० ५

सं. मुनिश्री देवविमल

# અપ્રગટ શ્રી આદિજિન સ્તોત્ર

आदिनाथ ! जगन्नाथ ! विमलाचलमंडण !।
जय नाभिकुलाकाश–प्रकाशनदिवाकर ! ॥ १ ॥

આ અવસર્પિણી કાળની અપેક્ષાએ ધર્મની આદિના કરનાર પ્રથમ તીર્થંકર હોવાથી હે આદિનાથ ! અને જગતજીવોના હિતને માટે યોગક્ષેમના કરનારા હોવાથી હે જગન્નાથ ! અને વિમળાચળ જે મહાતીર્થ, સર્વ તીર્થોમાં પ્રધાન તેમ જ અપ્રતિમ શ્રી શત્રુંજયના નામથી જગતમાં પ્રસિદ્ધ છે અને દ્રવ્યભાવ શત્રુનો નાશ કરનાર છે એવા વિમળાચળને શોભાવનાર હોવાથી હે વિમળાચળમંડન ! વળી નાભિરાજા સપ્તમ કુળકર તેના કુળરૂપ આકાશને પ્રકાશિત કરવા માટે દિવાકર–સૂર્ય સમાન હોઇને જેમના કુળને અનેક રીતે દીપાવ્યું છે એવા હે નાભિરાજા-કુલાકાશપ્રકાશનદિવાકર શ્રી ઋષભપ્રભુ ! આપ જય પામો, જયવંતા વર્તો. ૧

तव देव ! पदांभोज–सेवापि दुर्लभा भवे ।
पुण्यसंभारहीनानां, कल्पवल्लीव देहिनां ॥ २ ॥

હે દેવ ! તમારા ચરણકમળની સેવા પણ આ સંસારમાં જીવોને પ્રાપ્ત થવી દુર્લભ છે. કોની જેમ ? પુણ્યસમૂહથી હીન જનોને જેમ કલ્પવલ્લી કે જે મનવાંચ્છિતને આપે છે તેની પ્રાપ્તિ થવી દુર્લભ છે તેમ. આ સંસારમાં મળતી બધી વસ્તુ કરતાં કલ્પવલ્લી સર્વથી શ્રેષ્ઠ છે, કારણ કે બીજા પદાર્થો તો પરિમિત લાભ આપનારા છે અને આ કલ્પવેલડી તો વાંછિતમાત્રને આપનાર હોવાથી અપરિમિત લાભ આપનાર છે. પરંતુ તેની પ્રાપ્તિ જેણે પૂર્વભવે અપાર પુણ્ય બાંધ્યું હોય તેને જ થાય છે, બીજા અલ્પ પુણ્યશાળીને થતી નથી. ૨.

ते धन्या मानवा देवा–यैरापि तव शासनं ।
वंदनीया विभो ! ते ये, वंदंते भवतः पदौ ॥ ३ ॥

હે દેવ ! તે મનુષ્યો અને દેવોને ધન્ય છે કે જેમણે તમારું શાસન પ્રાપ્ત કર્યું છે, તમારી આજ્ઞાનો સ્વીકાર કર્યો છે. હે વિભો ! તે મનુષ્યો કે દેવો વાંદવા યોગ્ય છે કે જેમણે તમારાં ચરણકમળને વાંધાં છે. પ્રભુપૂજાના–ભક્તિના કરનારા પૂજનિક થાય છે એ ન્યાય છે. તદનુસાર આ શ્લોકમાં કહ્યું છે કે જેમણે તમારાં ચરણકમળને વંદના કરી છે, તમારી ભક્તિ કરી છે તે જગતમાં વંદનિક થાય છે. ૩.

प्रचंडतमरागादि-रिपुसंततिघातकं ।
श्रीयुगादिजिनाधीशं, देवं वंदे मुदा सदा ॥ ४ ॥

અત્યંત પ્રચંડ એવા રાગદ્વેષાદિ શત્રુઓની શ્રેણીનો જેણે ઘાત કર્યો છે એવા હે યુગાદિ જિનાધીશ ! આ કાળની અપેક્ષાએ યુગરૂપ આ ચોવીશી તેના પ્રારંભમાં થયેલા સામાન્યકેવળીરૂપ જિનોના સ્વામી–અધીશ ! હે દેવ ! તમને હું હર્ષવડે નિરંતર વંદન કરું છું. શ્રી આદીશ્વર પ્રભુ પ્રથમ મુનિ, પ્રથમ કેવળી, પ્રથમ તીર્થંકર, પ્રથમ રાજા અને પ્રથમ નીતિ બતાવનારા છે, તેથી તેમને આપેલ વિશેષણ ઘટમાન છે. તેમને હું હર્ષના ઉત્કર્ષવડે વંદન કરું છું. ૪.

આ સ્તોત્ર પ્રાચીન પુસ્તકોમાંથી ટીકા સાથે મળી જવાથી ભાવિક જીવો આ લઘુ સ્તોત્રનો લાભ મેળવે તેવી ઇચ્છાથી અત્ર પ્રગટ કરેલ છે. આ સ્તોત્રની સાથે શ્રી વિશાલલોચન સ્તોત્રની પણ ટીકા છે તે પણ સંસ્કૃતના અભ્યાસીઓને ખાસ વાંચવાલાયક છે.

કુંવરજી

## વિચાર મૌક્તિકો

( ૧ ) રોગની શાન્તિ માટે જેમ ઔષધ ઉપયોગી છે તેમ મદ, અહંકાર, અભિમાનને દૂર કરવા મૃદુતા એ પરમ ઔષધ છે.

( ૨ ) પોતાનામાં દોષ હોય ને કોઈ નિંદા કરે તો તેનો ગુણ માનવો–એટલા માટે કે તે દોષોનું સ્મરણ કરાવે છે. જો દોષ ન હોય અને કોઇ નિંદા કરે તો તેની દયા ખાવી–એટલા માટે કે તે બિચારો ફોગટ કર્મબંધન કરે છે.

( ૩ ) મિત્ર ઉપર પ્રેમ કરવો તે લૌકિક ન્યાય છે, પણ અમારી તો સલાહ છે કે તમે તમારા શત્રુ ઉપર પણ પ્રેમ કરજો, જે તમને હેરાન કરે તેના ઉપર પણ ઉપકાર કરજો. એ જ પ્રભુને પામવાનો સાચો સરલ માર્ગ છે.

( ૪ ) પ્રેમ આપો એટલે પ્રેમ તમને મળશે, બળ આપો એટલે બળ તમને મળશે, વિશ્વાસ રાખો એટલે બીજાઓ પણ તમારા ઉપર વિશ્વાસ કરશે.

( ૫ ) સ્વરાજ્ય એટલે પોતાના ઉપર કાબૂ રાખતાં આવડવું તે. અપમાન કરવું સહેલું છે, પણ અપમાન સહન કરવું અઘરું છે.

( ૬ ) વિચાર એવો કરો કે જેથી મુંઝાવું ન પડે, જીવન એવું જીવો કે જેને અંતે મુઝાવું ન પડે.

( ૭ ) નબળા માણસો તકને માટે રાહ જોઇને બેસી રહે છે, ત્યારે મજબૂત માણસો તક ઊભી કરે છે.

પં. કલ્યાણવિમળજી

# શ્રી કલ્પસૂત્રનું શ્રવણ

પર્યુષણ પર્વમાં કરવાનાં કહેલાં અગિયાર કૃત્યો પૈકી કલ્પસૂત્રનું શ્રવણ એ પણ એક કૃત્ય છે. હજુ ઘણે સ્થળે તો ચાલતી આવતી પ્રથા પ્રમાણે કલ્પધરના દિવસથી કલ્પસૂત્ર વંચાય છે ને ચતુર્વિધ સંઘ તેનાં નવ વ્યાખ્યાન બનતાં સુધી અખંડ સાંભળે છે. હમણાં ચાર–પાંચ વર્ષથી મુંબઈ ને અમદાવાદમાં પર્યુષણ પર્વમાં કલ્પસૂત્રના શ્રવણને બદલે બીજા જુદા જુદા વિષય પર ભાષણો કરાવવામાં આવે છે. આનું કારણ દર વર્ષ મહાવીર પરમાત્મા વગેરેનાં ચરિત્રો તે ને તે શબ્દોમાં સાંભળવાનું તેઓને પસંદ પડતું નથી તેમ જરૂરનું પણ લાગતું નથી. જો કે તે જ બંધુઓ અનેક મહાપુરુષોની જયંતિ દર વર્ષ ઊજવે છે અને પ્રાયે તેમાં તે મહાપુરુષોના દર વર્ષ પ્રમાણે ગુણાનુવાદ કરે છે. આમાં દર વર્ષ તેનું તે બોલવું કે સાંભળવું તે અઠીક લાગતું નથી; માત્ર કલ્પસૂત્ર માટે જ એવો વિચાર આવે છે. એ બંધુઓને એ સૂત્રનું માહાત્મ્ય શાસ્ત્રમાં કેટલું કહ્યું છે તે જાણવું નથી, સાંભળવું નથી, સાંભળે તો તે શબ્દો પર પ્રતીત આવતી નથી. તેને માટે તો યુક્તિથી જ સિદ્ધ કરી બતાવવું જોઇએ. શાસ્ત્રોક્ત કથન તો તેઓ પ્રમાણભૂત માનતા નથી. તે માન્ય કરવાનું તેમના ભાગ્યમાં નથી.

આપણી કાયમની પ્રવૃત્તિ જોશું તો જણાશે કે આપણે કેટલીક ક્રિયા રોજ અને કેટલીક અમુક વખતે પણ વારંવાર કરીએ છીએ. આપણો જે વ્યક્તિ પર પ્રેમ હોય અને તે ગુણીયલ હોય તો આપણે જ્યાં જઇએ ત્યાં તેના ગુણાનુવાદ વારંવાર કરીએ છીએ. રાજા–મહારાજા અથવા એવા બીજા મોટા ગણાતાં માણસો પાસે તેમની ખુશામતના અથવા પ્રશંસાનાં વાક્યો વારંવાર બોલીએ છીએ, તો જે ત્રણ જગતના નાથ, અનંતશક્તિના ધણી, સંસારાવસ્થામાં જેમણે પારાવાર ઉપકાર કર્યો છે તેમના ગુણાનુવાદ, તેમની પ્રશંસા, તેમના ચરિત્રનું આલેખન વર્ષમાં એક વાર કરવામાં કે સાંભળવામાં આપણને અણગમો આવે છે, એમાં પુનરાવર્તન જેવું લાગે છે તે આપણી કયા પ્રકારની દશા સૂચવે છે? તે આપણે સ્વયમેવ જ વિચારી લેવું. એ બાબતમાં આપણે કલ્પસૂત્ર વાંચનાર તરફ દૃષ્ટિ ન કરવી. જો કે વાંચનારનો મોટો ભાગ પણ આપણા કરતાં ઘણો શ્રેષ્ઠ છે. એ બાબતનો મુકાબલો આપણે મધ્યસ્થ દૃષ્ટિએ કરીએ ત્યારે આપણામાં ને આપણા ગુરુ ગણાતા મુનિઓમાં કેટલું અંતર છે તે સમજી શકાય તેમ છે. અલબત્ત, એમાં સુધારાનો અવકાશ જરૂર છે, પરંતુ આપણાથી તો તે ઘણી ઊંચી પંક્તિમાં છે. આ બાબતમાં અધોદૃષ્ટિએ ન જોતાં ઉચ્ચદૃષ્ટિએ જોવું. આ પાંચમો આરો છે, અલ્પસત્ત્વી ને અલ્પ-પુણ્યવાળા જીવો છે, છેવઠ્ઠા સંઘયણવાળા છે તેમ જ આપણે દક્ષિણ દિશામાં રહેલા છીએ, તેથી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની વિચારણા કરવાની જરૂર છે. '**સંયમ ખપ કરતા મુનિ નમીએ, દેશ કાળ અનુમાને.**' એમ ઉપાધ્યાયજી મહારાજે કહેલ છે.

બીજી નજરે જોશો તો જણાશે કે અનેક ધર્મના ધર્માચાર્યોના પ્રમાણમાં આપણા ધર્મગુરુઓમાં જે ત્યાગવૃત્તિ વગેરે ગુણો છે તે બીજે લભ્ય નહીં થાય. અન્ય ધર્મીઓમાં કેટલાક ધર્મગુરુઓ તો કેવળ ભોગવિલાસી હોય છે, દ્રવ્યના સંચયવાળા હોય છે ને વિશેષ સંચય કરવાના અભિલાષી હોય છે, અહિંસા વગેરે પાંચ યમોની કેટલાકમાં તો છાયા પણ દેખાતી નથી; માટે બહુ ટૂંકી દૃષ્ટિ તજી દઇ જરા વિશાળ દૃષ્ટિથી જોવું. જેવાતેવામાં મોહ પામી જવું નહીં. પરીક્ષા કરવી, પરંતુ એવી એક અપૂર્વ તેમ જ આવશ્યક સંસ્થાનો વિનાશ તો ભૂલેચૂકે પણ ઇચ્છવો નહીં. આત્માને ભારે ન કરવા માટે મધ્યસ્થવૃત્તિ તેમ જ ગુણગ્રાહીપણું રાખવું. દોષની કે દોષીની પુષ્ટિ ન કરવી, પરંતુ તેને સુધારવાનો પ્રયાસ કરવો. છેવટ સુધરશે નહીં એમ લાગે તો ઉપેક્ષા કરવી. મૈત્રી વગેરે ચારે ભાવનાઓનો આમાં પૂરતો ઉપયોગ ને અમલ કરવો.

પ્રાસંગિક આટલું લખીને હવે મૂળ મુદ્દા ઉપર આવું છું. પર્યુષણમાં વાંચવામાં આવતા કલ્પસૂત્રનાં વ્યાખ્યાનો જરૂર સાંભળવાં. રુચિ ન થાય તો સ્વજાત પૂરતું અલગ થઇ જવું, પરંતુ તેનું કદી પણ નિવારણ ન કરવું.

કલ્પસૂત્રની અંદર શું શું હકીકત છે તેનો વિચાર કરવો. એના પ્રારંભમાં મુનિમાર્ગ બતાવ્યો છે. પછી આપણા પરમોપગારી ચોવીશ પરમાત્માનાં ચરિત્રો છે. તેમાં શ્રી વીરપ્રભુનું ચરિત્ર વિસ્તૃત છે ને શ્રી નેમિનાથ, પાર્શ્વનાથ ને ઋષભદેવનું સંક્ષેપથી છે. બીજા તીર્થંકરોના તો નામમાત્ર છે. ત્યારપછી સ્થવિરાવળી છે, જેમાં પરમોપકારી સુધર્માસ્વામી વગેરે પટ્ટધરોનાં નામો ને કેટલાકનાં ચરિત્રો છે. છેવટે સમાચારી છે. તેમાં પણ મુનિમાર્ગ બતાવ્યો છે. સંવત્સરીને દિવસે એ કલ્પસૂત્ર મૂળ ( બારસા સૂત્ર ) વંચાય છે. તેના અક્ષરોની સંકલના જ મોહરાજાનો નાશ કરવાના મહામંત્રરૂપ છે. તે અખંડ સાંભળવા યોગ્ય છે.

નવા શરૂ થયેલાં ભાષણોમાં કેટલાક ઉપયોગી પણ હોય છે, પરંતુ પર્યુષણ પર્વના આ પવિત્ર દિવસો તેને માટે ઉચિત નથી, તેને માટે બીજા દિવસોનો કાર્યક્રમ ગોઠવવા યોગ્ય છે. આ લેખ શાંત ચિત્તે મધ્યસ્થ વૃત્તિએ વાંચી તેના પર વિચાર કરવો. પૂર્વપુરુષોએ કલ્પસૂત્રના શ્રવણનો મહાન્ લાભ કહ્યો છે. તે કહેનારા આપ્તપુરુષો છે. તેમને એમાં કાંઇ પણ સ્વાર્થ નહોતો. માત્ર ઉપકારબુદ્ધિ હતી, તેથી તેમના કથન પર વિશ્વાસ રાખી યોગ્ય પ્રવૃત્તિ કરવી. હાલ આટલું લખવું તે જ ઠીક લાગ્યું છે.

કુંવરજી



# प्रश्नोत्तर

( પ્રશ્નકાર–માસ્તર જયચંદ નેમચંદ–ગવાડા )

**પ્રશ્ન ૧**—પ્રત્યેક વનસ્પતિકાયમાં કેટલા જીવ હોય ?

**ઉત્તર**—એક શરીરમાં એક જીવ હોય, પણ શરીરનું પ્રમાણ અનેક પ્રકારનું હોવાથી આપણે તેને પૃથક્ પાડી શકીએ નહીં. એકંદર બધા મળીને પ્રત્યેક વનસ્પતિકાયમાં અસંખ્ય જીવો છે. જીવવિચારની બુકમાં તેની સમજણ સારી રીતે આપી છે તે વાંચીને ગુરુદ્વારા સમજશો.

**પ્રશ્ન ૨**—સાધુ-સાધ્વી લઘુનીતિ, વડીનીતિ કરેલાં કપડાં આખો દિવસ પહેરી રાખે છે ને ધર્મક્રિયા કરે છે. શ્રાવક-શ્રાવિકા તેવાં કપડાંથી ધર્મક્રિયા કરી શકતા નથી તેનું શું કારણ ?

**ઉત્તર**—સાધુ-સાધ્વી પાસે પરિમિત વસ્ત્રો હોય છે. વળી તેને વારંવાર ધોવાની પણ આજ્ઞા નથી, તેથી તેને માટે છૂટ છે. શ્રાવક-શ્રાવિકાને તેવો પ્રતિબંધ ન હોવાથી તેને માટે નિષેધ કરેલ છે.

**પ્રશ્ન ૩**—દેરાસરજીમાં જતાં ગજવામાં બીડી કે છીંકણી રહી ગઈ હોય તો તે વપરાય કે નહીં ?

**ઉત્તર**—છીંકણી વાપરી શકાય છે. કેટલાક તેની ડાબલી બહાર પણ મૂકે છે. અંદર લઈ ગયેલી છીંકણી સુંઘાય ખરી, પણ દાંતે લગાડાય નહીં. બીડી અંદર લઈ ગયેલી પીવાય નહીં.

**પ્રશ્ન ૪**—શાસનભક્ત સમકિતદૃષ્ટિ દેવદેવીની પૂજા ચંદન, ધૂપ વગેરેથી થાય?

**ઉત્તર**—મૂળનાયક જિનેશ્વરનાં યક્ષયક્ષણીની પૂજા પ્રભુપૂજા કર્યા પછી ચંદનાદિકવડે શ્રાવકો કરે છે તેમાં બાધ જણાતો નથી.

**પ્રશ્ન ૫**—દેવો આહારનિહાર કરે ?

**ઉત્તર**—દેવોને કવળાહાર હોતો નથી, તેથી મનુષ્યની જેમ નિહાર પણ ન હોય. નિહારનો આહારની સાથે સંબંધ છે. દેવોને કાયમ લોમાહાર જ હોય.

**પ્રશ્ન ૬**—પ્રસૂતા સ્ત્રીની પાસે રહેલી સ્ત્રી કેટલે દિવસે ધર્મકરણી કરે ?

**ઉત્તર**—પ્રસૂતાને અડવાનું બંધ કરે તો બાર દિવસ પછી પ્રતિક્રમણ, દેવપૂજાદિ ક્રિયા કરે.

**પ્રશ્ન ૭**—તમે જૈનધર્મપ્રકાશમાં જિનબિંબ ભરાવવાની શરૂઆત ભરતચક્રીથી થયાનું લખ્યું છે, પરંતુ શંખેશ્વર પાર્શ્વનાથની પ્રતિમા તો ગઇ ચોવીશીમાં આષાઢી શ્રાવકે ભરાવી છે તેનું કેમ ?

**ઉત્તર**—ભરતચક્રીથી શરૂઆત લખી છે તે આ અવસર્પિણીની અપેક્ષાએ લખી છે. આષાઢી શ્રાવકે પ્રતિમા ભરાવ્યા પછી તે ઉત્સર્પિણીના ત્રીજા આરા ને આ અવસર્પિણીના ચોથા આરાની વચ્ચે અઢાર ક્રોડાક્રોડ સાગરોપમનું અંતર એવું પડયું છે કે જેમાં ધાર્મિક પ્રવૃત્તિ બીલકુલ નહોતી. તે બધો કાળ યુગળિકપણાનો જ હતો કે જેમાં જિનપ્રતિમાપૂજન આદિ નહોતું.

**પ્રશ્ન ૮**—' આવો આવો પાસજી ! મુજ મળીઆ રે ' એ સ્તવન કોનું કરેલું છે અને તેના કર્ત્તા કયા ગચ્છના હતા ?

**ઉત્તર**—એના કર્ત્તા મુનિ માણેકવિજય છે. કયા ગચ્છના હતા તે તેમાં જણાવેલું નથી. સુધારસસ્તવનસંગ્રહમાં તે સ્તવન છપાયેલું છે.

**પ્રશ્ન ૯**—' દિન સકળ મનોહર, બીજ દિવસ સુવિશેષ '–એ સ્તુતિ પ્રતિક્રમણાદિમાં બોલવામાં કાંઇ બાધ છે ?

**ઉત્તર**—બાધ નથી, બોલાય છે. એમાં કર **જોડી બીજે** એ શબ્દ કેટલાકને વાંધાભરેલા લાગે છે, પરંતુ એવું સામાન્ય વચન સમકિતદૃષ્ટિ દેવ–દેવી માટે ઘણી જગ્યાએ વપરાયેલ છે.

**પ્રશ્ન ૧૦**—સાત નારકીને વિષે કેવા ક્રમથી વેદનાઓ છે ?

**ઉત્તર**—નરકમાં ક્ષેત્રવેદના, પરસ્પરકૃતવેદના ને પરમાધામીકૃતવેદના-એમ ત્રણ પ્રકારની વેદના છે. તેમાંથી ક્ષેત્રવેદના સાતે નરકમાં છે, પરસ્પરકૃતવેદના છ નરક સુધી છે ને પરમાધામીકૃત વેદના ત્રીજી નરક સુધી છે; કોઇક ચોથી નરક સુધી પણ કહે છે.

**પ્રશ્ન ૧૧**—' અંતરજામી સુણ અલવેશ્વર ' એ સ્તવનના કર્ત્તા શ્રીજિનહર્ષ કયા ગચ્છના છે ?

**ઉત્તર**—એના ગચ્છનું નામ જાણવામાં નથી, પરંતુ સ્તવનો બોલવામાં ગચ્છનો આગ્રહ કયારે દાખલ થયો છે ? એવો આગ્રહ ન રાખવો.

**પ્રશ્ન ૧૨**—જીવવિચારની બુકમાં પાને ૧૭ મે ૨ માસનું એક અયન અને ૬ અયનનું એક વર્ષ લખ્યું છે તે બરાબર છે ?

**ઉત્તર**—બરાબર નથી. એમાં પ્રેસની ભૂલથી બગડાની જગ્યાએ છગડો ને છગડાની જગ્યાએ બગડો છપાઇ ગયો જણાય છે. એટલે ૬ માસનું એક અયન ને ૨ અયનનું એક વર્ષ સમજવું.

**પ્રશ્ન ૧૩**—જંબૂદ્વીપમાં આવેલાં ક્ષેત્રો ને પર્વતોનો ક્રમ જીવવિચારની સદરહુ બુકમાં પાને ૧૨૫ મે બતાવેલ છે અને પાને ૧૨૭ મે અઢીદ્વીપના નાના નકશામાં બતાવેલ છે તે બરાબર છે ?

**ઉત્તર**—બરાબર નથી. અઢીદ્વીપના નકશામાં રમ્યક ને હૈરણ્યવત ક્ષેત્ર અદલબદલ લખ્યાં છે. પૃષ્ઠ ૧૨૫ ના પ્રારંભમાં પણ તેવી જ ભૂલ કરેલ છે. પૃષ્ઠ ૧૨૫ મામાં કુલ ક્ષેત્રો ગણાવ્યાં છે તેમાં ૫ ભરત ને ૫ ઐરવત ક્ષેત્ર લખવાં રહી ગયાં છે.

**પ્રશ્ન ૧૪**—'દેખી શ્રી પાર્શ્વતણી મૂરતિ'—એ પદના કર્ત્તા કોણ છે ?

**ઉત્તર**—એના કર્ત્તાનું નામ તે પદ આખું છપાયેલું વાંચવામાં આવે તો કહી શકાય ? શોધતાં મળશે તો લખીશ.

**પ્રશ્ન ૧૫**—મેસાણાની છપાયેલ જીવવિચારની બુકમાં પાને ૧૧૩ મે પ્રત્યેક વનસ્પતિના ૧૨ પ્રકારમાં ૧૧ મા ભેદ જળરુહમાં સેવાળ અને ૧૨ મા ભેદ કુહણામાં બિલાડીના ટોપ લખ્યા છે, પરંતુ તે સાધારણવનસ્પતિ છે, તેથી એમ કેમ લખ્યું છે ?

**ઉત્તર**—આ બાબત મેસાણે પ્રકાશકને પૂછતાં તેમણે જણાવ્યું છે કે-એ તો દષ્ટાંત તરીકે સેવાળ જેવા અને બિલાડીના ટોપ જેવા એમ સમજવા લખ્યું છે, પરંતુ સેવાળ ને બિલાડીના ટોપ તો સાધારણવનસ્પતિ જ છે.

**પ્રશ્ન ૧૬**—તે જ બુકમાં પાને ૧૧૪ મે સાધારણ વનસ્પતિના છ પ્રકારમાં પર્વબીજમાં શેરડી વગેરે. અને બીજરુહમાં ડાંગર, ઘઉં વગેરે લખેલ છે, પણ તે તો પ્રત્યેક વનસ્પતિકાય છે તેનું કેમ ?

**ઉત્તર**—આ બાબતના સંબંધમાં પણ ત્યાંથી એ જ ઉત્તર આવ્યો છે કે અમે શેરડી અને ડાંગરની જેમ દષ્ટાંત તરીકે લખેલ છે. બાકી શેરડી ને ડાંગર વગેરે પ્રત્યેક વનસ્પતિકાય જ છે.

**પ્રશ્ન ૧૭**—તે જ બુકમાં પૃષ્ઠ ૧૭ ઉપર ૪ આંગળની મુઠ્ઠી લખી છે તે બરાબર છે ? એ પ્રમાણે ગણતાં ૬૪ આંગળનું ધનુષ્ય થાય છે, પરંતુ ૯૬ આંગળનું જોઈએ.

**ઉત્તર**—એ બરાબર નથી. ૬ અંગુળની મુઠ્ઠી લખવી જોઈએ-એટલે તે પ્રમાણે ગણતાં ૪ હાથનું ને ૯૬ અંગુળનું ધનુષ્ય થઈ શકશે.

( ૨ )

( પ્રશ્નકાર-ભાઈ સોમચંદ ડી. શાહ-વઢવાણ )

**પ્રશ્ન ૧**—વીરપ્રભુના કાનમાં ખીલા નાખવાથી કાનના પડદા તુટ્યા હશે કે નહીં ?

ઉત્તર—પડદા ત્રુટ્યા હોય કે નહીં, પરંતુ સળી નીકળી ગયા પછી વ્રણસંરોહિણી ઔષધિથી અને વજ્રઋષભનારાચસંઘયણ હોવાથી તરતમાં જ મૂળ સ્થિતિમાં આવી ગયા છે.

**પ્રશ્ન ૨**—દેરાસરના મૂળનાયકની આગળના ભાગમાં સમવસરણની રચના કરવાથી તેમની દૃષ્ટિ રોકાય છે તેનો બાધ ખરો ?

**ઉત્તર**—સ્થિરપણે સમવસરણ સ્થાપવું હોય તો વિચાર કરીને કરવું, ચરપણે કરવામાં બાધ જણાતો નથી.

**પ્રશ્ન ૩**—જઘન્ય અંતર્મુહૂર્ત્ત બેથી નવ સમયનું કહ્યું છે ?

**ઉત્તર**—નવ સમયનું કહ્યું છે, બેથી નવ સમયનું કહેલ નથી. તેનાથી ઓછા સમય તે સમયો જ કહેવાય; જઘન્ય અંતર્મુહૂર્ત્ત ન કહેવાય.

**પ્રશ્ન ૪**—મનુષ્યની ૧૪ લાખ જીવાયોનિ કહી છે તેના મૂળ ભેદ કેટલા ?

**ઉત્તર**—મૂળ ને ઉત્તરભેદ જાણ્યા નથી. જીવાયોનિ વ્યક્તિ તરીકે સંમૂર્છિમ ને ગર્ભજની મળીને અસંખ્યાતી છે. જાતિ તરીકે જ ૧૪ લાખ છે.

**પ્રશ્ન ૫**—ચંદ્ર, સૂર્ય મૂળ વિમાને પ્રભુના સમવસરણમાં આવ્યા ત્યારે જ્યાં તેનો પ્રકાશ હતો ત્યાં અંધકાર થયો હશે ?

**ઉત્તર**—થાય જ. એ સંભવિત છે.

**પ્રશ્ન ૬**—સૂર્ય, ચંદ્ર પ્રભુ પાસે કેટલો વખત રહ્યા ?

**ઉત્તર**—વખતનું પ્રમાણ વાંચવામાં આવ્યું નથી, પરંતુ એક પ્રહરથી વધારે સમય સંભવે છે.

**પ્રશ્ન ૭**—પૃથક્ત્વ શબ્દ સંખ્યાવાચક છે કે તેનો બીજો અર્થ છે ?

**ઉત્તર**—એ શબ્દ સંખ્યાવાચક જ છે.

**પ્રશ્ન ૮**—વીરપ્રભુએ ગર્ભમાં અભિગ્રહ કર્યો ત્યારે જાણતા હતા કે મારે માતાપિતાની હયાતિમાં દીક્ષા લેવાની જ નથી ?

**ઉત્તર**—જાણતા નહોતા. ઉપયોગ દઇને જોયું જ નહોતું.

**પ્રશ્ન ૯**—વીરપ્રભુએ છેવટે કઠિન અભિગ્રહ કર્યો ત્યારે તે અભિગ્રહ ચંદનબાળા પૂરશે એમ જાણતા હતા ?

**ઉત્તર**—જાણતા નહોતા. અવધિજ્ઞાનવડે જોયું જ નહોતું. જોયા પછી તેવો અભિગ્રહ કરે તો તે અભિગ્રહ જ ન કહેવાય.

( ૩ )

( પ્રશ્નકાર-ભાઈ સાકરચંદ માણેકજી, ભૂજ-કચ્છ. )

આ પ્રશ્નકારના પ્રશ્નો લખ્યા નથી. તેના પ્રશ્નોના ઉત્તરો નીચે પ્રમાણે છે.

૧. છઠ્ઠા આરાના પ્રારંભમાં સાત સાત દિવસ સુધી પાંચ પ્રકારના મહા-માઠા વરસાદ થવાથી અશાશ્વત તમામ વસ્તુ વૃક્ષ, પર્વત, મકાનાદિ નાશ પામી જશે. સર્વ જમીન સરખી થઈ જશે. મનુષ્ય ને તિર્યંચ બીજ માત્ર વૈતાઢ્યપર્વતની નજીકમાં ગંગાસિંધુના બંને કિનારે ૭૨ બિલો છે તેમાં રહેશે. શાશ્વત પદાર્થ વૈતાઢ્યપર્વત ને હિમવંતપર્વત રહેશે. ગંગાસિંધુનો પ્રવાહ પણ માત્ર ગાડીના પૈડા જેટલો રહેશે. શત્રુંજય પ્રાયે શાશ્વત હોવાથી ૭ હાથ પ્રમાણ ટેકરી જેવો રહેશે.

૨. શ્રી ઋષભદેવના સમયમાં ભરતચક્રીએ સિદ્ધાચળ ઉપર પ્રથમ ઉદ્ધાર કરી, નવું ચૈત્ય બંધાવી, જિનબિંબો પધરાવ્યાં અને અષ્ટાપદ ઉપર ચોવીશ પ્રભુની મૂર્તિવાળું જિનાલય બંધાવ્યું ત્યારથી મૂર્તિ ને મૂર્તિપૂજા અવિચ્છિન્ન શરૂ છે. તે હકીકત શત્રુંજય મહાત્મ્ય અને ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્રમાં કહેલ છે.

૩. ગચ્છનાં નામો સુધર્માસ્વામી પછી જુદાં જુદાં પડ્યાં અને તેના ભેદો ત્યારપછી કેટલેક વર્ષે પડ્યા તે તપાગચ્છની પટ્ટાવળી વાંચવાથી સમજી શકશો.

૪. નિક્ષેપા ઓછામાં ઓછા ચાર સમજવા. તેમાં જેનો ભાવનિક્ષેપો પૂજનિક હોય તેના બાકીના ત્રણે નિક્ષેપા પૂજનિક-વંદનિક જાણવા. નિક્ષેપા ચારથી વધારે પણ થઇ શકે છે તે ગુરુગમથી જાણવા.

૫. મૂર્તિની દ્રવ્યપૂજા કરતાં ભક્તજનોએ તેના ભાવનિક્ષેપાને હૃદયમાં ધારણ કરીને મૂર્તિદ્વારા તેની ભક્તિ કરવી.

૬. મૂર્તિ સાધન છે, તેને પૂજનારાનું સાધ્ય તો તીર્થંકરોની મૂર્તિની ભક્તિદ્વારા મોક્ષ મેળવવાનું છે.

૭. ગૃહસ્થ શ્રાવક અંતસમય માટે જે પ્રકારની તૈયારી કરી રાખે, લખી રાખે, તે તેના અંતસમયે કદી ઉપયોગ કે સાધ્યદશા ન રહે તો પણ તેને અને પાછળનાને લાભકારક જરૂર થાય.

૮. જિનેશ્વરની પ્રતિમાને આભૂષણો પહેરાવવાનું ભરતચક્રીથી શરૂ થયેલું છે. તેણે આભૂષણો કરાવ્યાં છે ને ચડાવ્યાં છે. સમ્મતિતર્કની ટીકામાં શ્રી અભયદેવસૂરિ મહારાજા પણ આભૂષણો પહેરાવવાની હકીકત લાવ્યા છે.

૯. તીર્થંકરના નિર્વાણ કલ્યાણકના મહોત્સવ પ્રસંગે ઇંદ્રો પ્રભુના દેહને નમસ્કાર કરી, નહવરાવી, વિલેપન કરી, વસ્ત્રાભૂષણવડે અલંકૃત કરે છે, તેથી આભૂષણના સંબંધમાં શંકાને સ્થાન નથી.

કુંવરજી

# વૈરાગ્ય અને તેના પ્રકાર

( ગતાંક પૃષ્ઠ ૨૧૪ થી શરૂ )

## દુઃખગર્ભિત વૈરાગ્ય

દોહરા—દુઃખ મોહ જ્ઞાને કરી, વૈરાગ્ય ત્રયરૂપ;
આદ્ય વિષય અપ્રાપ્તિથી, ભવ ઉદ્વેગ સ્વરૂપ. ૩૭

અહીં તન-મનનો ખેદ ને, નો'ય તૃપ્તિકર જ્ઞાન;
ઇચ્છિત લાભ મળ્યે વળી, વિનિપાત પણ જાણ ! ૩૮

ઘરથી વળવાનું ચહે, સ્થળ તે દુઃખ વિરક્ત;
જેમ અધીર સંગ્રામમાં, વનાદિ આશ્રય સક્ત. ૩૯

પઠે શુષ્ક તર્કાદિ કંઇ, વૈદ્યકાદિ પણ કાંઇ;
પણ ના સિદ્ધાંતપદ્ધતિ, શમ-સરિતા જે આંહિ. ૪૦

---

પૂર્વે અધિકારમાં વૈરાગ્યની ઉત્પત્તિ વિષે વિવેચન કર્યું. હવે તે **વૈરાગ્યના પ્રકાર** દર્શાવે છે:-

૩૭. **દુઃખજન્ય, મોહજન્ય** અને **જ્ઞાનજન્ય**--એમ વૈરાગ્ય ત્રણ પ્રકારનો છે: તેમાં પ્રથમ જે **દુઃખગર્ભિત** વૈરાગ્ય છે, તે ઇચ્છિત વિષયની પ્રાપ્તિ નહિ થવાથી સંસાર પ્રત્યે ઉપજતા ઉદ્વેગ-કંટાળારૂપ છે.

૩૮. આ પ્રકારના વૈરાગ્યમાં શરીર અને મનનો ખેદ કારણભૂત હોય છે, એટલે કે ધનહાનિ, માનહાનિ, રોગાપત્તિ, ઇષ્ટવિયોગ, અનિષ્ટસંયોગ આદિ સાંસર્ગિક દુઃખહેતુઓથી ઉપજતી શારીરિક-માનસિક બેચેનીથી આ વૈરાગ્ય ઉદ્‌ભવે છે; પરંતુ તે વૈરાગ્યને તૃપ્ત-પુષ્ટ કરે, નવપલ્લવિત કરે, ટકાવી રાખે એવું અવષ્ટંભરૂપ જ્ઞાન અત્ર હોતું નથી; તેમ જ વાંછિત લાભ મળતાં, વૈરાગ્યરૂપ-ગિરિશૃંગથી અધઃપતન પણ થાય છે. દુઃખગર્ભિત વૈરાગ્યવાળા દીક્ષિતોનું પરિણામ તેવું જોવામાં આવે છે.

૩૯. આ પ્રકારનાં દુઃખથી કંટાળેલા વૈરાગીઓ પ્રથમથી જ પ્રત્યાગમનનું-પાછા આવવાનું સ્થાન શોધી રાખે છે;જેમ સંગ્રામમાં જનાર અધીર જનો પ્રથમથીજ સંતાઇ જવા માટે વન આદિ આશ્રયસ્થાન ખોળી રાખે છે તેમ! ( આ પ્રસંગ શ્રી સુયગડાંગ સૂત્રમાં સુંદર રીતે વર્ણવ્યો છે.)

૪૦. આ દુઃખસંગત વૈરાગ્યવાળા જનો શુષ્ક તર્ક, વ્યાકરણ આદિનો, તેમ જ વૈદ્યક-જ્યોતિષ-મંત્રતંત્રાદિનો કંઇક અભ્યાસ કરે છે; પણ શાંતસુધારસની સરિતારૂપ સિદ્ધાંત-પ્રણાલીનો અભ્યાસ કરતા નથી.

અત્રે તર્કાદિને શુષ્ક કહેવાનું કારણ આ છે: એમાં આત્માર્થનો લક્ષ ન હોઇ, તર્ક આદિ અંતરાત્માને સ્પર્શતા નથી, અધ્યાત્મરસથી આર્દ્ર કરતા નથી અને આત્મહિત રૂપે પરિણમતા નથી. લોકમાં પોતાની પંડિતાઇની પ્રતિષ્ઠા અર્થે વિદ્વન્‌મન્યતા અર્થે, પૂજા-સત્કાર આદિ અપારમાર્થિક હેતુ અર્થે ફક્ત વૈરાગી તે અભ્યસે છે;-પરમાર્થ હેતુ અર્થે નહિ: આને અંગે આ ગ્રંથમાં જ પૂર્વે કહેવામાં આવ્યું છે:—

ગ્રંથ પલ્લવ બોધથી, ગર્વોષ્મા ધારંત;*
પ્રશમામૃત નિર્ઝર સમું, તત્ત્વ ન તે જાણંત. ૪૧

ગૃહસ્થથી એ ના ચઢે, વેષ માત્ર ધરનાર;
ના પૂર્વે ઊઠેલ તે, પછી ય નહિ પડનાર. ૪૨

ઘરમાં સાંસા અન્નના, વ્રતમાં મોદક લાભ;
દુઃખગર્ભનો અર્થ આ, અત્રે લક્ષણ માપ. ૪૩

## મોહગર્ભિત વૈરાગ્ય

કુશાસ્ત્ર અભ્યાસે કરી, દેખી ભવનૈર્ગુણ્ય;
હોયે બાલ તપસ્વીને, મોહગર્ભ વૈરાગ્ય. ૪૪

---

वेदान्यशास्त्रवित् क्लेशं, रसमध्यात्मशास्त्रवित् ।
भाग्यभृद्भोगमाप्नोति, वहते चन्दनं खरः ॥
धनिनां पुत्रदारादि, यथा संसारवृद्धये ।
तथा पांडित्यदृप्तानां, शास्त्रमध्यात्मवर्जितम् ॥
वैराग्यरंगः परवंचनाय, धर्मोपदेशो जनरंजनाय ।
वादाय विद्याध्ययनं च मेऽभूत्, कियद् ब्रुवे हास्यकरं स्वमीश ? ॥

૪૧. ગ્રંથના પાલવ–છેડા માત્રના જ્ઞાનથી જે ગર્વની ગરમી રાખે છે એવા તે શુષ્ક વૈરાગીઓ પ્રશમામૃતના નિર્ઝરણા જેવા તત્ત્વને જાણતા નથી.

તે શુષ્ક વૈરાગી થોડુંઘણું ગ્રંથજ્ઞાન મેળવી, પંડિતાઇનો ડોળ રાખે છે! અને તે પણ પાલવ જેટલા જ્ઞાનથી! વસ્ત્રનો પાલવ–છેડો પકડવાથી કાંઇ આખું વસ્ત્ર પકડાતું નથી, તેમ ઉપરચોટીઆ, હૃદયસ્પર્શ વિનાના શુષ્ક જ્ઞાનથી કાંઇ તત્ત્વનું ગ્રહણ થઇ શકતું નથી.

૪૨. આ દુઃખગર્ભ વૈરાગ્યવાળા જીવોએ ભલે સાધુનો વેષ ધારણ કર્યો હોય, પણ તે કાંઇ ગૃહસ્થથી ચડતા નથી; તેમ જ તેઓ નથી પૂર્વોત્થાયી પહેલાં ઊઠેલા, કે નથી પશ્ચાત્-નિપાતી–પાછળથી પડનારા.

આવા વૈરાગીઓની સ્થિતિ અતોભ્રષ્ટ-તતોભ્રષ્ટ જેવી છે, તે નથી રહ્યા ગૃહસ્થાશ્રમમાં કે નથી રહ્યા સાધુધર્મમાં. તેણે ભલે બાહ્ય સાધુવેષ ધારણ કર્યો હોય, પણ મનોમુંડન વિના મસ્તકમુંડન નકામું થઇ પડે છે. સાધુવેષમાં પણ તે તો મમત્વાદિને લઇ નવો સંસાર માંડવા જેવું કરી બેસે છે.

તે પૂર્વોત્થાયી એટલે પ્રથમ ઊઠેલા નથી, મોક્ષમાર્ગમાં ઉદ્યત–પ્રવૃત્ત થયેલા જ નથી, બદ્ધકક્ષ થયેલા જ નથી; તો પછી પશ્ચાત્‌નિપાતી–પાછળથી પડનારા ક્યાંથી હોય? જે સાધુધર્મની ગુણશ્રેણી પર ચડ્યા જ નથી તે પડે ક્યાંથી?

૪૩. ઘરમાં તો અન્નના સાંસા પડે છે અને વ્રત લેશું તો મોદક મળશે–એવા પ્રકારનું દુઃખગર્ભ વૈરાગીનું માનસ હોય છે.–આમ આ દુઃખગર્ભ વૈરાગ્યનું લક્ષણ સમજવું.

સિદ્ધાંત આશ્રીને ય જે, વિરુદ્ધ અર્થ વદંત;
તે દુષ્કરકારીયને, આ વૈરાગ્ય ઠરંત. ૪૫

ભવમોચક આદિક સમું, એનું શુભ પરિણામ;
પણ તાત્ત્વિક નહિ હેતુ આ, નહિ આજ્ઞારુચિ ઠામ. ૪૬

દોષપોષકર માત્ર છે, પ્રશમ પણ ત્હેનો ય;
અનુદ્ભવ જ્યમ અંતરે, લીન વિષમ જ્વરનો ય. ૪૭

## મોહગર્ભનાં લક્ષણ

વિપર્યાસ સત્શાસ્ત્રમાં, કુશાસ્ત્રમાં પટુભાવ;
ત્યાગ ગુણિજનસંગનો, સ્વચ્છંદ કુતર્ક દાવ. ૪૮

---

હવે બીજા મોહગર્ભિત વૈરાગ્યનું સ્વરૂપ વર્ણવે છે:—

૪૪. અસત્શાસ્ત્રના અભ્યાસે કરીને અને સંસારનું નિર્ગુણપણું-નિઃસારપણું દેખીને બાલ-અજ્ઞાન તપસ્વીને જે વૈરાગ્ય ઉપજે છે તે મોહગર્ભ વૈરાગ્ય કહેવાય છે.

૪૫. વળી જિનસિદ્ધાંતનો આશ્રય કરીને પણ જે વિપરીત પ્રરૂપણ-ઉત્સૂત્રભાષણ કરે, તે ભલે દુષ્કર તપશ્ચર્યાદિ કરે, તો પણ તેવાઓને આ મોહગર્ભ વૈરાગ્ય હોય છે. કારણ કે:—

૪૬. સંસારમોચક આદિની જેમ એઓનું શુભ પરિણામ પણ તાત્ત્વિક હોતું નથી, કારણ કે તેઓને જિનઆજ્ઞા પ્રત્યે રુચિની સ્થિરતા નથી. ( સંસારમોચક એક પંથ છે. )

સંસારમોચક=વર્તમાન જન્મના દુઃખમાંથી દયાને નામે છૂટકારો કરવાના બહાને પ્રાણીનું પ્રાણવ્યપરોપણ કરનાર. દા. ત.-અકસ્માતમાં ઇજા પામનાર અશ્વને દયાની ખાતર (!) કોઇ ગોળીથી વીંધે છે,—તે વાસ્તવિક રીતે દયા નહિ પણ નિર્દયતા માત્ર છે.

૪૭. ઉક્ત વૈરાગ્યવંતોનો પ્રશમ-કષાયાદિની ઉપશાંતિ પણ માત્ર દોષનું પોષણ કરનાર જ થાય છે; જેમ શરીરની અંદર છુપાયલા વિષમ જ્વરનો જે અનુદ્ભવ-બહાર નહિ પ્રગટવું તે ત્રિદોષનું પોષણ કરે છે તેમ;-રાગ, દ્વેષ અને મોહ એ ભાવત્રિદોષ છે.

૪૮-૫૧. હવે મોહગર્ભ વૈરાગ્યનાં સ્પષ્ટ લક્ષણોનું પ્રતિપાદન કરે છે:—

( ૧ ) સત્શાસ્ત્રમાં વિપર્યાસ-સદ્ભૂત, પારમાર્થિક વસ્તુ પ્રરૂપનારા સત્શાસ્ત્રમાં વિપર્યાસ, વિપરીત બુદ્ધિ અને કુશાસ્ત્રમાં કુશલતા-અસદ્ભૂત, અપારમાર્થિક વસ્તુના પ્રતિપાદક કુશાસ્ત્રમાં પટુપણું.

( ૨ ) ગુણવંત જનના સંગનો ત્યાગ.

( ૩ ) સ્વચ્છંદ—' आणाए धम्मो आणाए तवो ' એ સૂત્રને વિસારીને પોતાની મતિકલ્પનાએ ફાવે તેમ વર્તવું, સદ્ગુરુના આજ્ઞાવર્તી ન રહેવું તે. સ્વચ્છંદને અંગે કહ્યું છે કે:

" રોકે જીવ સ્વચ્છંદ તો, પામે અવશ્ય મોક્ષ;
પામ્યા એમ અનંત છે, ભાખ્યું જિન નિર્દોષ.

શ્રીમદ્ રાજચંદ્રજી

દંભજીવન પરદ્રોહ ને, આપવડાઇ વિવાદ;
ક્રિયાદર શકત્યધિક ને, આશ્રવનો આચ્છાદ. ૪૯
ગુણાનુરાગ રહિતપણું, ઉપકાર સ્મૃતિ ધ્વંસ;
અનુબંધાદિ અચિંતના, પ્રણિધાનનો ભ્રંશ. ૫૦
અધૈર્ય ઉદ્ધતતા તથા, શ્રદ્ધાની ઢીલાશ;
અવિવેક-એ લક્ષણો, મોહગર્ભનાં ખાસ. ૫૧

**ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા**

---

( ૪ ) કુતર્ક—જગતકર્તા આદિ પરત્વે, તથા વિશ્વવ્યવસ્થાને અંગે વિવિધ કુવિકલ્પતરંગો કરવા, શાસ્ત્રમાં કહેલા સદ્‌ભાવ સંબંધી કુયુક્તિઓ પ્રયોજવી.

( ૫ ) **દંભમયજીવન**—પોતાનામાં અછતા ગુણનો ડોળ રાખવો, માયાચાર કરવો, 'મુખમેં રામ, બગલમેં છુરી' એવું બકભક્ત જેવું વર્તન કરવું, તે દંભમય જીવન.

( ૬ ) **પારકાનો** દ્રોહ કરવો.

( ૭ ) **સ્વઉત્કર્ષ**—બીજાને ઉતારી પાડીને આત્મશ્લાઘા આદિવડે આપવડાઇ કરવી.

( ૮ ) **કલહ**--વિવાદ કરવા, ઝઘડા કરવા, દંડાદંડી-ગાળાગાળી કરવી, ખોટા કજીઆ ઊભા કરી-કરાવી સમાજનું વાતાવરણ કલુષિત કરવું.

( ૯ ) **શક્તિથી અધિક ક્રિયાદર**—પોતાની શક્તિથી-સામર્થ્યથી ઉપરવટ થઇને, જનમનરંજન અર્થે અથવા નિજમાનાદિ અર્થે, સ્વશક્તિનો અતિક્રમ કરી તપ આદિ ક્રિયાનો અતિ આદર. શ્રી આત્મસિદ્ધિ શાસ્ત્રમાં કહ્યું છે કે—

**"લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું વ્રત અભિમાન;**
**ગ્રહે નહિ પરમાર્થને, લેવા લૌકિક માન."**

( ૧૦ ) **આશ્રવઆચ્છાદન**—પોતાના આશ્રવ-સ્વકૃત દોષનું અનાલોચન, આચ્છાદન કરવું, ગોપન કરવું તે.

( ૧૧ ) **ગુણાનુરાગ રહિતપણું**—ગુણ પ્રત્યે પક્ષપાતનું નહિ હોવાપણું, પરના ગુણથી પ્રમોદનો અભાવ.

( ૧૨ ) **ઉપકારવિસ્મૃતિ**—સદ્‌ગુરુ આદિના ઉપકારને ભૂલી જવો, કૃતઘ્નતા.

( ૧૩ ) **અનુબંધાદિ અચિંતન**—પરંપરાએ ઉપજતા કર્મબંધ આદિનો અવિચાર, અપર્યાલોચન.

( ૧૪ ) **પ્રણિધાન ભ્રંશ**—એકાગ્રતાનો નાશ.

( ૧૫ ) **અધૈર્ય**—પરીષહ ઉપસર્ગ આદિમાં અધીરપણું, અસ્થિરપણું.

( ૧૬ ) **ઉદ્ધતપણું**—અનમ્રપણું.

( ૧૭ ) **શ્રદ્ધામૃદુત્વ**—શ્રદ્ધાની ઢીલાશ, પોચાપણું, કે જેની શ્રદ્ધા સહજ નિમિત્તમાં ડગમગી જાય, ચળી જાય.

( ૧૮ ) **અવિવેક**—સત્-અસત્‌નો, સાચા-ખોટાનો વિવેક નહિ તે; ગમ્યાગમ્ય, ભક્ષ્યાભક્ષ્ય, કાર્યાકાર્ય આદિનો અપરામર્શ. આ બધા મોહગર્ભવૈરાગ્યનાં લક્ષણ છે.

# વ્યવહાર-કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૮૮ )

**"હું દિલગીર છું"—એ વાત માત્ર બહુ બહાદૂર માણસો જ કહી શકે છે.**

કોઈ જાતની ગફલતી, ભૂલ કે સ્ખલના થઈ જાય ત્યારે 'હું દિલગીર છું' કે 'આપની પાસે ક્ષમા માગું છું' અથવા 'સાહેબ ! માફ કરજો' અથવા એને મળતા શબ્દો બોલવા એ કામ જેવા તેવાથી થઈ શકતું નથી હૃદયની નમ્રતા, અંતરની કુમાશ અને પોતાની લઘુતા સમજનાર ઉચ્ચ ખાનદાની જેનામાં હોય તે જ એવો નમ્રભાવ બતાવી શકે છે અક્કડ, અભિમાની, પોતાનો કક્કો ખરો કરનાર, કજીઆખોર સ્વભાવવાળા કે ઘમંડી માણસોમાં એ સભ્યતા હોય જ નહિ અને એને એમ કરવું ગમે કે પરવડે પણ નહિ

બારીકીથી જોતા જણાશે કે **માણસમાં અભિમાન ઘર કરી રહેલું હોય છે.** નાનું બાળક પણ અપમાન સહન નહિ કરે. એનો ગુસ્સો કે વાંધો એ રડીને બતાવશે અજ્ઞાન અને અભિમાન સાથે જ જાય છે જેમ વધારે અભણ હશે તેમ તેનામાં અભિમાન વધારે દેખાશે ભિખારીને પોતાની માગવાની આવડતનું પણ અભિમાન હોય છે બીજો ભિખારી આખા દિવસમાં દશ દોઢીઆ માગીને મેળવતો નથી, ત્યારે પોતે ચેનચાળા કરીને કે અસરકારક રાગડા તાણીને પંદર પૈસા મેળવે છે—એ વાતનું ગૌરવ એ પોતાના ભિખારી વર્ગના વર્તુળ પાસે કરશે એવી જ રીતે અજ્ઞાન સ્ત્રીઓ કે અભણ માણસો પોતાની નાની વાતનું અભિમાન કરવામાં જીવન-સાફલ્યતા માનશે

આપણે બજારમાં જઈએ કે નાટકમાં જઈએ, હોટેલમાં જઈએ કે કોરટમાં જઈએ, રેલવેમાં જઈએ કે ટ્રામગાડીમાં જઈએ—જરા જોશો ત્યાં માણસો પોતાના બણગાં ફૂંકવામાં ગૌરવ માનશે એ જાહેર ભૂલ કરશે અને તેનો પ્રતિકાર માત્ર દિલગીરી બતાવવાથી થઈ શકતો હશે છતાં તે વકિલોને હજારો આપશે, પણ દિલગીરી બતાવી ભૂલનો જાહેર સ્વીકાર બનશે ત્યાંસુધી નહિ કરે માણસમાં ખરું ખમીર હશે, પોતાની સ્ખલના જોવાની, માપવાની, સ્વીકારવાની હિંમત હશે, હૃદયબળ અને ચારિત્ર્યની સાચી જમાવટ થઈ હશે તો જ વગર-સંકોચે પોતાની ભૂલનો જાહેર એકરાર કરી માફી માગશે અને તેમ કરવામાં પોતે કાંઈ પાડ કરતો હોય કે શુરાતન બતાવતો હોય તેવો ખ્યાલ પણ નહિ કરે એના સજ્જનતાના ખ્યાલો, એની હૃદયની ખાનદાની, એનો સરળ નમ્ર સ્વભાવ, એનો ગૃહસ્થાઈનો સ્પષ્ટ વિચાર એને સત્ય માર્ગે દોરે છે અને એ વિશિષ્ટતા જેનામાં સ્વભાવસિદ્ધ થઈ ગઈ હોય તે જીવતો સંન્યાસી છે, સાધ્યમાર્ગે ગમન કરનાર સાચો સંત પુરુષ છે, નૈતિકમાર્ગનો ખરો સ્વીકાર કરનાર આદર્શ ગૃહસ્થ છે ભૂલનો સ્વીકાર ડાચાપોચાથી, દબાવથી કે ઘમંડીથી થઈ શકતો નથી એમાં તો ઉત્કૃષ્ટ ચારિત્ર, મહાન સદ્ગુણશીલતા અને આદર્શ સાધ્યલક્ષી જીવનના પાયા છે **નમે એ પ્રભુને ગમે.** એ નરમાશમાં પ્રભુતાના પગલા છે અને પ્રભુતા પાછળ વિશિષ્ટ સ્વાત્મનિર્ણય છે

---

Only the bravest, finest people can say they are sorry (9-5-39)

( ૧૮૯ )

**'પોતે શું કરી શકયો હોત અને પોતે શું કરવું જોઇએ' તેનો પ્રાણી જ્યારે વિચાર કરે છે ત્યારે પોતાને કેટલા નુકશાનો થયાં છે અથવા પોતે કેટલા લાભ ગુમાવ્યા છે તેનો વિચાર કરવાનો તેને વખત જ રહેતો નથી.**

ટૂંકામા કહીએ તો પોતાની ફરજનો પ્રાણીએ વિચાર કરવો જોઇએ અનત વિશ્વમાથી એક જ નાદ નીકળે છે, એક જ પ્રધાન સૂર નીકળે છે **'તારું કામ કર, તારી નજીકમા નજીક જે ફરજ હોય તે બજાવ.'** આ સૂરમા કદાચ વિવિધતા ન પણ હોય, પણ એની મીઠાશ કાઇ ઓર છે વાજામા ઢોલ જે કાર્ય કરે છે તેવુ કાર્ય-તેવો ઘોર અતરમાથી નીકળવો ઘટે. એ ઘોરમા એક જ વાત હોય જે ક્ષેત્રમા તુ મુકાયો હો, જે સયોગોમા તુ સરજાયો હો, જે પરિસ્થિતિમા તુ આવી ચઢ્યો હો—ત્યા તારી ફરજ બજાવ તને મળ્યો હોય તે **પાઠ** સારામા સારી રીતે **ભજવ** અને એમ કરવામા તારી શક્તિ, સત્ત્વ કે આવડતનો પૂરેપૂરો ઉપયોગ કર. કાઇ ઊણપ આવવા ન દેતો, કોઇ બીજી વાતનો વિચાર ન કરતો, કોઇ અન્ય સયોગોની આતુરતાથી રાહ ન જોતો **જ્યાં હો, જેવો હો, જેમ હો ત્યાં તેવો થઈ બનતું કરી છૂટ.** એમા માન, બદલા કે ધન, કીર્તિનો ખ્યાલ ન કરતો. હુ ધનવાન કે મહારાજાધિરાજ હોત તો શુ કરત ? એવો વિચાર પણ ન કરતો, ગરીબ હો તો તારા નાના ક્ષેત્રમા, વિદ્વાન હો તો સાહિત્યક્ષેત્રમા, શહેરી હો તો નગરસેવામા તારુ કાર્ય બજાવ, વગરસકોચે બજાવ અને વગર અપવાદે—ભયે કાર્ય કરે જા

તુ શુ કરી શકયો હોત અને તારે શુ કરવુ જોઇએ એનો ખ્યાલ કરીશ એટલે તારા **હક્કનો** વિચાર જ નહિ આવે તારુ કોઇએ અહિત કર્યું હશે તેનો ખ્યાલ પણ નહિ થાય, લોકો તારે માટે શો મત રાખે છે તે જાણવાની તને તાલાવેલી પણ નહિ થાય તુ ગરીબ રહી ગયો કે અપ્રસિદ્ધ રહી ગયો એવો અનિચ્છનીય વિચાર પણ તને નહિ આવે, તને કોઇ કામમા નાનમ નહિ લાગે, તને કદી ભોઠા પડવાપણુ નહિ જણાય અને તુ તો તારા મનોરાજ્યમા મશગુલ જ રહીશ ભગીને સારુ ઝાડુ કાઢવુ પડે કે ઘાટીને ઘર સાફ કરવુ પડે કે નર્સને ઝાડો, પેશાબ ઉપાડવા પડે—એ સવાલ જ ન હોય **તું જે હો તે બરાબર બન.** હક્કનો સવાલ તો અજ્ઞાનીને હોય, ભવિષ્ય ન સમજનારને હોય, કર્મ-ક્રિયાના પરિણામનો સ્પષ્ટ ન્યાય ન વિચારનારને હોય તારે તો બીજુ કાઈ વિચારવુ નહિ જ્યા જેવો હો ત્યા તેવો બરાબર થા તારી શક્તિને જરા પણ ગોપવ નહિ અને માત્ર ફરજનો ખ્યાલ કર એ ધૂનમા મ્હાલીશ એટલે સાધ્યને રસ્તે ચડી જઇશ અને અનેરા મનોરાજ્યને અનુભવીશ પછી તને તારો વિચાર જ નહિ આવે અને પારકામા તુ સ્વત્વ-પોતાપણું એટલુ સ્થાપન કરી દઇશ કે પર અને સ્વ વચ્ચેનો ભેદ ટળી જશે કુશળ મનુષ્ય ફરજ( ધર્મ )નો ખ્યાલ કરે, ઉપરચોટીઆ હક્ક માટે ન લડે

"When one thinks of all one might have done, and all one ought to have done, there seems to be no time left to think of wrongs we have received or benefits we have missed"

BENJAMIN JOWETT (4-1-40)

( ૧૯૦ )

**મહાન સત્યો અને શાશ્વત નિયમો સમક્ષ રહેવુ-એ હકીકત માણસને જ્યારે આખી દુનિયા વિસારી દેતી હોય ત્યારે તેને ધૈર્યવાન બનાવે છે અને વખાણતી હોય ત્યારે શાંત અને અદૂષિત રાખે છે.**

પ્રાચીન શોધખોળ કરનાર અથવા પ્રયોગશાળામા કલાકો સુધી ચાલુ કાર્ય કરનારની આતરસ્થિતિનો કદી વિચાર કર્યો હોય તો જણાય કે એક સિદ્ધાતની શોધખોળ પાછળ એ પોતાનુ જીવન ગાળી નાખે છે. સોળ સોળ કલાક પ્રયોગશાળાની બધીઆર હવામા કામ કરનાર દુનિયાની નજરે વેદીઆ અથવા ધૂની લાગે છે એડિસને વર્ષો સુધી મહાન પ્રયોગો કર્યા ત્યારે એના મિત્રો એને અવગણતા હતા અથવા વસ્તુત એને મિત્રો હતા જ નહિ. સેકડો પાના ફેરવી કલાકો, દિવસો કે વર્ષોની આખરે વેદનારાની એક શોધ કરનાર વહેવારુ દુનિયાની નજરે ગાડા ગણાય છે પણ દુનિયાના વિજ્ઞાનના મહાન સત્યો શોધનાર ની એ જ દશા હોય છે. ઘણી વાર એવા મહાપુરુષોની ખરી નામના એમના મરણ પછી જ થાય છે. એ જ પ્રમાણે પ્રમાણિકપણુ, નિરભિમાનીપણુ, સત્યવાદીપણુ, નિર્ભયપણુ, કે એવા કોઇ પણ મહાન નિયમોની સમક્ષ રહેનાર-એ નિયમોનુ પાલન કરનાર કેટલીક વાર તિરસ્કાર પામે છે, અવગણના પામે છે, મશ્કરી પામે છે કે હડધૂત થાય છે પણ આવા મહાન નિયમો સમક્ષ રહેનારનુ **મનોરાજ્ય જ અનેરુ** હોય છે

આખી દુનિયા ઊઠળી જાય કે ઊંચી નીચી થઇ જાય, પણ એવા મનુષ્યના પેટમાથી પાણી ચાલતુ નથી દુનિયા એને અવગણે તો એ પોતાના નિર્ણયમા મસ્ત રહે છે, દુનિયા એની નિંદા કરે તો એ હસે છે, દુનિયા એને અવ્યવહારુ કહે તો એ મલકાય છે, દુનિયા એની પ્રશસા કરે તો એ મલકાતો નથી, અભિમાનમા આવી જતો નથી કે નાચવા-કૂદવા મડી જતો નથી.

મહાન સત્યો-ત્રિકાલાબાધિત નિયમોની આ મજા છે. એની સાનિધ્યમા રહેવુ એ મહાન હક્ક છે, એને આધીન થવુ એ મોટો વારસો છે, એની સેવના કરવી એ મોટો વિજય છે. એ સત્યોની આસેવના કરતા મનમા જે આનદ થાય છે તે મુખેથી કહી શકાતો નથી અને તે આતરતૃપ્તિ આગળ દુનિયાની અવગણના કે પ્રશસા તદ્દન શુષ્ક, નિરસ અને દમ વગરની લાગે છે, માટે જેનામા સત્ત્વ હોય તેણે મહાન નિયમો કે શાશ્વત સત્યો શોધવા અને શોધીને તેમા જીવન પરોવી નાખવુ એવુ જીવન અનેરુ છે, ધન્ય છે, મહાન છે, અમેય છે, અનુપમેય છે, એની પાસે દુનિયાની આળપપાળો તુચ્છ છે, કષ્ટકર છે, અવગણનાને પાત્ર છે આવો મહાન હક્ક કુશળ અને વ્યવહારદક્ષ પ્રાણી પ્રાપ્ત કરે છે

"To live in the presence of great truths and eternal laws—that is what keeps a man patient when the world ignores him, and calm and unspoiled when the world praises him" BALZEC ( 7-1-40 )



# પ્રભાવિક પુરુષો

## જંબૂકુમાર

### એ તો ગયા !

આખુંયે ઘર જાણે આનંદથી નાચી ઊઠ્યું છે ! એકલું ઘર જ શા માટે ? ફળિયું અને ગામ કહીએ તો પણ ખોટું નથી. ગામના પટેલને ઘેર લગ્ન હોય, એકનો એક દીકરો પરણતો હોય અને તેમાં વળી ગામમાં ખાનદાનીમાં આગેવાની ભોગવતા ઘરની એક માત્ર લાડીલી કન્યા સહ પાણિગ્રહણ હોય, પછી એ સારાયે ગામનો મહોત્સવ થઇ પડે અને એ આનંદ માણવા આખું ગામ ઊલટે એમાં આશ્ચર્ય પણ શું ? વરકન્યાના લગ્ન મંત્રોચ્ચારપૂર્વક થઇ ગયાં છે. લાંબા સમયથી જેમના વચ્ચે પ્રીતની રેશમ–ગાંઠ બંધાઇ ચૂકી હતી અને પરોક્ષ રીતે પરસ્પર વફાદાર રહી, દંપતીજીવન ગાળવાના કોલ પણ અપાઇ ચૂકયા હતા એવા ભવદેવ અને નાગિલાના હર્ષનો આજે પાર નહોતો. માત્ર એક જ વિધિ બાકી હતો ! શણગારયુક્ત શરીરે સંધ્યાકાળપૂર્વે ગોત્રદેવતાના ચરણમાં વંદન થઈ જાય એટલે એની પૂર્ણતા થવાની હતી. આજની રાત એ મધુરજની હોઇ, ઉભયનાં મનમાં એ વેળા જાતજાતના સંસારીજીવનના લહાવ લૂંટવાની તરંગમાળા ચાલી રહી હતી.

એક તરફ વડિલની દેખરેખ હેઠળ સ્વજનસંબંધીના જમણનિમિત્તે વિવિધ પ્રકારની વાનીઓ તૈયાર થઈ રહી હતી. બીજી તરફ આવાસગૃહમાં નાગિલાને એનું સખીવૃંદ વસ્ત્રાભરણોથી સુંદર પ્રકારે શણગારી રહ્યું હતું. ખૂદ ભવદેવ પોતે તેણીના કમનીય મુખ પર વેલ–ફૂલનું મનોહર ચિત્રણ કરી રહ્યો હતો. નવવધૂને શણગારવામાં સ્નેહની ઉત્કટતા મનાતી. સખીઓ એ ટાણે કંઇ કંઇ ટોળ–મશ્કરી કરતી. વરવધૂ વચ્ચેની શરમ એ દ્વારા ઓછી થતી ઠઠ્ઠામશ્કરીમાં શણગારનું કાર્ય ઊકલી જતું. ગ્રામ્યજનતાનો એ રવૈયો હતો. એમાં બિભત્સપણાનું નામ સરખું નહોતું. ત્યાં તો અચાનક કોલાહળ ઉદ્ભભવ્યો. ફળિયાના નાકેથી છોકરાં બૂમ મારતાં દોડી આવ્યાં. તેઓ બોલવા લાગ્યાં કે, 'લગ્નનો આનંદ માણવા મહારાજ પધાર્યા.' એક મોટી વયના છોકરે કહ્યું : 'એ તો ભવદેવના મોટા ભાઇ થાય.'

ત્યાં તો આર્યવાન ને રેવતી આંગણામાં આવ્યાં. સામે ભવદત્ત મુનિને જોયા. એક સમયના પોતાના આ બાલુડાને આમ એકાએક પધારેલા જોઇ, કપાલ પર આટલા વર્ષની સંયમયાત્રાના નિરતિચારપાલનથી ઉદ્ભવેલી તેજસ્વિતા નિરખી, હૃદય પુલકિત બન્યું. સહસા બોલાઈ ગયું : 'પધારો, પધારો, સાધુજી! ખરા મોકે આપનું આગમન થયું છે. નાના ભાઈનાં લગ્નમાં મોટા ભાઈએ આવવું

જ ઘટે. સાધુ થયા તેથી લોહીનો સંબંધ ઓછો વીસરાઈ જાય છે! આનંદમાં વધુ ઉમેરો થયો.' ભવદત્ત મુનિને રસવતીગૃહ તરફ બહુમાનપૂર્વક લઇ જવામાં આવ્યા. ખપતી ચીજો વહોરાવવામાં આવી.આવાસ-ગૃહમાં ભવદેવને સમાચાર મોકલ્યા.

ખબર મળતાં જ ભવદેવનો ભ્રાતૃસ્નેહ ઊછળી આવ્યો નાગિલાને ઉદ્દેશી એ બોલ્યો:

'પ્રિયા, તું માઠું ન લગાડીશ મારા બંધવને વંદન કરી, સુખશાતા પૂછી, હમણાં જ હું પાછો ફરીશ એમ સમજ.' નાગિલાના ઉત્તરની રાહ જોયા સિવાય એ રસોડા તરફ દોડી ગયો. મહારાજશ્રીના ચરણમાં પડ્યો. સુખ–શાતા પૂછતા તેમજ જેના દેહ પરથી હજી લગ્નકાળની 'પીઠી પૂરી સુકાણી પણ નથી એવા ભવદેવના હાથમાં ઘૃતનું પાત્ર આપી, ભવદત્ત મુનિ ધર્મલાભરૂપ મહાન્ આશીર્વાદ દેતાં વિદાય થયા માતા-પિતા અને સ્વજનસમૂહ તેમ જ ગ્રામજનતા થોડે સુધી વળાવી પાછી ફરી. એકલો ભવદેવ હાથમાંના પાત્ર સહિત મુનિ સહ ભાગોળ સુધી આવી પહોંચ્યો. એના મનમાં એક જ વિચાર હતો કે 'પોતે મુનિશ્રીનો ભાઈ છે એટલે જ્યાં સુધી પોતાના હાથમાંનું પાત્ર મુનિશ્રી લઈને રજા ન આપે ત્યાંસુધી પોતાથી પાછા ફરવાની વાત સરખી કેમ ઉચ્ચારાય?'

નાગિલા તેમ જ સખીવૃંદ કાગનાદોળે ભવદેવના પ્રત્યાગમનની રાહ જુએ છે. ઘરમાં માતાપિતાને પણ ચિંતા થઇ પડી કે હજુ ય ભવદેવ પાછો કેમ ન ફર્યો આર્યવાનને . એવો વિચાર પણ આવ્યો કે પોતે પાછો ફર્યો ત્યારે ભવદેવને તરત જ પાછા ફરવાની આજ્ઞા કરવી હતી અથવા તો મુનિશ્રીની સાથે પોતાને પણ જવાની જરૂર હતી; કેમકે પુત્ર ભવદત્તનું સંયમ તરફ મૂળથી જ જબરું વલણ હતું અને એણે દીક્ષા લીધી ત્યારે પોતે સંસારમાં થોભાવવા કરેલી દલીલોના આપેલા જોરદાર રદીઆ હજુ સ્મૃતિમાં રમતા હતા. આવા વિચાર પછી સહજ શંકા ઉદ્ભવી કે કદાચ ભવદત્તમુનિ ભવદેવને સાધુ બનાવવાના મિષથી જ કાં આજે એકાએક અહીં આવ્યા ન હોય? ઘડીઓ વીતવા માંડી અને શંકા બળવત્તર બનતી ગઈ. તરત જ એક ચાકરને ભાગોળ તરફના આંબાવાડીઆમાં તપાસ માટે દોડાવ્યો. થોડી જ વારમાં એ પાછો ફર્યો અને જણાવ્યું કે 'ત્યા તો એક પણ સાધુ નથી!' આ શ્રવણ કરતાં જ માતાપિતાને ધ્રાસકો પડ્યો.

વાચકવર્ગને ઘડીભર આશ્ચર્ય થશે કે જંબૂકુમારના જીવનવૃતાન્તમાં ઉપર વર્ણવેલા પ્રસંગથી શા કારણે આરંભ કરવો પડ્યો? અને તે પણ આ રીતે અધવચથી કેમ?

એના નિરાકરણમાં હાલ એટલી જ વાત કહેવાની કે આ પ્રસંગ જ ઉક્ત કથાનાયકના જીવનમાં કોલના ચણુતર સમાન છે એ વાત વાર્તાપ્રવાહમાં આગળ

વધતાં સહજ સમજાશે, એટલે હાલ તો ભવદત્ત સાધુ સાથે ભવદેવને માર્ગ કાપતો એક તરફ મૂકી, બીજી તરફ ઘર આગળ નાગિલા તેમ જ સ્વજનવર્ગને ભવદેવની માર્ગપ્રતીક્ષા કરતો રાખી, કથાના અંકોડા જોડવાનો પ્રયાસ કરીએ.

સુપ્રસિદ્ધ ભારતવર્ષના કીર્તિવંત મગધ દેશમાં **સુગ્રામ** નામનું એક નાનું છતાં ધન-ધાન્યથી ભરપૂર સુખી ગામ હતું. ગ્રામપતિ યાને ગામનાયક તરીકે **આર્યવાન** નામમા એક સજ્જન હતા. એને **રેવતી** નામની સુલક્ષણી સ્ત્રી હતી. એ દંપતીને અનુક્રમે બે પુત્ર થયા. તેમનાં નામ **ભવદત્ત** અને **ભવદેવ**.ઉભય ભાંડુઓ વચ્ચે વયનું અંતર અલ્પ હોવાથી બાલ્યકાળથી જ હરવા ફરવા ને રમવામાં સજ્જડ સ્નેહની જડ જામી હતી. વડિલ ભ્રાતા ભવદત્તનો લઘુબંધવ ભવદેવ પ્રતિ અપાર પ્રેમ હતો, તેમ ભવદેવનો મોટા ભાઇ પ્રત્યેનો વિનય પણ ઓછો ન હતો. ખાધે-પીધે સુખી હોવાથી અને ગામના સુખીના લાડકવાયાં સંતાન હોવાથી દિવસનો મોટો ભાગ આસપાસના સ્થળોમાં ભ્રમણ કરવામાં તેમ જ કુંડ તથા વાપિકાઓમાં જળક્રીડા કરવામાં અથવા તો વિશાળ હરિયાળી પર ઘૂમવામાં પસાર થતો હતો.

એક પ્રસંગ એવો બની ગયો કે આ બેલડીના જીવનની દિશા બદલાઈ. એક જ દિનના બે ભિન્ન બનાવોએ પરસ્પરને એકબીજાથી નિરાળી પડતી દિશામાં આણી મૂકયા. પ્રાતઃકાળનો સમય છે, ઉદ્યાનમાં સુસ્થિતસૂરિ નામનો વિદ્વાન આચાર્યમહારાજની પધરામણી થયાના સમાચાર આવ્યા છે. ગ્રામ્યજનતા પ્રાતઃકાર્યોથી પરવારી મહારાજનાં દર્શને જઇ રહી છે. ભવદત્ત અને ભવદેવ પણ શીઘ્ર ગતિએ માર્ગ કાપી રહ્યા છે. ત્યાં સામેથી પાણી ભરીને આવતી ત્રણેક બાળાઓમાંની એકને ભવદેવના હાથનો ધક્કો લાગ્યો. માથા પરનું બેડું પડતાં પડતાં રહી ગયું. ભવદેવને પોતાની બેદરકારીનું ભાન થયું અને પાછળ મુખ ફેરવીને જ્યાં દિલગીરી દર્શાવવા નજર કરે છે ત્યાં તો તે બાળાની મોહક આંખો નજરે ચડી. ઉપાલંભના સ્થાને મમતાભરી દષ્ટિ નિરખતાં જ એનું મન કોઇ જુદા જ હીલોળે ચડયું. ત્રણે બાળાને તે પિછાણતો હતો. ગ્રામિણપ્રજાના પ્રાણસમા ને પરગજુ શેઠ **નાગદત્ત** અને ભાર્યા **વાસુકી**ની કન્યા **નાગિલા**. જોડે એની બે સખીઓ વનમાળા ને પ્રમીલા. પોતાના હાથનો ધક્કો નાગિલાના બેડાને જ લાગ્યો હતો. વાસુકીની પુત્રીએ ધાર્યું હોત તો પોતાની ખબર લઇ નાંખત એ વાત પણ એના ધ્યાન બહાર નહોતી, છતાં એની મીઠી દષ્ટિએ આ ઊગતા તરુણના હૃદયમાં કોઇ અનેરો ભાવ પ્રગટાવ્યો. એ જાદુને લીધે જ જ્યારે અમૃતસમા ઉપદેશને અંતે ભવદત્તે દીક્ષા લેવાની વાત રજૂ કરી ત્યારે ભવદેવે જિંદગીમાં પહેલવહેલો જ નકારો સુણાવ્યો. સર્વ વાતમાં સહકાર પૂરનાર નાના ભાઇના આ અણધાર્યા

જવાબથી ભવદત્તને ઓછું આશ્ચર્ય ન થયું. પાછા ફરતાં માર્ગે એણે ઘણીએ યુક્તિઓ લડાવી, પણ ઉખરભૂમિમાં બીજારોપણ સમ નિષ્ફળ ગઇ! માતાપિતાએ પણ જલદી રજા આપવાની આનાકાની કરી, સંયમપંથના આકરા ઉપસર્ગો સામે ધર્યા. ભવદત્તે એ સર્વનો ઉકેલ દલીલપુરસ્સર આણ્યો અને પોતાપૂરતી આજ્ઞા મેળવી. આચાર્યશ્રી પાસે પ્રવજ્યા સ્વીકારી. ભવદત્તમુનિ વિહારમાં અને શાસ્ત્રોના અભ્યાસમાં આગળ વધ્યા

ભવદેવને બંધવનો વિરહ દુઃખકર થાત, પણ અકસ્માત નાગિલાનો યોગ સાંપડ્યો અને સ્નેહનો તાંતણો બંધાણો. એક વિરાગીજીવનમાં પગલાં પાડી રહ્યા, જ્યારે બીજા રાગીજીવનના પાઠ પઢવા લાગ્યા.

નાગિલા અને ભવદેવ અવારનવાર મળતાં, કંઇ કંઇ વાતો કરતાં અને સ્નેહ-સંબંધની વૃદ્ધિ કરી મીઠી મોજ માણતાં, તેથી એકબીજાનાં દિલ પૂર્ણપણે પરણાયાં અને જીવનસાથી તરીકે જોડાવાનો નિશ્ચય પણ થયો. સખીઓ મારફતે આ વાત નાગદત્તના કાને પહોંચી. એને આ સંબંધ દૂધમાં સાકર ભળ્યા જેવો જણાયો, એટલે જાતે જઇને આર્યવાનને વાત કરી. ઉભયના વિવાહ અને લગ્ન પણ થયાં એ આપણે ઉપર જોઇ ગયા.

મધુરજની માણવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તે પૂર્વે ઉપર વર્ણવ્યો તે પ્રસંગ બન્યો.

'વંદન કરી શીઘ્ર પાછો ફરું છું' એમ કહી જનાર પ્રેમી ગયો તે ગયો જ! ઘટિકાના વાયદા દિવસ વટાવી માસમાં પરિણમવા લાગ્યા ! (ચાલુ)

**ચોકસી**

---

## નવ નારુ ને નવ કારુ.

પંડિત શ્રી વીરવિજયજીએ શ્રીહિતશિક્ષાછત્રીશીની બીજી ગાથામાં કહ્યું છે કેઃ—

મૂરખ બાળક જાચક વ્યસની, નારુ ને વળી કારુ જી;
જો સંસારે સદા સુખ વંછો તો, ચારની સંગત વારુ. સુણજો૦ ૨.

*આમાં નિષેધ કરેલા નવ નારુ ને નવ કારુના નામ નીચે પ્રમાણે—*

| નવ નારુનાં નામ | નવ કારુનાં નામ |
|---|---|
| ૧) કુંભકાર-કુંભાર | ૧) ચર્મકાર-મોચી |
| ૨) પટેલ-કણબી | ૨) યંત્રપીલક-ઘાંચી |
| ૩) સુવર્ણકાર-સોની | ૩) ગંઠીક-ગૂંથનાર. જાળવિગેરેના |
| ૪) સૂપકાર-રસોયા | ૪) છીપા-રંગનાર |
| ૫) ગંધર્વ-ગાનાર | ૫) કંસારા-વાસણ ઘડનારા |
| ૬) કાશ્યપ-વાળંદ | ૬) સીવગ-સીવનારા. દરજી |
| ૭) માળાકાર-માળી | ૭) ગુઆર-ગોવાળ |
| ૮) કચ્છકાર-કાછીઆ | ૮) ભિલ્લ-ભિલ્લ જાતિ |
| ૯) તંબોળી-તંબોળ વેચનાર | ૯) ધીવર-માછીમાર |

કાળાનુસારે ઉપર જણાવેલી ૧૮ જાતિમાંથી કેટલીક સંગત કરવા યોગ્ય બની છે,

# બ્રહ્મચારિણી ગાય

અને

# વાછડાઓમાં અજોડ ભ્રાતૃ-પ્રેમ

અનુવાદક રાજપાલ મગનલાલ વોરા

વાચક બન્ધુઓને યાદ આપવી આવશ્યક છે કે એક વર્ષ પૂર્વે આ માસિકના એક અંકમા 'પતિવ્રતા ચીડીયા' શીર્ષકનો લેખ હિન્દી માસિક 'અનેકાંત'માંથી અનુવાદ કરી રજૂ કરવામા આવ્યો હતો. એ હૃદયગમ લેખની અનેક પાઠકો પર ભારે અસર થઇ હતી તેના જ અનુસંધાનમા લખાયેલ એ જ માસિકના જેઠ ૧૯૯૫ ના અંકમાથી શ્રીયુત અયોધ્યાપ્રસાદ ગોયલીયના 'जीवन के अनुभव' લેખમાથી પ્રસ્તુત લખાણનો ભાગ અનુવાદિત કરી અત્રે રજૂ કરવામા આવે છે પશુ પક્ષીઓ પણ કેટલા બધા સદાચારી હોઇ શકે છે તે વિષેનો અચ્છો ખ્યાલ આ લેખ આપે છે તિર્યંચોના જીવન પરથી મનુષ્ય ધારે તો ઘડો લઇ શકે છે એ પણ આ લેખાંકોથી સિદ્ધ થાય તેમ છે

*　　　　*　　　　*

અમારા સૌ ઉપર તે ઘટનાની (પતિવ્રતા ચીડીયાના બનાવની) સારી અસર પડી બધા કાર્યોથી નિવૃત્ત થઇ, રાત્રિએ અમે નિશ્ચિંત થઇને બેઠા અને ચીડીયાના આત્મભોગની ચર્ચા સ્વાભાવિક રીતે ચાલુ થઇ વાતોના વિવિધરંગી પ્રવાહમા પં રામેશ્વરજી, રાજપુર (ઇન્દૌર સ્ટેટ) નિવાસીએ-જેઓ ત્રણ વર્ષની સજા ભોગવીને આવ્યા હતા તેઓએ-પોતાની આંખોએ જોયેલ પ્રત્યક્ષ અનુભવ અમને સંભળાવ્યો, જેને મે ત્યારે કુતૂહલવશ બની નોંધી લીધો હતો

તેમણે કહ્યુ કે-અમારા ગામથી બાર ગાઉ દૂર ગુરાણા નામનુ ગામ છે ત્યા એક માણસની ગાયે એક સાથે બે વાછડાને જન્મ આપ્યો ત્યારપછી તે ગાય ગર્ભવતી ન થઇ તેને કામોન્મત્ત કરવા માટે કેટલીયે દવાઓ ખવરાવવામા આવી, પરંતુ તેને કામેચ્છા ન જ ઉદ્ભવી જ્યારે ઉક્ત ગાયને પ્રમાણાધિક તંગ કરવામા આવી, તેની કામેચ્છા જગાડવા તેના માલીકે વધુ ને વધુ પ્રયત્નો આદર્યા ત્યારે તે ગાયે ઘરની એક કુમારિકાને રાત્રે સ્વપ્નમા આવીને કહ્યુ કે- મને આ બાબતમા વધુ ન સતાવો અર્થાત્ કામોત્પાદક ચીજો ન ખવરાવો અને સાંઢની પાસે પણ મને ન લઇ જાઓ હું હવે બ્રહ્મચારિણી જ રહેવા ચાહુ છુ તેમ છતા મને વધુ સતાવવામા આવશે તો હુ કૂવામા પડીને પ્રાણ આપીશ' બાલિકાએ સ્વપ્નની આ હકીકત કહી ત્યારે સૌ હસવા લાગ્યા અને પૂર્વવત્ પ્રયત્નો ચાલુ રાખ્યા અંતમા ગાયે કૂવામા પડીને પોતાનો પ્રાણ છોડ્યો ત્યારે જ લોકો ગાયના બ્રહ્મચર્યને યથાર્થ રૂપમા સમજ્યા

*　　　　*　　　　*

# શું મેળવવાનું પસંદ કરશો ? જર કે જશ ?

આ ક્ષણભંગુર સંસારમાં જર કરતાં જશ મેળવવા ઉદ્યમ કરવો તે હજાર દરજ્જે સારૂ છે આપણે આ સંસારરૂપ મહાસાગરમાં ક્ષણિક મોજા જેવા છીએ આ દુનિયામાં હજારો મનુષ્યો આવજા કરે છે, કોઇપણ મનુષ્ય અમર કાના ધરાવતુ નથી, વહેલા કે મોડા દરેકને મરણાધીન થવુ પડે છે, તો શા માટે આપણે ક્ષણિક સુખ માટે જર મેળવવાની કોશિષ કરવી ?

આપણે જેવા ખાલી હાથે આવ્યા છીએ તેવા ખાલી હાથે જવાના છીએ આપણી સાથે પૈસા આવવાના નથી, અથવા તો પૈસા આપણા મરણને અટકાવી શકવાના નથી કીર્તિ સિવાય આપણે આ દુનિયામાં આપણી નામના અમર કરી શકવાના નથી, માટે આપણે આ ક્ષણભંગુર દેહનુ હમેશા સ્મરણ રાખો જેમ બને તેમ જર નહિ પણ જશ મેળવવા ઉદ્યમ કરવો જોઇએ અનેક મનુષ્યો પૈસાની ખોટી લાલચને વશ થઇ, અનિષ્ટ કૃત્યો કરી જર મેળવવાનો ઉદ્યમ કરે છે તેઓ કર્મની મહાન સત્તાને ભૂલી જાય છે તેઓ પૈસાની લાલચથી અંધ બની ધર્મનુ ખરુ તત્ત્વ પીછાણી શકતા નથી, તે આ મનુષ્યભવરૂપી સમુદ્રમાંથી મોતી વીણવાને બદલે કાદવ એકઠો કરે છે, પણ અંતે જ્યારે તેઓનો અંધાપો-તેઓની આંખ આગળના પડળો દૂર થાય છે ત્યારે જ જગતની અસાર મોહિની માટે લોભાઇ રહેલા તેઓને ખરી વસ્તુ માલૂમ પડે છે જ્યારે તેઓને મરણરૂપી અંધારા ખાડામાં ગબડી જવાનો વખત આવે છે ત્યારે જ તેઓ પોતાની મૂર્ખાઇ માટે પસ્તાય છે અને ત્યારે જ તેઓને પૈસા માટે ધિક્કાર ઉત્પન્ન થાય છે

---

તે જ ગાયનુ સત્યયુગન-જો અદ્યાપિ જીવત છે-તેઓને એક હજાર રૂપિયામાં પણ તેના માલીકે વેચ્યા નથી એ બન્ને બળદોમા અરસપરસ ખૂબ પ્રેમભાવ છે, એક જ સાથે ખાય, પીએ, દોડે અને બેસે છે આશ્ચર્ય તો એ છે કે છાણ અને પેશાબ પણ બન્ને એક જ સાથે કરે છે! બન્નેને પૃથક્ પૃથક્ કરવામા આવે તો નથી તો તેઓ ખાતા કે નથી તો ગાડી કે હળમા અન્ય બળદ સાથે ચાલતા! જો તેઓ બન્નેમાથી એકની નીચેની જમીન ભીંજાયેલ હોય તો સુકી જમીનમા રહેલ બીજો બળ પણ ઊભો જ રહેશે! વળી તેઓને જો અલગ ખાવાનુ કે પાણી પીવાનુ દેવામા આવે છે તો તેઓ ભાત-પાણીને સૂંઘતા પણ નથી! એક જ ઠામકુંમા ખાવા-પીવાનુ આપવામા આવે તો જ એ બન્ને સાથે મળીને ખાય પીએ છે! આ રામ-લક્ષ્મણ યુગલમાં આવો અપૂર્વ ભ્રાતૃપ્રેમ જોઇ લોકો આશ્ચર્ય પામે છે.



આપણા મરણ પછી આપણે આપણું નામ આ દુનિયામાં જરથી નહિ પણ જશથી કાયમ મૂકી જઇશું. દુષ્ટ કર્મોની દુર્ગંધ કરતાં સત્કર્મોની સુગંધ ફેલાવી જવું-એ જ આ મનુષ્યજન્મ પામ્યાની ખરેખરી સફળતા છે. જર એ આપણા હાથનો મેલ છે. આજે આપણી પાસે રહેશે, તો કાલે આપણને છોડીને ચાલ્યું પણ જશે. આપણા મરણ પછી આપણા પૈસા નહિ પણ આપણી કીર્તિ જ લોકોમાં યાદ રહી જશે. તે માટે શાસ્ત્રોમાં અનેક સ્ત્રીપુરુષોનાં દષ્ટાંતો આપેલા મોજુદ છે. કહ્યું છે કે:-

નામ રહંતા ઠાકરાં, નાણાં નવ રહંત;
કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નવી પડંત. (૧)

પૈસાના લાલચુ મનુષ્યો પોતાની શ્રીમંતાઇ માટે નાહકના ફૂલે છે અને કર્મસત્તાને ભૂલી જઇને એમ કહે છે કે-"જર ચાહે સો કર" પણ તે અંધ મનુષ્યોને ભાન હોતું નથી કે કદાચ તેઓ પૈસાના જોરે આ દુનિયામા અનિષ્ટ કૃત્યો કરી ફાવી જશે, પણ પૈસા તેના મરણને અટકાવી શકવાના નથી. કર્મસત્તાની આગળ રાય ને રંક સમાન છે. આ જગતમાં ભલાઇનાં કામો કરશો તો જ તેમને મરણ પછી પણ શાંતિ મળશે. પૈસાનું સુખ છતાં અનિષ્ટ કૃત્યો કરનારનું મન મરણ અવસરે તેને ડંખશે અને આ જગતને છેલ્લા પ્રણામ કરતી વખતે તેઓ હાય અફસોસ કરતાં ચાલ્યા જશે.

આપણે પદવી અને પૈસા મેળવવાના ફાંફા છોડી દેવાં અને જેમ બને તેમ સત્કૃત્યોની સુગંધ ફેલાવવા પ્રયત્ન કરવો. મહાન પુન્યોદયથી જે મનુષ્યભવ પ્રાપ્ત થયો છે તે પૈસા કે પદવી મેળવવા માટે નહિ, પણ સારાં કાર્યો કરી લોકોપયોગી થવા, દુઃખીઆંની દાદ સાંભળવા ને દુઃખમાં સબડતાં અનેક મનુષ્યો સાથે દયાથી વર્તી તેઓને સહાયક થવા માટે છે. આપણે દુઃખી માણસોને સહાયભૂત થઇને તેમના શુભ આશીર્વાદ મેળવવા માટે પ્રયત્ન કરવો જોઇએ. સત્કર્મરૂપી બીજ વાવીને તેનાં મીઠાં ફળ પરલોકમાં ચાખવાં એ જ ખરેખરી માનવજિંદગીની સફળતા છે, સત્કૃત્ય કરનાર મનુષ્યને કોઇ પણ સંજોગોમાં કે કોઇ પણ વખતે પસ્તાવાનો વખત આવતો જ નથી. તેથી જર નહિ પણ જશ મેળવવાનો દરેક મનુષ્યે પ્રયત્ન કરવો.

આપણી સામે આવતી પૈસાની હજારો લાલચોને ઠોકરે મારવી, પરમાર્થી ને લોકોપયોગી થવું, બીજાને સુખનો લહાવો ચખાડવા પ્રયત્ન કરવો. દુષ્ટ કર્મોની દુર્ગંધ નહિ, પણ સત્કર્મોની સુગંધ આ વિશ્વરૂપી વાડીમાં ફેલાવવી. આપણો ફેરો આ જગતમાં કીર્તિનો કોટ બાંધીને સફળ કરવો. સત્કર્મો કરી દુઃખીઓના આશીર્વાદ લેવામાં જ મગ્ન માનવી.

આ સંસારરૂપી મહાસાગરમાંથી મોતીરૂપી ખરાં તત્ત્વો ગ્રહણ કરી જશ મેળવવો અને જર તેમ જ ખોટાં તત્ત્વરૂપી કાદવ-કચરાને ફેંકી દેવો કે જેથી આપણો યશ આ સંસારમાં અવિચળ રહે. સર્વે જીવોને પરમાત્મા સત્કર્મો કરવાની સદ્બુદ્ધિ અર્પો એ જ ભાવના.

મુનિશ્રી સુબોધવિજયજી

ઘણાં ઉપયોગી સ્તવનોનો સંગ્રહ કર્યો છે. પ્રયાસ સ્તુત્ય છે બત્રીશ પેજી ૩૫૦ પૃષ્ઠની, પાકી બાંધેલી બુકના પ્રમાણમાં કિંમત વધારે નથી.

૫. **શ્રી જિનેંદ્રગુણસ્તવકર્ણિકા**–પ્રકાશક ઉપર પ્રમાણે. આ બુકમાં પણ સંગ્રહ સારો કર્યો છે. કિંમત લખી નથી. ૩૨ પેજી બશેં પૃષ્ઠ છે. પ્રયાસ સ્તુત્ય છે.

૬. **શ્રી ગાથાસહસ્રી**–ઉપાધ્યાય શ્રી સમયસુંદરજીનો અનેક ગ્રંથોમાંથી ઉપયોગી ગાથાઓ ઉદ્ધરીને કરેલો આ સંગ્રહ બહુ જ ઉપયોગી છે. આર્થિક સહાયક શ્રી શાંતિનાથજીની પેઢી, મુંબઇ તથા શ્રેષ્ઠિવર્ય માનચંદભાઇ મગનભાઇના ધર્મપત્ની ચુનીબાઇ, પાલણપુર. પ્રાપ્તિસ્થાન શ્રી જિનદત્તસૂરિ જ્ઞાનભંડાર, ગોપીપુરા, સુરત. પ્રકાશક: ઝવેરી મૂળચંદ હીરાચંદ ભગત, મુંબઇ. કિંમત લખી નથી. ભેટ આપે છે.

૭. **શ્રી દેશના ચિંતામણિ**–પ્રથમ ભાગ–શ્રી આદીશ્વર પ્રભુની દેશના–પદ્યબંધ. સ્વોપજ્ઞ સ્પષ્ટાર્થ સહિત. આર્થિક સહાયક શેઠ જેશીંગભાઇ કાળીદાસ. પ્રકાશક: શ્રી જૈનગ્રંથપ્રકાશક સભાના કાર્યવાહક ઇશ્વરલાલ મૂળચંદ, ફીકાભટ્ટની પોળ, અમદાવાદ આ ગ્રંથમાં મૂળ તરીકે તો ૫૬૬ હરિગીત છે, પરંતુ તેનો અર્થ બહુ વિસ્તારથી આપેલો છે અને તેમાં ગ્રંથકર્તાએ પોતાના વિસ્તૃત બોધનું દિગ્દર્શન કરાવ્યું છે. વાચનાથી ઘણો બોધ થઇ શકે તેમ છે. આ ગ્રંથ મૂળ પ્રાકૃતમાં ને ટીકા સંસ્કૃતમાં એ પ્રમાણે પણ ગ્રંથકર્તાએ તૈયાર કરેલો છે, પરંતુ બાળજીવોને પ્રચલિત ગુજરાતી ભાષામાં હોવાથી વધારે ઉપકારક થાય એમ જાણી આ ગ્રંથ પ્રગટ કરેલ છે. તેમાં પણ કેટલેક સ્થળે અર્થનો સંક્ષેપ કરેલો છે. વિસ્તારાર્થ સાથે પણ છપાવવાની અભિલાષા છે.

૮. **સુભાષિત પદ્ય રત્નાકર**–ભાગ ૪ થો–સંગ્રાહક મુનિ વિશાળવિજયજી. પ્રકાશક: શ્રી વિજયધર્મસૂરિજૈનગ્રંથમાળા, છોટા શરાફા, ઉજ્જૈન, શેઠ દીપચંદ બાંઠીઆ. કિં. રૂા ૧–૪–૦. પ્રથમના ત્રણ ભાગ પ્રમાણે આ બુકના પણ પૃષ્ઠાંક ચડતા ૧૨૦૧ થી ૧૪૬૦ કરેલા છે. ત્યારપછી ચારે ભાગમાં આવેલા શ્લોકોની અકારાદિ અનુક્રમણિકા પૃષ્ઠ ૭૮ માં આપી છે. પ્રયાસ સ્તુત્ય છે. મુનિરાજનું વખતને સફળ કરવાનું આ ખાસ પ્રશસ્ત કાર્ય છે.

૯. **શ્રી જ્ઞાનસાર અષ્ટક**–શ્રીમદ્ દેવચંદ્રજીકૃત-**જ્ઞાનમંજરી** ટીકાના ભાષાંતર સહિત–અનુવાદક ને સંપાદક: પંડિત ભગવાનદાસ હરખચંદ. પ્રકાશક: શ્રીમદ્ રાજચંદ્ર નિજાભ્યાસ મંડળ તરફથી ભોગીલાલ પોપટલાલ શાહ, ખંભાત વડવા. (કિં. રૂા. ૧) શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાયના કરેલા અષ્ટક ને તેના પર દેવચંદ્રજીકૃત ટીકા એ સોનું ને સુગંધ મળવા જેવું છે ઉપાધ્યાયજીએ પોતે લખેલ અર્થની પ્રત મળી આવવાથી તે પણ દાખલ કરેલ છે. દરેક અષ્ટકમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવથી અને સાત નયથી દરેક અષ્ટકના મુખ્ય શબ્દનું વિવેચન ટીકાકારે બહુ સુંદર કર્યું છે. પ્રસ્તાવના ખાસ વાંચવા લાયક છે. આવા ગ્રંથો અધ્યાત્મગમિક જનોને પરમ આનંદ આપે તેવા છે.

૧૦. **સદ્ગુણાનુરાગી શ્રી કર્પૂરવિજયજી લેખ સંગ્રહ**–ભાગ ૩ જો—આ ભાગમાં પણ શ્રી 'જૈનધર્મપ્રકાશમાં' જ આવેલા તેમના લેખોનો સંગ્રહ છે. પ્રારંભના બે ભાગ પ્રમાણે

૩૫૦ પૃષ્ઠ થવા છતાં કિંમત પાંચ આના ને પાકા પુંઠાના કપડાવાળીના છ આના રાખ્યા છે. પ્રકાશક શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ, મુંબઇ. ખાસ વાંચવા લાયક છે. આત્મહિતકર છે.

**૧૧. મણિધારી શ્રી જિનચંદ્રસૂરિ**–લેખક અગરચંદ નાહટા અને ભંવરલાલ નાહટા. આ આચાર્ય પ્રભાવક થયેલા છે. ચરિત્ર વાંચવા લાયક છે. કિંમત બે આના. પ્રકાશક–શંકરદાન શુભૈરાજ નાહટા, આરમેનીયન સ્ટ્રીટ, કલકત્તા.

**૧૨. શ્રી વિજયાનંદસૂરિનાં વચનામૃતો**–લેખક: ભાવજી દામજી શાહ, કિંમત બે આના. ૪૩ મી જયંતિ વખતે હિંદીમાંથી ગુજરાતી કરેલા વચનામૃતો ખાસ વાંચવા લાયક છે.

**૧૩. શ્રી સ્વાધ્યાયદોહનમ્**–મહાપુરુષપ્રણીત જિનસ્તવાદિ સ્વાધ્યાય સંગ્રહ. સંપાદક: શ્રી વિજયરામચંદ્રસૂરિના શિષ્ય મુનિ કનકવિજયજી. પ્રકાશક: શ્રી વિજયદાનસૂરિગ્રંથમાળા, ગોપીપુરા, સુરત. મૂલ્ય બે આના બહુ ઓછા રાખ્યા છે. વિશેષ ભાગ તો શ્રી હેમચંદ્રાચાર્યવિરચિત શ્રી ત્રિ. શ. પુ. ચરિત્ર વગેરેમાં આવેલ પરમાત્માની સ્તુતિઓનો છે. બીજા પણ તેમના કરેલા અને અન્ય વિદ્વાનોના કરેલા સ્તવનો ઘણો સારો સંગ્રહ કર્યો છે. ૧૬ પેજી પૃષ્ઠ ૨૦૦ છે. પાછળ ત્રણ પરિશિષ્ટો આપ્યાં છે. ખાસ લાભ લેવા લાયક છે.

**૧૪. શ્રી હેમશબ્દચન્દ્રિકા**–સંપાદક: દક્ષિણવિહારી મુનિરાજ શ્રી અમરવિજયજીના શિષ્ય મુનિરાજશ્રી ચતુરવિજયજી. આ મહોપાધ્યાય શ્રી મેઘવિજયજીવિરચિત લઘુ–વ્યાકરણ છે. અભ્યાસ કરવા લાયક છે. પ્રકાશક: શ્રી કચ્છકોઠારાનિવાસી શાહ ચાંપશી ખીમશી.

**૧૫. ભગવાન શ્રી મહાવીરદેવ**–લેખક: શ્રીકાંત. પ્રાપ્તિસ્થાન વીરશાસન કાર્યાલય, અમદાવાદ. વીરજન્મકલ્યાણકદિને પ્રસિદ્ધ કરેલ છે. મહાવીરપરમાત્માના ચરિત્રમાંથી સારું દોહન કર્યું છે, વાંચવા લાયક છે.

**૧૬. જીવનપાઠોપનિષત્**–રચયિતા મુનિ ન્યાયવિજયજી. આ અષ્ટપદી શતક સંસ્કૃત, ગુજરાતી ને ઇંગ્લિશ ત્રણે ભાષામાં આપેલ છે. જુદા જુદા આઠ વિષય લીધેલા છે. વિદ્વત્તાસૂચક છે. પ્રકાશક–મૂલચંદ અમથા, દેરાફળિયું. જામખંભાળીઆ. કિંમત રાખી નથી.

**૧૭. વિવિધવિષયરત્નસંગ્રહ**–સંગ્રાહક તથા સંશોધક: અંચલગચ્છીય સાધ્વીજી કમળાશ્રીજી. પ્રકાશક: એ. એમ. એન્ડ કંપની, પાલીતાણા. મૂલ્ય વાંચન–મનન–પરિશીલન. અનેક સજ્ઝાયો, સ્તવનો વગેરેનો સારો સંગ્રહ છે. સોળ પેજી, પૃષ્ઠ ૨૮૦. સાધ્વી તરીકેનો આવો પ્રયાસ પ્રશંસનીય છે.

**૧૮. શ્રી પ્રાકૃત વિજ્ઞાન પાઠમાળા**–કર્તા આચાર્ય શ્રી વિજ્ઞાનવિજયજીના શિષ્ય પંન્યાસ કસ્તુરવિજયજી. પ્રકાશક: રાજનગરનિવાસી સંઘવી જીવણભાઇ છોટાલાલ, દોશીવાડાની પોળ. કિંમત રૂા. ૨–૪–૦. આ બુકમાં કુલ ૨૫ પાઠ આપેલા છે. પાછળ બીજા જુદા જુદા કોષ આપ્યા છે. પ્રાકૃત ગદ્યપદ્યમાળા આપેલ છે. પ્રયાસ બહુ કર્યો છે. પ્રાકૃતના અભ્યાસી માટે ખાસ ઉપયોગી છે. મુનિપણામાં આવું સાહિત્ય રચવાનો ને પ્રગટ કરવાનો પ્રયાસ પ્રશંસનીય છે. આ ધર્મધ્યાનનો જ એક પ્રકાર છે.

૧૯. પ્રશ્નોત્તરભાસ્કર-સંપાદક પન્યાસ પ્રીતિવિજયજી. પોતાની મતિથી ઉત્પન્ન કરેલા ૧૧૧ પ્રશ્નોના શાસ્ત્રાધાર સાથે ઉત્તરો આપેલા છે બુક વાચનાથી ઘણું નવુ જાણવાનુ મળે તેમ છે પ્રકાશક શા ડાહ્યાભાઇ મહોકમલાલ કિંમત રાખી નથી મંગાવવા ઇચ્છનારે મુંબઇ ગોડીજી ઉપાશ્રયે સંપાદક ઉપર પત્ર લખવો

૨૦ મૂર્તિમંડન-મૂળ હિંદી લેખક આચાર્ય શ્રી વિજયલબ્ધિસૂરિ આ હિંદી નિબંધનો ગુજરાતી અનુવાદ છે કિંમત ચાર આના અનુવાદક કેશવલાલ ડી દેશાઇ બહુ યુક્તિપૂર્વક મૂર્તિપૂજા સિદ્ધ કરી છે ખાસ વાચના લાયક છે

૨૧ શ્રી ધામ્મિલકુમાર ચરિત્ર-કર્ત્તા શ્રી જયશેખરસૂરિ ભાષાંતર સાથે છપાવી પ્રસિદ્ધ કરનાર મં લીહલજી હીરાચંદ લાલન-જામનગર કિંમત છ રૂપીઆ ઓછી કિંમત રખાય તો વધારે ખપત્ના સંભવ છે ડેમી આઠ પેજી પૃષ્ઠ ૫૪૨ ચરિત્ર ઘણું રસિક છે

૨૨ ભજનસંગ્રહ ધર્મામૃત-પ્રકાશક શેઠ શંકરલાલજી માનમલજી ગોલેચ્છા-ખીચન ( જોધપુર ) સંપાદક બેચરદાસ જીવરાજ પંડિત એકંદર ૧૦૧ હિંદી ભજનો છે, તેમા પૃષ્ઠ ૧૧૬ રોકયા છે પાછળ સો પૃષ્ઠમા તે ભજનોમા આવેલા શબ્દોની વ્યુત્પત્તિ ને સમજુતી આપેલી છે પ્રયાસ સારો કર્યો છે કિંમત લખી નથી

૨૩ ભાગ્યશાળી પુણ્યાત્માઓના સંક્ષેપ ચરિત્રો-સંગ્રાહક મોતીલાલ નરોત્તમદાસ કાપડીઆ, ભાવનગર સંગ્રહ સારો કર્યો છે ૨૧ કથાઓ ને બીજી ૧૬ બાબતો મળી કુલ ૩૭ વિષયોનો સંગ્રહ છે કિંમત આઠ આના તેની સાથે મુનિમહારાજકૃત રત્નસંગ્રહની બુક ભેટ આપે છે બુક વાચના લાયક છે આ ઉત્સાહી બંધુ આવો પ્રશસ્ત પ્રયાસ કર્યા જ કરે છે ઉમંગી છે

૨૪ સુધારસ સ્તવન સંગ્રહ-ભાગ ૧ થી ૧૧ અનેક સ્તવનોનો સારો સંગ્રહ કરી છપાવી પ્રસિદ્ધ કરનાર મહેતા માણેકલાલ નાગરદાસ, દોશીવાડાની પોળ-અમદાવાદ કિંમત ચાર આના નવા નવા સ્તવનનો દાખલ કર્યા છે

૨૫ શ્રી વિજયનીતિસૂરીશ્વરચરિત્ર-પ્રકાશક શ્રી વિજયનીતિસૂરીશ્વર જૈન લાઇબ્રેરી, રીચીરોડ-અમદાવાદ એ ગુરુમહારાજના સુવિનીત શિષ્ય પંન્યાસ કલ્યાણવિજયજી અને પંન્યાસ સંપદ્વિજયજીએ ગુજરાતીમા તૈયાર કરેલુ તેનુ શાસ્ત્રી વ્રજનાથ તથા શાસ્ત્રી શિવશંકર પાસે સંસ્કૃત ભાષામા તયાર કરાવી તેમના ભક્તજનોએ પ્રસિદ્ધ કર્યુ છે ગુરુભક્તિની આ નિશાની તેમ જ પ્રાસાદી છે ચરિત્ર વાચના લાયક છે

૨૬ શ્રી ત્રૈલોક્યદીપિકા યાને બૃહત્સંગ્રહણી સૂત્રમ્-અનુવાદક આચાર્ય શ્રી વિજયમોહનસૂરિના પ્રશિષ્ય પંન્યાસ શ્રી ધર્મવિજયજીના શિષ્ય મુનિરાજ શ્રી યશોવિજયજી કિંમત રૂા ૬ પ્રયાસના ને યંત્રચિત્રાદિના પ્રમાણમા કિંમત વિશેષ નથી આ ગ્રંથ અથવા પ્રકરણ મૂળના કર્ત્તા શ્રી ચંદ્રસૂરિ મહારાજા છે મૂળની ગાથા ૩૪૪ છે તેની ઉપર શ્રી મલયગિરિ મહારાજની કરેલી ટીકા છે આ ગ્રંથમા મૂળ ગાથાના અર્થ ઉપરાંત ઘણું વિસ્તારથી વિવેચન આપવામા આવ્યુ છે તેમા મોટો આધાર મદદરૂ ટીકાનો લેવામા

આવ્યો છે દ્રવ્યાનુયોગને આ સુંદર ગ્રંથ છે પ્રકરણોના અભ્યાસીઓએ ખાસ અભ્યાસ કરવા યોગ્ય છે અનુવાદકનો પ્રયાસ પ્રશંસાપાત્ર છે અને તે ગુરુભક્તિનુ તેમ જ ગુરુમહારાજની સુસહાયનુ પરિણામ છે એની અંદર પ્રસંગને અનુસરતા રંગબેરંગી ૭૦ ચિત્રો ને ૧૦૩ યંત્રો આપવામા આવ્યા છે આવા જ પ્રયાસપૂર્વક પ્રથમ લઘુક્ષેત્રસમાસ પણ તેઓએ છપાવેલો છે. એ બને ગ્રંથો ખગોળ ને ભૂગોળનુ શાસ્ત્રોક્ત સ્વરૂપ બતાવવા માટે બહુ જ ઉપયોગી છે. છદ્મસ્થાનુકૂળ સ્ખલનાઓનું પણ પાછળ ઠીક નિવારણ કર્યું છે આવા ગ્રંથો વાચ્યા સિવાય દ્રવ્યાનુયોગનુ પ્રવેશક જ્ઞાન થઇ શકતુ નથી, તેથી અમે આ ગ્રંથ સાદ્યંત લક્ષપૂર્વક વાચવાની ભલામણ કરીએ છીએ અને અનુવાદક મુનિરાજને અભિનદન આપવા સાથે આવા અનેક ગ્રંથો પ્રસિદ્ધ કરવાનુ સૂચવીએ છીએ.

૨૭. **પરમાત્મસંગીતરસસ્રોતસ્વિની**–રચયિતા મુનિ ધુરધરવિજયજી આચાર્ય શ્રી વિજયનેમિસૂરિના શિષ્ય આચાર્ય વિજયઅમૃતસૂરિના પ્રશિષ્યનો આ પ્રયાસ નવી તરેહનો છે પ્રારભમા આપેલા ૨૪ પરમાત્મા વગેરેના સ્તવનોના રાગ, રાગનું સ્વરૂપ અને સંગીતના વિદ્વાન પાસે લખાવેલ નોટેશન આપેલ છે. આવી બુક આ પ્રથમ જ જોવામા આવેલ છે. કર્તાનો સંગીતના વિષયમા સારો અભ્યાસ જણાય છે સ્તવનોમા ભાવ પણ સારો લાવ્યા છે બુકમા બે વિભાગ છે તેમા એકદર ૧૧૮ સ્તવનાદિ છે. પ્રકાશક શ્રી જૈનસાહિત્યવર્ધકસભા–સૂરત. કિંમત આઠ આના

૨૮. **શ્રીપાળચરિત્ર સંસ્કૃત પદ્યબંધ**–શ્રી સત્યરાજગણિકૃત સંપાદક. આચાર્ય શ્રી વિજયલબ્ધિસૂરિ. આ ચરિત્ર ૫૦૦ શ્લોકપ્રમાણ છે અને શ્રી સિદ્ધચક્રારાધનને પ્રસંગે આબેલની ઓળીમા વાચના લાયક છે.

૨૯. **લઘુપ્રવચનસારોદ્ધાર**–શ્રી હેમચદ્રસૂરિ શિષ્ય શ્રીચદ્રમુનીશ્વરકૃત સંપાદક: મુનિ માનવિજયજી ( શ્રી વિજયરામચદ્રસૂરિના પ્રશિષ્ય ) ૧૧૭ ગાથાનો આ ગ્રંથ પ્રસિદ્ધ થવાની જરૂર હતી પૃષ્ઠ ૧૨ કિંમત રાખી નથી

૩૦. **શ્રી અમૃતવિમળચરિત્ર**–પ્રવર્તક મુનિ શાંતિવિમળવિરચિત સંસ્કૃત ગદ્યબંધ મોટા ટાઇપથી છાપેલા પાના ૨૯ ગુરુભક્તિનું ચિહ્ન છે. કિંમત સદુપયોગ

૩૧. **શ્રી દશવૈકાલિકસૂત્ર**–સંસ્કૃત છાયા તથા ગુજરાતી અર્થ સહિત સંશોધક તથા સંપાદક પંડિત મફતલાલ ઝવેરચંદ, ખેતરપાળની પોળ–અમદાવાદ પ્રકાશક. માસ્તર નગીનદાસ નેમચંદ, દોશીવાડાની પોળ અમદાવાદ કિ. રૂા. ૨) પ્રયાસ સારો કર્યો છે. સાધુસાધ્વીને ખાસ ઉપયોગી છે.

૩૨. **શ્રી દ્રવ્યસપ્તતિકા** ( સ્વોપજ્ઞ વૃત્તિયુક્ત )–મહોપાધ્યાય શ્રીલાવણ્યવિજયજી વિરચિત. પ્રસિદ્ધકર્તા શ્રી વિજયસિદ્ધિસૂરિગ્રંથમાળા તરફથી માસ્તર પ્રભુદાસ દીપચંદ–ભીલીભોરા. કિંમત રાખી નથી દેવદ્રવ્ય વગેરેનુ સ્વરૂપ તેના રક્ષણ ને વિનાશનું ફળ વગેરે સમજાવવા માટે બહુ ઉપયોગી છે

૩૩. **શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય** તથા **શ્રીયોગબિંદુ**–આ બને ગ્રંથ શ્રીહરિભદ્રસૂરિ મહારાજ વિરચિત સ્વોપજ્ઞવૃત્તિવાળા આચાર્ય શ્રી વિજયનેમિસૂરિના સુવિનીત શિષ્ય આ

શ્રી વિજયોદયસૂરિએ પ્રયાસપૂર્વક શુદ્ધ કરેલા છે. પ્રકાશક શ્રી જૈનગ્રંથપ્રકાશક સંસ્થા-અમદાવાદના કાર્યવાહક શેઠ ઇશ્વરલાલ મૂળચંદ. આ ગ્રંથ યોગાભ્યાસીને માટે અત્યંત ઉપયોગી છે. કિંમત છાપેલ નથી. પ્રયાસ સ્તુત્ય છે.

૩૪ **શ્રી બૃહત્‌હ્રીંકારકલ્પવિવરણ તથા વર્દ્ધમાનવિદ્યાકલ્પ**-શ્રી જિનપ્રભસૂરિ-વિરચિત તથા વાચક ચંદ્રસેનોદ્ધૃત. સંશોધક પંન્યાસ શ્રી પ્રીતિવિજયજી. પ્રકાશકઃ શા ડાહ્યાભાઇ મોહોકમલાલ, પાંજરાપોળ-અમદાવાદ. કિંમત રાખી નથી. તે વિષયના પ્રેમીઓને ખાસ ઉપયોગી છે.

નીચે જણાવેલા ૪ પુસ્તકો મુનિમહારાજશ્રી મંગળવિજયજીના પ્રયાસથી પ્રગટ થયેલા શ્રી શીહોરના સંઘ મારફત ભેટ મળ્યા છે.

૩૫. મહોપાધ્યાય શ્રીજ્ઞાનસાગરગણિશિષ્યવિરચિત **શ્રીધન્યચરિત્રમ્**-શેઠ માણેકચંદ જેચંદ ( જાપાન ) ભાવનગરનિવાસીની આર્થિક સહાયવડે પ્રકાશક શીહોરનિવાસી શ્રાવક પોપટલાલ પરભુદાસ. આ સંસ્કૃત ગદ્યબંધ ચરિત્ર ખાસ વ્યાખ્યાનમાં વાંચવા લાયક છે. પ્રાસંગિક કથાઓ પણ ઘણી છે. સુમારે સાત હજાર ઉપરાંત પ્રમાણવાળું છે.

૩૬. વડગચ્છીય શ્રીમાણિક્યસૂરિવિરચિત **શ્રી યશોધર ચરિત્રમ્**-આ સંસ્કૃત શ્લોક-બદ્ધ ચરિત્ર જીવહિંસાના માઠા વિપાકને દર્શાવનાર પ્રબળ સાધનરૂપ છે. ગ્રંથાગ્ર ૧૪૦૫ છે. ખાસ વ્યાખ્યાની ચરિત્ર છે. આર્થિક સહાય રૂા. ૩૫૦) ની મળી છે. કિંમત રાખી નથી. કૃતિ બહુ આનંદદાયક છે.

૩૭ **સૂક્તસંચય**-મુનિરાજ શ્રી મંગળવિજયજીએ તૈયાર કરેલ છે અને શ્રાવક પોપટલાલ પરભુદાસે છપાવેલ છે. પ્રારંભમાં શ્લોક ૩૪૭ છે. ત્યારપછી ૧૧૫ દુહા છે. ત્યારપછી બીજી ચાર વસ્તુઓ છે ને પ્રાંતે ઉપદેશસપ્તતિકા મૂળ આપેલ છે. કિંમત રાખી નથી.

૩૮. **શ્રી મલ્લિનાથ ચરિત્રાંતર્ગત દાનાદિધર્મવિષયા કથા**-વિનયચંદ્રસૂરિવિરચિત શ્રી મલ્લિનાથજીના પદ્યબંધ ચરિત્રમાંથી ઉદ્ધરેલી દાન, શીલ, તપ ને ભાવ ધર્મ વગેરે વિષય પરની કથાઓ તેમાંથી અક્ષરશઃ ઉદ્ધરેલી છે. આર્થિક સહાય રૂા. ૧૭૫) ની મળી છે. કિંમત રાખી નથી.

૩૯ **શ્રી શુભશીલગણિકૃત વિક્રમચરિત્ર યાને કૌટિલ્યવિજય**-પ્રકાશક મહેતા નાગરદાસ પ્રાગજી, દોશીવાડાની પોળ-અમદાવાદ. લેખક મણિલાલ ન્યાલચંદ શાહ ૧૬ પેજી, પૃષ્ઠ ૫૬૮, કિંમત રૂા. ૩) આ ચરિત્ર ઘણું રસિક છે. બુદ્ધિમાં વૃદ્ધિ કરે તેવું છે. લેખકે અક્ષરશઃ ભાષાંતર ન કરતાં ચરિત્રને રસિક બનાવવાનો પ્રયત્ન કર્યો છે. ૬૩ પ્રકરણો પાડ્યા છે. ખાસ વાંચવા લાયક છે.

૪૦ **સમાધિમરણપત્રપુંજ**-હિંદી પરથી ગુજરાતી. પ્રકાશક ઝીમાલીઆ છોટાલાલ નારણદાસ નાગનેસ. પંડિત શ્રી ગણેશપ્રસાદજી વરણીના લખેલા સમાધિમરણને લગતા ૧૧ પત્રો આ બુકમાં છે. વાંચવા લાયક છે. અંતઃકરણ સુધારવાને ઇચ્છનાર માટે ખાસ અસર કરે તેવા છે.

કુંવરજી

# લાઇબ્રેરીને શોભાવે તેવાં ઉત્તમ પુસ્તકો ખાસ ખરીદો.

| | |
|---|---|
| ૧ શ્રી ધર્મરત્ન પ્રકરણ ભાગ પહેલો ને બીજો દરેકના | ૨-૦-૦ |
| ૨ શ્રી હરિવિક્રમ ચરિત્ર પદ્યબંધ સંસ્કૃત. | ૨-૮-૦ |
| ૩ શ્રી પાંડવચરિત્ર પદ્યબંધ (મલ્લધારી દેવપ્રભસૂરિકૃત) ભાગ ૧-૨ દરેકના | ૪-૦-૦ |
| ૪ શ્રી ઉપાસકદશાંગ સૂત્ર મૂળ, મૂળનો અર્થ ને ટીકાનો અર્થ | ૨-૦-૦ |
| ૫ શ્રી શાંતસુધારસ ભાષાંતર (લે. મૌક્તિક) ભાગ ૧લો, ભાગ ૨જો, દરેકનો | ૧-૦-૦ |
| ૬ શ્રી ચોસઠપ્રકારી પૂજા અર્થ, વિવેચન, કથાઓયુક્ત | ૧-૦-૦ |
| ૭ શ્રી સમવાયાંગસૂત્ર મૂળ, મૂળ ને ટીકાના અર્થ સાથે | ૩-૦-૦ |
| ૮ શ્રી અંતગડદશાંગ તથા અનુત્તરોવવાઇ સૂત્ર મૂળ, મૂળ ને ટીકાના અર્થયુક્ત | ૧-૮-૦ |
| ૯ શ્રી નિરયાવલી સૂત્ર ( પાંચ ઉપાંગ ) મૂળ, મૂળ ને ટીકાના અર્થયુક્ત | ૧-૮-૦ |
| ૧૦ શ્રી સિદ્ધર્ષિ: ઉપમિતિનો ભાગ ૪ થો. | ૩-૦-૦ |
| ૧૧ શ્રી બૃહત્સંગ્રહણી પ્રકરણ મૂળ-અર્થ-વિવેચનયુક્ત | ૧-૦-૦ |
| ૧૨ શ્રી હેમચંદ્રાચાર્ય ચરિત્ર ( લેખક: મૌક્તિક ) | ૦-૧૨-૦ |
| ૧૩ શ્રી વર્ધમાનદેશના-પ્રાકૃત સંસ્કૃત છાયા સાથે, ભાગ ૧લો. રૂા ૩), ભાગ ૨જો રૂા ૨) | |
| ૧૪ સુભાષિતપદ્યરત્નાકર અર્થસહિત ભાગ ૧-૨-૩-૪-૫ દરેકનો | ૧-૪-૦ |
| ૧૫ પ્રકરણરત્નસંગ્રહ ( પંદર પ્રકરણો. સાર્થ ) | ૧-૪-૦ |
| ૧૬ સાદા ને સરલ પ્રશ્નોત્તર ભાગ ૧-૨-૩ દરેકના | ૦-૪-૦ |
| ૧૭ શ્રાવકના પાક્ષિક અતિચાર સાર્થ | ૦-૨-૦ |
| ૧૮ જૈન કથા સંગ્રહ ( ૨૫ કથાઓ ). | ૦-૫-૦ |
| ૧૯ શ્રી પીસ્તાલીશ આગમની પૂજા (વિસ્તૃત હકીકત, અર્થસહિત, કથા સાથે) | ૦-૨-૦ |
| ૨૦ શ્રી પાર્શ્વનાથ પંચ કલ્યાણક પૂજા ( અર્થ યુક્ત ) | ૦-૨-૦ |
| ૨૧ શ્રી અષ્ટકારી પૂજા ( અર્થ સહિત ) | ૦-૧-૬ |
| ૨૨ શ્રી પ્રજ્ઞાપના સૂત્ર અર્થ સહિત ભાગ ૩ માં સંપૂર્ણ ( ભ. હ. ) રૂા. | ૧૬-૦-૦ |
| ૨૩ શ્રી નવપદજીની પૂજા (નવપદ આરાધનની વિસ્તૃત વિધિયુક્ત-ઉપાધ્યાય શ્રી યશોવિજયજીકૃત સાર્થ ) | ૦-૩-૦ |
| ૨૪ સંવેગમાળા ( પ્રભાવના માટે ઉપયોગી ) અર્થ સહિત | ૦-૨-૦ |
| ૨૫ પંચ પ્રતિક્રમણ મૂળ ( નવી આવૃતિ ) નકલ ૧૦૦ ના રૂા. ૩૭ાા | ૦-૭-૦ |
| ૨૬ શ્રી આચાર દિનકર ભાગ ૧ લો તથા ૨ જો | ૧૦-૦-૦ |
| ૨૭ અનેકાર્થરત્નમંજૂષા. અષ્ટલક્ષી વિગેરે ( દે. લા. ) | ૩-૦-૦ |
| ૨૮ શ્રી ઉપદેશરત્નાકર મૂળ તથા ભાષાંતર ભાગ ૧ લો. ( મહૂડા ) | ૨-૦-૦ |
| ૨૯ શ્રી ઉપદેશપદ ભાષાંતર ( મહૂડા ) | ૨-૦-૦ |
| ૩૦ ઉપદેશચિંતામણિ. મૂળ. ટી. ક. ભાગ ૧ થી ૪ ભેગા મૂળ કિંમત રૂા. ૧૯ના | ૧૦-૦-૦ |
| ૩૧ જિનવાણી ( લે. સુશીલ ) | ૧-૦-૦ |
| ૩૨ મહામેઘવાહન મહારાજા ખારવેલ યાને કલિંગનું યુદ્ધ | ૦-૧૨-૦ |
| ૩૩ સમ્રાટ સંપ્રતિ યાને પ્રાચીન જૈન ઇતિહાસની પ્રામાણિકતા | ૫-૦-૦ |

લખો:—શ્રી જૈન ધર્મ પ્રસારક સભા—ભાવનગર.



मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

# શ્રી જૈન ધર્મ પ્રકાશ



અંક ૮ મો

પુસ્તક ૫૬ મું




કાર્તિક

સંવત્ ૧૯૯૭

વીર સંવત ૨૪૬૭

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર



# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૬ મું } કાર્તિક { વીર સં. ૨૪૬૭
અંક ૮ મો. } { વિક્રમ સં. ૧૯૯૭

## अनुक्रमणिका



---

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः

# જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૬ મું | કાર્તિક | અંક ૮ મો
વિ. સં. ૧૯૯૭ | | વીર સં. ૨૪૬૭

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( મુદ્રાલેખ )

## શ્રી વીર વિભુની પ્રાર્થના

( ભૈરવી )

આવો આવો હો વીરસ્વામી, મારા અંતરમાં,
મારા અંતરમાં હો સ્વામી, મારા અંતરમાં આવો આવો-૧
ત્રિશલાનંદને વંદન કરીએ, ગૌતમ નામ સમરીએ;
"જૈન ધર્મ પ્રકાશ" કરીને, ભાવ-નગરમાં રહીએ આવો આવો-૨
અજર અમર નીરાગ નિરંજન, ભક્તવત્સલ ભગવંત;
મોક્ષસદનમાં વાસ તમારો, આપો ભવજલ અંત આવો આવો-૩
સુખદાયક છે ચરણ તમારા, પ્રેમે પ્રભુજી ભજીએ;
દુઃખદાયક જે અધર્મ અનીતિ, અંતરમાંથી તજીએ આવો આવો-૪
ક્રોધ માન માયા મદ ટાળો, મોહ મમતને મારો;
તૃષ્ણા-તરુણી વેગે કાપી; શિવ-રમણી પરણાવો આવો આવો-૫
વર્દ્ધમાન ગુણગાન તમારા, સુરવર નરવર ગાવે,
પાપ-પંકમળ દૂર કરીને, વિમલ અમલ પદ પાવે આવો આવો-૬
સંવત ઓગણીશ સત્તાણુ વરસે, ગણધર ગૌતમ કેવલ દિવસે,
મંગલપુરમાં સ્તવન એ રચિયું, નવપલ્લવ ભેટ્યાં હરખે આવો આવો-૭
ભવભયછેદક, પાપવિચ્છેદક, શાસન પામી તારું;
હીરાચંદ વદે કર જોડી, ઇચ્છે શરણુ તમારું. આવો આવો-૮

માસ્તર હીરાચંદ સુંદરજી વોરા-ધોરાજી

# અધ્યાત્મ અક્ષરમાળા

( ૫૬ )

કરીએ કરીએ કરીએ રે જીવ, કામ ધરમનાં કરીએ રે;
ખમીએ ખમીએ ખમીએ રે જીવ, સમતાથી દુઃખ ખમીએ રે.
ગણીએ ગણીએ ગણીએ રે જીવ, ગુણિયલના ગુણ ગણીએ રે;
ઘસીએ ઘસીએ ઘસીએ રે જીવ, કેશર ચંદન ઘસીએ રે.
ચણીએ ચણીએ ચણીએ રે જીવ, મહેલ મોક્ષના ચણીએ રે;
છણીએ છણીએ છણીએ રે જીવ, સત્ય વસ્તુને છણીએ રે.
જપીએ જપીએ જપીએ રે જીવ, નવકાર મંત્રને જપીએ રે;
ઝંખીએ ઝંખીએ ઝંખીએ રે જીવ, સુકૃત કરવા ઝંખીએ રે.
ટકીએ ટકીએ ટકીએ રે જીવ, ટેક રાખીને ટકીએ રે;
ઠરીએ ઠરીએ ઠરીએ રે જીવ, જિનમંદિર જઈ ઠરીએ રે.
ડરીએ ડરીએ ડરીએ રે જીવ, પાપ કરતાં ડરીએ રે;
ઢળીએ ઢળીએ ઢળીએ રે જીવ, સત્ય પક્ષ પર ઢળીએ રે.
તરીએ તરીએ તરીએ રે જીવ, સંસારસમુદ્રને તરીએ રે;
થંભીએ થંભીએ થંભીએ રે જીવ, દુષ્કૃત્ય કરતાં થંભીએ રે.
દમીએ દમીએ દમીએ રે જીવ, તપથી આતમ દમીએ રે;
ધરીએ ધરીએ ધરીએ રે જીવ, ધ્યાન ધરમનું ધરીએ રે.
નમીએ નમીએ નમીએ રે જીવ, નમ્રતા સાથે નમીએ રે;
પડીએ પડીએ પડીએ રે જીવ, પાય પ્રભુને પડીએ રે.
ફરીએ ફરીએ ફરીએ રે જીવ, પુણ્ય ક્ષેત્રમાં ફરીએ રે;
બચીએ બચીએ બચીએ રે જીવ, પરદારાથી બચીએ રે.
ભરીએ ભરીએ ભરીએ રે જીવ, પુણ્યનાં પાત્રો ભરીએ રે;
મળીએ મળીએ મળીએ રે જીવ, મહાપુરુષને મળીએ રે.
રટીએ રટીએ રટીએ રે જીવ, નામ 'પ્રભુનું' રટીએ રે;
લહીએ લહીએ લહીએ રે જીવ, જ્ઞાન અનુપમ લહીએ રે.
વરીએ વરીએ વરીએ રે જીવ, શિવરમણીને વરીએ રે;
શમીએ શમીએ શમીએ રે જીવ, ત્રિવિધ તાપથી શમીએ રે.
સજીએ સજીએ સજીએ રે જીવ, શણગાર શિયળનો સજીએ રે;
હણીએ હણીએ હણીએ રે જીવ, ક્રોધાદિ શત્રુને હણીએ રે.

અક્ષરમાળા આ ભલી, અધ્યાતમની જાણ;
ભણે ભાવથી જે ભવિ, તે પામે શુદ્ધ જ્ઞાન. ૧.
ચિત્તતણા ઉલ્લાસથી, રચી માળા શુભ પેર;
સરસ્વતીની સહાયથી, થાજો લીલા લહેર. ૨.

શાહ છગનલાલ નહાનચંદ નાણાવટી

# નૂતન વર્ષનું મહામાંગલિક કાવ્ય

દોહરા

શાસનપતિ શ્રી વીરજી, ત્રિશલાજીના નંદ;
પદ પંકજ પ્રણમે સદા, સુરનરકેરાં વૃંદ. ૧

ઓગણીશ સો સત્તાણુની, વિક્રમ સાલ રસાળ;
સૌને સુખકર સંપજે, મંગળ ઝાકઝમાળ. ૨

હરિગીત છંદ

ચાર ઘાતીઆં કર્મ ક્ષય કરી કેવળજ્ઞાન દિવાકરં,
**અરિહંત** પંચપદ પ્રથમ મંગળ જપીએ નામ સુહંકરં;
ચઉતીશ અતિશય સમવસરણે શોભતા શ્રી જિનવરં,
બિરાજતા સહુ બાર ગુણથી નવીન વરસે દુઃખહરં. ૧

નષ્ટ કરીને સરવે કરમો સિદ્ધિ પામ્યા શિવકરં,
અષ્ટ મહાગુણે સદા શોભિત પ્રણમીએ પરમેશ્વરં;
દ્વિતીય મંગળ **સિદ્ધ**પદના ગણો જાપ નિરંતરં,
આયુષ્ય લક્ષ્મી કીર્ત્તિ પામો નવીન વરસે હિતકરં. ૨

છત્રીશ ગુણ મુનિગણ સમાજે માનવંતા **સૂરિવરં**,
પ્રભાવશાળી મહાપ્રતાપી ઉદય ગગને ભાસ્કરં;
તૃતીય મંગળ નામ સ્મરણે કાર્ય-સિદ્ધિ સત્વરં,
નવીન વરસે નવીન પામો બુદ્ધિ બળ કળ હુન્નરં. ૩

નહી પ્રમાદી દીએ પ્રસાદી સૂત્રપાઠ સુમુનિવરં,
પંચ વીશ (૨૫) ગુણથી **પાઠકા** જે શાંતરસભર સાગરં;
અભણને જે કરે પંડિત જાપ જપીએ સુખકરં,
નવીન વરસે જ્ઞાન લક્ષ્મી પામીએ જે અઘહરં. ૪

પંચ મહાવ્રત અખંડ પાળે ગુણ સત્તાવીશ ભયંહરં,
કરે નિશદિન ધર્મ સેવન તપ તપે અતિ દુષ્કરં;
ઉત્તમ દયા ઉપયોગ જયણા જીવની રક્ષાકરં,
**મુનિ** જાપ જપતાં નવીન વરસે પામે તન ધન સુંદરં. ૫

પંચ પદ પરમેષ્ઠીનાં એ ચાર પદ ગુણ આકરં,
નવ પદથકી નવકાર ગણતાં તરે ભવરૂપ સાગરં;
સાર ચૌદ પૂરવ અનાદિ મહામંત્ર સુધાકરં,
કર્પૂર આશીષ નવીન વરસે સમરો ઉદય પ્રભાકરં. ૬

કપૂરચંદ ઠાકરશી શાહ

# ॥ प्रातःकालिक जिनस्तुति ॥

( वसन्ततिलका छन्द )

येऽर्हन् ! प्रभातसमये तव पादपद्म—मापन्महार्णवसमुत्तरणैकसेतुम् ।
पश्यन्ति नश्यति ततस्ततमाशु सर्व—मेनोऽतितीव्रभवदाहस(श)माम्बुवाह ॥१॥

અર્થ—અતિ તીવ્ર સંસારના દાહને શમાવવામાં મેઘ સમાન એવા હે અરિહંત ! જેઓ પ્રાતઃકાળે-આપત્તિરૂપી મોટા સમુદ્રને તરવામાં એક ( અદ્વિતીય ) પાળ સમાન આપનાં ચરણકમળને જુએ છે તેઓનું વિસ્તાર પામેલું સર્વ પાપ તત્કાળ નાશ પામે છે. (૧).

उद्भूतभूरिसुकृता भविनो भवन्ति, ये केचन च्युतमदप्रसरा प्रगे ते ।
उत्फुल्लपङ्कजदलोपमनेत्रपा(प)त्रा—स्त्राणप्रदौ तव पदौ प्रविलोकयन्ते ॥२॥

અર્થ—જેમનું ઘણું સુકૃત ( પુણ્ય ) ઉદયમાં આવ્યું હોય અને જેઓના મદનો પ્રચાર નાશ પામ્યો હોય એવા જે કોઈ ભવ્ય પ્રાણીઓ હોય છે, તેઓ પ્રાતઃકાળે વિકસ્વર કમળપત્રની જેવા નેત્રપત્રવાળા થઈને શરણ આપનારાં આપનાં ચરણને જુએ છે. (૨).

प्रातः प्रसन्नवदना भुवनावतंस-मामन् सि(सन्नि)तोज्वलपदा भवदीयरूपम् ।
ये केचिदीक्षणपथं प्रथमं नयन्ति, ते फेनपाण्डुरयशोभवनं भवन्ति ॥३॥

અર્થ—પ્રાતઃકાળે પ્રસન્ન મુખવાળા અને સમીપે કર્યું છે ઉજ્જ્વળ (મોક્ષ) પદ જેમણે એવા જે કોઈ પ્રાણીઓ ભુવનના અલંકાર( મુગટ )રૂપ આપના રૂપને પ્રથમ દૃષ્ટિમાર્ગે લાવે છે તેઓ ફીણની જેવા ઉજ્જ્વળ યશનું સ્થાન થાય છે. (૩).

उद्गूढभाग्यभवभाजनमाननीय-मालोक्य भास्वदुदये चलनद्वयं ते ।
भव्या नयन्ति वशमत्र जगत्त्रयेऽपि, भद्राणि चन्द्रकिरणोत्करनिर्मलानि ॥४॥

અર્થ—પ્રગટ ભાગ્યવાળા સંસારનાં ભાજનરૂપ ( ઉત્તમ ) મનુષ્યોને માનવા લાયક આપનાં બે ચરણને સૂર્યોદય વખતે જોઈને ભવ્ય પ્રાણીઓ આ ત્રણે જગતને વિષે ચંદ્રનાં કિરણોના સમૂહ જેવા નિર્મળ કલ્યાણોને વશ કરે છે. (૪).

चिन्तामणिर्न च न वा नवकामधेनुः, कल्पद्रुमोऽपि न न भद्रघटः प्रसन्नः ।
आविष्करोति फलमर्कविलोककाले, यत्ते पदाम्बुरुहमीक्षितमात्रमेव ॥ ५ ॥

અર્થ—સૂર્યોદયને સમયે આપનાં ચરણકમળ માત્ર જોવાથી જ જે ફળ પ્રગટ કરે છે તે ફળ પ્રસન્ન થયેલ ચિંતામણિ પ્રગટ કરતું નથી, નવી કામધેનુ પ્રગટ કરતી નથી, કલ્પવૃક્ષ પણ પ્રગટ કરતું નથી, તેમ જ કામકુંભ પણ પ્રગટ કરતો નથી. (૫).

ताराविरामसमये कमलाकरेषु, यातेषु बोधमुदितामलसौरभेषु ।
धन्या विनिद्रितदृशः सुदृशः प्रभाव–मालोकयन्ति कमलाकुलमाननं ते ॥६॥

અર્થ—તારાઓના વિરામસમયે (પ્રાતઃકાળે) નિર્મળ સુગંધને પામેલાં કમળના સમૂહો પ્રબોધ પામે (વિકસ્વર થાય) ત્યારે નિદ્રારહિત દૃષ્ટિવાળા સમ્યગ્દૃષ્ટિ ધન્ય પુરુષો કમળોથી વ્યાપ્ત એવા આપના મુખને પ્રકૃષ્ટ ભાવપૂર્વક જુએ છે. (૬).

भिन्दन्ति दुर्गतिभयानि समानयन्ति, स्वःसंभवानि शिवजानि च मङ्गलानि ।
भानूदये तव नमन्ति नुवन्ति येऽङ्घ्री, पापाम्बुराशिपरिशोषसमीर! धीर! ॥७॥

અર્થ—પાપરૂપી સમુદ્રનું શોષણ કરવામાં વાયુ સમાન, હે ધીર ભગવન! સૂર્યોદય વખતે આપના બે ચરણને જેઓ નમે છે અને સ્તુતિ કરે છે તેઓ દુર્ગતિના ભયને ભેદે છે અને સ્વર્ગમાં સંભવતાં તથા મોક્ષમાં ઉત્પન્ન થયેલાં મંગલોને (સ્વર્ગ અને મોક્ષના સુખને) સમીપે લાવે છે. (૭).

तेषां न जन्म न च जीवितमीशभाव–मुच्चं यशश्च फलवन्न वदन्ति सन्तः ।
यैरुत्थितैर्बहलहर्षजलाविलाक्षै–र्निर्ध्यायते क्रमकजं न तव प्रभाते ॥ ८ ॥

અર્થ—પ્રભાતસમયે જાગૃત થઈને ઘણા હર્ષાશ્રુવડે વ્યાપ્ત થયેલાં નેત્રોવાળા થઈને જે પ્રાણીઓ આપનાં ચરણકમળનું ધ્યાન કરતા નથી તેઓનો જન્મ ફળવાળો નથી, જીવિત ફળવાળું નથી, સ્વામીપણું ફળવાળું નથી અને મહાયશ પણ ફળવાળો નથી, એમ સજ્જનો કહે છે. (૮).

एवं प्रभातसमयस्तुतिरादरेण, पापठ्यते भगवति प्रहितैर्मनोभिः ।
यैस्तेऽत्र कुन्दकलिकोज्ज्वललाभभाजो, जायन्त एव मुनिचन्द्रपदप्रपन्नाः ॥९॥

અર્થ—આ પ્રભાતસમયની સ્તુતિને જેઓ ભગવાનને વિષે મનને સ્થાપન કરી આદરપૂર્વક નિરંતર ભણે છે તેઓ આ જગતમાં કુંદપુષ્પની કળી જેવા ઉજ્જવળ લાભને ભજનારા થઈ અવશ્ય મુનિચંદ્રના પદને પામેલા થાય છે. (૯).

અનુવાદકઃ–શાસ્ત્રી જેઠાલાલ હરિભાઈ

# પ્રમાણમીમાંસા

[ અનુસંધાન પૃષ્ઠ ૧૯૮ થી ]

પ્રમાણોના વિભાગો કહ્યા એટલે હવે વિશેષ લક્ષણ કહેવાનું શરૂ કરવામાં આવે છે:—

विशदः प्रत्यक्षम् ॥ १३ ॥

**સૂત્રાર્થ:**—સ્પષ્ટ સમ્યગ્ અર્થ નિર્ણય હોય, તે પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય.

સામાન્ય લક્ષણનો અનુવાદ કરીને જ વિશેષ લક્ષણ કહી શકાય છે, માટે—

"सम्यगर्थनिर्णय:—અર્થનો સાચો નિર્ણય" એ પૂર્વે કહેલા સામાન્ય લક્ષણનો અનુવાદ કરીને પ્રસિદ્ધ—એટલે સર્વસંમત પ્રત્યક્ષનું—

"विशदः सम्यगर्थनिर्णयः प्रत्यक्षप्रमाणम्" એ પ્રમાણે વિશેષ લક્ષણ કરવામાં આવે છે. અને તેમ કરવાથી-પ્રત્યક્ષ ધર્મ છે. અર્થના સ્પષ્ટ, સાચા નિર્ણયરૂપ-સાધ્ય-ધર્મ છે અને તેમાં પ્રત્યક્ષત્વ એ હેતુ છે.

विशदः सम्यगर्थनिर्णयः प्रत्यक्षप्रमाणम्

એટલે—"પ્રત્યક્ષં સમ્યગર્થનિર્ણયાત્મકમ્ પ્રત્યક્ષત્વાત્" આ પ્રમાણે અનુમાન પ્રયોગ થશે. જે પ્રમાણ અર્થના સ્પષ્ટ સાચા નિર્ણયસ્વરૂપ નથી તે પ્રત્યક્ષ પ્રમાણ નથી. જેમ પરોક્ષ પ્રમાણ. [ પરોક્ષ સ્પષ્ટ સાચા અર્થ નિર્ણયરૂપ નથી પણ આ જ્ઞાન સ્પષ્ટ સાચા અર્થના નિર્ણયરૂપ હોવાથી પ્રત્યક્ષ છે. ]

આ અનુમાન પ્રયોગમાં હેતુવિરુદ્ધ સહચાર બતાવેલો હોવાથી પ્રત્યક્ષત્વ એ વ્યતિરેકી હેતુ થાય છે.

**પ્ર૦**—ધર્મીને હેતુ તરીકે મૂકવાથી વિરુદ્ધ સહચારરૂપ અનન્વય દોષ લાગશે, તેનું કેમ?

જ૦—એ દોષ નહિ લાગે; કેમકે—અમુક વિશેષ ધર્મીને પક્ષ રાખ્યો હોય ત્યારે સામાન્યધર્મીને તેનો હેતુ કરવામાં બાધ આવતો નથી, કેમકે—સામાન્યધર્મી વિશેષમાં પણ હોય છે. તેથી અનન્વયની કલ્પના કરવી નકામી છે. પ્રસ્તુત ધર્મ જેમાં રહેતો હોય, તે ધર્મી જેવા બીજા ધર્મી( સપક્ષ )માં ધર્મ ન મળી આવે, તો પણ વિરુદ્ધધર્મી( વિપક્ષ )માં ધર્મ રહેતો નથી હોતો, એમ વિપક્ષમાંની વ્યાવૃત્તિના બળથી પણ સાચું અનુમાન કરી શકાય છે એ વાત આગળ પણ કહી ગયા છીએ. ૧૩.

તો હવે આ "વિશદતા" એટલે શું? જો પોતાના જ વિષયને જાણવો, તેને જ વિશદતા કહેશો, તો એ રીતે તો પરોક્ષ પ્રમાણ પણ પોતાના વિષયને જાણે જ છે, તેથી તેમાં પણ વિશદતા આવી જશે. તથા વિશદતા એટલે "સ્પષ્ટપણું" એવો અર્થ કરશો, તો દરેક જ્ઞાન પોતપોતાની બાબતમાં સ્પષ્ટ

સ્વસંવિદિત હોય છે. અને સ્વસંવિદિતત્વ તો પરોક્ષ સંશય વિગેરેમાં પણ હોય છે, તો વૈશદ્ય સર્વ વિજ્ઞાનોમાં સરખું થશે."

આ જાતની શંકા કરીને કહે છે:—

प्रमाणान्तरानपेक्षेदन्तया प्रतिभासो वा वैशद्यम् ॥ १४ ॥

**સૂત્રાર્થ**:—બીજા પ્રમાણની મદદની અપેક્ષા ન રાખવી, તે અથવા **ઈદન્તયા** એટલે—"આ અમુક" એ રીતની પ્રધાનતાપૂર્વક પદાર્થનો જે પ્રતિભાસ, તે પણ વૈશદ્ય કહેવાય.

પ્રસ્તુત એટલે ચાલુ વિષયભૂત રાખેલું કોઈપણ પ્રત્યક્ષાદિ પ્રમાણ લેવું. તે સિવાયનું જે કોઈ-શબ્દજ્ઞાન, લિંગજ્ઞાન વિગેરે બીજાં પ્રમાણની અપેક્ષા ન રાખવી તે વૈશદ્ય કહેવાય. તેવી વિશદતા પ્રત્યક્ષમાં જ છે, માટે—"**विशदः प्रत्यक्षम्**" એ પ્રમાણે પ્રત્યક્ષનું લક્ષણ થયું. બીજાઓમાં એવી વિશદતા નથી; કેમકે—

પ્રત્યક્ષ પોતાની ઉત્પત્તિમાં શબ્દ અને અનુમાન વિગેરેની જેમ-શબ્દજ્ઞાન કે લિંગજ્ઞાન વિગેરેની અપેક્ષા રાખતું નથી.

આ પ્રમાણે વૈશદ્યનું પહેલું એક લક્ષણ થયું. હવે બીજું લક્ષણ પણ છે. તે આ પ્રમાણે—

इदन्तया प्रतिभासो वा

ઇદન્તયા એટલે "આ પદાર્થ અમુક છે" એમ ઓળખાવનાર વિશેષ ધર્મોમાં રહેવાપૂર્વક અર્થના સાચા નિર્ણયનો જે પ્રતિભાસ તે પણ બીજું વૈશદ્ય કહેવાય છે. સૂત્રમાં **વા** શબ્દ બંને ય લક્ષણ અલગ અલગ છે એમ સૂચવવા માટે છે. ૧૪

હવે પ્રત્યક્ષ પ્રમાણના મુખ્ય અને સાંવ્યવહારિક એવા બે ભેદ થાય છે, એ વાત માત્ર લક્ષ્યમાં રાખીને પ્રથમ મુખ્ય પ્રત્યક્ષ પ્રમાણનું લક્ષણ કહે છે—

तत्सर्वथावरणविलये चेतनस्य स्वरूपाविर्भावो मुख्यं केवलम् ॥ १५ ॥

**સૂત્રાર્થ**:—આવરણનો તદ્દન ક્ષય જ થઈ જવાથી ચૈતન્યરૂપ આત્માના મૂળ સ્વરૂપનું પ્રગટ થવું, તે કેવળજ્ઞાન મુખ્ય પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય છે.

સૂત્રમાં "તત્" શબ્દ પ્રત્યક્ષ પ્રમાણ શબ્દને ખેંચી લાવવા માટે છે. જો તે "તત્" શબ્દ મૂકવામાં ન આવ્યો હોત તો ઉપરના સૂત્રમાંથી **વૈશદ્ય** શબ્દનો આ સૂત્ર સાથે સંબંધ જોડાઈ જાત; માટે સૂત્રમાં "તત્" શબ્દ મૂકવામાં આવ્યો છે, અને તે મૂકવાથી વૈશદ્ય શબ્દની અનુવૃત્તિ આવતી નથી. [ પરંતુ પ્રત્યક્ષ પ્રમાણ શબ્દો તત્ શબ્દ ખેંચી લાવવાના છે. ]

ઘણા કાળથી હમેશાં બહુમાનપૂર્વક સેવાતાં સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્રનો જથ્થો ખૂબ વધી પડ્યા પછી—એકત્વવિતર્કઅવિચાર :નામના શુક્લધ્યાનના બીજા પાયાના બળથી જ્ઞાનાવરણીય વિગેરે ઘાતીકર્મનો જડમૂળથી નાશ કરીને ચેતનાસ્વભાવવાળા એટલે પ્રકાશકસ્વભાવવાળા આત્માના સ્વરૂપનો એટલે—

પ્રકાશસ્વભાવ વિદ્યમાન છતાં તેના આવરણના નાશથી "આવિર્ભાવ" એટલે સ્વરૂપનું જે પ્રગટ થવું તે જ મુખ્ય—પ્રત્યક્ષ. જેમ શરીરમાં મુખ=મ્હોં પ્રધાન ગણાય છે; તેમ સર્વ જ્ઞાનોમાં આ જ્ઞાન પ્રધાનભૂત હોવાથી મુખ્ય ગણાય છે. અને તે ઇન્દ્રિયવગેરેની મદદ વિના જ પ્રવર્તે છે, તેથી જગતના તમામ પદાર્થો તેના વિષયો હોય છે, અને તેના જેવું બીજું કોઈ પણ જ્ઞાન નથી તે **કેવળ** એવા શબ્દે કરી **આગમમાં** પ્રસિદ્ધ છે.

આત્મા પ્રકાશસ્વભાવવાળો છે, એમ તમે શી રીતે માની લીધું છે? અમે એ જ સમજાવીએ છીએ. જુઓ સાભળો:-આત્મા પ્રકાશસ્વભાવવાળો છે, કેમકે આત્માનો સ્વભાવ સંદેહ વગરના હોવાનો છે. જે પદાર્થ પ્રકાશસ્વભાવવાળો નથી, તે સંદેહવગરના સ્વભાવવાળો નથી હોતો-એટલે કે સંદિગ્ધસ્વભાવવાળો હોય છે. જેમકે-ઘડો, તે સંદેહ વગરના સ્વભાવવાળો નથી, માટે પ્રકાશસ્વભાવવાળો નથી. આત્મા તેવો નથી એટલે પ્રકાશસ્વભાવવાળો છે. "હું છું કે નહીં?" એવો સંદેહ કોઇને ય થતો નથી માટે પ્રકાશસ્વભાવ બતાવવામાં અમે જે **અસંદિગ્ધત્વરૂપ** હેતુ આપ્યો છે તે ખરો છે, પણ ખોટો=અસિદ્ધ ઠરતો નથી.

હવે, બીજી વાત સમજાવીએ છીએ:—આત્મા જાણકાર હોવાથી પ્રકાશસ્વભાવવાળો છે. જે પ્રકાશસ્વભાવવાળો ન હોય, તે જાણકાર ન હોય. જેમ ઘડો તે જાણકાર નથી માટે પ્રકાશસ્વભાવવાળો નથી. પણ આત્મા તે જાણકાર નથી, એમ નથી એટલે જાણકાર છે માટે પ્રકાશસ્વભાવવાળો છે.

તેમ જ, ત્રીજી રીતે સમજાવીએ છીએ કે—જે કર્ત્તા જે ક્રિયાનો કરનાર હોય, તે કરનાર તે ક્રિયાનો વિષય ન થાય. જેમ=ગતિ-ક્રિયાનો કરનાર ચૈત્ર હોય, તો તે ચૈત્ર ગતિક્રિયાનો વિષય થતો નથી. એ જ પ્રમાણે જ્ઞપ્તિક્રિયાનો કર્ત્તા આત્મા હોવાથી તેના વિષયભૂત થતો નથી.

પ્ર૦—પ્રકાશસ્વભાવવાળા આત્માને આવરણ કેવી રીતે હોઇ શકે? અથવા કદાચ તેવા આત્માને પણ આવરણ માનીએ, તો પછી કાયમને માટે જ આત્માને આવરણવાળો માની લેવા પડે. એટલે આવરણ વિલય=નાશની વાત જ ન રહે. એમ નહિ:—

ચંદ્ર અને સૂર્ય પ્રકાશસ્વભાવવાળા છે, છતા પણ તેને જેમ ધૂળ, ઝાકળ અને વાદળાં વગેરેથી આવરણ થાય છે, તે પ્રમાણે આત્માને પણ જ્ઞાનાવરણીય વિગેરે કર્મોવડે આવરણનો સંભવ છે. અને અત્યંત પવનથી જેમ ચંદ્ર, સૂર્યાદિના આવરણોનો નાશ થાય છે, તેમ ધ્યાન અને ભાવના વગેરેવડે આવરણના નાશનો ય સંભવ છે. ત્યારે તો-[ ચંદ્ર, સૂર્યાદિના દૃષ્ટાન્તથી તો ] આવરણને આદિ એટલે શરૂઆતવાળાં માનીએ, તો ઉપાયથી નાશ થાય. એટલે-જે આવરણની આદિ હોય તેનો નાશ થાય, અનાદિ કાળના લાગેલ આવરણોનો નાશ ન થાય એમ થયું.

જ૦—એમેય નહિ, કેમ કે સોના ઉપર અનાદિ કાળથી લાગેલા મેલનો ખાર માટીના પુટપાક વગેરેની મદદથી નાશ થઇ શકે છે. તેની જેમ જ અનાદિ એવાં પણ જ્ઞાનાવરણીયાદિ કર્મોનો—તેના વિરોધી જ્ઞાન, દર્શન, ચારિત્રના અભ્યાસવડે નાશ થઇ શકે છે.

પ્ર૦—અમૂર્ત્ત એટલે અરૂપી આત્માને રૂપી આવરણ એટલે કર્મ કેવી રીતે લાગી શકે ?

જ૦—એમ પણ ન કહેવું, કેમ કે—અમૂર્ત્ત ચેતનાશક્તિનું મદિરા અને મદનકોદ્રવ વગેરેથી આવરણ થતું દેખાય છે.

પ્ર૦—તેવી રીતે અમૂર્ત્ત=અરૂપી આત્માનું જ્ઞાનાવરણીય વગેરે કર્મવડે આવરણ થઇ શકે છે. આવરણ કરનાર કર્મો અને કર્મોના શત્રુ જ્ઞાન, દર્શન, ચારિત્રવડે આત્મા પોતે વિકાર પામે કે નહીં ? તમે કહેશો, કે " એથી શું ? "

वर्षातपाभ्यां किं व्योम्नश्चर्मण्यस्ति तयोः फलम् ।
चर्मोपमश्चेत्सोऽनित्यः खतुल्यश्चेदसत्फलः ॥

વરસાદ અને તાપવડે આકાશને શું થાય છે ? અર્થાત્ કંઇ થતું નથી, પણ તે વરસાદ અને તાપનું ખરું ફળ તો ચામડામાં જણાય છે; કેમ કે—ચામડું વરસાદથી ઢીલું થાય છે અને તડકાથી સૂકાઈ જઈને ફાટે છે. ચામડાની ઉપમાવાળો જો આત્માને માનીએ, તો ચામડાની જેમ ફેરફારવાળો થવાથી આત્મા અનિત્ય ઠરશે, અને આકાશની ઉપમાવાળો માનીએ તો આકાશની જેમ ફળરહિત થવાથી નિત્ય ઠરશે.

જ૦—એમ જો કહેશો તો તે વાત પણ વ્યાજબી નથી, કેમ કે આ દૂષણ કૂટસ્થ નિત્ય આત્માને માનવાથી જ સંભવી શકશે, પરંતુ આત્મા તો પરિણામિ નિત્ય છે. એટલે કે—પૂર્વપર્યાયના નાશમાં અને અપરપર્યાયની ઉત્પત્તિમાં સતત જણાતો અન્વયિ આત્મા છે. આત્માને એકાન્ત નિત્ય અને એકાન્ત ક્ષણિક માનવામાં આવે, તો સર્વથા તેની અર્થક્રિયા ઘટતી જ નથી. કહ્યું છે કે :—

अर्थक्रिया न युज्येत, नित्यक्षणिकपक्षयोः ।
क्रमाक्रमाभ्यां भावानां, सा लक्षणतया मता ॥

[ લઘીયસ્ત્રયી ૨-૧ ]

કોઇપણ પદાર્થને એકાન્ત નિત્ય અને એકાન્ત ક્ષણિક માનીએ, તો તેની અર્થક્રિયા ઘટતી જ નથી, કેમ કે-ક્રમે અને યુગપત્ ઘટાવવાથી જ પદાર્થોના લક્ષણ તરીકે અર્થક્રિયા ઘટી શકે છે. ૧૫.

અનુવાદક : **જૈન શ્રેયસ્કર મંડળનો વિદ્યાર્થી**

# ધનવાળાનું શું કર્તવ્ય છે?

એક ગાંધી હજારો ઔષધિ વાટી, એક મહિના સુધી ખરલ કરી, તેની ભૂકી સોયની અણી ઉપર મૂકે અને પછી કોઈને પૂછે કે 'આ સોયની અણી ઉપર કેટલી ચીજ છે?' તો સામાન્ય માણસ તો 'એક જ અલ્પ ચીજ છે' એમ કહેશે, પરન્તુ ખરેખર તેમાં હજારો ચીજોનો સમાવેશ છે તેવી જ રીતે આપણી પાસે જે દ્રવ્ય છે તેમાં આપણા હજારો ભાઈઓનો—પ્રાણીમાત્રનો હિસ્સો છે માત્ર તે જાણનારા ગાંધી થોડા જ હોય છે આપણે મનુષ્યો પાસેથી મહેનતની અદલબદલથી અને અન્ય પ્રાણીઓને મારી-કૂટીને કે તકલીફમાં નાખીને પૈસો પેદા કરીએ છીએ તો પછી શું તેઓનો તેમાં ભાગ નથી? પ્રમાણિક માણસ ઇન્દ્રિયોને બહેકાવવામાં, મોજશોખમાં કે ભભકામાં ધન નહિ ખરચી દેતા માત્ર જરૂરી કામમાં જ કરકસરથી ખર્ચ કરી વધતી રકમ પ્રાણીમાત્રના હિતાર્થે ખર્ચવા ઇચ્છે છે જાણવું જોઈએ કે ધન મળે છે તે પણ પૂર્વભવની કમાઈ છે કોઈ માણસ બેઠા બેઠા બધું ધન ખાઈ જાય તો લોક તેને મૂર્ખ કહેશે તેમ જ જે માણસ પૂર્વભવની કમાઈ આ ભવમાં ખાઈ જાય અને નવું પુણ્ય ઉપાર્જન ન કરે તો તેના જેવું મૂર્ખ કોણ? કોઈ અજ્ઞાન લોકો કહે છે કે 'અહીંનું સુખ મીઠું, આગળ કોણે દીઠું?" તો તેવા પુરુષને સમજાવવું કે ભાઈ! જુઓ, એક માણસ એવો છે કે જેને રહેવાને ભાંગીતૂટી ઝૂંપડી પણ નથી, ખાવાને રોટલીનો ટૂકડો ભિક્ષા માગવા છતાં પણ મળતો નથી, જેને સ્ત્રી-પુત્ર-મિત્ર-સ્વજન કોઈ નથી અને જે દર્દથી પીડાઈ રહ્યો છે, બીજો એક માણસ એવો છે કે જેને અખૂટ લક્ષ્મી વિનાશ્રમે વારસામાં જ મળેલી છે અને તે ઉપરાંત લૉટરીદ્વારા લાખોની આવક થઈ છે, સ્ત્રી-પુત્ર-સ્વજન-મિત્ર સર્વ છે, રહેવાને સુન્દર મહેલાત છે, ખાવાને સ્વાદિષ્ટ ભોજનના ભંડાર ભર્યા છે, તબિયત પણ ખુશનુમા છે—હવે કહો કે શું આ પૂર્વભવની કમાઈ નથી?

માટે સુજ્ઞજનોએ ભવિષ્યને માટે આ જન્મમાં યથાશક્તિ દાનપુણ્ય કરવું જોઈએ કૃપણ મનુષ્યની લક્ષ્મી પુત્રી તુલ્ય છે અને ઉદારજનની લક્ષ્મી સ્ત્રી તુલ્ય છે જેમ પિતા પુત્રીને જન્મ આપી પાળીપોષી, શણગારી બીજાને ભોગવવા આપે છે તેમ કૃપણ પુરુષ લક્ષ્મીને ઉપાર્જન કરી પાળ-પોષે છે પણ તેનો ઉપયોગ બીજાઓ (પુત્ર-રાજા-અગ્નિ-જલ-ઇત્યાદિ) જ કરે છે. બીજા હાથ ઉપર ઉદાર પુરુષ પોતે પ્રાપ્ત કરેલી લક્ષ્મીનો ઉપભોગ પોતાના હાથે જ કરે છે એ લક્ષ્મીવડે આ જન્મ અને આ પછીના જન્મ માટે સુખ પ્રાપ્ત કરે છે રત્નસાગર કવિ સત્ય કહી ગયા છે કે —

> મળ્યો નાવ સાથે નદીનો તરંગ, ફરીને નહિ હોય તેહનો પ્રસંગ;
> જુઓ ભોગવ્યું આજ તે કાલ ક્યાંથી? અરે! ગર્વ નાશી જશે હાથમાંથી ॥ ૧ ॥
>
> અરે! સંપદા સર્વથા નાશ પામે, કહો દ્રવ્ય સંચો તમો કોણ કામે?
> દશકંધને રાજ્ય હતું અનંત, નહીં ભોગવ્યું ને થયો સદ્ય અંત ॥ ૨ ॥

# અંતસમયની આરાધના

ज्ञानश्रद्धानचारित्रा-ण्येवाऽहं श्रद्धेऽधुना ।
यावज्जीवमितः सर्वे, व्युत्सृष्टा भवदोहदाः ॥ १ ॥

અર્થ—જ્ઞાન-દર્શન-ચારિત્રનો સ્વીકાર કરું છું તથા સર્વે સાંસારિક ઇચ્છાઓને યાવજ્જીવન પર્યંત વોસિરાવું છું.

मया हिंसा-मृषावाद-स्तेयाब्रह्म-परिग्रहाः ।
चतुर्विधोऽपि चाऽऽहारः, प्रत्याख्यातस्त्रिधाऽधुना ॥ २ ॥

અર્થ—હવે હું હિંસા-મૃષાવાદ-ચોરી-મૈથુન તથા પરિગ્રહના તેમ જ ચાર પ્રકારના આહારનાં પચ્ચખ્ખાણ કરું છું.

क्षमयामि सर्वान् जीवान्, सर्वे क्षाम्यंतु ते मयि ।
मैत्री मे सर्वभूतेषु, वैरं मम न केनचित् ॥ ३ ॥

અર્થ—સર્વે જીવોને હું ખમાવું છું અને તે સર્વે જીવો મને ક્ષમા કરો, સર્વે પ્રાણીઓ પ્રત્યે મને મૈત્રીભાવ છે, મને કોઈ સાથે વૈરભાવ નથી.

यान् मे जानंति सर्वज्ञा, अपराधाननेकधा ।
आलोचयामि सर्वांस्तान्, साक्षीकृत्यार्हदादिकान् ॥ ४ ॥

અર્થ—સર્વજ્ઞ દેવો જે મારા અનેક ગુનાઓ જાણે છે તે સર્વે ગુનાઓની અરિહંતાદિની સાક્ષીએ હું આલોચના કરું છું.

छद्मस्थो मूढचित्तो य-ज्जीवः स्मरति वा न वा ।
प्रत्यक्षं तन्न सर्वत्रे-दानीं मिथ्यास्तु दुष्कृतं ॥ ५ ॥

અર્થ—અજ્ઞાની અને છદ્મસ્થ એવા આ જીવને જે કોઈ થએલ અપરાધ યાદ હોય અથવા ન હોય તે સર્વ દોષોને હું ખમાવું છું. મિથ્યાદુષ્કૃત દઉં છું.

સં. મુનિ પ્રેમવિમળજી

---

યથા મર્કટી કંઠમાં પુષ્પમાળા, વળી કાં ગળે અંધને સોહે માળા ?
યથા છે તૃણે અગ્ર તુસાર બિન્દુ, તથા દ્રવ્ય વાધે ઘટે જેમ ઇન્દુ ॥ ૩ ॥

તો હવે મનુષ્યે વિચારવું જોઇએ કે લક્ષ્મી જ્યારેત્યારે પણ મને છોડી જવાની તો છે જ, તે કોઇની થઇ નથી અને થવાની નથી, તો પછી ને મને દગો દે તે કરતાં હું જ તેનો ઉપયોગ કાં ન કરું ? તો હે ભવ્ય આત્માઓ ! મળેલ લક્ષ્મીનો સદ્વ્યય કરવો તે જ શ્રેષ્ઠ માર્ગ છે.

મુનિશ્રી વિદ્યાનંદવિજયજી

# વૈરાગ્યમય સૂક્તવચનો

( ૧ ) મનુષ્યજન્મ પામી ઉત્તમ પ્રકારે જૈનધર્મનું સેવન કરવું તેના સમાન બીજું એક પણ ઉત્તમ કાર્ય નથી.

( ૨ ) મનુષ્યજન્મ પામી, ઉદ્યમવંત થઈ, શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ અને શુદ્ધ ધર્મનું પાલન કરવું તેના સમાન બીજું એક પણ ઉત્તમ કાર્ય નથી.

( ૩ ) મનુષ્યજન્મ પામી શુદ્ધ સમ્યક્ત્વને ધારણ કરવું તેના સમાન બીજો એક પણ ઉત્તમ માર્ગ નથી.

( ૪ ) મનુષ્યજન્મ પામી સ્વધર્મની અન્દર સંપૂર્ણ શ્રદ્ધાને ધારણ કરવી તેના સમાન બીજું એક પણ મહાન્ કાર્ય નથી.

( ૫ ) મનુષ્યજન્મ પામી તત્ત્વજ્ઞાનમાં ચિત્ત જોડવું, તત્ત્વજ્ઞાનને અંગીકાર કરવું, તત્ત્વજ્ઞાનની વૃદ્ધિ કરવી, તત્ત્વજ્ઞાનમાં કહ્યુ હોય તે પ્રમાણે વર્તવું. તેના સમાન બીજું એક પણ ડહાપણ નથી

( ૬ ) રાગી-દ્વેષી દેવોનો ત્યાગ કરી નિરાગી, નિઃસંગી, નિર્વિકારી, નિર્દ્વેષી દેવોને વિષે પ્રીતિ કરવી તેના સમાન બીજી એક પણ હિતકારી બુદ્ધિ નથી.

( ૭ ) કંચનકામિનીના ત્યાગી, ભવસમુદ્રમાં બૂડતા ભવ્યપ્રાણીઓને નાવ સમાન, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પ્રમાણે સમયાનુસાર સંયમને પાળનારા, જૈનધર્મનું સેવન કરનારા, ભવ્ય પ્રાણીઓને ઉપદેશ આપી સન્માર્ગમા સ્થાપન કરનારા, દુષમકાળમાં પણ કટિબદ્ધ થઇ સમયાનુસાર સંયમ પાળનારા, શુદ્ધ ધર્મના ઉપદેશને આપનારા, સમયાનુસાર તત્ત્વજ્ઞાનને જાણનારા, એવા મુનિમહારાજાઓને વિષે પ્રીતિ કરવી, તેમનું બહુમાન કરવું, તેમની ઉપાસના ( સેવા ) કરવી, તેમના ગુણગાન કરવા તેના સમાન બીજું એક પણ ઉત્તમ કર્ત્તવ્ય નથી.

( ૮ ) જ્ઞાની મહારાજે કથન કરેલો, અનાદિ કાળથી ચાલતો આવેલો, વીતરાગ મહારાજે શુદ્ધ સિદ્ધાન્તમાં સ્થાપન કરેલો, પરમ દયામય જૈનધર્મનું મન-વચન-કાયાથી પરિપૂર્ણ રીતે પાલન કરવું તેના સમાન બીજું એક પણ રહસ્ય નથી.

( ૯ ) મિથ્યાત્વી દેવદેવીઓની ઉપાસના તથા માનતાનો ત્યાગ કરી, કુમતિ, પાખંડીઓ, કુલિંગિઓના સંસર્ગને છોડી, શુદ્ધ રત્નત્રયી( શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ, શુદ્ધ ધર્મ )નું રાત્રિદિવસ પ્રતિપાલન કરી, શુદ્ધ સમ્યક્ત્વને અંગીકાર કરવું તેના સમાન બીજું એક પણ શ્રેયસ્કર કાર્ય નથી.

( ૧૦ ) અન્યધર્મીઓનાં જ કેવળ પુસ્તકોને ફેંદી ઉત્તમ ગુણરત્નોની ખાણ

# પ્રગતિનો માર્ગ

અશુભ વિચારોને હઠાવીને તુરત શુભ વિચારોમાં મનને રોકવાની શક્તિ આવે એટલે સમજવું કે આપણો આત્મા પ્રગતિપંથે પળ્યો છે. કારણ શુભાશુભ વિચારો મનુષ્યનું પ્રારબ્ધ ઘડે છે. જેમ દિવસના વિચારો રાત્રે સ્વપ્નમાં સિનેમારૂપ બને છે તેમ અત્યારે કરેલા વિચારો ભવિષ્યમાં સ્થૂલરૂપે પરિણમશે.

સંસારનું છેદન કરવા સારામાં સારું હથિયાર હોય તો તે શુભ વિચારો જ છે. સારાસારનો વિવેક કરવાની બુદ્ધિ શુભ વિચારોમાંથી ઉદ્ભવે છે અને વિવેક આવતાં જ સંસારનાં સર્વ દુઃખો ટળી જાય છે. કારણ સર્વ દુઃખનું મૂળ અવિવેક છે. જેમ જેમ વિવેક-શક્તિ ખીલતી જાય છે તેમ તેમ સમભાવ પ્રાપ્ત થાય છે અને સમભાવ આવતાં જ આત્મા પ્રગતિમાર્ગમાં આરૂઢ થાય છે. દુઃખ આવતા તે ગભરાતો નથી કારણ કે તે સમજે છે કે પ્રથમ કરેલાં અશુભ કર્મોનું આ ફળ છે અને તેથી જ તે બીજાને દોષ દેતો નથી-એટલે કે તે બીજાને નિમિત્ત કારણ માને છે, તેથી દ્વેષ આપોઆપ નીકળી જાય છે. સુખ આવતાં તે ફૂલાઇ જતો નથી, કારણ કે તે શુભ કર્મોનું ફૂલ ભોગવી રહ્યો છે તેમ સમજે છે અને બીજાં બાહ્ય કારણોમાં તેને રાગ થતો નથી. રાગ અને દ્વેષ જતાં આત્મા સમાધિ-દશા અનુભવે છે, સર્વ પ્રકારની મોહવાસનાનો લય કરે છે અને પોતાના માર્ગમાં પૂર્ણ વેગે ગમન કરવા શક્તિમાન થાય છે.

શાંતિલાલ છોટાલાલ શાહ



---

સમાન, મસ્તકના મુકુટ સમાન, જગતના પદાર્થોને જોવા માટે ઉત્તમ દીપક સમાન એવાં જૈનધર્મના પુસ્તકોનો તિરસ્કાર કરવો તેના સમાન બીજું એક પણ હલાહલ વિષ નથી, માટે જૈનસિદ્ધાન્તનાં પુસ્તકો ઉપર પ્રીતિ કરવી તે જ હિતકારી છે.

( ૧૧ ) શ્રાવકપણાનું નામ ધરાવી, પરમાત્માની પૂજા વિસારી દેવી તેના સમાન બીજું એક પણ ગાંડપણ નથી.

( ૧૨ ) શ્રાવકપણાનું નામ ધારણ કરી પૌષધ, પ્રતિક્રમણ, ધર્મધ્યાન તથા જ્ઞાન, ધ્યાનનો ત્યાગ કરવો તેના સમાન બીજું એક પણ મૂર્ખપણું નથી.

( ૧૩ ) દયામય ધર્મનો ત્યાગ કરી, પાપમય ધર્મમાં પ્રીતિ કરવી તેના સમાન બીજું એક પણ જડપણું નથી.

મુનિશ્રી લક્ષ્મીસાગરજી

# શિખામણના બે બોલ

| પ્રશ્ન | ઉત્તર |
|---|---|
| ૧. પૈસાથી પણ ખરીદ કરી ન શકાય તેવી વસ્તુ કઈ ? | ૧. જિંદગીનો વખત અને તન્દુરસ્તી તેમ જ મનુષ્ય જિંદગીમાં જ જે થાય તેવાં ધર્મકાર્ય. |
| ૨. આદરવા લાયક શું ? | ૨. સદ્‌ગુરુનું વચન. |
| ૩. શીઘ્ર કરવા યોગ્ય શું ? | ૩. કર્મનો નિગ્રહ. |
| ૪. મોક્ષતરુનું બીજ શું ? | ૪. સત્ક્રિયા સહિત સમ્યગ્‌જ્ઞાન. |
| ૫. સદા ત્યાગવા યોગ્ય શું ? | ૫. અકાર્ય. |
| ૬. સદા પવિત્ર કોણ ? | ૬. જેનું અંતઃકરણ પાપથી રહિત હોય તે. |
| ૭. સદા યૌવનવંત કોણ ? | ૭. તૃષ્ણા ( લોભદશા ) |
| ૮. શૂરવીર કોણ ? | ૮. જે સ્ત્રીના કટાક્ષથી વીંધાય નહી તે. |
| ૯. મહત્તાનું મૂળ શું ? | ૯. કોઈની પાસે પ્રાર્થના ન કરવી તે. |
| ૧૦. સદા જાગ્રત કોણ ? | ૧૦. વિવેકી, વિનયવંત. |
| ૧૧. આ દુનિયામાં નરકની જેવું દુઃખ શું ? | ૧૧. પરતંત્રતા ( પારકાને વશ રહેવું તે. ) |
| ૧૨. અસ્થિર વસ્તુ શું ? | ૧૨. યૌવન, લક્ષ્મી અને આયુષ્ય. |
| ૧૩. અતિ ગહન શું ? | ૧૩. સ્ત્રીચરિત્ર |
| ૧૪. ચંદ્રમા સમાન શ્વેત કીર્તિને ધારણ કરનાર કોણ ? | ૧૪. સજ્જન તથા સુમતિવાન. |
| ૧૫. જેને ચોર પણ લઈ ન શકે તેવો ખજાનો શું ? | ૧૫. વિદ્યા, શીલવ્રત અને સત્ય. |
| ૧૬. આત્માનું સદા અનિષ્ટ કરનાર કોણ ? | ૧૬. આર્ત્ત તથા રૌદ્રધ્યાન. |
| ૧૭. અંધ કોણ ? | ૧૭. કામી અને રાગી. |
| ૧૮. બહેરો કોણ ? | ૧૮. જે હિતકારી વચન ન સાંભળે તે. |
| ૧૯. મૂંગો કોણ ? | ૧૯. જે અવસર આવે પ્રિય વચન બોલી ન શકે તે. |
| ૨૦. શલ્યની પેઠે સદા ય દુઃખ દેનાર કોણ ? | ૨૦. છાનું કરેલુ પાપકાર્ય. |
| ૨૧. વિશ્વાસ ન કરવા યોગ્ય શું ? | ૨૧. યુવતી અને દુર્જન. |
| ૨૨. સદા ધ્યાનમાં રાખવાં યોગ્ય શું ? | ૨૨. સંસારની અસારતા. |
| ૨૩. સદા ય પૂજનિક કોણ ? | ૨૩. વીતરાગદેવ, સુસાધુ અને સુધર્મ. |
| ૨૪. સદ્દેવ કોણ ? | ૨૪. વીતરાગ-( જેના રાગ તથા દ્વેષનો સર્વથા ક્ષય થયો હોય તે. ) |
| ૨૫. દેખવા યોગ્ય છબી કઈ ? | ૨૫. જે વીતરાગના સૂચવે તે. |

સંગ્રાહકઃ-મોતીલાલ નરોત્તમ

# મુંબઈમાં થયેલું વાવાઝોડાનું તોફાન

## ( તે પરથી લેવાનો બોધ )

આ વાવાઝોડાના તોફાને પારાવાર નુકસાન કર્યું છે. તેણે સુજ્ઞજનોને શું શું શિક્ષણ આપ્યું છે ? તે વિચારીએ. કાળની વિષમતા બતાવી છે, વસ્તુનું વિનાશીપણું સમજાવ્યું છે, માલેકપણાની અસ્થિરતા બતાવી છે, પાપનું પરિણામ સમજાવ્યું છે, જગતનો ક્ષણિકભાવ સમજાવ્યો છે, મનુષ્યની કલ્પના કામ આવતી નથી એની ખાત્રી કરી આપી છે, આર્ત્તધ્યાનની પ્રબળતા દર્શાવી છે, ધર્મીજનોને ધર્મમાં દૃઢ કર્યા છે, હળુકર્મી જીવોને પાપકાર્યથી પાછા હઠાવ્યા છે, ભારેકર્મી જીવોની ભવબહુળતા અને સંસારમાં આસક્તિ સમજાવી છે, પરમાત્માના કથનને સત્ય કરી બતાવ્યું છે, ધર્મોપદેશકના ઉપદેશને યથાર્થ સમજી શકાય તેવું દષ્ટાંત પૂરું પાડ્યું છે—આમ અનેક બાબતોનું ભાન કરાવ્યું છે; છતાં આશ્ચર્યની વાત તો એ છે કે આવી સંસારની અનિત્યતા જોયા છતાં અને અશુભ કર્મના ઉદયનો પ્રગટ અનુભવ થયા છતાં સંસારના મોહમાં આસક્ત જનો પાપારંભથી પાછા હઠતા નથી. દેહને તેમ જ આયુને ક્ષણિક જાણી ધર્મકાર્યમાં તત્પર થતા નથી, આ શું સૂચવે છે ? એવાં જીવોનું બહુળસંસારીપણું બતાવે છે. સમકિતદષ્ટિ જીવોનું હૃદય તો આવા અકાળ મરણો જોઈને કંપી ઊઠે છે અને એવા જીવોની બંને પ્રકારની દયા ( દ્રવ્યદયા ને ભાવદયા ) ચિંતવે છે. એક ક્ષણમાં શ્રીમંત મટીને ગરીબ થઈ જાય છે અને લેણદાર મટીને દેવાદાર થઈ જાય છે. એ જોઇને તેને લક્ષ્મીની અસ્થિરતાનું સ્પષ્ટ ભાન થાય છે. તે પોતાની ધર્મપરાયણવૃત્તિમાં આગળ વધે છે. પાપવ્યાપાર તો પ્રાયે કરતો જ ન હોય છતાં પોતાના સંબંધમાં આવનાર બંધુઓને પણ તેવા વ્યાપારથી પાછા હઠાડે છે. જો કે આ કાળમાં અલ્પસંસારી ને હળુકર્મી જીવો સંખ્યામાં ઓછા હોય છે, પરંતુ જે તેવા હોય તે તો આવા પ્રસંગને પાકું શિક્ષણનું સાધન માને છે અને પોતે તેમાંથી બને તેટલું શિક્ષણ લઈ તેને અમલમાં મૂકવા પ્રયત્નશીલ થાય છે. અત્યારે ધર્માચાર્યોને ઉપદેશ આપીને ભવ્યજીવોને ધર્મમાં દૃઢ કરવાનું આ પ્રબળ સાધન પ્રાપ્ત થયું છે. સુજ્ઞ જીવો આવા પ્રસંગમાં જરા પણ મૂંઝાતાં નથી. તેઓને આશ્ચર્ય જ થતું નથી, કારણ કે તેને પદાર્થની વિનશ્વરતા બરાબર સમજાયેલી હોય છે તેમ જ જગતના જીવોને કર્માધીન માનેલા હોય છે એટલે આશ્ચર્યનું કારણ જ રહેતું નથી. આપસ્વભાવની સજ્ઝાયમાં **શ્રી જીવવિજયજીએ** કહ્યું છે કેઃ

> ' જગત જીવ હે કર્માધીના, અચરિજ કછુ અ ન લીના;
> આપ સ્વભાવમાં રે અબધુ, સદા મગનમેં રહેના. '

આ આખી સજ્ઝાય આવે પ્રસંગે વિચારવા લાયક છે. મેં તો આ પ્રસંગમાંથી શું સાર ગ્રહણ કરવો તે સમજાવવા માટે આ ટૂંકો લેખ લખ્યો છે. આશા છે કે તે ઉત્તમ જીવોનાં હૃદયને જરૂર સારી અસર કરશે.

કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર-મુનિ દેવવિમળજી-ડાભલા )

**પ્રશ્ન ૧**—જે સ્થાનમાં સાધ્વીનો કે અન્ય સ્ત્રીનો ફોટો કે છબી બાંધેલ હોય તે સ્થાનમાં મુનિ રહી શકે? રહે તો કાંઇ દોષ લાગે?

**ઉત્તર**—તેવા સ્થાનમાં મુનિને રહેવું યોગ્ય નથી. રહે તો જિનાજ્ઞાના-ભંગરૂપ દૂષણ લાગે અને શીલની વાડ ભાંગે.

**પ્રશ્ન ૨**—કાચી કેરી પ્રત્યેક વનસ્પતિમાં ગણાય કે સાધારણમાં ગણાય?

**ઉત્તર**—પ્રત્યેક વનસ્પતિમાં જ ગણાય, કારણ કે તેમાં બીજરૂપે ગોઠલી બંધાયેલી હોય છે.

**પ્રશ્ન ૩**—કૃષ્ણવાસુદેવ હાલ ત્રીજી નારકીમાં છે તે અનાગત ચોવીશીમાં બારમા અમમ નામના તીર્થંકર થવાના છે તો તેની મૂર્ત્તિની પૂજા થાય?

**ઉત્તર**—અનાગત ચોવીશીના તીર્થંકર તરીકે બારમા અમમ તીર્થંકરની મૂર્ત્તિ કરવામાં આવે તો તેની પૂજા, ભક્તિ થાય. જેમ અત્યારે ઉદેપુરમાં આવતી ચોવીશીમાં પ્રથમ તીર્થંકર થનાર શ્રી પદ્મનાભ પ્રભુનું મંદિર છે. ત્યાં પૂજા, ભક્તિ થાય છે. તેમની વાસુદેવપણાની મૂર્ત્તિની પૂજા કે ભક્તિ ન કરાય.

**પ્રશ્ન ૪**—શ્રી જીવાભિગમ સૂત્રમાં સંમૂર્ચ્છિમ ઉરપરિસર્પનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૫૩,૦૦૦ વર્ષનું કહ્યું છે તેવા જીવો ૧૫ કર્મભૂમિમાં-અઢીદ્વીપમાં હશે કે કયાં હશે?

**ઉત્તર**—સંમૂર્ચ્છિમ તિર્યંચ પંચેંદ્રિય મોટા શરીરવાળા ને મોટા આયુષ્ય-વાળા બહોળે ભાગે અઢીદ્વીપની બહાર સંભવે છે. બાકી અઢીદ્વીપમાં પણ હોય તો નિષેધ જાણ્યો નથી.

**પ્રશ્ન ૫**—ફાગણ શુદિ ૧૫ પછી ભાજી ખાવાનો નિષેધ છે, પરંતુ તેની સુકવણીનું શાક ખવાય કે નહીં?

**ઉત્તર**—સુકવણી કરવામાં વનસ્પતિની વિરાધના વધારે થાય છે. વળી તેમાં ફુગી વળવાનો તેમ જ ઝીણા ત્રસ જીવ પડવાનો સંભવ છે. પડેલા દેખાય પણ છે, તેથી તે ખાવાયોગ્ય જણાતી નથી.

**પ્રશ્ન ૬**—કોઇ પણ નરકમાં રહેલા તીર્થંકરના જીવોને વેદના ઓછી હશે કે બધાની જેટલી જ હશે?

ઉત્તર—તે જીવો સમકિતદૃષ્ટિ હોવાથી વેદના બહુ ઓછી અનુભવે છે (વેદે છે) તેમ પરસ્પરકૃત વેદના પણ ઓછી જણાય છે. પરમાધામીકૃત વેદનામાં પણ કોઇ દેવાદિકની ભલામણ થવાથી ઓછી થાય છે.

**પ્રશ્ન ૭**—ભવનપતિમાં શાશ્વતા ચૈત્યો છે? અને હોય તો તેમાં શાશ્વત પ્રતિમાઓ કેટલી હોય છે?

**ઉત્તર**—દશે પ્રકારના ભવનપતિના કુલ સાત ક્રોડ ને બહોંતેર લાખ ભવનો છે. તે દરેક ભવનમાં એકેક શાશ્વત ચૈત્ય હોવાથી ૭,૭૨,૦૦,૦૦૦ ચૈત્યો છે. દરેક ચૈત્યમાં ૧૮૦-૧૮૦ પ્રતિમાઓ હોય છે એટલે એકંદર ૧૩૮૯ ક્રોડ ને સાઠ લાખ શાશ્વત પ્રતિમાઓ છે. **સકળતીર્થ**માં કહ્યું છે કેઃ—

સાત ક્રોડ ને બહોંતેર લાખ, ભવનપતિમાં દેવળ ભાખ;
એકસો એંશી બિંબ પ્રમાણ, એક એક ચૈત્યે સંખ્યા જાણ.

**પ્રશ્ન ૮**—નવ ગ્રૈવેયકમાં કુલ વિમાન કેટલાં છે? અને દરેક વિમાનમાં શાશ્વત ચૈત્યો છે?

**ઉત્તર**—નવે ગ્રૈવેયકમાં મળીને કુલ ૩૧૮ વિમાનો છે. તે દરેક વિમાનમાં એકેક ચૈત્ય હોવાથી ૩૧૮ ચૈત્યો છે. તે દરેક ચૈત્યમાં ૧૨૦-૧૨૦ પ્રતિમાઓ છે, કારણ કે ત્યાં પાંચ સભા ન હોવાથી તેના અંગનાં ૬૦ બિંબો નથી. આ ચૈત્યમાં ગ્રૈવેયકના દેવો પૂજા કરવા જતાં નથી, તેઓ ભાવપૂજા જ કરે છે; કારણ કે તેઓ કાયમ શય્યામાં સૂતાં જ રહે છે. તેને કોઈ પણ જગ્યાએ જવા-આવવાપણું નથી.

**પ્રશ્ન ૯**—નવકારવાળીમાં પારા કેટલા જોઇએ?

**ઉત્તર**—એના બે પ્રકાર પ્રવૃત્તિમાં છે. એક સો આઠ પારા ને પછી મધ્યમાં એક પારો ને મેરુની આકૃતિવાળો પારો મૂકવો. આ પ્રવૃત્તિ ઠીક લાગે છે. કેટલાક ૧૦૫ પારા ને ઉપર એક પારો ને મેરુની આકૃતિના પારાના બે ગણી કુલ ૧૦૮ પારા ગણવા એમ કહે છે. કુંવરજી

( ૨ )

( પ્રશ્નકાર—જીવણલાલ પોપટલાલ પાટણકર-મીયાગામ )

**પ્રશ્ન ૧**—પરમાત્માની અંગપૂજા કર્યા અગાઉ મુગટ ચડાવાય કે નહીં?

**ઉત્તર**—અંગપૂજા કર્યા પછી જ મુગટ ચડાવાય, કારણ કે મસ્તકે પણ તિલક કરવાનું છે તે મુગટ પહેરાવ્યા પછી કેમ થાય?

**પ્રશ્ન ૨**—મુગટ ચડાવ્યા સિવાય ચૈત્યવંદન થઇ શકે કે નહીં?

ઉત્તર—ચૈત્યવંદન કરવામાં મુગટની અપેક્ષા ( જરૂર ) નથી.

પ્રશ્ન ૩—સિદ્ધચક્રની પૂજા કર્યા પછી તે કેશરવડે બીજા પ્રભુની પૂજા થાય ?

ઉત્તર—થાય. એમાં બિલકુલ વિરોધ સમજવો નહીં.

પ્રશ્ન ૪–પરિકરની પૂજા કર્યાપછી તે કેશરવડે બીજા પ્રભુની પૂજા થાય ?

ઉત્તર—પરિકરમાં બે પ્રતિમા પદ્માસને અને બે પ્રતિમા કાયોત્સર્ગ મુદ્રાએ હોય છે. તેની પૂજા કર્યા પછી બીજા પ્રભુની પૂજા થાય, કારણ કે તે ચારે મૂળનાયકનાં જ બીજાં રૂપ છે. તે સિવાય પરિકરમાં બીજી કેટલીક મૂર્તિઓ ઇંદ્રાદિકની હોય છે તેની પૂજા કર્યા પછી બીજા પ્રભુની પૂજા ન થાય.

પ્રશ્ન ૫—અષ્ટમંગળિકની કે દેવદેવીની પૂજા કર્યા પછી તે કેશરવડે પ્રભુની પૂજા થાય ?

ઉત્તર—ન થાય.

પ્રશ્ન ૬—પૂજા કરનારે પોતાના કપાળે તિલક શા માટે કરવું ને ક્યારે કરવું ?

ઉત્તર—પૂજા કરનારે પોતાને ચાર તિલક કરવાં. પહેલું કપાળે પ્રભુની આજ્ઞા ધારણ કરવારૂપ કરવું, પછી કંઠે, હૃદયે ને ઉદરે પણ તિલક કરવાનાં છે અને તે પ્રભુની પૂજા કર્યા અગાઉ જ કરવાં.

પ્રશ્ન ૭—લઘુસંઘયણી વગેરેમાં ભરતક્ષેત્રનું જે પ્રમાણ કહ્યું છે તેમાં અત્યારે પ્રસિદ્ધિમાં છે તે પૃથ્વી કેટલો વિભાગ છે ?

ઉત્તર—ભરતક્ષેત્રના દક્ષિણાર્ધના મધ્ય ખંડમાં જે પૃથ્વી છે તેનો એક નાનો સરખો વિભાગ સમજવો, કારણ કે ભરતક્ષેત્રનું પ્રમાણ જે પ૨૬ યોજન ને ૬ કળાનું કહ્યું છે તે પ્રમાણાંગુળનું એટલે સોળ સો ગાઉનું એક યોજન છે.

પ્રશ્ન ૮—દેરાસર ઉપર ધ્વજાદંડ ને ધ્વજા કેટલા પ્રમાણની જોઇએ ?

ઉત્તર—એ શિલ્પને લગતો વિષય છે, તેથી તે બાબત તેના જ્ઞાતાને પૂછવું. હું તે વિષયનો જ્ઞાતા નથી.

પ્રશ્ન ૯—સામાયિક ને પ્રતિક્રમણમાં કરેમિભંતે વડીલ ઉચ્ચરાવે તે યોગ્ય છે, પણ તેને શુદ્ધ ન આવડતી હોય તો કોણ ઉચ્ચરાવે ?

ઉત્તર—શુદ્ધ આવડે તે ઉચ્ચરાવે.

પ્રશ્ન ૧૦—જ્ઞાનખાતાના દ્રવ્યથી ન્યુસપેપરો કે જેમાં વિકથા જ પ્રાયે ભરેલી હોય છે તે મંગાવાય કે નહીં ?

ઉત્તર—ન મંગાવાય.

**પ્રશ્ન ૧૧**—દેશાવગાસિક કરનારે કેટલાં સામાયિક કરવાં જોઈએ ને તપસ્યા શું કરવી જોઈએ ?

**ઉત્તર**—સવાર સાંજનાં બે પ્રતિક્રમણ સાથે દશ સામાયિક કરવાં જોઈએ ને તપ ઓછામાં ઓછો એકાસણાનો કરવો જોઇએ.

**પ્રશ્ન ૧૨**—દેરાસરનો પૂજારી વચમાં નાસ્તો કરવા જાય તો તેણે ફરીને નાવું જોઈએ કે નહીં ?

**ઉત્તર**—માત્ર દૂધ કે ચા પીવે તો નાવું ન જોઈએ. જો અનાજ કે મીઠાઈ ખાય તો ફરીને નાવું જોઇએ.

**પ્રશ્ન ૧૩**—પૂજારી જૈનધર્મી હોય તો તેને દેવદ્રવ્યમાંથી પગાર અપાય ?

**ઉત્તર**—ન અપાય. સાધારણખાતામાંથી આપવો જોઇએ.

**પ્રશ્ન ૧૪**—રાત્રે સ્ત્રીસંગ કરનારને રાત્રિનું પચ્ચખ્ખાણ શું થઇ શકે ?

**ઉત્તર**—દુવિહાર, તિવિહાર, ચૌવિહાર, પાણહાર-બધાં પચ્ચખ્ખાણ થઇ શકે. ચૌવિહાર કે પાણહારનાં પચ્ચખ્ખાણવાળા મુખચુંબન ન કરી શકે.

**પ્રશ્ન ૧૫**—સ્ત્રીસંગ કરનારને સવારે સામાયિક પ્રતિક્રમણાદિ ક્રિયા કરતાં આખા શરીરે સ્નાન કરવું જોઈએ ?

**ઉત્તર**—અપવિત્ર થયેલ ભાગ શુદ્ધ કરીને કરી શકે. આખા શરીરના સ્નાનની જરૂર નથી.

**પ્રશ્ન ૧૬**—એક માણસ સંખ્યાબંધ એકેંદ્રિય જીવોની વિરાધના ખાન-પાન માટે કરે છે અને એક માણસ હાથી જેવા એક મોટા પ્રાણીની હિંસાથી જ ઘણા દિવસ ખાનપાન ચલાવે છે તો તે બેમાં શ્રેષ્ઠ કોણ ?

**ઉત્તર**—હાથીની હિંસા કરનાર મહાપાપી છે. આ બાબત આર્દ્રકુમારની કથા શ્રી મહાવીરચરિત્ર તથા અભયકુમારાદિના ચરિત્રમાં છે તે વાંચવી. તેમણે હાથીને મારીને આજીવિકા કરનારા હસ્તિતાપસોને પ્રતિબોધ્યા છે. હાથીની હિંસા કરનાર માંસમાં સતત અનંતકાય જીવોની ઉત્પત્તિ થાય છે તેનો તેમ જ માંસમાં ત્રસ જીવોની ઉત્પત્તિ થાય છે તેના વિનાશનું લક્ષ જ રાખતો નથી. વળી અનાજનું ભક્ષણ તે અશક્યપરિહાર છે, હાથીની વિરાધના તે અશક્યપરિહાર નથી. તેમ જ તે ઘણો પ્રગતિ પામેલ પ્રાણી છે, માટે તેની હિંસા કરવી કોઇ રીતે યોગ્ય નથી.

**પ્રશ્ન ૧૭**—પાક્ષિકાદિ પ્રતિક્રમણને અંતે સંતિકરં કહેવાની જરૂર છે ?

ઉત્તર—જરૂર નથી. એ કાંઇ વિધિમાં નથી. ચૂલિકારૂપ છે.

પ્રશ્ન ૧૮--સત્તરભેદી વગેરે પૂજા ભણાવવાને અંતે આરતિ, મંગળદીવો બંને ઉતારવાં કે કેમ ?

ઉત્તર—બન્ને ઉતારવાં.

પ્રશ્ન ૧૯—સ્નાત્રપૂજા વગેરેમાં પ્રભુના સિંહાસન નીચેના બાજોઠ ઉપર અક્ષતનો સ્વસ્તિક કરી શ્રીફળ મૂકે છે તે મૂકવાની જરૂર છે કે કેમ ?

ઉત્તર—મૂકવાં જોઇએ.

પ્રશ્ન ૨૦—શ્રાવક બારસે સૂત્ર સભા સમક્ષ વાંચી શકે ?

ઉત્તર—ન જ વાંચી શકે. જે વાંચે છે તે આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે. શ્રાવકનો તો બાળાવબોધ વાંચવાનો જ અધિકાર છે.

પ્રશ્ન ૨૧—સામાયિક પ્રતિક્રમણાદિકમાં ચરવળા સિવાય ઊભા થઇ શકાય ?

ઉત્તર—ઊભા થઇ ન શકાય. ચરવળો શ્રાવકે રાખવો જ જોઇએ.

પ્રશ્ન ૨૨—સાધુ કે સામાયિકમાં રહેલ શ્રાવક દીવાની બેટરી રાખી શકે ? એમાંનો અગ્નિ સચિત્ત છે કે અચિત્ત ?

ઉત્તર—ન જ રાખી શકે. એમાં રહેલો અગ્નિ સચિત્ત છે, તેથી તેનો સંઘટ્ટ પણ ન કરી શકાય. કુંવરજી

( ૩ )

પ્રશ્ન ૧—સિદ્ધચક્રના ગટાને પ્રથમ દિવસે ચડાવેલ વાસક્ષેપ ઉતાર્યા પછી તેનું શું કરવું ?

ઉત્તર—પ્રભુના સ્નાત્ર કરીને નીકળેલા જળમાં એટલે જે ન્હવણ પરઠવવાનું હોય તેમાં નાખવો.

પ્રશ્ન ૨—હાલ વપરાય છે તે ચામર શેનાં બનાવાય છે ? જો ચમરી ગાયનાં પૂંછડાંના વાળનાં બનાવાતાં હોય તો તે શી રીતે લાવતાં હશે અને તે જિનપૂજામાં વપરાય ?

ઉત્તર—ચામર, ચમરી ગાયના વાળનાં બનાવાય છે. તે વાળ કેવી રીતે આવે છે તે સંબંધી મારી માહિતી નથી.

પ્રશ્ન ૩—જૈનશાસનના હરિકેશી, મેતાર્ય વગેરે મુનિઓ સંસારીપણે નીચ કુળના હતા તેમને ચારિત્ર લીધા પછી તેઓ અસ્પર્શ્ય ગણાતા હતા ?

# શ્રેષ્ઠ તપ ને ત્યાગ (દાન) ધર્મ

ઇચ્છાને રોકવી તેનું નામ તપ છે. ધર્મની આરાધનામાં તપ પ્રધાન છે. જેમ સુવર્ણ અગ્નિમાં તપાવ્યાથી મેલ છોડી શુદ્ધ થાય છે તેમ દ્વાદશવિધ તપના પ્રભાવથી આત્મા કર્મમળ રહિત થાય છે. અજ્ઞાની મિથ્યાદ્રષ્ટિ જીવ દેહને પંચાગ્નિવડે તપાવે છે તેમ જ અનેક પ્રકારે કાયકલેશ કરે છે; તેમ છતાં તેથી અલ્પ નિર્જરા કરે છે, ત્યારે જ્ઞાની સમ્યગ્દ્રષ્ટિ જીવ અહિંસા અને સંયમ સહિત જે તપ કરે છે તેથી તેને ઘણી નિર્જરા થાય છે. જે તપના આચરણથી આત્મા કર્મમળ રહિત–નિર્મળ થાય તે તપ પ્રશંસવા યોગ્ય છે. તેવું જ તપાચરણ કરવું કે જેમાં દુર્ધ્યાન થવા ન પામે, સંયમયોગમાં ખામી ન આવે, તેમ જ ઇન્દ્રિયો ક્ષીણ–શક્તિહીન ન થાય, પંચવિધ સ્વાધ્યાય બન્યો બન્યો રહે, પરમાત્માના ગુણનું ચિન્તવન બન્યું રહે, ક્રોધાદિક કષાયો મંદ પડે અને ક્ષમા, નમ્રતા, સરલતા અને સંતોષાદિક વડે આત્માર્થીપણે વિનય–વૈયાવચ્ચ–જ્ઞાન–ધ્યાનાદિ યોગે જેમ પ્રભુઆજ્ઞાનું પાલન–આરાધન રૂડી રીતે થવા પામે. આવા તપસ્વીની ઇન્દ્રાદિક પણ સ્તુતિ કરે છે. ભક્તિ સાથે યથોક્ત તપનો સંયોગ થતાં કેવળજ્ઞાન પ્રગટ થાય છે. તપનો અચિન્ત્ય પ્રભાવ છે. મનુષ્યજન્માદિક દુર્લભ સામગ્રી પામીને જેને રાગાદિકની મંદતા થઇ છે તથા વિષયની આસક્તિ દૂર થઇ છે તેને તપધર્મ સફળ થાય છે. તપ બાર પ્રકારે છે, તેમાં યથાશક્તિ પ્રયત્ન

---

ઉત્તર—ચારિત્રગ્રહણ કરવાથી નીચ ગોત્રનો ઉદય બંધ થઇને ઉચ્ચ ગોત્રનો ઉદય થાય છે, તેથી પછી અસ્પર્શ્ય ન ગણાય.

પ્રશ્ન ૪—પ્રદ્યુમ્નચરિત્રમાં તેની બાળવયમાં તેની પૂર્વભવની વૈરિણી વ્યંતરી તેનું અપહરણ કરી ગઈ હતી અને તેને એક શિલા ઉપર મૂકી તેના પર મોટી શિલા મૂકી હતી તો તેવી સ્થિતિમાં શી રીતે બચી શકે ?

ઉત્તર—વજ્રઋષભનારાચ સંઘયણ હોવાથી બચી શકે. તે ચરમશરીરી હોવાથી તેનું સંઘયણ વજ્રઋષભનારાચ હતું.

પ્રશ્ન ૫—ત્રણ વેદ પૈકી ચારે ગતિમાં કયા કયા વેદ હોય ?

ઉત્તર—નરકગતિમાં એકલો નપુંસકવેદ હોય, દેવગતિમાં પુરુષવેદ ને સ્ત્રીવેદ બે હોય અને મનુષ્ય ને તિર્યંચ ગતિમાં ત્રણે વેદ હોય.

પ્રશ્ન ૬—જે ત્રણ ગતિમાં સ્ત્રીઓ છે તે પુરુષ કરતાં કેટલાગણી વધારે હોય ?

ઉત્તર—મનુષ્યમાં ૨૭ ગણી, દેવમાં ૩૨ ગણી અને તિર્યંચમાં ત્રણગણી હોય. આ પ્રમાણે કહેલ છે.

કુંવરજી

કરવો જોઇએ. જ્યાંસુધી પિત્ત, કફાદિકનો પ્રકોપ થયો ન હોય તથા રોગાદિક વૃદ્ધિ પામ્યા ન હોય ત્યાંસુધી રત્નત્રયીની સાધનામાં બાધા ન આવે તેમ સંઘયણ બળ-વીર્ય વિચારી શક્તિ પ્રમાણે તપ કરવો. જેમ પરિણામની ઉજ્જવળતા વધતી જાય તથા તપાચરણમાં ઉત્સાહ વધતો જાય તેમ કરવું. વિષયની ઇચ્છાનો રોધ કરીને વિષયો પ્રત્યેનો રાગ ઘટાડવો તે તપ છે. તપવડે આત્મકલ્યાણ થાય છે. તપવડે પ્રમાદનો નાશ થઇ શકે છે. તે માટે પ્રમાદ તજી યથોક્ત તપ-આચરણમાં યથાશક્તિ પ્રયત્ન કરવો.

* * *

ધનસંપદાદિકની પ્રાપ્તિ પુણ્યાધીન છે. તે પામીને તેનો સત્પાત્રમાં યા સતક્ષેત્રમાં વિવેકથી લોકૈષણા તજીને વ્યય થઇ શકે તો તેની સફળતા છે, નહીં તો તે અનર્થકારી-અનર્થપરંપરાને વધારનાર થાય છે. ઉત્તમ જ્ઞાનવાન જીવ તો તેને અનીતિના માર્ગે પેદા કરવાનું બિલકુલ પસંદ કરતા નથી. માર્ગાનુસારીના ૩૫ ગુણમાં ન્યાયસંપન્નવિભવ ગુણ પહેલો વખાણ્યો છે. ભવભીરુ જનો તેને વ્યાજબી ગણી લક્ષમાં રાખે છે. અનીતિના માર્ગે ઉપાર્જન થતું દ્રવ્ય લાંબો વખત ટકતું પણ નથી, ત્યારે નીતિના માર્ગે પેદા થયેલું ધન લાંબો વખત ટકી રહે છે અને ઉદાર ભાવના બની રહે છે, તેની ધર્મબુદ્ધિ જાગૃત રહે છે. ધન કૃપણની પેઠે સંચય કરી રાખવા માટે નથી, પણ નિઃસ્વાર્થપણે ઉદાર દિલથી તેનો સદ્વ્યય કરવા માટે છે. એવી ઉદાર, ત્યાગવૃત્તિથી ઉત્તરોત્તર પુણ્યાનુબંધી પુન્ય બંધાય છે અને નિષ્કામપણે તેનો વ્યય કરતાં રહેવાથી આત્મા મમતાબંધનથી મુક્ત થઇ હળવો થાય છે. જે સંતોષભાવ ધારીને પ્રાપ્તધનથી સુકૃત્યો સેવે છે તેને પાછળથી શોચવા વખત આવતો નથી, પણ જે મમ્મણ શેઠની પેઠે કૃપણતાયોગે આર્તરૌદ્રધ્યાનવશ આયુષ્ય સમાપ્ત કરે છે તેને આ લોકમાં અપવાદ-અપયશ અને પરભવમાં આરંભ-સમારંભજનિત દોષપરંપરાથી અધોગતિ થવા પામે છે. દાતાર દાનગુણવડે જ્યાં ત્યાં પ્રશંસાય છે અને સુકૃત્ય ઉપાર્જન કરીને સદ્ગતિ પામી શકે છે. જો તેને સોનાના કોદાળે વાવવા ઇચ્છા જ હોય તો જેમ જનતામાંથી જડતા-અજ્ઞાનતા નાશ પામે અને જ્ઞાનનો પ્રકાશ થાય તેવા કાર્યમાં વિવેકદૃષ્ટિથી પ્રાપ્તદ્રવ્યનો સદુપયોગ કરવો ઘટે. લક્ષ્મીની ચપળતા જગજાહેર છે, જે તેના ઉપરથી મોહ-મમતા ઉતારી કુશળતાથી તેનો લાભ લઇ શકે છે તે કમાય છે. બાકી બીજાને વારસો આપવાની બુદ્ધિથી તેનો સંચય કર્યા કરે છે તે ઠગાય છે. તે હાથ ઘસતો જાય છે. આપણા સમાજમાં ઉછરતા બાળકોને મૂળથી સારા સંસ્કારો મળે અને તે એવા દૃઢમૂળ બને કે ભવિષ્યમાં જે સ્વપરનો ભારે ઉપકારક બને એવી એક પણ આદર્શ જૈનશાળા સ્થાપવા અને તેને કુશળતાથી ચલાવવા સહૃદય સજ્જનોનું લક્ષ ખેંચાય એ ખાસ ઇચ્છવા યોગ્ય છે. ઇતિશમ્.

(સં. સ્વ૦ સ. ક. વિ.)



# જ્ઞાનપ્રાપ્તિથી થતા લાભ

( લેખક—મુનિ શ્રી પ્રેમવિમલજી. )

ज्ञानस्यैव हि माहात्म्यं, वैराग्यस्यैव वा पुनः।
यत् कोऽपि कर्मभिर्कर्म, सुज्ञानोऽपि न बध्यते ॥ १ ॥

અર્થ—જ્ઞાન અને વૈરાગ્યનું કોઇ એવા પ્રકારનું માહાત્મ્ય છે કે-તેથી કર્મને ભોગવતો છતો આત્મા નવા કર્મબંધ કરતો નથી.

**૧. સત્ય માર્ગની પીછાણ:**—અંધ મનુષ્યની નજીક ગમે તેટલી સંખ્યામાં દીવા–બત્તીઓનો પ્રકાશ મૂકેલ હોય છતાં શારીરિક ચક્ષુના અભાવે તે દીવાબત્તીનો અંધ મનુષ્ય કંઇ જ લાભ લઇ શકતો નથી, તેમ ગમે તેટલો શારીરિક શ્રમ લેવા છતાં જ્ઞાનરૂપી ચક્ષુ સિવાય કોઇપણ રીતે સત્યમાર્ગની પીછાણ થઇ શકતી નથી.

**૨. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય:**—જીવને અનાદિ કાળથી સાથે રહેલ જ્ઞાનાવરણીય કર્મ દૂર કરવામાં જો કોઇ શ્રેષ્ઠ ઉપાય હોય તો જ્ઞાન તથા જ્ઞાનીની તન, મન અને ધન-વડે થતી આરાધના જ છે.

**૩. નિકાચિત કર્મનો અભાવ:**—આસક્તિના કારણે સંસારી જીવો પ્રત્યેક સમયે કર્મબંધ કરતાં હોય છે, છતાં જ્ઞાની પુરુષો જ્ઞાનના પ્રભાવથી મન, વચન. અને કાયારૂપ ત્રિકરણ યોગથી કદાપિ નિકાચિત કર્મ બાંધતાં નથી. જીવ અજ્ઞાનદશાથી જ નિકાચિત કર્મનો બંધ કરે છે.

**૪. પરોપકારનું પાલન:**—અશક્તિ વગેરે કારણથી ભલે જ્ઞાની પુરુષો ધર્મક્રિયાઓથી અલગ રહી શકતા હોય, છતાં એમના જ્ઞાનના પ્રભાવે અનેક મનુષ્યો ધર્મમાર્ગ પામી શકે છે અને એથી એ પરોપકારની કિંમત જેટલી નહિ અંકાય તેટલી ઓછી છે. આથી સમજી શકાય છે કે-ખરો પરોપકાર પણ જ્ઞાની પુરુષ જ કરી શકે છે.

**૫. વૈરાગ્યની પ્રાપ્તિ:**—જીવો સંસારમાં અનાદિ કાળથી ભટકતાં છતાં જ્યારે જ્યારે એ જીવોને વૈરાગ્યભાવ પ્રગટે છે ત્યારે ત્યારે તેનું મુખ્ય નિમિત્ત કારણ જ્ઞાન જ હોય છે. જ્યાં જ્ઞાન નથી ત્યાં વૈરાગ્ય પણ નથી અને જ્યાં વૈરાગ્ય નથી ત્યાં ધર્મ પણ નથી એ નિઃસંદેહ બિના છે, એથી વૈરાગ્ય પણ જ્ઞાનથી જ થાય છે એમ સમજવું.

**૬. આસ્તિકપણાની પ્રાપ્તિ:**—જીવો અજ્ઞાનદશાથી સત્ય અને શ્રેષ્ઠ વસ્તુથી પ્રાય: અજાણ જ હોય છે અને તેથી તેઓ મિથ્યાત્વનું સેવન સ્વાભાવિક રીતે કરતાં હોય છે. તે વખતે સત્ય વસ્તુથી અજ્ઞાન હોવાના કારણે, જગતના મનુષ્યો તેઓને 'નાસ્તિક'-ના ઉપનામથી ઓળખે છે. તે સત્ય જ્ઞાન પ્રાપ્ત થતાં શ્રેષ્ઠ વસ્તુને સુંદર રીતે સમજી શકે છે અને એ રીતે સત્ય વસ્તુ સમજવાથી 'આસ્તિકપણું' પ્રાપ્ત કરે છે તેનું મુખ્ય કારણ સમ્યગ્જ્ઞાન જ છે.

( ૧૯૨ )

## દિવસની અરધી આફતો અનિર્ણયિતામાંથી ઊઠે છે.

આ કામ કરુ કે નહિ, આની સાથે દોસ્તી જમાવુ કે નહિ, આ માણસ વિશ્વાસ કરવા લાયક હશે કે નહિ આવા આવા અનેક સન્દેહો દરરોજ થાય છે પોતાની જાત પર પણ માણસને ઘણી વાર વિશ્વાસ રહેતો નથી, જેને પોતાના માન્યા હોય તેના પર પણ શકા આવી જાય છે અને આવી ધડભાજ મનમા ચાલ્યા જ કરે છે જાણીતો નિયમ છે કે '**संशयात्मा विनश्यति।**' એટલે જેવુ વર્તન સશયારૂઢ કે સદેહને વશ પડી ગયુ હોય તેનો કદી જેવારો થતો નથી

સાવધાન રહેવુ એ જુદી વાત છે અને નકામા પીંછડા ખેચ્યા જ કરવા એ જુદી વાત છે 'જાગતાની પાડી અને ઊંઘતાનો પાડો' એ જાણીતી વાત છે, અને કામ શરૂ કર્યા પહેલા સર્વ વાતની ગણતરી કરવી એ અક્કલનુ કામ છે કાર્યની શરૂઆત ન કરવી એ પ્રથમ બુદ્ધિલક્ષણ છે અને આદર્યા પછી પાર પહોચાડવુ એ બીજુ બુદ્ધિલક્ષણ છે. ઘણા માણસો અનેક કામ આદરે છે અને વચ્ચે વહેમમા પડી જઇ અધૂરુ મૂકી દે છે, એ આત્મનિર્ણયનો અભાવ ચીવટની ગેરહાજરી અને લાબી ગણતરીની ખોટ બતાવે છે આવા પ્રકારના માણસોને અનેક ઉપાધિ અને મનદુ ખ નિરતર થયા કરે છે કામ વિચાર કરીને આદર્યા પછી તો કાર્ય સાધવુ કે તેની પછવાડે મરવુ. એ કામ ધીર, વીર, બહાદુરના હોય છે, એ વર્તન વર્ચસ્વશાળી ધીમાનના હોય છે, એ કાર્યપદ્ધતિ વ્યવહારકુશળની હોય છે

અનિર્ણયાત્મક માણસોને ધનહાનિ, માનહાનિ અને વ્યવસાયહાનિ તો જરૂર થાય છે, પણ તે ઉપરાત એને પોતાની જાતમા વિશ્વાસ ન હોવાથી એના મન પર એક જાતની કટુતા છવાઇ જાય છે, એને વાતવાતમા ગૂચવણ થાય છે, એને અતે પવનનો પણ વિશ્વાસ ઊઠી જાય છે. હુ આ કરુ કે તે કરુ, હુ આ પક્ષ લઉ કે પેલો લઉ, હુ ચાલતો જઉ કે ગાડીમા બેસુ-આવા અધીર માણસોને જીવન પણ આકરુ થઇ જાય છે અને મગજ પર બોજો સદા લદાયતો રહે છે

વહેવારુ માણસ તો આદરે એટલે પાર પહોચાડ્યે જ અટકે છે એની બોલીચાલીમા કે વિચારણામા જેમ હોય છે, એના પગલામા પડછદા હોય છે, એના વર્તનમા સત્ત્વ હોય છે નિર્ણય વગર તો એક કામ પૂરુ થતુ નથી અને વચ્ચે ધાલોવીલ થયા જ કરે છે લેખક કે વિચારક, નોકર કે શેઠ, ગમે તે હોય, પણ જો તે પાકો નિર્ણય કરી તેને વળગી રહે તો એ જરૂર પાર ઊતરે છે, બાકી આલદોલનમા પડી જનાર તો ન ઘરનો કે ન ઘાટનો રહે છે આખા દિવસની ઘણીખરી આપત્તિ આવી નિરધાર વગરની પરિસ્થિતિમાથી જન્મે છે ઠેકાણા વગરનો લડનાર છતે સાધને હારે છે અને ખર્ચ કરવા છતા આબરૂ ગુમાવે છે ગધાવેધ સાધવો એ બચ્ચાનો ખેલ નથી, પણ દૃઢ નિર્ણય કરનાર ગધાવેધ પણ સાધે છે અને જીવનલક્ષ્યને સંઘરે છે. ખૂબ વિચારી ગણતરી કરો, પણ આદર્યા પછી તો શીરસ્થાની વાત રાખો

"Half the worries of the day spring from indecision" (7-5-39)

# સુભાષિત-વચનમાળા

૧. જે કટાક્ષમય બોલે છે તે સર્વત્ર દુશ્મન ઊભા કરે છે.

૨. કડવી અને આક્રોશયુક્ત ભાષા પશુઓને પણ ગમતી નથી.

૩. સો ટકા અનુભવસિદ્ધ વચન છે કે વાણીની મીઠાશથી નહીં ધારેલીસફળતા મળે છે.

૪. સંસ્કારવાળી વાણી એ જ માનવનું મહાન્ ભૂષણ છે.

૫. જીવનસિદ્ધિ માટે વાણીના નિમ્નોક્ત ચાર ગુણોને ધારવા આવશ્યક છેઃ—

( ૧ ) શબ્દભંડોળ વધારો. ( ૩ ) મિષ્ટ શબ્દોનો પ્રયોગ કરો.
( ૨ ) ભાષા ઉપર કાબૂ મેળવો. ( ૪ ) ઉચ્ચારશુદ્ધિ ઉપર લક્ષ આપો.

૬. મનુષ્યની પ્રથમ પરીક્ષા તેના દેખાવથી, પહેરવેશથી, આકૃતિથી અને ચાલ વગેરે પરથી થાય છે.

૭. મનુષ્યની વધુ પરીક્ષા તેની સાથે વાતચીત કરવાથી થાય છે.

૮. તેથી પણ વધુ પરીક્ષા સહવાસથી થઈ શકે છે.

૯. ઇચ્છીએ કે ન ઇચ્છીએ, તો પણ રાત્રિ અને દિવસના ક્રમની માફક માનવ-જીવનમાં સુખ-દુઃખ આવ્યા જ કરે છે.

૧૦. ધન એ જ જેના જીવનનું ચરમ લક્ષ છે તે વ્યક્તિને દૂરથી જ નમસ્કાર.

૧૧. જ્યાં લક્ષ્મી છે ત્યાં વિનય નથી, જ્યાં વિનયથી અભ્યાગતોનું સ્વાગત થાય છે ત્યાં લક્ષ્મી નથી, જ્યાં એ બન્નેનો યોગ છે ત્યાં વિદ્યા નથી. વિધિની ખરેખર આ વિચિત્ર ચેષ્ટા છે.

૧૨. પુરુષ સુંદર હોય છે તો તેની સ્ત્રી કુરૂપ હોય છે, સ્ત્રી સૌંદર્યનું ભાજન હોય છે તો તેનો પતિ રૂપહીન હોય છે અને જ્યાં બન્ને સૌંદર્યવાન હોય છે ત્યાં દરિદ્રતા હોય છે. ખરે જ બધા ગુણોનો સમૂહ એક ઠેકાણે ભેળો થતો જ નથી.

૧૩. ઘણા પ્રકારના દંભ કેટલીક વખત ચાલીને અંતે ખુલ્લા પડે છે, પણ ધર્મદંભ બહુ ઊંડો હોય છે ને તે જાણવો દુષ્કર છે. અભયકુમાર જેવા પરમ બુદ્ધિનિધાન પણ ધર્મ-દંભવડે એક વેશ્યાથી છેતરાઈ ગયા હતા.

૧૪. ભગવાને કહેલ પંચમકાળનું સ્વરૂપ અને જીવોનાં લક્ષણો અત્યારે તદ્દન સત્ય પડતાં જોવાય છે.

૧૫. સ્મશાનવૈરાગ્યને લોકો સ્મશાનમાં જ રાખીને ખાલી હાથે અને ખાલી હૈયે પાછા આવે છે.

૧૬. વેપારીના ચોપડાની જેમ કર્મના ચોપડાઓમાં પણ હિસાબ આગળ-પાછળ

ખેંચાયા કરે છે, તેથી જીવો-અસીમ કર્મબંધ કરે છે. જો આ ભવનાં કર્મફળ અહિં જ ભોગવવા પડતા હોય તો કોણુ કર્મબંધ કરે ?

૧૭. દ્રવ્ય તે ખરું કે જે પાસે હોય અને વિદ્યા તે ખરી કે જે મુખપાઠે હોય. અન્ય પાસે દ્રવ્ય અને ગ્રંથમાં વિદ્યા વ્યર્થપ્રાય છે.

૧૮. ઘણાઓનું કહેવું છે કે પુરુષશાસ્ત્રકારોએ સ્ત્રીઓને ખૂબ વખોડી છે, પણુ તે વાત સત્ય નથી.

૧૯ वर्णानां ब्राह्मणो गुरुः આ સૂત્ર એક સમયે ખૂબ પ્રચલિત હતુ.

૨૦. સમયની અસરથી મુક્ત રહી શકાતું નથી.

૨૧. સમ અને વિષમ કરનાર કાળ છે, પરાભવ અને સન્માન કરાવનાર પણુ કાળ છે અને પુરુષને દાતાર કે યાચક કરનાર પણુ કાળ છે

૨૨. વિશાખાના અંતમાં મેઘ ચાલ્યા જાય છે, પ્રસવના અંતે સ્ત્રીનું યૌવન ગયું ગણાય છે, પ્રણામથી સજ્જનોનો કોપ દૂર થાય છે અને યાચનાને અંતે યાચનારનું ગૌરવ ચાલ્યું જાય છે

૨૩. અજમાવવા જેવા પ્રયોગો :—

( ૧ ) ખાવા કરતા ખવરાવવામા મઝા છે. ( ૩ ) સ્વાર્થ કરતા પરમાર્થમાં સુખ છે.
( ૨ ) લેવા કરતા દેવામા આનંદ છે. ( ૪ ) સેવા લેવા કરતા સેવા કરવામા મહાનંદ છે

૨૪ તપ-જપ નિયમ વગેરે આચરણુ સહેલાં છે. એક શુદ્ધ બ્રહ્મચર્ય પાલન જ ભારે દોહ્યલુ છે

૨૫ મનુષ્યની કિંમત પ્રાય તેના વતનમા અલ્પ હોય છે.

૨૬. કરો તેવું પામો. ૨૭. વાવો તેવું લણો ૨૮. દ્યો તેવું લ્યો.

૨૯. બોલો તેવું સાભળો ૩૦. ખોદો તો પડો.

૩૧. મનને મર્કટની ઉપમા અપાય છે તે ઓછી ગણાય. મર્કટ બહુ તો એક ડાળીથી બીજી ડાળે કૂદશે કે એક ઝાડથી બીજે ઝાડે કૂદકો મારશે, પણુ મનમર્કટની ફાળ તો અતિ મહાન્ છે દિવસ-રાત, વસ્તીમા-ઉજ્જડમા, ગગનમાં-પાતાળમા, દેશમાં-પરદેશમા-આ પ્રમાણે સર્વત્ર ક્ષણુવારમા ફરી વળનાર મનને કઈ ઉપમા આપવી યથાર્થ ગણી શકાય ?

૩૨. શ્રી આનંદઘનજી અને ચિદાનંદજી જેવા પરમ યોગીઓ પણુ મનથી ત્રાસી ઊઠતા. તેમણે પ્રભુ પાસે મનની દુરારાધ્યતા ગાઈ છે.

૩૩. વિષય છોડવાનો ઉપદેશ કરવો એ સહેલ છે, વિષય છોડવો કે છોડાવવો મુશ્કેલ છે

૩૪ રાગીના કપડામા કોઈક ખરા વિરાગી હોય છે અને વિરાગીના વેષમાં ઘણા રાગી હોય છે એ આશ્ચર્ય છે

૩૫ ભૂમિમા રહેલું જળ સ્વચ્છ છે, પતિવ્રતા સ્ત્રી સ્વચ્છ છે, ક્ષેમંકર રાજા પવિત્ર છે અને બ્રહ્મચારી સદા સ્વચ્છ છે.

૩૬. દષ્ટિથી જમીન તપાસી પગ મૂકો, વસ્ત્રથી ગાળી જળ પીઓ, સત્યથી પવિત્ર થયેલું વાક્ય વદો અને મનથી પૂર્ણ વિચાર કરી આચરણુ કરો.

૩૭. શ્રી જિનેશ્વરનું શાસન પ્રાપ્ત ન થયું હોત તો આ આત્માનું શું થયું હોત? એ વિચારવા યોગ્ય છે.

૩૮. 'બળીઆના બે ભાગ અને મારે તેની તલવાર'નો ન્યાય જગતના એક મોટા ખંડ-યૂરોપમાં હમણા પ્રવર્તી રહ્યો છે.

૩૯. ઘણા દાનવીરો કીર્તિના ઇચ્છક હોય છે, પણ એ સમજવું જરૂરી છે કે તેઓ ન ઇચ્છે તો પણ રાણીની પાછળ દાસીની માફક દાનની પાછળ કીર્તિ તો આવવાની જ છે.

૪૦. લોકમત ઉપરથી કેટલીક વાતનો નિર્ણય થઇ શકે છે. રાજા કે રંક ગમે તે હોય, પણ તેની વાતો લોકજિહ્વાગ્રે થાય જ છે. તેથી મોટા ભાગના લોકમત ઉપરથી કોઇ વ્યક્તિ કે સંસ્થા વિષે કાંઇક ઝાંખી કરી શકાય છે.

૪૧. કાયમ શીતકાળ રહે તો ઠંડીથી ઉપજતા કંટાળાનો પાર ન રહે, કાયમ ઉષ્ણ કાળ રહે તો ઉષ્ણતાના દાહથી લોકો અતિ ત્રાસ પામે, અને નિત્ય વર્ષાઋતુ રહે તો જળવર્ષા અને તેથી ઉત્પન્ન થતા કાદવ, મચ્છર આદિના ત્રાસથી લોકો મોટા પ્રમાણમાં થાકી જાય; પરંતુ મનુષ્યની જેમ કુદરતના ક્રમમાં પણ વૈવિધ્યતા છે અને તેથી સમયે સમયે ઋતુબદલો થયા કરે છે.

૪૨. ઘર એ ઘર નથી પણ સ્ત્રી એ ઘર છે. સ્ત્રી વિનાનું ઘર અરણ્ય સદૃશ છે અને વૃક્ષમૂળે પણ દયિતા( સ્ત્રી ) હોય તો ત્યાં પણ સુઘટિત ગૃહ બની જાય છે.

૪૩. સ્ત્રીઓ ન હોત તો મૃદુતા વિના એકલી કઠોરતા જ બાકી રહેત.

૪૪. આકૃતિ ક્યારેક આંતરિક ગુણોને કહે છે અને કેટલીક વાર નથી પણ કહેતી.

૪૫. કોઇના પ્રથમ સમાગમે તેના માટે ચોક્કસ પ્રકારનો અભિપ્રાય ન બાંધવો. નહિંતર તે અવશ્ય છોડવો પડશે, એ અનુભવસિદ્ધ વચન છે.

૪૬. ગ્રાહકમાં કાંઇક પણ સ્વત્વ હોય-પોતાપણું હોય, ગ્રહણ શક્તિ હોય તો જ શિક્ષકનો પ્રયાસ સફળ થાય છે; અન્યથા ધૂળ ઉપર લીંપણ જેવું થાય છે.

૪૭. પુરુષો એ મોટી વયનાં બાળકો છે. મનાવતાં-પટાવતાં આવડે-સ્ત્રીમાં એ કળા હોય તો ઘર કલેશનું ધામ પ્રાયઃ નથી બનતું. ( સિવાય કે પતિ ખાસ વ્યસની હોય. )

૪૮. જૂના જમાનાની રૂઢી શિક્ષણ અને સંસ્કારથી રહિત છે જ્યારે નવા જમાનાની રૂઢી ટાપટીપ, ફેશન, ખોટા સુધારા અને બાહ્યાડંબરથી ઘેરાયલી છે. બાળકને આમાં કોણ સંસ્કાર પાડે?

૪૯. હર્ષ અને વિષાદના પ્રસંગો જેના હૃદયને ન સ્પર્શે-ન અસર કરે એ ધીર શિરોમણિ છે.

૫૦. તમારે ત્યાં આવનારનું ઓછામાં ઓછી આટલી બાબતોથી સ્વાગત કરોઃ—

( ૧ ) વચનથી. ( ૨ ) આસનથી. ( ૩ ) જળથી. ( ૪ ) મુખવાસથી. ( ક્રમશઃ )

રાજપાળ મગનલાલ વહોરા

# વૈરાગ્ય અને તેના પ્રકાર

( ગતાંક પૃષ્ઠ ૨૩૫ થી ચાલુ )

## જ્ઞાનગર્ભિત વૈરાગ્ય

દોહરા—જ્ઞાનગર્ભ વૈરાગ્ય તો, સમ્યકૃતત્ત્વ સુજાણ;
મોક્ષમાર્ગને સ્પર્શતા, સ્યાદ્વાદીને જાણ. ૫૨

માંસલ મીમાંસાથકી, મતિ જેહની હોય;
સ્વપરઆગમે તેહને, જ્ઞાનગર્ભ આ સ્હોય. ૫૩

ક્રિયામાં જ જસ મુખ્યતા, ના સ્વ-પરાગમમાંહિ;
નિશ્ચય શુદ્ધ ક્રિયાતણો, સાર લહે તે નાંહિ. ૫૪

---

હવે ત્રીજા જ્ઞાનગર્ભિત વૈરાગ્યનું સ્વરૂપ કહે છેઃ—

**૫૨. જ્ઞાનગર્ભ વૈરાગ્ય** તો સમ્યકૃતત્ત્વને જાણનારા, મોક્ષમાર્ગને સ્પર્શનારા-આરાધનારા અને સ્યાદ્વાદના સ્વરૂપજ્ઞ તત્ત્વદર્શી પુરુષને હોય છે.

**૫૩. સ્વસમય** અને **પરસમય** વિષે, જેની બુદ્ધિ **મીમાંસાથી** એટલે તલસ્પર્શી સૂક્ષ્મ વિચારણાથી માંસલ-હૃષ્ટપુષ્ટ બની છે, તેને આ **જ્ઞાનગર્ભ વૈરાગ્ય** ઉલ્લસે છે.

**૫૪.** માત્ર ક્રિયામાં જ જેને મુખ્યપણું હોય છે—નહિં કે સ્વ-પરઆગમના જ્ઞાનમાં તેઓ નિશ્ચયથી શુદ્ધ એવો ક્રિયાનો સાર પામતા નથી.

માત્ર ક્રિયાકાંડમાં જ સર્વસ્વ માનીને રાચના ક્રિયાજડ માનસવાળાઓને ઉદ્દેશીને અત્રે સ્વસમય અને પરસમયના જ્ઞાનની આવશ્યકતા પર ખાસ ભાર મૂક્યો છે.

"બાહ્ય ક્રિયામાં રાચતા, અંતર્ભેદ ન કાંઈ;
જ્ઞાનમાર્ગ નિષેધતા, તેહ ક્રિયાજડ આંહિ." ( શ્રી આત્મસિદ્ધિ )

" चरणकरणप्पहाणा, ससमयपरसमयमुक्कवावारा ॥
चरणकरणस्स सारं, णिच्छयसुद्धं न याणंति ॥ " ( શ્રી સન્મતિ તર્ક )

અહીં જે સ્વસમય અને પરસમય કહ્યા તેની વ્યાખ્યા આ પ્રમાણેઃ—

" जावइया वयणपहा, तावइया चेव होंति णयवाया ।
जावइया णयवाया, तावइया चेव परसमया ॥
जे वयणिज्जवियप्पा, संजुज्जंतेसु होंति एएसु ।
सा ससमयपण्णवणा, तित्थयराऽऽसायणा अण्णा ॥ " ( શ્રી સન્મતિ સૂત્ર )

" જેટલા વચનમાર્ગો છે તેટલા નયવાદો છે, અને જેટલા નયવાદો ( પરસ્પર નિરપેક્ષ ) છે તેટલા પરસમયો છે. એ નયો સમ્યક્‌રૂપણે-પરસ્પર સાપેક્ષપણે સંયોજવામાં આવતા જે વચનપ્રકારો થાય છે તે સ્વસમયની પ્રરૂપણા છે; અને તેથી ઇતર હોય તે શ્રી તીર્થંકરની આશાતના છે "

## સૂક્ષ્મ ભાવ દિગ્દર્શન

સંબધ સમકિત મૌનનો, ગત-પ્રત્યાગત કાર,
કહ્યો શાસ્ત્રમાં નિયમથી, તેથી સમકિત સાર ' ૫૫

અનાશ્રવ ફલ જ્ઞાનનું, તેહ વિભાવ અભાવ,
સમકિત તેની વ્યક્તતા, એમ એકતા સાવ. ૫૬

---

અથવા પ્રકારાતરથી ક્વચિત્ આ વ્યાખ્યા પણ ઘટાવવામા આવી છે —

" अत्थो खलु दव्वमओ दव्वाणि गुणप्पगाणि भणिदाणि ।
तेहिं पुणो पज्जाया पज्जयमूढा हि परसमया ॥
जे पज्जयेसु णिरदा जीवा परसमयिगत्ति णिद्दिट्ठा ।
आदसहावम्मि ठिदा ते सगसमया मुणेदव्वा ॥" (શ્રી પ્રવચનસાર-દ્વિતીયકાંડ)

" અર્થ નિશ્ચે દ્રવ્યમય છે, દ્રવ્યો ગુણમય છે, તે દ્રવ્ય-ગુણના પરિણમનથી પર્યાયો હોય છે તે પર્યાયોમા જે મૂઢ હોય છે તે પરસમયો છે.

" જે જીવો પર્યાયોમા નિરત છે તે પરસમયિક કહ્યા છે, અને જે આત્મસ્વભાવમા સ્થિત છે તે સ્વસમયિક કહ્યા છે "

×××रज्यन्तो द्विषन्तश्च परद्रव्येण कर्मणा संगतत्वात्परसमया जायन्ते । × × × विश्रांतरागद्वेषोन्मेषतया परममौदासीन्यमवलम्बमाना निरस्तसमस्तपरद्रव्यसगतितया स्वद्रव्येणेव केवलेन संगतत्वात् स्वसमया जायन्ते ॥

( શ્રી અમૃતચંદ્રાચાર્યજીની ટીકા )

" × × × રાગ-દ્વેષ કરતા, પરદ્રવ્ય-કર્મ સાથે સગતપણાએ કરીને પરસમયો હોય છે. × × × રાગ-દ્વેષ વિરામ પામવાથી પરમ ઔદાસીન્યને અવલબતા તે,-સમસ્ત પરદ્રવ્યની સગતિ દૂર થવાથી અને કેવલ સ્વદ્રવ્ય સાથેના જ સગતપણાથી-સ્વસમયો હોય છે."
( વિસ્તાર માટે જુઓ શ્રી. અમૃતચદ્રાચાર્યની પરમાર્થગંભીર સુદર ટીકા )

હવે જ્ઞાનગર્ભ વૈરાગ્યવત કેવા સૂક્ષ્મ ભાવોનુ અવગાહન કરે છે તેનુ કિંચિત્ દિગ્દર્શન કરાવે છે—

૫૫. સમ્યક્ત્વ અને મુનિપણાનો સબધ નિયમથી ગત પ્રત્યાગત છે, એટલે કે એક હોય તો બીજુ હોય, અને એક ન હોય તો બીજુ ન હોય, એમ એક બીજા વિના ન ચાલે એવા અવિનાભાવિ છે, એ પ્રકારે શ્રી જિનાગમમા કહ્યુ છે, એટલા માટે સમકિત જ સારભૂત છે.

" जं सम्मं ति पासह, तं मोणं ति पासह ।
जं मोणं ति पासह, त सम्म ति पासह ॥" (શ્રી આચારાંગ)

" આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરુ હોય " (શ્રી આત્મસિદ્ધિ)

૫૬. જ્ઞાનનુ ફળ અનાશ્રવ-આશ્રવરહિતપણુ-વિરતિ છે, જે અનાશ્રવ છે તે અભ્યુત્થાન-વિભાવનો અભાવ છે, અને તેનુ વ્યક્ત-પ્રકટ થવુ તે સમ્યક્ત્વ છે આમ એ બધાનુ એકપણુ-અભેદપણુ નિશ્ચિત થાય છે

વ્યવહારિક ચારિત્રથી, બાહ્ય નિવૃત્તિ માત્ર;
પણ અંતઃપ્રવૃત્તિનું, સમ્યગ્ જ્ઞાન જ પાત્ર. ૫૭

શુદ્ધતા ન એકાંતથી, શ્રદ્ધતાં ય ષટ્કાય; ( કારણ કે )
સહુ પર્યય જાણ્યા વિના, ન તત્ત્વનિશ્ચય થાય. ૫૮

વચનપર્યયો જેટલા, જે અર્થનાય છેક;
ભૂત ભાવિ ને વર્ત્તતા,-દ્રવ્ય તેટલું એક. ૫૯

સ્વ-પર પર્યયે એમ તે, પામે સર્વમયત્વ;
સ્વત્વ ત્યાં અન્વયથકી, વ્યતિરેકથી પરત્વ. ૬૦

અયોગે સ્વ અસ્તિત્વના, જે છે પરપર્યાય;
ત્યાગરૂપ સ્વપર્યાયથી, તે ય સ્વકીય કહાય. ૬૧

---

આમ સમ્યગ્ જ્ઞાન-દર્શન-ચારિત્રની અભેદતા નિશ્ચયથી નિષ્પન્ન થાય છે, તેથી પૂર્વોક્ત સમ્યક્ત્વ અને મુનિપણાનો એકત્વભાવ સ્પષ્ટ થાય છે.

" તે ત્રણ અભેદ પરિણામથી રે,
જ્યારે વર્તે છે આત્મસ્વરૂપ-મૂળ મારગ સાંભળો જિનનો રે;
તેહ મારગ જિનનો પામિયો રે,
કિંવા પામ્યો તે નિજ સ્વરૂપ-મૂળ મારગ સાંભળો જિનનો રે."

—શ્રીમદ્ રાજચંદ્રજી

૫૭. વ્યાવહારિક-દ્રવ્યચારિત્રથી તો માત્ર બહિરંગ નિવૃત્તિ થાય છે; પણ સમ્યગ્ જ્ઞાન જ અંતરંગ પ્રવૃત્તિનું-ભાવચારિત્રરૂપ આત્મપરિણામની ધારાનું કારણ થાય છે.

૫૮. એકાંતથી, છ કાયનું શ્રદ્ધાન હોવા છતાં પણ શુદ્ધતા હોતી નથી; કારણ કે સંપૂર્ણ પર્યાયોના જ્ઞાનની પ્રાપ્તિ વિના વસ્તુનો યથાતથ્ય વિનિશ્ચય થતો નથી. તે આ પ્રકારેઃ—

૫૯. ભૂત, ભાવિ અને વર્ત્તમાન જેટલા વચનપર્યાયો છે અને જેટલા અર્થપર્યાયો છે, તે સર્વ મળીને એક દ્રવ્ય થાય છે.

૬૦. અને આમ, સ્વપર્યાય અને પરપર્યાયવડે કરીને, એક દ્રવ્ય સર્વ દ્રવ્યમય બની જાય છે; તેમાં જે સ્વપણું છે તે પોતાના અસ્તિત્વના અન્વયને લીધે પૂર્વાપર સંબંધને લીધે છે, અને પરપણું છે તે વ્યતિરેકથી-પૂર્વાપર અસંબંધને લીધે છે.

જેમકે,-દેવ, નારક, તિર્યંચ આદિ ભાવો જીવના સ્વપર્યાય છે; અને પુદ્ગલના વર્ણ-ગંધાદિ પર્યાય, જીવની અપેક્ષાએ પરપર્યાય છે. એથી પણ આગળ વધીને કહે છેઃ—

૬૧. પોતાના અસ્તિત્વના અયોગે કરીને જે પરપર્યાય કહ્યા છે, તે પણ ત્યાગરૂપ સ્વપર્યાયવડે કરીને સ્વકીય-પોતાના કહી શકાય છે.

સબંધના વ્યવહારથી, અતાદાત્મ્ય છતાં ય,
ધનજ્યમ સ્વત્વ જ તેહનુ, સૂક્ષ્મમતિથી જણાય. ૬૨

જ્ઞાનદષ્ટિ ચારિત્રના, જ્યમ મુનિને પર્યાય,
ભિન્ન છતાં-ત્યમ વસ્તુના, ઉપયોગે આ થાય. ૬૩

ન તો અભાવ સંબંધનું, સંશોધન ક્યમ હોય ?
આધાર-પ્રતિયોગિનો, સંબંધ-પૃથક નો'ય ૬૪

---

ઉપરમા જેને વ્યતિરેકથી-આત્માના સદ્ભાવના અભાવથી પરપર્યાય એવુ નામ આપ્યુ છે તે પરપર્યાય પણ જો આત્માના ત્યાગરૂપ સ્વપર્યાયની અપેક્ષાથી ઘટાનીએ તો સ્વપર્યાય કહેવાય છે

શકા—પરપર્યાયનો અભેદ સબધ નથી તો તેને સ્વપર્યાય કેમ કહેવાય ? સમાધાન —

૬૨ આત્મામા જો કે પરપર્યાયનુ તાદાત્મ્ય-તન્મયપણુ છે નહિ, તો પણ સબધરૂપ વ્યવહારના ઉપયોગને લીધે, ધનની જેમ તેનુ સ્વપણુ સૂક્ષ્મ બુદ્ધિથી જણાય છે

ધનવાનનો ધનની સાથે તાદાત્મ્યભાવ નથી, ધનિક કાંઈ ધનમય નથી, તે છતા સબધના વ્યવહારથી જેમ ધનનુ સ્વપણુ વ્યવહરાય છે તેમ અત્રે સમજવુ.

આત્મમા પરનો નાસ્તિત્વ સબધ જે અભેદપણે યોજાય છે, તેનો વ્યવહારમાત્ર વિવક્ષિત છે

મુનિના દષ્ટાંતથી પર્યાયોના ભેદ-અભેદનુ સમર્થન કરે છે —

૬૩. જેમ મુનિના જ્ઞાન-સમ્યગ્દષ્ટિ-ચારિત્ર વિષયક પર્યાયો ભિન્ન છતા પણ અભિન્ન હોય છે, તેમ ઉક્ત ઉપયોગથી વસ્તુના આ પર્યાયો હોય છે.

અને જો આ અભેદપણુ ન માનીએ તો શુ પ્રસગ આવે તે બતાવે છે —

૬૪. ઉપર કહ્યુ છે તેમ જો ન માનીએ તો અભાવ સબધનું અન્વેષણ શી રીતે થઇ શકે ? કારણ કે સબધ તો આધાર અને આધેય પ્રતિયોગી એ બે વચ્ચે હોય, તેમા જુદો જુદો ન હોય

કોઇ વસ્તુના અભાવનો સબધ તે જ વસ્તુમા ન હોઈ શકે, તે તો અન્યત્ર યોજવો જોઈએ જેમકે, ઘટનો અભાવ ઘટમા છે એમ કેમ કહી શકાય ? કારણ કે ઘટમા તો ઘટનો સદ્ભાવ છે, પણ અન્યત્ર-ભૂતલ પર ઘટનો અભાવ છે એમ કહી શકાય આમ ભૂતલરૂપ આધાર અને ઘટરૂપ આધેય પ્રતિયોગી (સામી વસ્તુ)-એ બે વસ્તુ હોય તો જ આ પ્રકારનો સબધ ઘટી શકે, જુદો જુદો નહિ

આમ સુઘટિત, યુક્તિથી સ્વપર્યાયના સદ્ભાવ સબધવડે અને પરપર્યાયના અભાવ સંબંધવડે, એક જ દ્રવ્યમા પ્રાપ્ત થતુ સર્વ દ્રવ્યપણુ સિદ્ધ કર્યું. તેને પ્રસિદ્ધ જિન-પ્રવચનનો આધાર બતાવે છે —

સ્વપર પર્યય સંબંધથી, સૂત્રે પણ કહ્યું એમ,
એક જાણે જાણે સહુ, સહુ જાણે એક તેમ. ૬૫

આસત્તિ અભ્યાસ ને, પટુતા આદિ સાથ,
પર્યય એક જ આશ્રતો, જાણે સર્વ પદાર્થ ૬૬

વ્યક્તિ સર્વથા થાય ના, કેવલ વિના છતા ય,
કવચિત્ ગ્રહણુ એકાશનુ, ગ્રહે પ્રચુર પર્યાય ૬૭

શ્રદ્ધા સ્યાદ્વાદાગમે, સદા અખંડિત છેક,
તેથી જ સમ્યગદર્શીને, પૂર્ણ પદાર્થ વિવેક ૬૮"

---

૬૫ શાસ્ત્રમા પણ સ્વ-પરપર્યાયના સંબંધને લીધે એમ જ કહ્યુ છે "જે એક જાણે છે તે સર્વ જાણે છે, જે સર્વ જાણે છે તે એક જાણે છે"

"जे एगं जाणइ से सव्वं जाणइ, जे सव्वं जाणइ से एगं जाणइ ॥"

(શ્રી ભગવતી સૂત્ર)

"जो ण विजाणदि जुगवं अत्थे तेकालिके तिहुवणत्थे ।
णादुं तस्स ण सक्कं सपज्जयं दव्वमेकं वा ॥"

(શ્રી કુંદકુંદાચાર્ય-શ્રી પ્રવચનસાર)

"सर्वज्ञानादात्मज्ञानामात्मज्ञानात्सर्वज्ञानम् ।" (શ્રી અમૃતચંદ્રાચાર્ય)

"આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યુ"

"જો જાન્યો નિજરૂપકો, તો જાન્યો સબ લોક;
નહિ જાન્યો નિજરૂપકો, સબ જાન્યો સો ફોક." (શ્રીમદ્ રાજચંદ્ર)

૬૬. આસત્તિ, અભ્યાસ, પાટવ અને સ્વકાર્ય આદિ વડે, એક પર્યાયનો આશ્રય કરતા બુધજન સર્વ પદાર્થને જાણે છે

આસત્તિ એટલે સતત સંસર્ગથી-જોડાણથી-લગની લાગવાથી, અભ્યાસ-પુન પુન પરિશીલનથી-સસ્કારથી, અભ્યાસજન્ય બુદ્ધિપાટવથી-બુદ્ધિની ભાનગ્રહણની કુશળતાથી, તથા પ્રસ્તુત વસ્તુના સ્વકાર્યનો વિવેક કરવાથી, ઇત્યાદિ રીતે એક પર્યાયને ભજતા તે સર્વ પદાર્થ જાણે છે

છદ્મસ્થમા આ કેમ ઘટે ? તે બતાવે છે—

૬૭ કેવળજ્ઞાન વિના જો કે પદાર્થની સર્વથા વ્યક્તિ થતી નથી, તો પણ કવચિત્ એકાશનુ ગ્રહણ ઘણા પર્યાયની પ્રાપ્તિવાળુ હોય છે. તેમ જ—

૬૮ સમ્યગ્દર્શીને સ્યાદ્વાદ આગમમા સદા અખંડિત શ્રદ્ધા વર્તે છે, અને તેથી કરીને જ તેને સંપૂર્ણ પદાર્થનો વિવેક ઉપજે છે

બુધને આગમ અર્થથી, હોય સર્વગત જ્ઞાન;
કાર્યાદિ વ્યવહાર તો, વચન-શેખર સમાન. ૬૯

વિરક્તને ય એકાંતથી, કદાગ્રહો જે કોય;
જૈનાભાસને પાપ તે, શાસ્ત્રબાધથી હોય. ૭૦

**ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા**



"जिणसत्थादो अट्ठे पच्चक्खादीहिं वुज्झदो णियमा ।
खीयदि मोहोवचयो, तम्हा सत्थं समधिदव्वं ॥ -( શ્રી કુંદકુંદાચાર્ય )

"જિનશાસ્ત્રવડે કરીને, પ્રત્યક્ષ આદિ પ્રમાણુથી પદાર્થોને જાણતાં, નિયમથી મોહ-પટલ નાશ પામે છે; માટે શાસ્ત્રનો સમ્યક્ અભ્યાસ કરવો."

૬૯. આગમ અર્થના આશ્રયવડે કરીને, પ્રાજ્ઞજનને સર્વગત-સર્વ પદાર્થમાં પહોંચ-નારું જ્ઞાન હોય છે; અને જે ક્રિયા આદિ વ્યવહાર છે, તે ઉક્ત વચનના શેખરરૂપ છે. એટલે કે તે તો પરમ પ્રશસ્ત હોઈ આદેય છે જ, શિરસાવંદ્ય છે જ.

આમ કેટલાક સૂક્ષ્મભાવોનું દિગ્દર્શન કરાવી, તે ઉપરથી ફલિત થતો મનનીય બોધ આપે છેઃ—

૭૦. વિરક્તને-વૈરાગ્યવંતને પણ, એકાંતે કરીને, જે કાંઈ કદાગ્રહ હોય, તે શાસ્ત્ર અર્થને બાધ કરતા હોવાથી તેવા **જૈનાભાસને** પાપકારી હોય છે.

અત્રે જ્ઞાન કે ક્રિયા સંબંધી કદાગ્રહનો સર્વથા નિષેધ કર્યો છે. એકાંતે જ્ઞાનના આગ્રહથી કે એકાંતે ક્રિયાના આગ્રહથી વૈરાગ્યવંત મુનિ પણ જો કોઇ પણ પ્રકારનો કદાગ્રહ રાખે તો તે **જૈન નથી**, પણ **જૈનાભાસ** છે-આભાસ માત્ર જૈન છે; અને તેવો કદાગ્રહ શાસ્ત્રવિરુદ્ધ હોવાથી પાપનું કારણ છે, કારણ કે જૈનદર્શન તો અનેકાંતવાદની ઘોષણા કરે છે.

"णाणं किरियारहियं किरियामेत्तं च दो वि एगंता ॥
असमत्था दाएउं जम्ममरणदुक्ख मा भाई ॥" ( શ્રી. સન્મતિ તર્ક )

"आग्रही बत निनीषति युक्तिं, तत्र यत्र मतिरस्य निविष्टा ॥
पक्षपातरहितस्य तु युक्ति-र्यत्र तत्र मतिरेति निवेशम् ॥

( શ્રીમાન્ હરિભદ્રાચાર્યજી )

"આગ્રહી મનુષ્ય જ્યાં પોતાની બુદ્ધિ પેઠી હોય છે ત્યાં યુક્તિને ઘસડી જાય છે; પણ પક્ષપાત રહિતની બુદ્ધિ તો જ્યાં યુક્તિ હોય ત્યાં પ્રવેશ કરે છે."

# સદ્‌ગુરુની આવશ્યકતા

**સંસારરૂપી કૂપમાંથી ઉદ્ધરવાને......સદ્‌ગુરુ વિના બીજો કોઈ સમર્થ નથી.**

ઘણા અંધકારવાળા કૂવામાં એક માણસ કૂવાને મથાળે આવેલા વડના ઝાડની એક ડાળની કૂવામાં લટકતી બે વડવાઇને પકડી રહેલો માલૂમ પડતો હતો. આ કૂવામાં પાણીની સપાટી ઉપર ચાર મોટા અજગરો ફુંફાડા મારી મારી હરઘડી કૂવાની હવાને ઝેરી કરી મૂકતા હતા. જે બે વડવાઇઓને પકડીને આ માણસ લટકી રહ્યો હતો તેને એક કાળો અને બીજો ધોળો એવા બે ઊંદરો રાત્રિદિવસ કરડી રહ્યા હતા. એક મદોન્મત્ત હાથી વૃક્ષને પોતાની સૂંઢદ્વારા ઉખેડી નાખવા પ્રયત્ન કરી રહ્યો હોય એમ દેખાતું હતું. આ બે વડવાઇઓની વચ્ચે એક મધપુડો હતો. તેની ઉપરથી મધમાખીઓ ઊડી ઊડીને પેલા માણસને ડંખ મારી રહી હતી. કૂવામાં આવી રીતે લટકેલ માણસને આ પ્રમાણે દુઃખ છતાં જે કંઇ સુખ મળતું હતું તે એ હતું કે પેલા મધપુડામાંથી થોડે થોડે વખતે મધનું એક એક ટીપું બરાબર તેના મુખમાં ટપકીને પડતું હતું. આ મધનાં ટીપાં ચાખવાના રસમાં તે એવો તો ગુલતાન જણાતો હતો કે પોતાની આસપાસ આવેલા આવા ભયંકર દુઃખની તેને ખબર પણ હોય એવું જણાતું ન હતું. એવામાં કોઇ મુનિરાજ તે કૂવા પાસે આવી ચડ્યા. કેટલેક અંતરે મળતા મધનાં માત્ર થોડાંક ટીપાંમાં લલચાયેલો આ માણસને મહાદુઃખમાં પડેલો જોઇ તે સાધુમુનિરાજને ઘણી દયા આવી, કારણ કે સાધુ હમેશાં નિષ્કારણ બંધુ હોય છે.

સાધુમહારાજે આ માણસને ઉપદેશ આપવા માંડ્યો કે-" તું કૂવામાં લટકે છે. વળી તે કૂવો અંધારો છે. કૂવામાં મોટા ચાર અજગરો છે. તે કૂવાની હવાને ઝેરી કરી મૂકે છે, એટલું જ નહિ પણ જો તું ત્યાંથી નીચે પડ્યો તો એ ચારે અજગરો તને ગળી જાય તેવા છે. વળી તું એમ સમજતો હઇશ કે મેં આ વડવાઇ પકડી રાખી છે માટે મને પડી જવાની ધાસ્તી નથી પણ તે ખોટું સમજજે, કારણ કે જરા કાન દઇને સાંભળ-એ વડવાઇઓને કાળો ને ધોળો એવા બે ઊંદરો રાત્રિદિવસ કરડી રહ્યા છે, એટલું જ નહિ પણ જે વડની ડાળીની વડવાઇએ તું પકડી રહ્યો છે તે વડને એક મદોન્મત્ત હાથી મરડીને ભાંગી નાંખવાનો પ્રયત્ન કરે છે માટે તું આ ત્રણ રસીવાળાં દોરડાંને પકડીને બહાર આવ. આ મધનાં થોડાંક ટીપામાં મોહ પામી આ ભયંકર દુઃખને ભૂલી ન જા, કારણ કે જો ડાળું તૂટ્યું કે વડવાઇ કપાણી તો એ મહાદુઃખમાં તારા મધનાં ટીપાં જેટલું સુખ છે તે ક્યાંએ જતું રહેશે, એટલું જ નહિ પરંતુ તું આ કૂવાનાં અગાધ પાણીમાં પડી ડૂબીને મરી જઇશ."

અત્યારસુધી મધુબિંદુના થોડાક સુખમાં લલચાયેલો આ માણસ પોતાની હાલત બીલકુલ સમજતો ન હતો. તે જેમ જેમ દયાળુ મુનિરાજ કહેતા ગયા તેમ તેમ પોતાની આસપાસ જોવા લાગ્યો. તે છતાં આ એક ટીપું લઇ લઉં, વળી બીજું, વળી ત્રીજું, એમ કેટલીય વાર થયા કર્યું, પરંતુ આખરે તેની ખાતરી થઈ ચૂકી કે હું ઘણા દુઃખમાં પડ્યો છું અને જો ગુરુમહારાજનાં દેખેલા આ ત્રણ રસીવાળાં મજબૂત દોરડાને પકડીને બહાર નહિ નીકળું તો આ કૂવાના ઊંડા પાણીમાં પડી ડૂબીને મરી જઇશ. આવો વિચાર કરી મધુબિન્દુના રસને

પડતો મૂકી ગુરુમહારાજે આપેલા ત્રણ રસીવાળા મજબૂત દોરડાને પકડી તે બહાર આવ્યો અને બહારના પ્રકાશથી જોવા લાગ્યો, તો તેની પૂર્ણ ખાત્રી થઇ, એટલે ગુરુના ચરણમાં વંદન કરી કહેવા લાગ્યો કે ' ખરેખર તમે મને જીવિતદાન આપ્યું છે. તમારા ઉપકારનો બદલો વળી શકે તેમ નથી.'

ગુરુમહારાજે પૂછ્યું: 'તારા પર બનેલા આ બનાવનો મર્મ તું સમજ્યો છો ?' ત્યારે બે હાથ જોડી વિનયપૂર્વક તેનો શિષ્ય બનેલો તે માણસ બોલ્યો–' સાહેબ ! આપની કૃપાથી હું આમ સમજ્યો છું કે–આ કૂવો જેમાં હું પડ્યો હતો અને જેમાંથી આપે મને ઉગાર્યો તે સંસારરૂપી કૂવો છે એમ મને જણાય છે. વળી તે કૂવો અંધારો એટલા માટે છે કે મોહના અંધકારથી ભરેલો છે અને તેથી આપે દેખાડેલા દુઃખમાં હું ફસાયેલો હોવા છતાં એ ગાઢ અંધકારમાં મને તેની ખબર પણ નહોતી પડતી, કારણ કે મધનાં ટીપાંની લાલચ મને મોહ પમાડી રહી હતી. એટલે એ વિષયના જરાસરખા સુખમાં મારું અત્યંત દુઃખ હું જાણતો ન હતો. ચાર સર્પો જે આ સંસારરૂપી અંધારા કૂવામાં રહી સંસારની હવાને ઝેરી કરી રહ્યા છે તે ક્રોધ, માન, કપટ ( માયા ) અને લોભ નામના છે. જે મધમાખીઓ મધપુડા પરથી ઊડી મને ડંખતી હતી તે આ સંસારના વિષયસુખને લીધે આવી પડતી આધિ, વ્યાધિ અને ઉપાધિ છે. વળી આપે કહ્યું કે બે ઊંદર વડવાઇને કરડી ખાય છે તે વડવાઇ આયુષ્યની દોરી હોય એમ સમજાય છે અને રાત્રિદિવસરૂપી કાળો અને ધોળો ઊંદર તેને કાપી રહ્યા છે. વળી આપે કહ્યું કે આ વૃક્ષને હાથી મરડી નાંખવા ધારે છે તે હાથી મારું મરણ લાગે છે. તે પણ આ માનવદેહરૂપી આવરદાને મરડી એક દહાડો ઉખેડી નાખવાનો જ છે, આપે વગર સ્વાર્થે મધુબિન્દુ જેવા અલ્પ સુખમાં ફસાયલા મારા જેવાને મહાદુઃખમાંથી ત્રણ રસીવાળાં દોરડાથી બહાર કાઢ્યો તે દોરડું ધર્મરૂપ છે અને તે ત્રણ રસીએ વણેલું એટલે દર્શન, જ્ઞાન અને ચારિત્રવડે ગૂંથેલું છે. આ મનુષ્ય જેવી ઊર્ચ ગતિમાંથી હું નરક–નિગોદમાં પડત પણ આપે ધર્મરૂપી દોરડું આપી, સંસારરૂપ કૂવામાંથી મને બહાર કાઢ્યો છે એમ હું ખાત્રીથી સમજું છું.' ત્યારબાદ ગુરુજીએ કહ્યું–' દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપી ધર્મ એમાં તું શું સમજ્યો ?' શિષ્યે કહ્યું–' પૂજ્ય ! આપ જેવાનાં વચનમાં શ્રદ્ધા રાખવા લાગ્યો એટલે હું કંઇક સમજ્યો કે સંસારરૂપ અંધારા કૂવામાં હું દુઃખી છું. પછી જેમ જેમ આપનાં વચનમાં શ્રદ્ધા થતી ગઇ તેમ તેમ વિશેષ વિશેષ જાણવા લાગ્યો અને આપે વર્ણવેલું વાક્ય યથાર્થ સમજાયું એટલે તે પ્રમાણે વર્તવા લાગ્યો.'

ગુરુ—હવે તને મોતની ઉપાધિની કે ક્રોધ વિગેરે કષાયોની પીડા છે ?

શિષ્ય—નથી. સંસારમાંથી નીકળતાં ક્રોધરૂપ કાજળવડે હું કાળો થઇ ગયો હતો તે ક્ષમાવડે ધોળો દૂધ જેવો દેખાતો હોઉં એમ લાગે છે. માનવડે રાતો થઈ જતો હતો તે નમ્રતાવડે ગુલાબી રંગ જેવો દેખાતો હોઉં એમ જણાય છે. માયાવડે લીલો થઇ ગયો હતો તે સરલતાવડે સ્ફાટિકમણિ જેવો નિર્મળ દેખાઉં છું અને લોભવડે પીળો પડી ગયો હતો તે સંતોષવડે તેજસ્વી જણાઉં છું. આ સર્વ આપની કૃપાનું પરિણામ છે.

ગુરુમહારાજે આટલું સાંભળી શિષ્યને હૃદય સાથે ચાંપી બીજે સ્થળે વિહાર કર્યો.

—મુનિ વિદ્યાનંદવિજયજી

# પુસ્તકોની પહોંચ

**૧. શ્રી સ્તંભનપાર્શ્વનાથ મહાત્મ્ય** તથા નવાંગી વૃત્તિકાર શ્રી અભયદેવસૂરિવિરચિત **જયતિહુઅણ સ્તોત્ર** શબ્દાર્થ, વિવેચનયુક્ત.–રચયિતા આચાર્યશ્રી વિજ્ઞાનવિજયજીના પ્રશિષ્ય મુનિ યશોભદ્રવિજય. કિંમત સદુપયોગ. પ્રકાશક તથા સહાયક બાબુભાઇ છગનલાલ, તેમનાં પૂજ્ય પિતાના સ્મરણાર્થે. આ બુકમાં વર્ણવેલ સ્થંભનપાર્શ્વનાથની પ્રતિમા ગઇ ચોવીશીના ૧૬ મા શ્રી નમીશ્વર પ્રભુના સમયમાં અશાઢી શ્રાવકે ભરાવી તે સમજવી. સ્થંભન પાર્શ્વનાથ નામ રામચંદ્રની પ્રાર્થનાથી ધરણેંદ્રે સમુદ્રનું પાણી સ્થંભાવી દીધું તે ઉપરથી તેમણે પાડેલું છે, એમ આ બુકમાં જણાવેલ છે. ૩૨ પેજી પૃષ્ઠ ૧૮૪ છે. પાછળ બીજાં સ્તોત્રો ને સ્તવનો આપ્યાં છે. જયતિહુઅણ સ્તોત્ર કંઠે કરવા લાયક છે–પ્રભાવિક છે.

**૨. શ્રીપર્યુષણપર્વ મહાત્મ્ય યાને કલ્પસૂત્ર બાળાવબોધ**–શ્રી જ્ઞાનવિમળસૂરિકૃત આઠ સજ્ઝાયો અને તેની ઉપરથી ઉદયસાગરજી મુનિકૃત બાળાવબોધ. પ્રકાશક–ભાવનગરનિવાસી શા. અમૃતલાલ ઓધવજી, દાદાસાહેબની પોળ, અમદાવાદ. કિંમત પાકું પૂંઠું રૂ. ૧ાા, કવરપેપરની રૂ. ૧ા. મુનિરાજને અભાવે શ્રાવકે વાંચવાયોગ્ય આ બાળાવબોધ છે. પ્રથમ સંવત ૧૯૫૪ માં અમદાવાદ વિદ્યાશાળા તરફથી શાસ્ત્રી ટાઇપમાં છપાયેલ, ત્યારપછી સંવત ૧૯૭૦ માં શ્રી શ્રેયસ્કર મંડળ–મેમાણા તરફથી કેટલાક સુધારાવધારા સાથે ગુજરાતી ટાઇપમાં છપાયેલ તે બન્ને અત્યારે લભ્ય ન હોવાથી ખાસ જરૂર હતી. પ્રયાસ સારો છે. ખરીદ કરવા લાયક છે.

**૩. શ્રી જિનેંદ્રસ્તવન સંગ્રહ**–શ્રી આનંદઘનજી વગેરે અનેક પૂર્વપુરુષોનાં કરેલાં સ્તવનો, ચૈત્યવંદનો, સ્તુતિઓ, સજ્ઝાયોનો સારો સંગ્રહ કર્યો છે. પ્રકાશક શા. મણિલાલ ઉગરચંદ, પંચભાઇની પોળ, અમદાવાદ. કિંમત બાર આના. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૨૦૦ ઉપરાંત છે. ૧૬ વર્ષ અગાઉ છપાયેલ છે.

આ બે બુકો (નં. ૨–૩) માસ્તર પોપટલાલ સાકરચંદે ભેટ મોકલી છે.

**૪. શ્રી ચિદાનંદજીકૃત પ્રશ્નોત્તરરત્નમાળા**–મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીકૃત વિસ્તારાર્થ સાથે ૧૧૪ પ્રશ્નોના ઉત્તરો છે. ગુજરાતી ને શાસ્ત્રી બન્ને પ્રકારનાં ટાઇપમાં છપાવેલ છે. બન્નેનાં પૃષ્ઠ ८८–८८ છે. આર્થિક સહાયક–શા. મોહનલાલ સાંકળચંદ. પ્રકાશક–શા. ભોગીલાલ સાંકળચંદ, રીચીરોડ, અમદાવાદ. મૂલ્ય–પઠનપાઠન. પ્રશ્નો તદ્દન સાદા ને સમજવાળા છે. ઉત્તરોમાં ઘણો વિસ્તાર કરેલો હોવાથી બહુ ઉપયોગી થયેલ છે. પ્રથમ છપાયેલ છે. આ પુસ્તક છપાવવામાં પ્રેરક પં. શ્રી માનવિજયજી ગણિ છે.

**૫. શ્રી સૂર્યપુર અનેક જૈન પુસ્તક ભાંડાગારદર્શિકા સૂચિ**–સંગ્રહકાર કેશરીચંદ હીરાચંદ ઝવેરી, પ્રકાશક મોતીચંદ મગનલાલ ચોકસી, સુરત, જૈન સાહિત્યફંડ તરફથી જુદા જુદા ૧૧ પુસ્તક ભંડારોની એકઠી અનુક્રમણિકા અકારાદિના ક્રમે અને જે જે પુસ્તકભંડારમાં તે પ્રત હોય તેના અંક સાથે પ્રગટ કરેલ છે. પ્રયાસ ઘણો કર્યો છે. દરેક શહેરના ભંડારોની આવી એકત્ર સૂચિ છપાય તો બહુ ઉપયોગી થઇ પડે. કિંમત રૂ. ૧) પ્રયાસના પ્રમાણમાં બહુ અલ્પ છે. શ્રી જૈનસાહિત્ય ગ્રંથ ગીરીઝનું આ બીજું પુષ્પ છે.

**૬. શ્રી સૂર્યપુરનો સુવર્ણયુગ યાને સુરતનો જૈન ઇતિહાસ**–પ્રારંભમાં રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇનો ઉપોદ્ઘાત પૃષ્ઠ ૧૨૮ માં આપેલો છે. તેમાં ૧૬ મા શતકથી ક્રમબદ્ધ હકીકત આપેલી છે. ત્યારપછી આપેલા ઇતિહાસે પૃષ્ઠ ૨૬૦ રોકેલાં છે. તેમાં મોટો ભાગ પદ્યબંધ છે. પ્રકરણો ૧૮ પાડેલાં છે, પ્રયાસ બહુ કર્યો છે, કિંમત રૂા. ૧) રાખી છે. ઉપર જણાવેલ સીરીઝનું આ ત્રીજું પુષ્પ છે સંચયકાર કેશરીચંદ હીરાચંદ ઝવેરી છે. પ્રકાશક-મોતીચંદ મગનભાઇ ચોકસી છે.

**૭. શ્રી સૂર્યપુર રાસમાળા**–સચયકાર ને પ્રકાશક ઉપર પ્રમાણે. પુષ્પ ચોથું છે. કિંમત બાર આના. સુરત શહેરના સંબંધના પદ્યબદ્ધ રાસડાઓ, સ્તવનો વગેરે જે જે લભ્ય થઇ શકેલ છે તે સર્વનો આ બુકમાં સંગ્રહ કરેલો છે. શુદ્ધ કરવાનું કામ શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઇએ કરેલું છે, તેથી શુદ્ધિ સારી થયેલી છે. પ્રયાસ સ્તુત્ય છે.

ઉપર જણાવેલી ત્રણે બુકો જેને મંગાવવી હોય તેણે શ્રી સુરત, ગોપીપુરા, શા. ભાઇચંદ છોટુભાઇ વકીલ ઉપર આઠ આના પોસ્ટેજના મોકલીને પત્ર લખવો, જેથી મળી શકશે.

**૮. આદર્શ જૈનદર્શન ચોવીશી તથા અનાનુપૂર્વી**–પ્રકાશક : પં. ભગવાનદાસ જૈન, જયપુર. કિં. રૂા. ૧–૮–૦. આને લગતી કાંઇક નાના કદની બુક ચાર આને મળે છે, તેમાં પણ પ્રભુની મૂર્તિઓ બહુ સુંદર છે. આ બુકમા તે કરતાં વિશેષતા છે, પરંતુ વિશેષ કિંમત રાખવાથી ખપીજીવો તેનો લાભ લઇ શકતાં નથી. પ્રકાશકે પ્રયાસ સારો કર્યો છે. ચિત્રો આકર્ષક છે.

**૯. સાર્થ પંચપ્રતિક્રમણાદિ સૂત્ર**—પ્રગટકર્તા શ્રી શ્રેયસ્કરમંડળ–મેસાણા, નવી આવૃત્તિ પહેલી. કિં. રૂા. ૨–૮–૦. આ બુકમાં તે મંડળના કાર્યવાહક ભાઇ શ્રી પ્રભુદાસ બહેચરદાસે ઘણો પ્રયાસ કર્યો છે. પ્રથમ પૃષ્ઠ ૮૪ માં પ્રસ્તાવના, ભૂમિકા, અનુક્રમણિકા વગેરે આપેલ છે. ત્યારપછી અર્થ સહિત સૂત્રોની શરૂઆત થાય છે. તેમાં ભરહેસરની સજ્ઝાયના અર્થમાં ૧૧૬ કથાઓ, પૃષ્ઠ ૩૯૨ થી ૫૫૯ સુધીમાં આપેલ છે. પચ્ચખ્ખાણ સંબંધી વિવરણમાં પૃષ્ઠ ૫૬૪ થી ૬૪૩ રોકયાં છે. પાક્ષિક અતિચારના વિવરણમા પૃષ્ઠ ૭૨૩ થી ૮૮૧ સુધી રોકયા છે એમાં બુદ્ધિવ્યાપાર બહુ કર્યો છે. અજિતશાંતિસ્તવ પછી તેમાં આવેલાં માગધી વૃત્તોની સમજણ આપી છે. એકંદર આ વિભાગમાં પૃષ્ઠ ૯૯૨ રોકેલાં છે. ત્યારપછી ત્રીજો વિભાગ ત્રણ પરિશિષ્ટોનો છે. તેના પ્રથમ પરિશિષ્ટમાં શેષ રહેતા ૪ સ્મરણો અર્થ સાથે આપ્યાં છે. બીજા પરિશિષ્ટમાં કાવ્યવિભાગ તરીકે ચૈત્યવંદનો, સ્તવનો, સજ્ઝાયો ને સ્તુતિઓ આપેલી છે. ત્રીજા પરિશિષ્ટમાં પ્રતિક્રમણમાં આવતાં માગધી ભાષાનાં સૂત્રોની સંસ્કૃત છાયા આપેલી છે તથા કેટલાક સુધારા, વધારા, ખુલાસાઓ ને શુદ્ધિપત્ર આપેલ છે. આ વિભાગનાં પૃષ્ઠ ૨૫૧ છે. એકંદર ૧,૪૦૦ લગભગ પૃષ્ઠોની આ બુકમાં કરેલો પ્રયાસ જોતા તેની કિંમત રૂા. ૨॥ વધારે નથી. જૈન બંધુઓ આ બુકનો લાભ જરૂર લે એવી અમારી ભલામણ છે.

**૧૦. સેનપ્રશ્ન સારસંગ્રહ**—ગુજરાતી અનુવાદ કરનાર આ. શ્રી વિજયકુમુદસૂરિ. પ્રકાશક–માસ્તર ન્યાલચંદ કાળીદાસ. વ્યવસ્થાપક–જૈનજ્ઞાનમંદિર, લીંચ. કિંમત રૂા. ૧–૮–૦. અનુવાદકનો પ્રયાસ સ્તુતિપાત્ર છે. આ ગ્રંથમાં ૪ ઉલ્લાસ છે. એમાં પ્રશ્નકાર એકંદર ૯૯ છે અને પ્રશ્નો ૧૦૧૭ છે. આખી બુક વાંચવાથી શાસ્ત્રોમાંહેના અનેક આંટી–ઘુંટીઓનો નીકાલ

થઈ જાય તેમ છે. પ્રારંભમાં ઉપોદ્ઘાત ભાઈ શ્રી પ્રભુદાસ બહેચરદાસે પૃષ્ઠ ૬૭ માં લખેલ છે. ત્યારપછી પ્રશ્નકારનાં નામોની અને પ્રશ્નોની અનુક્રમણિકા પૃષ્ઠ ૪૪ માં આપેલી છે. પ્રાંતે વિષયપરત્વે અનુક્રમણિકા આપી છે. આધાર તરીકે લીધેલાં આગમો ને ગ્રંથોનું લિસ્ટ આપ્યું છે.

**૧૧. સમ્રાટ્ સંપ્રતિ યાને પ્રાચીન જૈન ઇતિહાસની પ્રામાણિકતા**–પ્રકાશક : શા. ખેંગારજી હીરાજીની કું., થાણા. તથા શા. તારાચંદ કસ્તુરચંદ, થાણા. લેખક–મંગળદાસ ત્રિકમદાસ ઝવેરી. કિં. રૂા. ૫). ક્રાઉન આઠ પેજી પૃ. ૫૦૦. આ બુકના પ્રારંભમાં સમર્પણ, સ્ફુરણા, પ્રસ્તાવના, પરિચય, આધાર માટે લીધેલા ૬૨ ગ્રંથોની સૂચિ, વિષયાનુક્રમણિકા, લેખકના ઉપકારી આચાર્ય શ્રી જિનઋદ્ધિસૂરિનો પરિચય વગેરે આપ્યા બાદ ગ્રંથની શરૂઆત કરી છે. તેના ખંડ ૮ છે. અને દરેક ખંડમાં ઓછાવત્તાં પ્રકરણો છે. એકંદર ૮૫ પ્રકરણો ને ચાર પરિશિષ્ટો છે. પ્રથમ ખંડનાં ૭ પ્રકરણો છે. તેમાં શ્રી ઋષભદેવનું ચરિત્ર વિસ્તારથી આપીને પછી મહાવીરસ્વામી પર્યંત ટૂંકમાં હકીકત જણાવી છે. ઋષભદેવચરિત્ર વગેરેમાં સ્ખલનાઓ જણાય છે, પરંતુ તે છદ્મસ્થને માટે સંભવિત છે. ખરી રીતે બીજા ખંડથી ગ્રંથની શરૂઆત થાય છે. એમાં લેખકે પોતાનો હેતુ સિદ્ધ કર્યો છે.

બીજા ખંડમાં બિંબિસાર ઊર્ફે શ્રેણિકનું, કોણિકનું, તથા ઉદાયી રાજાનું ચરિત્ર આપેલું છે. ત્રીજા ખંડમાં નંદવંશની વંશાવળી, નવે નંદનાં ચરિત્રો ને છેવટે ચાણાક્યનું ચરિત્ર આપ્યું છે. ચોથા ખંડમાં મૌર્યવંશની વંશાવળી; ચંદ્રગુપ્ત રાજા; બિંદુસાર, કુણાલ ને સંપ્રતિ રાજાના જન્મ સુધીનું વૃત્તાંત છે. પાંચમાં ખંડમાં સંપ્રતિ રાજાનું આર્ય સુહસ્તિસૂરિના મેળાપ સાથે વિસ્તૃત ચરિત્ર આપ્યું છે. તેમાં અવંતિસુકુમાળના ચરિત્રનો પણ સમાવેશ કર્યો છે. છઠ્ઠા ખંડમાં મૌર્યવંશનું પતન અને તે વંશના છેલ્લા રાજાઓનું વૃત્તાંત છે. સાતમાં ખંડમાં કલંકી જેવા પુષ્યમિત્ર રાજાનું ને છેવટ મહામેઘવાહન રાજા ખારવેલનું વૃત્તાંત છે. વીર સં. ૬૦૫ સુધીનો તેમાં સમાવેશ છે. આઠમા ખંડમાં કાળની ગણના વગેરે જરૂરી બાબતો આપેલી છે. ચાર પરિશિષ્ટ બહુ ઉપયોગી આપ્યાં છે. તેમાં શ્વેતાંબર–દિગંબર વ્યાકરણસાહિત્યનું લિસ્ટ આપ્યું છે. જૈનપંડિતોએ જૈનેતરના સાહિત્ય પર ટીકાઓ લખીને કરેલી સાહિત્યસેવાનું લિસ્ટ પણ આપ્યું છે. એવી ઘણી બાબતો છે.

પૃષ્ઠ ૩૫૨–૬૦ ઉપર શ્રી અભયદેવસૂરિવિરચિત સંપ્રતિરાજાની સંસ્કૃત કથા ૧૯૯ શ્લોકની આપી છે. બીજી પણ અનેક બાબતો આપી છે. તેમાંથી નવું નવું ઘણું જાણવાનું મળે તેમ છે. આ બુકમાં એક અગત્યનો ભાગ ફોટાઓનો છે. તેમાં તીર્થોના, આચાર્યોના તેમ જ કેટલાક ઉપયોગી સ્થળોના અને બીજા મળી લગભગ ૩૫–૪૦ ફોટા આપ્યા છે. તેનું લિસ્ટ બુકમાં આપવાની જરૂર હતી.

આ બુકનો ખરો રિવ્યુ તો સાદ્યંત લક્ષપૂર્વક વંચાય ત્યારે અપાય. તેટલો અવકાશ ન હોવાથી હાલ માત્ર વસ્તુનિરૂપણરૂપ રિવ્યુ લેવામાં આવ્યો છે. વધારે વંચાયા બાદ પ્રસંગે વિશેષ લખવા ઇચ્છા વર્તે છે.

લેખકના પ્રયાસ માટે જેટલું લખીએ તેટલું થોડું છે. તેમણે પ્રયાસ બહુ કર્યો છે અને તે પણ ખાસ ઉપયોગી કર્યો છે. અમે તે માટે તેમને અંતઃકરણથી અભિનંદન આપીએ છીએ.



मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

# શ્રી જૈન ધર્મ પ્રકાશ



અંક ૯ મો




પુસ્તક ૫૬ મું

માર્ગશીર્ષ

સંવત્ ૧૯૯૭

વીર સંવત્ ૨૪૬૭

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર



# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પેસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૬ મું } માર્ગશીર્ષ { વીર સં. ૨૪૬૭
અંક ૯ મો } { વિક્રમ સં. ૧૯૯૭

## अनुक्रमणिका



### માસિકના પ્રકાશન સમયમાં ફેરફાર

આ નવમા અંક સુધી દર ઇંગ્રેજી મહિનાની તા. ૧૦ મીએ 'જૈન ધર્મ પ્રકાશ' બહાર પડતું હતું. હવેથી દર ઇંગ્રેજી મહિનાની તા. ૧ લીએ બહાર પડશે.

### નવાં કાર્તિકી જૈન પંચાંગ

આ વર્ષથી અમે કાર્તિકી પંચાંગ છપાવવાનો નિર્ણય કરીને તે છપાવીને આ અંક સાથે વહેંચ્યાં છે. હવે ચૈત્રી પંચાંગ છપાવીને વહેંચવામાં આવશે નહીં; માટે જરૂર હોય તેણે કાર્તિકી પંચાંગ જ મંગાવવાં. દર સો નકલના રૂા. ૨), છૂટક નકલનો અર્ધો આનો.




પુસ્તક ૫૬ મું | માર્ગશીર્ષ | અંક ૯ મો
વિ. સં. ૧૯૯૭ | | વીર સં. ૨૪૬૭

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( सुद्रालेख )

# શ્રી પરમાત્મ સ્તુતિ

( રાગ બિલાવલ )

છોડ હવે છળ-ભેદભરેલી, લાંબા કાળની રાક્ષસી રીતિ,
ભ્રમ નિદ્રામાં ભૂલી ગયો કાં, ભ્રષ્ટ તું કાળ કરાળની ભીતિ ?
જન્મ અનંતની યાદ ન આવે, વિષમ વિપત્તિઓ જે શિર વીતી,
રાખીશ જો મન ભાવના સારી, તો તો જરૂર જઇશ જગ જીતી. ૧

જાલિમ ભવસાગરને તરવા, સ્નેહ ધરી સુખ સાધન સજ રે,
એક અનાદિ પૂરણ અરિહંત છે, જેને નમે સુર નર મુનિ અજ રે;
આળપંપાળ ઉપાધિભરેલી, રસનાને વશ કરી તામસી તજ રે,
રાખે પ્રભુ પ્રેમે ઘટ ઘરમાં, શીખ માન હવે ન'થા નિર્લજ્જ રે. ૨

દીન મલિન થવા પ્રભુ પાવન, આવ્યો છું હું શરણ તમારી,
કામ ક્રોધ મદ મોહ કપટભર, ક્રૂર કુસંગી છું ભયમાં ભારી;
ભ્રમણ કર્યું વિષયોમાં ભૂધર, પ્રભુજી દેજો એ વાત વિસારી,
વિશ્વમાંહી આપ છો સચરાચર, અધમ સેવકને નાથ ઉધારી. ૩

દેવ દયા ધરી તારો હવે તો, ભાર અતોલ ભર્યા છે અઘના,
થઇ મદમસ્ત પ્રભુજી મેં તો, સાધુ પુરુષના કેણ ઉથાપ્યાં;
અજ્ઞાને અંધ હું લક્ષે ન લેતો, અલગ સદા રહેતો ઉત્તમથી,
તેમ છતાં સુરઇંદુને તારો, તારણહાર બિરદ તમ છે તો. ૪

અમીચંદ કરસનજી શેઠ

(૫૬)

સંતસમાગમ દુર્લભ જગમાં, ભાગ્યથકી ભવિ પામે રે;
સંતસમાગમ સહેજે થાતાં, ભવભવનાં દુઃખ વામે રે.-સંતસમાગમ૦ ૧

કામકુંભ-સમ-કામિતદાયક, સંતસમાગમ જાણો રે;
ઉભય લોકનાં સુખ સાંપડશે, શંકા લેશ ન આણો રે.-સંતસમાગમ૦ ૨

મન વચ કાયા નિર્મળ થાશે, પાપપડલ દૂર જાસે રે;
કેશરીકેરો સાદ સુણંતાં, હાથીજૂથ જ્યમ નાસે રે.-સંતસમાગમ૦ ૩

કામી ક્રોધી લોભી વ્યસની, હિંસાના કરનારા રે;
શરણું લેતાં સંત જનોનું, કઇક થયા સુખીઆરા રે.-સંતસમાગમ૦ ૪

ભૃંગીકેરો ચટકો ખાતાં, ઇઅળ બને છે ભૃંગી રે;
પતિત પાવન બની જાય છે, થાતાં સંતના સંગી રે.-સંતસમાગમ૦ ૫

સ્પર્શ સહેજ થતાં પારસનો, લોહ કનક જ્યમ થાયે રે;
સંતચરણનો સ્પર્શ જ થાતાં, જીવન પલટો ખાયે રે.-સંતસમાગમ૦ ૬

શીતળ છાયા સંત જનોની, શીતળતા પ્રગટાવે રે;
વાસ કરતાં એ છાયામાં, ત્રિવિધ તાપ હઠાવે રે-સંતસમાગમ૦ ૭

મોહ માયા ને જગજંજાળો, સંતકૃપાથી છૂટે રે;
અષ્ટ કરમનાં દગીઆ કાળાં, તરત તડાતડ તૂટે રે. સંતસમાગમ૦ ૮

મોક્ષતણા અભિલાષી સંતો, આગમના અભ્યાસી રે;
જ્ઞાન ધ્યાનમાં મસ્ત બનાવી, કરતા શિવપુરવાસી રે.-સંતસમાગમ૦ ૯

સંતસમાગમ સાચો આરો, ભવજળ તરવાકેરો રે;
દુનિયામાં દુજો દિસે નહિ, જે ટાળે ભવફેરો રે.-સંતસમાગમ૦ ૧૦

ગુણ અનંતા સંતજનોના, ગણતાં પાર ન આવે રે;
સેવા કરતાં ચિત્ત ઉલ્લસે, મંગળ કમળા વાધે રે.-સંતસમાગમ૦ ૧૧

સેવક બનીને સેવા કરજો, સંત જનોની સાચી રે;
કહે છગન નિશ્ચે તું રહેશે, દિવ્ય સુખમાં રાચી રે.-સંતસમાગમ૦ ૧૨

શાહ છગનલાલ નહાનચંદ નાણાવટી-વેજલપુર

# મોક્ષાર્થીને....વંદના

(રાગ બિભાસ)

જુઓ રે જુઓ રે જૈનો ! કેવા વ્રતધારી ?
કેવા વ્રતધારી ? **તેને વંદના અમારી**—જુઓ રે ટેક૦

**જુઓ જુઓ જંબૂસ્વામી,** બાળવયે બોધ પામી;
તજી રાજયઋદ્ધિ જેણે, તજી આઠ નારી;
તજી આઠ નારી, **તેને વંદના અમારી**—જુઓ રે૦ ૧

**ગજસુકુમાળ મુનિ,** ધગે શિર પર ધુનિ;
અડગ રહ્યા તે ધ્યાને, ડગ્યા ન લગારી;
ડગ્યા ન લગારી, **તેને વંદના અમારી**—જુઓ રે૦ ૨

કોશ્યાના મંદિર મધ્યે, રહ્યા મુનિ **સ્થુલિભદ્ર;**
વેશ્યા સંગ વાસ્યો તોયે, થયા ન વિકારી;
થયા ન વિકારી, **તેને વંદના અમારી**—જુઓ રે૦ ૩

**સતી તો રાજુલ જેવી,** જગમાં ન જોડી એવી;
પતિવ્રત માટે કન્યા, રહી એ કુંવારી;
રહી એ કુંવારી, **તેને વંદના અમારી**—જુઓ રે૦ ૪

**જનકસુતા જે સીતા,** વર્ષ તો બારે વીત્યાં;
ઘણું દુઃખ વેઠયું તોયે, ડગ્યાં ન લગારી;
ડગ્યાં ન લગારી, **તેને વંદના અમારી**—જુઓ રે૦ ૫

**સતી કળાવંતી** નામે, થયા શંખપુર ગામે;
કર બિજ કાપ્યા તોયે, રહ્યાં ટેક ધારી;
રહ્યાં ટેક ધારી, **તેને વંદના અમારી**—જુઓ રે૦ ૬

દુઃખડાં તો દીધાં દેવે, સહ્યાં એ તો **કામદેવે;**
ઘણું દુઃખ વેઠયું તોયે, ડગ્યા ન લગારી;
ડગ્યા ન લગારી, **તેને વંદના અમારી**—જુઓ રે૦ ૭

ધન્ય ધન્ય તે નરનારી, એવા દૃઢ ટેક ધારી;
જીવિત સુધાર્યું જેણે, પામ્યાં ભવપારી;
પામ્યાં ભવપારી, **તેને વંદના અમારી**—જુઓ રે૦ ૮

સંગ્રાહક : **મુનિશ્રી લક્ષ્મીસાગર**

( શ્રીમદ્ દેવચંદ્રજીકૃત )

# પાંડવ સ્વાધ્યાય

પાંચ પાંડવ મુનિરાય, આરોહે શેત્રુંજગિરે હો લાલ;
પૂરવ સિદ્ધ અનંત, તેહના ગુણ મનમેં ધરે હો લાલ. ૧
ધન્ય શ્રમણ નિર્ગ્રંથ, જિણ નિજ આતમ તારિયે હો લાલ;
દર્શન જ્ઞાન ચારિત્ર, આતમ ધરમ સંભારિયે હો લાલ. ૨
પામી ગિરિવર એહ, સુધું અણશણ આદરી હો લાલ;
કર્મ કદર્થન ભાંજી, નિજ અસંગતા અનુસરી હો લાલ. ૩
પ્રણમી આદિ જિણંદ, આણંદે વંદન કરે હો લાલ;
તે મન ચિંતે એમ, આત્મબળે ભવભય હરે હો લાલ. ૪
ગિરિ ઉપરિ એકંત, પુઢવી શિલાવટ પૂંજીને હો લાલ;
ધર્માચાર્ય નેમિ, વંદે નિરમલ હેજમેં હો લાલ. ૫
સિદ્ધ સકલ પણમેવિ, આચાર્ય પમુહા ગુણી હો લાલ;
જીવ સકલ ખામેવિ, વસ્તુ ધર્મ સમ્યગ્ સુણી હો લાલ. ૬
પાપસ્થાન અઢારે, દ્રવ્ય ભાવથી વોસિરી હો લાલ;
પૂરવ વ્રત પરિમાણ, વળી ત્રિકરણથી ઉચ્ચરી હો લાલ. ૭
ઇષ્ટ કંત અભિરામ, ચીર શરીરને વોસિરે હો લાલ;
પચખ્યા ચાર આહાર, પાદપ પરે અણસણ કરે હો લાલ. ૮
ભેદ રત્નત્રયી રીતિ, સાધન જે મુનિને હતો હો લાલ;
તેહ અભેદ સ્વભાવ, ધ્યાન બળે કીધો છતો હો લાલ. ૯
તત્ત્વરમણ એકત્વ, રમતા સમતા તનમયી હો લાલ;
પંચ અપૂરવ જોગ, કર્મસ્થિતિ ભાંગી ગઇ હો લાલ. ૧૦
અથ સગી કરણેણ, કર્મપ્રદેશે અનુભવ્યા હો લાલ;
કીટ્ટીકરણે મોહ, ચૂરણ કરિ નિરમલ થયા હો લાલ. ૧૧
ક્ષીણમોહ પરિણામ, ધ્યાન શુક્લ બીજે ધરે હો લાલ;
ઘાતિ ક્ષય લયલીન, કેવલજ્ઞાન દશા ધરે હો લાલ. ૧૨
થયા અયોગી અસંગ, શૈલેશી ઘનતા લહી હો લાલ;
અવ્યાબાધ સરૂપ, સકલ પૂર્ણ પદ સંગ્રહી હો લાલ. ૧૩
સિદ્ધ થયા મુનિરાજ, કાજ સંપૂરણ નિપનો હો લાલ;
શુદ્ધાનંદ ગુણ ભોગ, અક્ષય અવ્યય સંપનો હો લાલ. ૧૪
નાણ દંસણ સંપન્ન, અશરીરી અવિનશ્વરુ હો લાલ;
ચિદાનંદ ભગવાન, સાદિઅનંત દશા ધરુ હો લાલ. ૧૫

# श्रीरत्नत्रयकुलकम्

[ सानुवाद ]

चंदद्धसमणिडालं, झंपियनिस्सेसकुगइपायालं ।
मंगलकमलमरालं, वंदे वीरं गुणविसालं ॥ १ ॥

અષ્ટમીના ચંદ્ર જેવા ભાલપ્રદેશવાળા, સમસ્ત દુર્ગતિરૂપ પાતાળને આચ્છાદન કરનાર, કલ્યાણરૂપી કમળોમાં વિહરવાને હંસતુલ્ય, તેમ જ વિસ્તૃત ગુણવાળા શ્રી **વર્દ્ધમાનસ્વામીને** હું વંદન કરુ છું ૧.

लद्धे माणुसजम्मे, रम्मे निम्मलकुलाइगुणकलिए ।
घडियव्वं मोक्खकए, णरेण बहुबुद्धिणा धणियं ॥ २ ॥

નિર્મળ કુળાદિ ગુણવિભૂષિત રમણીય મનુષ્યભવ પ્રાપ્ત કરીને બુદ્ધિમાન પુરુષે શીઘ્રતાથી મોક્ષ પ્રાપ્ત કરવાને માટે યત્ન કરવો જોઈએ. ૨.

देवगुरुधम्मतत्ते, विन्नाए मोक्खसंभवो भविणो ।
अमुणियमग्गसरूवा, ण इट्ठपुरगामिणो होंति ॥ ३ ॥

શુદ્ધ **દેવતત્ત્વ**, **ગુરુતત્ત્વ** અને **ધર્મતત્ત્વને** સમ્યક્પ્રકારે જાણીને ભવ્ય પ્રાણીઓ મોક્ષ મેળવી શકે છે, કારણ કે જેઓએ માર્ગનું સત્ય સ્વરૂપ જાણ્યું નથી તેઓ ઈચ્છિત સ્થળે પહોંચી શકતા નથી ૩

દેવતત્ત્વ

जियरागो जियदोसो, जियमोहो जो मओ स इह देवो ।
अरिहंतोच्चिय सो पुण, न उ अन्ने हरिहराईया ॥ ४ ॥

---

વીશ કોડિ મુનિરાય, સિદ્ધ થયા શત્રુંજય ગિરે હો લાલ;
તે કાળે સાગર સાધુ, કોડિ તીનથી શિવ વરે હો લાલ. ૧૬

નારદમુનિ લહી સિદ્ધ, સાધુ એકાણું સહસથી હો લાલ;
ભાખ્યો એ અધિકાર, શત્રુંજય મહાત્મમાંહિથી હો લાલ. ૧૭

એહવા સંયમ ધીર, પાર લહ્યો સંસારનો હો લાલ;
વંદો સવિ નરનાર, શ્રમણ સુગુણ ભંડારનો હો લાલ ૧૮

પાઠક શ્રી **દીપચંદ**, શીસ ગણિ ઇમ મંગલે હો લાલ;
વંદે મુનિ **દેવચંદ**, સિધ્યા જે સિદ્ધાચળે હો લાલ. ૧૯

સંગ્રાહકઃ-અગરચન્દ નાહટા-બીકાનેર

રાગ, દ્વેષ તથા મોહને જેમણે જીત્યા છે તે જ શુદ્ધ દેવ ગણાય છે. તેવા દેવ તો શ્રી અરિહંત પરમાત્મા જ છે, હરિ, હર, બ્રહ્માદિ દેવો રાગ-દ્વેષાદિ દોષોથી યુક્ત હોઇને શુદ્ધ દેવ મનાતા નથી. ૪.

भवविसतरुबीयसमा, दोसा रागाइणो जयस्सावि ।
जे सामन्नामन्नाण, ताण कह होउ देवत्तं ? ॥ ५ ॥

જિતેંદ્રિયને પણ સંસારરૂપી વિષતરુના બીજ સમાન રાગદ્વેષાદિ દોષો હોય છે તો હરિ, હરાદિક કે જેઓ જિતેંદ્રિય પણ નથી તેઓમાં દેવપણું કઇ રીતે હોઇ શકે ? ૫.

सरयससिसोमरूवो, सुरपयडियपाडिहेरमाहप्पो ।
परमपयसत्थवाहो, भवसागरपारगो भगवं ॥ ६ ॥

શરદ્ ઋતુના ચંદ્ર જેવી સૌમ્ય કાંતિવાળા, દેવકૃત અષ્ટમહાપ્રાતિહાર્યાદિથી વિભૂષિત, મોક્ષપદે પહોંચાડવામાં સાર્થવાહ સમાન તેમ જ ભવસાગરના પારને પામેલા શ્રી અરિહંત પરમાત્મા જ છે. ૬

एसो च्चिय णमणिज्जो, णमंसणिज्जो य पूयणिज्जो य ।
संभरणिज्जो महया, तोसेण निभालणिज्जो य ॥ ७ ॥

તે શ્રી અરિહંત પરમાત્મા જ નમન કરવા લાયક, વંદન કરવા લાયક, પૂજવા લાયક, સ્મરણ કરવા યોગ્ય, તેમ જ અત્યંત પ્રમોદપૂર્વક દર્શન કરવા યોગ્ય છે. ૭.

जो जारिसओ देवो, तारिसमाराहिओ फलं देई ।
न कयाइ निंबरुक्खा, फलन्ति कप्पद्दुमफलाइं ॥ ८ ॥

આરાધન કરાયેલ દેવ જેવા હોય તેવા પ્રકારનું ફળ તે આપી શકે છે; કારણ કે લીંબડાનું વૃક્ષ કલ્પવૃક્ષના ફળને કદી પણ આપી શકે નહિ. ૮.

णिव्वाणसोक्खसामी, सव्वन्नुचिय निसेवए तम्मि ।
अवियप्पेण मणेठ्ठं, लब्भइ भव्वेहि सिद्धिसुहं ॥ ९ ॥

મોક્ષસુખના સ્વામી શ્રી સર્વજ્ઞ વીતરાગ પરમાત્મા જ છે. તેમની ઉપાસના કરવાથી ભવ્ય પ્રાણીઓ મનોવાંછિત મોક્ષસુખને નિ:સંશય પ્રાપ્ત કરે છે. ૯

सयलभुवणेकबंधू, अइमयसयरयणरोहणगिरिंदो ।
देविंदवंदमहिओ, धन्नाण जिणो हवइ देवो ॥ १० ॥

ત્રિભુવનના એક માત્ર બંધુરૂપ, સેંકડો અતિશયરૂપી રત્નોના રોહણાચળ પર્વત સમાન, તેમ જ ઇંદ્રોના સમૂહથી પૂજાયેલા શ્રી જિનેશ્વરદેવને ધન્ય પુરુષો જ દેવ તરીકે પ્રાપ્ત કરે છે-માને છે ૧૦.

अमलिणसीलमहावा, उत्तमजलखलियमयणवणदावा ।
परियाणियसब्भावा, ते निम्मलफलिहसमभावा ॥ ११ ॥

તે વીતરાગ દેવ નિર્મળ શીલયુક્ત, ઉપશમ રસથી કામદેવરૂપી વન-દાવાનળનો નાશ કરનાર, સમગ્ર વસ્તુસ્વભાવના જ્ઞાતા અને નિર્મળ સ્ફટિક રત્ન જેવા સ્વરૂપવાળા છે. ૧૧.

ગુરુતત્ત્વ

चंदकिरणुज्जलाइं, चिंतामणिकामधेणुसरिसाइं ।
पंचवि महव्वयाइं, सुविणे वि ण जेसिं खलियाइं ॥ १२ ॥

ચંદ્રકિરણ જેવા ઉજ્જવળ, તેમ જ ચિંતામણિ રત્ન અને કામધેનુ સદૃશ એવા પાંચ મહાવ્રતોનો જેઓ સ્વપ્નમાં પણ ભંગ કરતા નથી તે શુદ્ધ ગુરુ કહેવાય છે.

सेवियगुरुकुलवासा, सम्मं विन्नायपवयणरहस्सा ।
एसणगवेसणासु य, जे दढमारूढपरिणामा ॥ १३ ॥

તે ગુરુ ગુરુકુળવાસનું સેવન કરનાર, શાસ્ત્રના સમ્યક્ પ્રકારના રહસ્યને જાણનાર તથા એષણા અને ગવેષણાનું સુંદર રીતે પરિપાલન કરનાર હોય છે. ૧૩

जे जीवियमरणेसुं, लाभालाभेसु सुखदुक्खेसु ।
पूयापूयासु तहा, नो विसममणा मणागंपि ॥ १४ ॥

વળી તેવા ગુરુ જીવન અને મૃત્યુ, લાભ અને અલાભ, સુખ અને દુઃખ, તેમ જ સત્કાર અને તિરસ્કારમાં સમપરિણામી હોય છે ૧૪.

जे दूसमावसेण वि, पायं पडिखलियसुयणसीलेन ।
दोसदुमवारिणा दा-रुणेण नो निहयमाहप्पा ॥ १५ ॥

ઘણું કરીને સજ્જન પુરુષોના સદાચારને સ્ખલિત કરનાર, દોષરૂપી વૃક્ષને વિકસિત કરવામાં જળ સમાન આ દારુણ દુષમકાળને અંગે પણ જેઓનું માહાત્મ્ય હણાયેલ નથી. ૧૫

जेसिं सीलंगाइं, सुरनरसिवसोक्खसाहणंगाइं ।
नो पाविय भंगाइं, कहिंचि हयमयणरंगाइं ॥ १६ ॥

સુર, નર અને શિવગતિના સાધનરૂપ, કામદેવને પરાજિત કરનાર જેમના અઢાર હજાર શીલ-ગુણો કદી પણ સ્ખલિત થયા નથી ૧૬

कारुन्नपुन्नहियया, दक्खिन्नमहोयही महासत्ता ।
जे साहुणो तए चिय, हवन्ति गुरुणो गुणिजणाणं ॥ १७ ॥

કરુણાથી ભરપૂર હૃદયવાળા, દાક્ષિણ્યના સાગર સમાન, તેમ જ મહાસત્ત્વશાળી જે સાધુઓ હોય તે જ ગુણી પુરુષોના ગુરુ હોય છે. ૧૭.

जेसिमकल्लाणाइं, निहणं पत्ताइं तेसि सुहरिद्धी ।
सन्निहिया तेहि इमे, गुरुणो परियाणिया होंति ॥ १८ ॥

જેઓનું અકલ્યાણ નાશ પામી ગયું છે અને મોક્ષસુખ નજીકમાં રહેલું છે તેવા પ્રાણીઓએ આવા શુદ્ધ ગુરુને ઓળખ્યા-જાણ્યા છે. ૧૮.

ધર્મતત્વ

जत्थ दया जीवाणं, जत्थ जिणो देवया गुरु गुणिणो ।
सोच्चिय धम्मो धम्मिय-जणाण धम्मोत्ति पडिहाइ ॥ १९ ॥

જેમાં જીવોની દયા ઉપદેશેલી હોય, જિનેશ્વર પરમાત્મા દેવ અને ગુણવંત ગુરુ હોય તેવો ધર્મ જ ધાર્મિક પુરુષોને **ધર્મ** તરીકે અતિ પ્રિય બને છે. ૧૯.

एगो तत्थ गिहीणं, अन्नो साहूण तत्थ गिहिधम्मो ।
पूया जिणाण दाणं, मुणीण निम्महियमोहाणं ॥ २० ॥
साहम्मियजणपीई, गुरुजणसुस्सूसणं सुनिउणं च ।
दूरमणुव्वयसुद्धी, बुद्धी सज्झायझाणेसु ॥ २१ ॥
नयसारो ववहारो, उदारभावेण दीणदाणाई ।
कज्जाणं च विवज्जण-मइसावज्जाण दूरेणं ॥ २२ ॥

તે શુદ્ધ ધર્મના બે પ્રકાર છે: ગૃહસ્થધર્મ અને સાધુધર્મ. જિનેશ્વર ભગવંતની પૂજા, મોહનું મર્દન કરનાર મુનિજનોને દાન, સાધર્મિકજનો પ્રત્યે પ્રીતિ, ગુરુજનની સદ્ભાવપૂર્વક શુશ્રૂષા, પાંચ અણુવ્રતોનું શુદ્ધ પરિપાલન, સ્વાધ્યાય તથા ધર્મધ્યાનાદિમાં રક્ત, ન્યાયયુક્ત વ્યવહાર, ઉદાર ભાવથી દીનજનોને દાન, સાવદ્ય કાર્યોનો દૂરથી જ ત્યાગ-આ બધાં ગૃહસ્થધર્મનાં લક્ષણો છે. ૨૦-૨૨.

पाणिवहाईयाणं, पावट्ठाणाण जावजीवं पि ।
जं सव्वहा विवज्जण-मेसो धम्मो जईण पुणो ॥ २३ ॥

જીવનપર્યન્ત પ્રાણાતિપાતાદિક પાંચ પાપસ્થાનકોનો સર્વથા ત્યાગ કરવો તે સાધુધર્મ કહેલો છે. ૨૩.

રત્નત્રયી

एसो देवो एसो गुरू, य धम्मो य एस नउ अन्नो ।
इय पडिवत्तिपराणं, सम्मत्तं होइ सत्ताणं ॥ २४ ॥

ઉપર જણાવી ગયેલ શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મ તેજ વાસ્તવિક છે, અન્ય નહિ-એવા પ્રકારની શ્રદ્ધાવાળા પ્રાણીઓને **સમકિત** હોય છે. ૨૪.

सम्मत्ताउ ण अन्नो, बंधू व पिया व होज्ज जीवाणं ।
नो मित्तं न निहाणं, ण पिहाणं नरयदारस्स ॥ २५ ॥

एगम्मि वि सम्मत्ते, लद्धे लब्भंति सयलसोक्खाइं ।
चिंतामणिम्मि एगंमिं, चेव जह चिंतियफलाइं ॥ २६ ॥

સમ્યક્ત્વ સિવાય આ જીવને અન્ય કોઇપણ બંધુ, પિતા, મિત્ર, નિધાન તેમ જ નરકગતિગમનથી રોકનાર નથી. જેમ એક ચિંતામણિ રત્નની પ્રાપ્તિથી મનોવાંછિત પદાર્થોની પ્રાપ્તિ થાય છે તેવી જ રીતે એક માત્ર **સમકિત**ની પ્રાપ્તિ થવાથી ભવ્ય પ્રાણીઓ સમગ્ર સુખોને મેળવી શકે છે. ૨૫-૨૬.

इह जीवियमरणाणं, अमयविसाणं जह किल विरोहो ।
तह सम्मत्तगुणाणं, वियाण मिच्छत्तदोसाणं ॥ २७ ॥
ता मिच्छत्तपवित्तिं, तिविहं तिविहेण जावजीवाए ।
सुविणेऽवि मा कुणिजसु, सुंदरगुणहाणिसंजणणिं ॥ २८ ॥

આ સંસારમાં જીવન અને મૃત્યુ તથા અમૃત ને વિષ વચ્ચે જે તફાવત રહેલો છે તેવો જ તફાવત સમ્યક્ત્વરૂપ ગુણ અને મિથ્યાત્વરૂપ દોષ વચ્ચે રહેલ છે એમ તું જાણ, અને એમ જાણીને સુંદર-શ્રેષ્ઠ ગુણોનો ઘાત કરનારી મિથ્યાત્વ પ્રવૃત્તિને હે ભવ્ય પ્રાણી! તું જીવનપર્યન્ત ત્રિવિધે સ્વપ્નમાં પણ આચરીશ નહિ ૨૭-૨૮

धन्ना पाविंति इमं, धन्नयरा पावियं पि पालेंति ।
तत्तो वि य धन्नतमा, नियमफलेणं फलावेंति ॥ २९ ॥

આવા સમ્યક્ત્વને જે પ્રાપ્ત કરે છે તે ધન્ય છે, પ્રાપ્ત કરીને જે તેનું પાલન કરે છે તે વિશેષ ધન્ય છે અને જેઓ તેના દ્વારા મોક્ષસુખને પ્રાપ્ત કરે છે તે સૌથી શ્રેષ્ઠ ધન્યવાદને પાત્ર છે. ૨૯.

पीऊसपाणसरिसो, एसुवएसो मणे परिणयम्मि ।
एयंमि कुभावविसं, विसमंपि समं पवज्जेइ ॥ ३० ॥

સુધા-અમૃતપાન સરખો આ ઉપદેશ જો મનમાં પરિણમ્યો હોય તો અત્યંત કઠોર એવું મિથ્યાત્વરૂપી ઝેર શમી જાય છે. ૩૦.

रयणत्तयकुलयमिणं, रइयं मुणिचंदसूरिणा सम्मं ।
भवा भावेंता पुण, कम्मक्खयहेउसंपत्ता ॥ ३१ ॥

**મુનિચંદ્ર** નામના સૂરિવરે આ **રત્નત્રયકુલક** સમ્યક્ પ્રકારે રચ્યું છે. આ રત્નમય કુલકને હૃદયમાં ધારણ કરનાર ભવ્ય પ્રાણીઓ અવશ્ય સમકિતથી વાસિત બનેલ છે. ૩૧.

અનુવાદકર્તા-પંડિત જગજીવનદાસ પોપટલાલ, વ્યાકરણતીર્થ



# વૈરાગ્યમય સૂક્તવચનો

( ગતાંક પૃષ્ઠ ૨૬૫ થી ચાલુ )

(૧૪) શ્રાવકપણાનું નામ ધરાવી સુદેવ ઉપરથી શ્રદ્ધા દૂર કરી, સુગુરુ ઉપર આળ ચડાવવા, તેમની નિન્દા-વિકથા કરવી, તેમના ઉપર જૂઠાં કલંકો ચઢાવી માન મેળવવાં, તેઓને ખરાબ ચિતરવા, તેઓને હલકા પાડવા, દુનિયાની બત્રીશીએ ચડાવવા, તેઓના ઉપર વૈરભાવ ધારણ કરવો, તેઓની હલકાઇ કરવી, તેઓના ઉત્તમ ગુણોનું આચ્છાદન કરી-ગુણદ્વેષી થઇ તેઓના ઉપર કનિષ્ઠ વાણીનો (વચનનો) વર્ષાદ વર્ષાવવો તેના સમાન બીજું એક પણ સંસારમાં પરિભ્રમણ કરવાનું કારણ નથી.

(૧૫) શ્રાવકપણાનું નામ ધરાવી કંદમૂળનું ભક્ષણ કરવું, રીંગણાદિક અભક્ષ્યનું સેવન કરવું, રાત્રિભોજન કરવું, અનંતકાયનું સેવન કરવું, પરસ્ત્રી સાથે લંપટ થવું, માંસ મદિરાનું ખાનપાન કરવું, વેશ્યાગમન કરવું, ચોરી, ચુગલી કરવા તત્પર થવું તેના સમાન બીજું એક પણ નરકનું દ્વાર નથી. તેના સમાન સંસારની વૃદ્ધિ કરનાર બીજું કોઇ કારણ નથી, માટે જૈનનામધારી દરેક બન્ધુઓએ ઉપર લખેલી બાબતો અંગીકાર કરવી ન જોઇએ.

(૧૬) સત્ય વસ્તુનો સ્વીકાર કરવા સમાન બીજુ એકે ડહાપણ નથી.

(૧૭) વિશ્વાસઘાત સમાન બીજું મહાપાપ નથી.

(૧૮) ઈર્ષ્યા, ચાડી, ચુગલી કરવી, કલંક ચડાવવાં, અછતા દોષો પ્રગટ કરવા, તથા ધર્મધ્વંસકારી વાતોનો પ્રચાર કરવો, તેના સમાન બીજું કોઇ કુટિલ કર્મ નથી.

(૧૯) યથાર્થ ધ્યાનને ધારણ કરવું તે બહુ જ દુર્લભ છે.

(૨૦) હે બન્ધો! ક્ષમા ધારણ કર અને ખોટા મદનો ત્યાગ કર.

(૨૧) હે જીવ! પરગુણનો રાગી થા અને પરદોષને વોસિરાવી દે.

(૨૨) હે બન્ધો! અજ્ઞાનચક્ષુને દૂર કરી જ્ઞાનચક્ષુને ઉઘાડી જો.

(૨૩) હે માનવ! કોઇ દિવસ કન્યાવિક્રય, દાણચોરી, થાપણમોસો, અને પાપી કૂડવ્યાપાર વિગેરે કરીશ નહિ.

(૨૪) આ પ્રમાણેનાં લક્ષણવાળો ધ્યાની હોય છે. ધ્યાન કરનારનું ચિત્ત સ્વચ્છ-નિર્મળ હોવું જોઇએ, અર્થાત્ દરેક પ્રકારના સંકલ્પવિકલ્પથી રહિત હોવું જોઇએ, ધ્યાન કરનારનું ચિત્ત રાગદ્વેષથી મુક્ત હોવું જોઇએ, ધ્યાન કરનારનું ચિત્ત સરલસ્વભાવી તથા શાન્ત હોવું જોઇએ, ધ્યાન કરનારનું ચિત્ત નિર્લોભી, નિર્માયી, નિર્માની, નિષ્કષાયી, નિરાકાંક્ષી હોવું જોઇએ, ધ્યાન કરનાર લોકપરિચયથી મુક્ત હોવો જોઇએ, પ્રવૃત્તિમાર્ગથી હટેલ હોવો જોઇએ. ધ્યાન કરનાર ગુણાનુરાગી, મહાદક્ષ અને ધૈર્યવાન હોવો જોઇએ. આ પ્રમાણે વર્તનાર ધ્યાની કહેવાય છે, અધ્યાત્મી કહેવાય છે, મુમુક્ષુ આત્મા કહેવાય છે,

અન્યથા તો બગધ્યાની, મહામાની અને લોકોને ઠગનાર કહેવાય છે. આ પ્રમાણેનું મારું કહેવું નથી, પરન્તુ શાસ્ત્રકાર જ તે પ્રમાણે કહે છે.

(૨૫) હે માનવ! તું જે વાત સાંભળે, જે વાત વાંચે અને જે વાત નજરે દેખે તેનો પણ ખાસ અનુભવ કરજે. એકદમ તેના સત્યાસત્યના નિર્ણય ઉપર આવીશ નહિ.

(૨૬) હે ભવ્ય! પરના મર્મને બોલીશ નહિ, પરના અવર્ણવાદ બોલીશ નહિ, પરની ચુગલી કરીશ નહિ; કેમકે તેમ કરવાથી કેવળ કર્મબંધન જ થાય છે. સર્વગુણી તો વીતરાગ પ્રભુ જ છે. બાકીના દરેકમાં ન્યૂનાધિકપણે અવગુણો તો રહેલા જ હોય છે. તું વિચાર કરીશ તો તારા પોતામાં પણ કોઈ દુર્ગુણો માલૂમ પડશે, માટે ખરેખર તો પોતાના દોષોને દૂર કરવા તત્પર થવું તે જ શ્રેયસ્કર છે.

(૨૭) હે મનુષ્ય! જરા વિચાર કર! વિચાર કર! એક દિવસ ચાલ્યા જવું છે, અમરપણાનું સર્ટિફિકેટ કોઈ લઈને આવ્યું નથી, માટે જેમ બને તેમ છળ-પ્રપંચ આદિનો ત્યાગ કર. કેટલા ભવને માટે આ બધો વ્યાપાર લઈ બેઠો છે? ચિત્તને શાંતિ પમાડી નિવૃત્તિમાર્ગનું આલંબન કર કે જેથી તું આલોક અને પરલોકની અંદર સુખી થાય.

(૨૮) હે મહાનુભાવ! તને આ જે લોભ લાગ્યો છે તે મહાદુઃખદાયી છે. લોભ કેવલ આપત્તિનું મૂળ છે અને લોભ અનર્થની ખાણ છે. જગતના જન્તુઓ લોભાંધ થઈ હીરા, રત્ન, માણેક, સુવર્ણ, વસ્ત્ર, પાત્ર, ગાડી, ઘોડા, બાગ, બગીચા આદિ મેળવવા માટે અનેક પ્રકારે છળ-પ્રપંચ કર્યા કરે છે, થાપણો ઓળવે છે, ચોરી કરે છે, વિશ્વાસઘાત કરે છે અને લોકોની અંદર કેવળ અપમાનને મેળવી ભવાન્તરમાં દુર્ગતિમાં જઈ પડે છે.

(૨૯) હે બાન્ધવ! વિચાર કર! કોઈ અપેક્ષાએ ઉપર લખેલો લોભ તો સારો પણ ગણી શકાય, પરંતુ કોઈને માનનો લોભ થાય છે, તે તો ખરેખર ભવોભવ મસ્તક કપાવનારો છે. માનનો લોભી માણુસ દેવ, ગુરુ અને ધર્મને ઓળવે છે, માનનો લોભી માણુસ શાસ્ત્રનું ઉત્થાપન કરે છે, માનનો લોભી માણુસ ક્રોધાદિ કષાયોનું ગાઢ સેવન કરે છે, માનનો લોભી માણુસ શાસ્ત્રચોરી, કવિતાચોરી, અને લેખચોરીઓ કરતો જ રહે છે. શ્રી વીરપ્રભુના માર્ગને તિરસ્કાર કરી માન મેળવવા માટે કેવળ વિતંડાવાદરૂપ, અપવાદરૂપ અને ભવોભવના ભારરૂપ સ્વકલ્પિત મતને સ્થાપન કરે છે અને તેમ કરી અનંતો સંસાર ઉપાર્જન કરે છે. અતઃ ઉપરના લોભ કરતાં આ માનનો લોભ વધારે દુઃખદાયી છે. બાકી પરિણામે તો ઉપરનો લોભ તથા આ માનનો લોભ બન્ને કેવળ કર્મબંધનનાં કારણો છે.

(૩૦) હે ચેતન! ચારે બાજુથી જાજ્વલ્યમાન અગ્નિ ઉત્પન્ન થયા બાદ કૂવો ખોદાવીશ તો તે પ્રયત્ન કેવળ વ્યર્થ જ છે; માટે પ્રથમથી જ ચેતી લે અને આ મનુષ્ય-જન્મનું ફળ બરાબર પ્રાપ્ત કરી લે.

મુનિશ્રી લક્ષ્મીસાગરજી



# વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૯૧ )

**કોઈ બીજાનું વાંકું બોલતો હોય કે આપણાં વખાણ કરતો હોય એની વાત માની લેવી ઘણી સહેલી છે.**

આ વાત સાચી છે? ધ્યાન રાખીને જોતાં એ ખરેખર સાચી લાગે છે! ત્યારે આપણે શું એટલા બધા ખગાબ થઈ ગયા છીએ કે કોઇની નબળી વાત સાંભળતાં જ તે માની લઇએ? આ 'સાંભળ્યું કે?' નો સવાલ ભારે આકરો છે. પારકાં નળીઆં ગણવાના સંસ્કારને પરિણામે આ ટેવ જામતી જાય છે. કોઇ આસામી એકાદ વલણમાં જરા ઢીલો પડે કે એની વાત ચાલશે અને એનામાં તો મોટી પોલ છે એવી વાત એક કાનેથી બીજે કાને દોડશે, અને થોડાક કલાકમાં તો એ વાતની આસપાસ મોટાં જાળાં જામી જશે. આ શું? કોઇ જરા રાત્રે રખડે કે વહેવારમાં ઢીલો પડે એટલે એને માટે ખરાબ વાતો ચાલે છે અને જેને એની સાથે લેવડદેવડ કે સંબંધ ન હોય તે પણ એની હીણી વાતમાં રસ લઇ, એ વાતમાં ટકા ઉમેરતો જાય છે. આનો એક જ અર્થ છે કે આપણે હજુ ચારિત્રબંધારણમાં ઘણા મંદ છીએ. તપાસ કર્યા વગર કોઇની કોઈ પણ નબળી વાત માની લેવી એ સત્પુરુષને ન ઘટે. કોઇની હલકી વાત સંભળાય તો મારે શું? એની વાત એ જાણે–એવું વલણ હોય તે ઠીક છે, પણ જ્યારે એવી વાત **માની લઇ તેમાં મીઠું મરચું ભભરાવવામાં** આવે ત્યારે સમજવું કે આપણે હજુ ઉચ્ચ ભૂમિકાનું પહેલું પગથિયું પણ ચઢ્યા નથી. આ સ્થિતિ સત્ય હોવા છતાં તિરસ્કારને પાત્ર છે.

એથી પણ વધારે જ્યારે આપણા કોઇ વખાણ કરે ત્યારે આપણે તે વાત સહેલાઇથી સ્વીકારી લઇએ છીએ. આપણામા પ્રશંસાને પાત્ર થવાની યોગ્યતા છે કે નહિ એનો વિચાર કર્યા વગર આપણે પણ કાંઈક છીએ એ વિચારથી આપણે મનમાં મલકાઈ જાઇએ છીએ અને એક વાર નીચે ઢળ્યા એટલે તો પછી વાત વણસી જ જાય છે.

પારકાની તુલના કરનાર તું કોણ? તને બીજા ઉપર અભિપ્રાય આપવાનો કોણે અધિકાર આપ્યો? અને કોઇ પ્રગતિ કે ઉન્નતિની પારકી વાતો હોય તો તો જાણે સમજ્યા, પણ નબળી વાત મનાય કેમ? માની લેવાય કેમ? આવા એકતરફી ફેસલાથી અનેકને અન્યાય થાય છે એ સમજાય તેવી વાત છે. અને આપણી પ્રશંસા કોઇ કરે, તો તેમાં તેનો સ્વાર્થ કે હેતુ ગો છે ને તો જરૂર સમજવું ઘટે. આત્મનિંદા અને પરસ્તુતિ એ સજ્જનનું લક્ષણ છે અને પોતાની પ્રશંસા સાંભળવી એ દુર્ઘટ ઘટના છે અને સાંભળીને રાજી થવું એ આત્મવંચના છે. સારો માણસ પોતાની પ્રશંસા સાંભળવા ઇચ્છે નહિ, કોઇ પ્રશંસા કરે તો નિરીક્ષણ કરે અને પારકાની વાત આવે ત્યારે ખંચકાઇને ઊભો રહે. વિદ્યાવ્યાસંગી અથવા સચ્ચારિત્રશીલ **પારકી પંચાતમાં** પડે જ નહિ, નબળી વાતમાં ઊભો

રહે નહિ અને પોતાની પ્રશંસા સાંભળી અંદર જોવા મંડી જાય. અન્યનું ખરાબ બોલાય તે સાંભળવાનો એને વખત ન હોય અને માનવા સાથે એને સંબંધ ન હોય. જે પોતાની પ્રશંસા સાંભળી રાજી થાય છે તેનો વિકાસ જ અટકી જાય છે એમ સમજવું.

"It is easy to believe one who speaks derogatorily of others or in praise of ourselves." (19-4-39) B. C.

( ૧૯૨ )

## તમારા ખીસામાં રહેલા ચાર આના બીજાની પાસેના લેણા પડતા આખા રૂપીઆ કરતાં વધારે ખરીદી શકશે.

કચ્છી ભાષામાં કહેવત છે કે '**લખણુ સોણુ પેં ઢીગલો રોકડો સદ**' એટલે લાખનું સ્વપ્નું આવે તેના કરતાં રોકડો પૈસો હોય તે વધારે સારો છે. અને આ વાત તદ્દન ખરી છે. કલ્પનાનું નાણું કામનું નથી અને પારકા પાસે લેણું હોય તે આપણી ભીડને વખતે ઉપયોગમાં આવશે જ એમ કહી શકાય નહિ. એટલા માટે કહેવાય છે કે '**ગરથ ગાંઠે અને વિદ્યા પાઠે.**' એટલે રોકડ નાણું ગાંઠમાં અથવા ઘરની તીજોરીમાં હોય તે અડધી રાતનો હોંકારો છે અને અડીને વખતે તેનું સાચું મૂલ્ય છે.

અગાઉ એક ચિત્ર જોયું હતું. એમાં એક બાજુ રોકડીઓ અને બીજી બાજુ ઉધારનો ધંધો કરનાર હતા. રોકડીઓ રૂપીઆના સાડાસોળ આના કરે, પણ એનું શરીર ઘાટસર અને મુખ પર આનંદ. ઉધાર ધંધો કરનાર સવાયા કરે, પણ એની તીજોરીમાં ઊંદરડા દોડે અને એના મોં પર ગ્લાનિ. એટલે '**આજ રોકડ, કાલ ઉધાર**' ની પદ્ધતિએ વેપાર કરનારને મોજ રહે છે. માણસોની દાનત સરખી રહેતી નથી. આજકાલ વેપારમાં સટ્ટાનું તત્ત્વ વધારે દાખલ થયું છે, એટલે આજે જે આસામી હોય તે કાલે સામી ( સ્વામી, સંન્યાસી, નિર્ધન ) થઇ જાય છે; એટલે જેને ઉધાર આપ્યું હોય તે નાણાં પાછાં આપશે કે નહિ, આપશે તો પૂરાં આપશે કે નહિ અને પૂરાં આપશે તો જ્યારે ખાસ ખપ હોય ત્યારે આપશે કે નહિ–એ સર્વ વાત સંદેહમાં રહે છે; માટે ખીસામાં હોય તે ખરું નાણું, ઘરમાં તૈયાર હોય તે સાચું નાણું અને જોઇએ ત્યારે જેને ઉપયોગમાં લઇ શકાય તે **સાચું નાણું**.

આ તો વહેવારની વાત થઇ. વ્યવહારકુશળ માણસો રોકડ નાણામાં જ માને છે અને બે પાંચ ટકા ઓછા મળતા હોય તો તે લઇ તે વડે વેપાર કરી વધારે લાભ મેળવે છે. આત્મિક ક્ષેત્રમાં પણ એ જ વાત છે. સ્વનો સ્વીકાર કરી **પરભાવનો ત્યાગ** કરતાં આવડે એટલે આત્મસાક્ષાત્કાર થાય છે અને એ સિવાયના માર્ગોમાં પ્રયાસ ઘણો અને લાભ કેટલીક વાર નામનો, જ્યારે ઘણીખરી વાર ઉધાર પાસું વધી જાય છે. **નગદધર્મ**નો મોટો મહિમા છે. આખા આત્મલક્ષી ધર્મોનો સાર **સ્વપરનું વિવેચન** છે અને એની આખરે સ્વનો સ્વીકાર અને પરનો ત્યાગ છે. સ્વ–પોતાની પાસે હોય એ રોકડ નાણું છે, પોતે છે, પોતામય છે અને એ તો એકલો આત્મવિકાસ જ કરે છે. સમજુ લક્ષ્યવાન તેટલા માટે આ રોકડ–નગદધર્મને આદરે અને તે દ્વારા પોતાની પ્રગતિ સાધી સાધ્ય તરફ પ્રયાણ

કરે. નાણું ખીસામાં હોય તે માણુ ખરીદી શકે અને ખરીદે તે ખાય. અગસ્ત્ય ઋષિના વાયદા કરે તેવો દેણદાર નકામો છે અને મનમાં ઘડેલા શેખચલ્લીના મનોરથો અર્થવગરના છે. પોતાનું તે જ કહેવાય કે જે સર્વ કાળ સાથે રહે અને વખત પડે બરાબર ઉપયોગમાં આવે. આવ્યું-તે સાચું, આવશે તે ભ્રમણા. રોકડનો અવાજ પણ આનંદપ્રદ છે.

"Four annas in your pocket will purchase more than the rupee some one owes you." (11-5-39) B. C.

( ૧૯૩ )

## દેખીતી રીતે તદ્દન નજીવી લાગતી બાબતમાંથી આપણે આપણું ચારિત્ર, આપણું દુન્યવી જીવન અને આપણી શાશ્વત નોંધ બાંધવાની છે.

આપણું પોતાનું કે અન્ય સ્નેહીનું જીવન વિચારી જશું તો જણાશે કે આખા જીવનમા મોટા બનાવ કે પ્રસંગો તો ગણ્યાગાંઠ્યા હશે, જ્યારે નાના નાના બનાવો સંખ્યાબંધ હશે ઘણાખરાના જીવનમા જન્મ્યા, ઊછર્યા, ભણ્યા, વેપાર કર્યો અને મરી ગયા–એટલુ જ હોય છે; પણ એના અવતારમાં નાના નાના અનેક બનાવો બનેલા હોય છે. અહીં એક નાની ફતેહ મળી, પણે બીજી મળી, અહીં એક નાની ભૂલ કરી, બીજી જગ્યાએ નાનો સદ્દગુણ મેળવ્યો, અહીં થોડા મીઠા શબ્દો ઉચ્ચાર્યા, પણે આકરાં કડવાં વેણ સાંભળ્યા, અહીં કોઇને નાનીશી મદદ કરી, પણે કોઇને અડચણ કરી, વગેરે વગેરે બનાવો પાર વગરના હોય છે; અને ખરેખર જીવન આવા નાના બનાવોનો જ સરવાળો છે. એકંદરે જોતા ઘણાખરાના સંબંધમા નાના બનાવો અપરંપાર હોય છે, જ્યારે આકર્ષક કે નોંધ લેવા લાયક બનાવો બહુ જ અલ્પ હોય છે અને આવા નાના બનાવો પર જ જીવનની ફત્તેહનો આધાર રહે છે. એમ કદિ પણ ધારવું નહિ કે નાની બાબતમાં શું ? નાની બાબતો જ ખાસ ઉપયોગી છે નાની બાબતમાં ઉપેક્ષા કરનાર આખરે એવી બાબતોથી જ હાર પામી એને તાબે પડી જાય છે અને પછી મહાન્ કાર્ય કરવાને કે અસ્ખલિત આગળ પ્રયાણ કરવા માટે નાલાયક બની જાય છે. એટલા માટે સાધારણ બોલીમાં મીઠાશ, સભ્યતાના નાના નાના પણ સ્વીકારાયલા નિયમો, ગૌરવપૂર્વક સત્ય અને પ્રમાણિક વર્તન, ઉદ્ધતાઓ સાથે વાતમાં પણ મગજ પર કાબૂ, પોતાના ગૌરવ કે પ્રસિદ્ધિની ઇચ્છાનો અભાવ, દંભ રહિત સાદું જીવન, નાની બાબતમાં લોભનો ત્યાગ, ઝીણી બાબતમાં મન પર સંયમ, એ સર્વ માટે ચીવટ રાખવી નાનામા નાની બાબતમા જે ચીવટ રાખે છે તે અહીં ફતેહ પામે છે અને પ્રગતિને માર્ગે ચડી શાશ્વત સુખ ઉપજાવી શકે છે. જિંદગીને આપણે જેવી બનાવીએ તેવી બને. ખાવું, પીવું, મસ્કરી કરવી કે લહેર કરવી એ પણ જીવન છે અને માયાળુપણુ, સ્વચ્છ ચારિત્ર, પ્રેમ, દયા અને આત્મસાક્ષાત્કાર એ પણ જીવન છે. પ્રથમ પ્રકારનાં જીવન અને મરણમા બહુ તફાવત નથી. પણ એ સર્વનો આધાર નાની નાની બાબતો પર છે જે રમવામાં લડે નહિ, ગોઠ વિદ્યા કરે નહિ, અન્યને છેતરે નહિ, આપીને રાજી થાય, બીજાના આભાર તરે આવતાં સંકોચ પામે એવી નાની શરૂઆત કરે તે જીવન ધન્ય કરે છે અને ભલે તેનું નામ છાપામાં ન આવે

# ભરત ચક્રી

**ક્યારે ચક્રી થયા ? ક્યારે કેવળી થયા ? ને ક્યારે મોક્ષે ગયા ?**

શ્રી ઋષભદેવ પ્રભુએ ત્યાશી લાખ પૂર્વ સુધી ગૃહવાસમાં રહી ભરત નામના મોટા પુત્રને વિનીતાનું રાજ્ય સોંપી ચારિત્ર અંગીકાર કર્યું. એક હજાર વર્ષ છદ્મસ્થપણામાં રહી પ્રભુ કેવળજ્ઞાન પામ્યા તેની ભરતને વધામણી આવી. તે જ વખતે આયુધશાળામાં ચક્રરત્ન પ્રગટ થયું તેની પણ વધામણી આવી પછી કયું કાર્ય પ્રથમ કરવું ને કયું પછી કરવું ? તેનો વિચાર કરી ભરતરાજા મરુદેવા માતાને લઈને પ્રભુને વંદન કરવા ચાલ્યા. માર્ગમાં જ અનિત્ય ભાવના ભાવતાં મરુદેવામાતા અંતકૃત્‌કેવળી થઇને મોક્ષે ગયાં. ભરતરાજા પ્રભુને વાંદી દેશના સાંભળી સ્વસ્થાને આવ્યા. પછી ચક્રે બતાવેલા માર્ગે ભરતક્ષેત્રના છએ ખંડમાં ફરી છખંડ સાધી સાઠ હજાર વર્ષે વિનીતામાં આવ્યા. ત્યાં દેવોએ અને રાજાઓએ મળી ચક્રીપણાનો અભિષેક કર્યો ત્યારથી તે ચક્રી થયા એટલે કે પ્રભુના ચારિત્રગ્રહણ પછી ૬૧ હજાર વર્ષે ચક્રી થયા.

ભરત ચક્રી થયા પછી ૬૦ હજાર વર્ષે ન્યૂન એક લાખ પૂર્વે ઋષભ પ્રભુ અષ્ટાપદ પર્વત પર અણસણ કરીને નિર્વાણ પામ્યા. પ્રભુએ અણસણ કર્યાના ખબર સાંભળી ભરત ચક્રી તરત જ અંતઃપુર પરિવાર સાથે પગે ચાલતા અષ્ટાપદ પર ગયા. પ્રભુના નિર્વાણથી તેમને અસહ્ય ખેદ થયો. ઇંદ્રે આશ્વાસન આપ્યું. ચક્રી વિનીતામાં આવ્યા. ત્યારપછી પાંચ લાખ પૂર્વ ગયે સતે એક દિવસ ચક્રી આદર્શ-ભુવનમાં આવ્યા અને ત્યાં શુભ વિચારણાએ ચડતાં કેવળજ્ઞાન પામ્યા. ઇંદ્રે મુનિવેશ આપીને વાંદ્યા એટલે પ્રભુના નિર્વાણ પછી પાંચ લાખ પૂર્વે ચોથા આરામાં તે કેવળજ્ઞાન પામ્યા, કેમકે પ્રભુના નિર્વાણ પછી ૮૯ પક્ષે ચોથો આરો શરૂ થયો હતો.

ભરત ચક્રી કેવળીપણે એક લાખ પૂર્વ વિચર્યા, અનેક જીવોનો ધર્મોપદેશ-વડે ઉદ્ધાર કર્યો અને પ્રભુના નિર્વાણ પછી છ લાખ પૂર્વે ચોથા આરામાં કર્મ ખપાવીને મોક્ષે ગયા.

પ્રથમ તીર્થંકર ને પ્રથમ ચક્રીની અનુપમ જોડ હતી, એવા મહાપુરુષના દર્શનથી, નામસ્મરણથી અને તેમની પ્રતિમાના પૂજનથી આત્માનું કલ્યાણ થાય છે. કુંવરજી

---

કે મેળાવડામાં એને પહેલી હારમાં ખુરશી ન મળે પણ એ ખરૂં સફળ જીવન છે અને એના નાના મનોરાજ્યમાં રહેલ આંતરસત્ત્વ એને પ્રગતિને માર્ગે લઇ જાય છે. માટે કુશળ માણસે નાની નાની બાબતો માટે ખૂબ ચોકસાઇ રાખવી અને એ રીતે વર્તન કરી પોતાને મળેલા ક્ષેત્રમાં પોતાનો પાઠ પ્રેમથી પણ નિરભિમાન વૃત્તિએ ભજવવો.

---

"It is out of the seemingly unimportant that we must build our character, our human existence and our eternal record." (8-12-39)

# શું અસંખ્ય સમુદ્રોમાં ગોતીર્થ છે?

ઉપર જણાવેલા પ્રશ્ન સંબંધી વિચાર ચાલતો હતો તેવામાં **શ્રી દ્વીપ-સાગરપ્રજ્ઞપ્તિ** નામનું લઘુ સૂત્ર જેમાં ૨૧૯ ગાથાઓ છે તે વાંચવામાં આવ્યું. તેમાં માનુષોત્તર પર્વતથી સ્વયંભૂરમણ સમુદ્ર સુધીની જાણવા લાયક અનેક બાબતો છે, તેમાં પુષ્કરવર સમુદ્રનું પ્રમાણ ઠાણગમણાને હિસાબે બત્રીશ લાખ યોજન ચક્રવાળપણે જોઇએ તેને બદલે ગાથામાં ત્રીશ લાખ ને દશ હજાર યોજન કહ્યું છે. તેમ જ ત્યારપછીના વારુણીવર, ક્ષીરવર, ઘૃતવર ને ક્ષોદવર વિગેરે સમુદ્રોમાં પણ એક લાખ ને નેવું હજાર યોજન ઓછું પ્રમાણ કહ્યું છે તેમાં **ગોતીર્થ વિરહિત ક્ષેત્રનું** એ પ્રમાણ છે એમ જણાવ્યું છે તે વાંચતાં ધ્યાનમાં આવ્યું કે જેમ લવણસમુદ્રમાં જંબૂદ્વીપથી ને ધાતકીખંડથી એમ બન્ને બાજુથી પંચાણુ હજાર યોજન સુધી ક્રમે ક્રમે ગોતીર્થને આકારે ઊંડાણ વધતું જાય છે અને મધ્યના દશ હજાર યોજનમાં એક હજાર યોજન સમતળ છે. એટલે ૯૫ યોજને એક યોજન જેટલો ઢાળ હોવાથી ૯૫ હજાર યોજને એક હજાર યોજન ઢાળ થાય છે. આ પ્રમાણે દરેક સમુદ્રમાં બે બાજુ ગોતીર્થ હોવાથી તેના ૧,૯૦,૦૦૦ યોજન બાદ કરતાં મધ્યનું પ્રમાણ આવે તે બધા સમુદ્ર માટે ગાથામાં જણાવ્યું છે. મારી જેવા અલ્પમતિ માટે આ હકીકત નવી છે. આજ સુધી લવણસમુદ્ર સિવાયના બધા સમુદ્રો જગતીથી જ એક હજાર યોજન ઊંડા છે એમ સમજવામાં હતું તે ભૂલ આજે આ હકીકત વાંચતાં સુધરી છે. તે મારી જેવા અલ્પમતિને જાણવા માટે આ ટૂંકા લેખ દ્વારા પ્રગટ કરી છે. આ નાના સરખા સૂત્રમાં બીજી પણ કેટલીક જાણવાયોગ્ય હકીકતો છે તે પ્રસંગોપાત પ્રગટ કરવા ઈચ્છા છે.

લવણસમુદ્રમાં તો ગોતીર્થ ઉપરાંત ૯૫,૦૦૦ હજાર યોજને ૭૦૦ યોજન જળની ઊંચી વૃદ્ધિ, મધ્યના દશ હજાર યોજન સમતળમાં પાતાળકળશાઓ અને ૧૬,૦૦૦ યોજનની શિખા, તેનું દરરોજ બે ગાઉ વધવુંઘટવું, તેના નિવારણ માટે વેલંધર, અનુવેલંધર દેવોની ગોઠવણ, તેના નિવાસના પર્વતો, ૫૬ અંતરદ્વીપો વિગેરે અનેક બાબતો છે તે લવણસમુદ્ર સિવાય બીજે નથી. માત્ર ગોતીર્થ જ છે.

કાળોદધિમાં કેમ છે? તેનો આ સૂત્રમાં ઉલ્લેખ નથી, કારણ કે આ સૂત્રમાં માનુષોત્તર પર્વતથી જ હકીકત છે પરંતુ વિચાર કરતા તે સમુદ્રમાં પણ ગોતીર્થ સંભવે છે.

### સમુદ્રનાં જળ

લવણસમુદ્રનું પાણી ખારું છે કાળોદધિ, પુષ્કરવર ને સ્વયંભૂરમણ સમુદ્રનું જળ મીઠું છે. વારુણીવરનું પાણી મદિરા સમાન છે, ક્ષીરવરનું કઢેલા દૂધ સમાન છે, ઘૃતવરનું ઘી સમાન છે અને બાકીના ઈક્ષુવર વિગેરે અસંખ્ય સમુદ્રોનું પાણી શેરડીના રસ જેવું છે. એ સમુદ્રોના ગોતીર્થમાં જ્યાં ઉત્સેધાંગુળે એક હજાર યોજન થાય છે ત્યાંસુધી પ્રત્યેક વનસ્પતિકાયરૂપ કમળો ઊગે છે. કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર—દેવચંદ કરશનજી-રાધણપુર )

**પ્રશ્ન ૧**—જીવને દરેક આત્મપ્રદેશે કર્મબંધ સરખો થાય કે કેમ ?

**ઉત્તર**—સરખો જ થાય ઉદયમાં શરીરને અંગે ફેરફાર થાય છે.–જણાય છે. કર્મની દરેક પ્રકૃતિના બંધમાં અનેક પ્રકારની વિચિત્રતા રહેલી છે. તેથી બંધને અનુસરીને ઉદયમાં પણ તેવો ફેરફાર અને વિચિત્રતા જણાય છે છદ્મસ્થ એ વિચિત્રતાને સમજી શકે તેમ નથી

**પ્રશ્ન ૨**—દરેક કર્મવર્ગણા જીવ કયાંથી ગ્રહણ કરે છે ? ને તેની વહેંચણ કેમ થાય છે ?

**ઉત્તર**—દરેક જીવના આત્મપ્રદેશ જ્યાં પોતે છે ત્યાં જ રહેલી કર્મવર્ગણાને ગ્રહણ કરે છે અને તેની સમયે સમયે દરેક કર્મપરત્વે અને તેની ઉત્તરપ્રકૃતિ પરત્વે વહેંચણ થયા જ કરે છે. તે હકીકત બહુ વિસ્તારવાળી હોવાથી અહીં ટૂંકામાં લખી શકાય તેમ નથી.

**પ્રશ્ન ૩**—દરેક કર્મપ્રકૃતિનો ઉદયદરેક આત્મપ્રદેશે સરખો થાય છે કે કેમ ?

**ઉત્તર**—એમાં બંધને લઈને તેમ જ ઉદયવખતે વસ્તુ વગેરેના સામીપ્યપણાને લઈને ફેર પડે છે. સુખદુઃખાનુભવ તો દરેક પ્રદેશે સરખો હોય છે, પરંતુ શરીરના જે ભાગને અંદરથી અથવા બહારના કોઈ વસ્તુના સંયોગથી પીડા થાય છે ત્યાં વધારે અનુભવાતી જણાય છે કર્મના બંધમાં એટલી બધી વિચિત્રતા હોય છે કે તેના પ્રમાણમાં ઉદયમાં વિચિત્રતા થાય જ. પરંતુ તે બધી વિચિત્રતાનાં કારણો છદ્મસ્થ સમજી શકે તેમ નથી.

**પ્રશ્ન ૪**—મરણ વખતે શરીરના સર્વ ભાગમાંથી આત્મપ્રદેશો એક સાથે જુદા પડે છે અને નીકળે છે ?

**ઉત્તર**—કેટલોક ભાગ આત્મપ્રદેશો ખસી જવાથી વહેલો શૂન્ય ( બહેરાં ) થઇ જાય છે, કેટલોક પછી થાય છે. આત્મપ્રદેશો નીકળવાનું તો સર્વ શરીરના ભાગમાંથી સિદ્ધાવસ્થા વખતે જ થાય છે. તે સિવાય તો ચારે ગતિમાં જનારા જીવોનાં સ્થાન બતાવ્યાં છે ત્યાં આત્મપ્રદેશો એકત્ર થઈને બહાર નીકળી બાંધેલી ગતિમાં ગમન કરે છે.

**પ્રશ્ન ૫**—ચારે નીકાયના દેવો ઉત્તરવૈક્રિય શરીર કરી શકે છે ? જો કરતા હોય તો બધા સરખું કરે છે કે ઓછુંવત્તું કરી શકે છે ?

**ઉત્તર**—દરેક દેવોમાં ઉત્તરવૈક્રિય કરવાની શકિત તો હોય જ છે, પરંતુ બધા દેવો એક સરખું કરી શકતા નથી. તેમાં તરતમયોગ હોય છે, કારણ કે વૈક્રિયશક્તિ સર્વ દેવોની એક સરખી હોતી નથી. ઉત્તરવૈક્રિયની ઉત્કૃષ્ટ અવગાહના તો સર્વની એક લાખ યોજનની કહી છે. ઉત્તરવૈક્રિય શરીર મૂળ શરીરથી જુદું કરે તેને જ કહેવાય છે.

**પ્રશ્ન ૬**—નારકીના જીવો ઉત્તરવૈક્રિય મૂળ શરીરથી બમણું કરે છે તે પોતાના શરીરને જ વધારે છે કે જુદું કરે છે ?

**ઉત્તર**—જુદું કરે છે, પોતાના શરીરને વધારતા નથી, પરંતુ હિંસક પશુઓનાં રૂપો કરે છે, શસ્ત્રો પણ વિકુર્વે છે, એમાં પણ શક્તિના પ્રમાણમાં તરતમયોગ સમજવો અંતર્મુહૂર્ત પણ સરખું ન સમજવું, કેવડું સમજવું તે ચોક્કસ કહી શકાય નહિ

**પ્રશ્ન ૭**—દરેક જાતિના જળચરાદિ તિર્યંચપંચેંદ્રિયને નિર્માણનામકર્મ એક સરખું હોય કે તેમાં ફેરફાર હોય ?

**ઉત્તર**—નિર્માણનામકર્મમાં અનેક પ્રકારની વિચિત્રતા હોય છે, તેથી જ તેના શરીરમાં વિચિત્રતા દેખાય છે.

**પ્રશ્ન ૮**—વૈક્રિયલબ્ધિવાળા બધા મનુષ્ય વૈક્રિય શરીર સરખું કરે કે કેમ ? અને તે મૂળ શરીરને જ વધારે કે જુદાં શરીર કરે ? જુદાં કરે તો કેટલાં કરે ?

**ઉત્તર**—તરતમયોગ તો બધામાં સમજવો. મૂળ શરીરને પણ વિષ્ણુકુમારની જેમ વધારે અને ચક્રવર્તીની જેમ જુદાં રૂપો પણ કરે. કેટલાં કરે તેની સંખ્યા જાણી નથી.

**પ્રશ્ન ૯**—તિર્યંચોને શા કારણે વૈક્રિયલબ્ધિ પ્રાપ્ત થતી હશે ?

**ઉત્તર**—એને માટે ખાસ કારણ જાણેલ નથી. પૂર્વભવથી પણ તેવી શક્તિ મેળવીને આવેલ હોય એમ સમજાય છે. ચક્રવર્તી માટે તો પૂર્વભવથી એવી શક્તિ લાવેલ સંભવે છે. મુનિઓને તપ કરવાથી એવી લબ્ધિ પ્રાપ્ત થતી જણાય છે.

**પ્રશ્ન ૧૦**—તિર્યંચ ઉત્તરવૈક્રિયમાં મૂળ શરીરને જ વિસ્તારે કે નવાં કરે ? એમાં પણ તરતમયોગ ખરો કે નહિ ?

**ઉત્તર**-એમાં પણ મનુષ્ય પ્રમાણે જ સમજવું.

**પ્રશ્ન ૧૧**—જેમ મનુષ્યમાં દરેક રોમરોમે પોણા બબ્બે રોગ હોવાનું કહેવામાં આવે છે તેમ તિર્યંચમાં પણ હશે કે કેમ ?

ઉત્તર—તિર્યંચો માટે રોગની સંખ્યા જાણવામાં આવી નથી.

**પ્રશ્ન ૧૨**—દરેક રોગના અધિષ્ઠાયક દેવો હશે ?

ઉત્તર—રોગના અધિષ્ઠાયક દેવ હોતા નથી. કેટલાક દેવો અમુક જાતિના રોગો ઉત્પન્ન કરે છે, તેથી તે કાંઇ તેના અધિષ્ઠાયક કહેવાય નહિ. દરેક રોગ માટે એવું કાંઇ જાણ્યું નથી.

**પ્રશ્ન ૧૩**—શનિશ્ચર એકાવતારી હોવાનું તેની ચોપાઇમાં કહ્યું છે તે બરાબર છે?

ઉત્તર—તે ચોપાઇમાં નિરયાવળી ઉપાંગમાં કહેલ છે એમ જણાવેલ છે, તેથી તે સૂત્રમાં જોવાથી ખાત્રી થઇ શકે તેમ છે.

**પ્રશ્ન ૧૪**—પાક્ષિક અતિચારમાં કર્મક્ષય નિમિત્તે દશ વીશ લોગસ્સનો કાઉસગ્ગ કરવાનું સૂચવ્યું છે, છતાં પ્રતિક્રમણમાં તો તે નિમિત્તે ચાર લોગસ્સનો જ કાઉસગ્ગ કેમ કરવામાં આવે છે ?

ઉત્તર—અતિચારમાં સૂચવેલ કાઉસગ્ગ ચાર લોગસ્સના કાઉસગ્ગ કરતાં ખાસ જુદો જ કરવાનું સમજવું.

**પ્રશ્ન ૧૫**—ગુરુની નિર્વાણતિથિએ તેમની મૂર્તિની દ્રવ્યપૂજા કરવામાં આવે તો તેનું ફળ મળે ?

ઉત્તર—જેટલે અંશે ગુરુભક્તિ કરાય તેટલે અંશે ફળ મળે.

**પ્રશ્ન ૧૬**—નવકારસીનું પચ્ચખ્ખાણ કર્યા વિના પોરિસી વગેરે પચ્ચખ્ખાણ થઇ શકે ? અને તે દરેક પચ્ચખ્ખાણ ક્યારે કરવાં જોઇએ ?

ઉત્તર—મુખ્યવૃત્તિએ કોઇ પણ પચ્ચખ્ખાણ સૂર્યોદય અગાઉ ધારવું જોઇએ. બાકી પચ્ચખ્ખાણ લેવાનું તો જ્યારે ગુરુમહારાજ પાસે જાય ત્યારે લેય, પરંતુ પચ્ચખ્ખાણના વખત અગાઉ લેવું જોઇએ.

**પ્રશ્ન ૧૭**—સામાયિક લીધેલ હોય તે પાર્યા પહેલાં પોસહ લેવાનો વિચાર થાય તો શી રીતે લેવાય ?

ઉત્તર—પોસહની વિધિ પ્રમાણે જ ઇરિયાવહી પડિક્કમી તેને લગતી બધી વિધિપૂર્વક લઇ શકાય.

**પ્રશ્ન ૧૮**—સામાયિક લેનારે કરેમિ ભંતે કોની પાસે ઉચ્ચરવી ?

ઉત્તર—મુખ્યવૃત્તિએ તો ગુરુ પાસે જ ઉચ્ચરવી જોઇએ. તેવો યોગ ન બને તો જેણે સામાયિક લીધું હોય તે ઉચ્ચરાવે. તેમાં નાનો મોટો કે અલ્પજ્ઞાની વિશેષજ્ઞાની જોવાની જરૂર નથી.

**પ્રશ્ન** ૧૯—સામાયિકવાળો પોસહ ઉચ્ચરાવી શકે ?

**ઉત્તર**—ઉચ્ચરાવી ન શકે. મુખ્યવૃત્તિએ તો ગુરુ પાસે જ ઉચ્ચરવો જોઈએ.

**પ્રશ્ન** ૨૦—ગુરુની મૂર્ત્તિ કે છબીને સ્થાપના તરીકે સ્થાપીને તેની સમીપે સામાયિક પ્રતિક્રમણાદિ કરાય ?

**ઉત્તર**—કરી શકાય. તે સદ્‌ભાવસ્થાપના છે.

**પ્રશ્ન** ૨૧—ઉપધાન વહેનારો ઉપધાન વહ્યા વિનાના પુરુષની કરાવેલ ક્રિયાથી પ્રતિક્રમણાદિ કરી શકે ?

**ઉત્તર**—કરી શકે. વંદિત્તુ આવડતું હોય તો ઉપધાન વહન કરનારે કહેવું જોઈએ.

**પ્રશ્ન** ૨૨—ગુરુની મૂર્તિ કે છબી સમીપે સામાયિકાદિ કરનારે નવકાર ને પંચિંદિયવડે સ્થાપના સ્થાપવી જોઈએ ?

**ઉત્તર**—સ્થાપવી જોઈએ, કારણ કે એ બધી અલ્પકાલીન સ્થાપના છે. સ્થાપનાચાર્ય હોય તો સ્થાપવી ન જોઈએ.

**પ્રશ્ન** ૨૩—લબ્ધિઓ ૨૮ કહી છે તેમાંની જેને જે લબ્ધિ હોય તે બધાને સરખી જ હોય કે તેમાં તરતમતા હોય ?

**ઉત્તર**—તેમાં પણ તરતમતા હોય, કારણ કે ઘણે ભાગે ક્ષયોપશમભાવથી તે લબ્ધિઓ થાય છે, તેથી સર્વને એક સરખી ન હોય.

**પ્રશ્ન** ૨૪—શ્રાવકને પણ કેટલાક પચ્ચખ્ખાણમાં પારિઠાવણીઆગારેણં આગાર કહેવાય છે અને તેનો ઉપયોગ તો મુનિને જ છે તો પછી શ્રાવકને માટે પણ કહેવાનું શું કારણ ?

**પ્રશ્ન** ૨૫—શ્રાવક સાધુનાં પચ્ચખ્ખાણ એક સરખા હોવાથી પાઠભંગ ન થવા માટે કહેવામાં આવે છે, તેમાં વિરોધ સમજવો નહીં.

**પ્રશ્ન** ૨૬—દુવિહારમાં અણાહારી વસ્તુ વાપરી શકાય ?

**ઉત્તર**—વાપરી શકાય. તિવિહારમાં પાણી સાથે ન વપરાય.

**પ્રશ્ન** ૨૭—બેસતે વર્ષે સ્થાપનાચાર્યની દ્રવ્યપૂજા સોના રૂપાના વરગ ને કેસર વગેરેથી શ્રાવક પાસે સાધુ કરાવે છે તે યોગ્ય છે ?

**ઉત્તર**—એવી પ્રવૃત્તિ છે. વિશેષ ગુરુમહારાજને પૂછવું.

**પ્રશ્ન** ૨૮—પ્રતિષ્ઠા કર્યા વિનાના સ્થાપનાચાર્ય પાસે નવકાર પંચિંદિયવડે સ્થાપના સ્થાપીને ક્રિયા કરાય ?

ઉત્તર—પ્રતિષ્ઠા કર્યા વિનાના સ્થાપનાચાર્યને ક્રિયા કરવાના ઉપયોગમાં ન જ લેવાય.

પ્રશ્ન ૨૯—સાધુ જેમ ડાંડાની સ્થાપના કરીને જરૂરી ક્રિયા કરે છે તેમ શ્રાવક ચરવળાની ડાંડી સ્થાપીને ક્રિયા કરી શકે ?

ઉત્તર—ન કરી શકે. એવી પ્રવૃત્તિ જ નથી.

પ્રશ્ન ૩૦—જ્ઞાન દર્શન ચારિત્રનાં કયાં કયાં ઉપગરણોની સ્થાપના થઇ શકે ?

ઉત્તર—એમાં તો વિવેકથી સ્થાપના યોગ્ય લાગે તેની સ્થાપના કરવી, પરંતુ સર્વ ક્રિયા કરતાં જ્ઞાનનાં ઉપગરણોની જ સ્થાપના કરવી વધારે ઠીક છે. તેમાં પણ પુસ્તકની કે નવકારવાળીની સ્થાપના કરવી યોગ્ય લાગે છે.

પ્રશ્ન ૩૧—શેરડીનો રસ કયાં સુધી અચિત્ત રહે ?

ઉત્તર—તે સચિત્ત થાય જ નહીં.

પ્રશ્ન ૩૨—ચૌવિહાર ઉપવાસમાં અણાહારી પદાર્થ હરતાંફરતાં વાપરી શકાય ?

ઉત્તર—ન વાપરી શકાય. એકાસણા, બીઆસણા વગેરે કોઈ પણ તપમાં ફરતાંહરતાં કાંઈ પણ વાપરી શકાય નહીં. સ્થિર આસને બેસીને જ વપરાય.

પ્રશ્ન ૩૩—ચૌદ નિયમ ધારનારે સ્થિર આસને બેસીને જ કોઈ પણ વસ્તુ વાપરવાનો નિયમ છે ?

ઉત્તર—એને માટે એવો નિયમ જાણ્યો નથી.

પ્રશ્ન ૩૪—બારમા દેવલોક પછીના દેવો ઉપર કયાંસુધી જઇ શકે ?

ઉત્તર—એ દેવો શય્યામાંથી ઊઠીને કયાંઈ જતા જ નથી. તેમને ઊર્ધ્વ જ્ઞાન પોતાના વિમાનની ધ્વજા સુધીનું હોય છે.

પ્રશ્ન ૩૫—ચૌવિહારવાળાને અણાહારી સચિત્ત પદાર્થ ખપે ?

ઉત્તર—છૂટા ચૌવિહારવાળાને અણાહારી સચિત્ત પદાર્થનો ત્યાગ હોતો નથી, તેથી તેને માટે નિષેધ કરાય નહીં; બાકી અણાહારી પ્રાયે અચિત્ત પદાર્થો જ છે.

પ્રશ્ન ૩૬—ચાર આગાર ને છ છીંડી સમકિતમાં રખાય છે તેમ દેશવિરતિવાળા માટે પણ રખાય કે કેમ ?

ઉત્તર—તેને પણ રાખી શકાય છ છીંડી રાયાભિયોગેણં વગેરે સમજવી.

પ્રશ્ન ૩૭—સાક્ષાત્ ગુરુમહારાજની અંગપૂજા થાય ?

ઉત્તર—માત્ર બરાસવડે મસ્તકે કેટલાક કરે છે, બીજી થતી નથી.

# ઉત્તમ અકિંચન ધર્મ ને બ્રહ્મચર્ય

જ્ઞાનદર્શનમય સ્વરૂપ વિના કંઇ પણ મારું નથી, મારો કોઇ અન્ય પદાર્થ નથી, એવો અનુભવ થવો તેને અકિંચન ધર્મ કહે છે. હે આત્મન્! તારું સ્વરૂપ દેહાદિકથી ભિન્ન, જ્ઞાનમય, અનુપમ, નિરંજન ( વર્ણ-ગંધ-રસ-સ્પર્શ રહિત ), સ્વરૂપ સુખમય, પૂર્ણ, પરમ, અતીન્દ્રિય સુખમય છે તેનો અનુભવ કર. મારું સ્વરૂપ ઇન્દ્રિયઅગોચર-અતીન્દ્રિય છે. ઇન્દ્રિયો તો પુદ્ગલમય કર્મના ઉદયથી નીપજી છે. હું સમસ્ત ભયરહિત, અવિનાશી, અખંડ, આદિ અંતરહિત, શુદ્ધ, જ્ઞાનસ્વભાવમય છું. જેમ ખાણમાં અનાદિકાળથી સુવર્ણ અને પાષાણ મળીને રહ્યા હોય તેની જેમ છે તેમ જ ક્ષીરનીરની જેમ કર્મ સાથે આત્મા અનાદિ કાળથી મળીને રહ્યો છે. મિથ્યાત્વમોહનીય કર્મના પ્રબળ ઉદયથી સ્વસ્વરૂપનું ભાન ભૂલી દેહાદિક પરદ્રવ્યમા નિજપણું માની બેઠો છે, તેથી અનતો કાળ ભવભ્રમણ કર્યું. હવે ઉક્ત આવરણાદિક કિંચિત્ દૂર થતાં સદ્ગુરુની કરુણાજોગે યા તત્ત્વજ્ઞાની મહાપુરુષોનાં હાર્દિક વચનો શાસ્ત્રો કે લેખો દ્વારા વાંચતાં, સાંભળતાં, સ્વપરના સ્વરૂપનું ભાન થયું. પરમગુરુના શરણથી અકિંચનભાવ નિર્વિઘ્નપણે ચાહું છું. ત્રૈલોક્યમાં હવે કોઇ પણ વસ્તુની ઇચ્છા નથી. આ ભાવના સંસારસમુદ્રથી તારવા જહાજ સમાન છે. પરિગ્રહ-મમત્વને મહાબંધનરૂપ જાણી છાંડવો તે અકિંચન ધર્મ છે. ઉક્ત ધર્મ જેને પ્રગટ થયો છે તેને પરિગ્રહ પ્રત્યે આસક્તિ રહેતી નથી, તથા આત્મધ્યાનમાં લીનતા થાય છે. તે દેહાદિક પરભાવમાં મમત્વ રાખતા

---

પ્રશ્ન ૩૮—કેવળી તીર્થંકરની અંગપૂજા થાય?

**ઉત્તર**—થતી હોય એમ જાણ્યું નથી.

પ્રશ્ન ૩૯—મંડુકચૂર્ણમાં જેમ જળાદિસંયોગે નવા મંડુક ઉત્પન્ન થાય છે તેમ બીજા જીવોના ચૂર્ણમાં તે જાતના જીવો ઉત્પન્ન થાય?

**ઉત્તર**—બીજા જીવોના ચૂર્ણમાં ઉત્પન્ન થાય એવું જાણ્યુ નથી.

પ્રશ્ન ૪૦—પાણહાર, પ્રભાવક ને અવઢ્ઢ શબ્દના અર્થ શું?

**ઉત્તર**—પાણહાર તે પાણીરૂપ આહાર, પ્રભાવક તે જૈનશાસનની પ્રભાવના કરનાર-દીપાવનાર અને અવઢ્ઢ તે અપાર્ધ અર્થાત ત્રણ પહોરનું પચ્ચખ્ખાણ બપોરના અર્ધ ભાગ સુધીનું સમજવું

પ્રશ્ન ૪૧—પશુનાં પૂચ્છ, સીંગ વગેરે તેનાં ઉપાંગ સમજવાં કે કેમ?

**ઉત્તર**—ઉપાંગ સમજવાં.

પ્રશ્ન ૪૨—મોરનાં પીચ્છ શેમાં સમજવાં?

**ઉત્તર**—એને ઉપાંગના પણ અંશરૂપ સમજવાં. કુંવરજી

નથી અને નિજસ્વરૂપમય રત્નત્રયીમાં પ્રવૃત્તિ કરે છે. ઇન્દ્રિયના વિષયોમાં દોડતું મન અટકી જાય છે અને દેહ પ્રત્યેનો સ્નેહ–રાગ–મોહ છૂટી જાય છે. ગમે એવાં સાંસારિક સુખોને ક્ષણિક અને પરિણામે દુઃખરૂપ સમજે છે, તેથી તેની વાંછા કેમ જ કરે ? ખરો સંવેગ–વૈરાગ્ય જાગતાં ગમે તેવી અને ગમે તેટલી પ્રાપ્ત થયેલી બાહ્ય ઋદ્ધિને તૃણની પેઠે તજે છે. અનાદિ કાળથી જે કોઇ સિદ્ધિપદને પામ્યા છે તે અકિંચન ધર્મની ભાવનાથી પામ્યા છે. તીર્થંકરાદિક સિદ્ધ થયા તે અકિંચન ધર્મનો મહિમા છે. અકિંચન ધર્મ સર્વોત્કૃષ્ટપણે સાધુપુરુષોને હોય છે અને અંશથી ગૃહસ્થને પણ હોય છે. સંતોષ યોગે આત્મા ઉન્નતિ સાધે છે.

## બ્રહ્મચર્ય ધર્મ.

સર્વ ઇન્દ્રિય–વિષયોથી અનુરાગ છોડી બ્રહ્મ કહેતાં જ્ઞાયક–સ્વભાવી આત્માએ તેમાં ચર્યા કહેતાં રમણતા કરવી તેને બ્રહ્મચર્ય કહે છે. આત્મભાવમાં રમણતા કરવી તે નિશ્ચયથી બ્રહ્મચર્ય છે. નિજવીર્યરક્ષારૂપ બાહ્ય બ્રહ્મચર્યથી તેની રક્ષા થઇ શકે છે. જે મનુષ્યોમાં દેવ સમાન–ઉત્તમ છે તે બ્રહ્મચર્ય પાળવા સમર્થ છે. બીજા વિષયની લાલસાવાળા પામર મનુષ્યો બ્રહ્મચર્ય પાળવા સમર્થ નથી. તેઓ બાપડા વિષયવિકારને વશ બની આમતેમ ભ્રમણ કરી રહ્યા છે. અતઃ બ્રહ્મચર્યવ્રતનું પાલન મહાદુર્ઘટ છે. જે બ્રહ્મચર્યવાન છે તેને ઇન્દ્રિયો તથા કષાયને જીતવા સુલભ છે. મનરૂપી મદોન્મત્ત હસ્તીને વૈરાગ્યભાવરૂપ અંકુશવડે વશ કરીને વિષયસુખથી નિઃસ્પૃહ બની બ્રહ્મચર્ય વ્રતનું સેવન કરો. કામ ચિત્તરૂપી ભૂમિકામાં જન્મ પામે છે. તેને વશ થઇને જીવ અનેક અયોગ્ય પાપ–કર્મમાં પ્રવેશ કરે છે. પરિણામે પોતે જ દુઃખી થાય છે અને જન્માન્તરમાં પણ અધોગતિ પામે છે. ભવભીરુ પારણામદર્શી હોઇ એવાં અયોગ્ય પાપકર્મથી બચી શકે છે, બ્રહ્મચર્યથી સંસારનો પાર પમાય છે. બ્રહ્મચર્ય વિના વ્રત, તપ, જપ, સર્વ ક્રિયા અસાર છે અને સકળ કાયક્લેશ નિષ્ફળ છે વિષય-સુખથી વિરક્ત થશો તો આત્મજ્ઞાન પામી આત્મરમણતા કરી શકશો. બ્રહ્મચર્યથી બંને જન્મ પવિત્ર થાય છે તેમ સમજી નવકોટિશુદ્ધ બ્રહ્મચર્ય પાળવા ખપ કરો. નબળા-હલકા-નિઃસત્ત્વ જનોની સોબત ન કરો. કોઇ પણ માદક, ખાન–પાનથી સાવધાનપણે પરહેજ રહો–દૂર રહો. રાત્રિભોજનનો ત્યાગ કરો. રાત્રિભોજન કામને ઉત્તેજિત કરનાર છે. વિકાર ઉત્પન્ન કરે તેવા વસ્ત્ર, અલંકાર તજો, એકાંતમાં કોઇ સ્ત્રીની સાથે વાતચિત-સંસર્ગ ન કરો. રસલુબ્ધતા તજો. રસલુબ્ધતાથી અનેક દોષ પેદા થાય છે. સંતોષ ગુણ નષ્ટ થાય છે. સમભાવરૂપ મહાન આત્મલાભ તેને સ્વપ્નમાં પણ સાંપડતો નથી, માટે આત્મહિત ખરેખર ઇચ્છતા જ હો તો બ્રહ્મચર્યવ્રતની ખાસ રક્ષા કરો.

* * *

આ પ્રકારે ધર્મનાં દશ લક્ષણ સર્વજ્ઞ ભગવાને કહ્યાં છે ધર્મ આત્માનો ગુણ હોવાથી તે બાહ્યદષ્ટિવડે દેખી શકાય તેમ નથી. સદ્ગુરુકૃપાથી જેને વિવેકચક્ષુ પ્રગટ્યા છે તે દશ લાક્ષણિક ધર્મને ઓળખીને તેનું યથાવિધ સેવન–આરાધન કરી શકે છે.

( સ્વ૦ સ. ક. વિ. )



## સુભાષિત–વચનમાળા

( ગતાંક પૃષ્ઠ ૨૮૧ થી શરૂ )

૫૧. અતિ કુશળ–દક્ષ મનુષ્યો અસત્યને પણ સત્ય તરીકે સિદ્ધ કરી શકે છે. જેમ સપાટ જમીનમાં પણ કુશલ ચિત્રકાર સમ–વિષમતા–ચડ–ઉતરપણું બતાવી શકે છે તેમ

૫૨. અનુભવસિદ્ધ વચન છે કે–સ્વભાવનું ઔષધ નથી.

૫૩. એ પણ પ્રસિદ્ધ લોકોક્તિ છે કે–વ્હેમનું ઔષધ નથી.

૫૪. આ પણ એટલું જ ખરું છે કે–મૂર્ખાઈનું ઔષધ નથી.

૫૫. મનુષ્યો અન્યની ભૂલો ઘણે ભાગે સૂક્ષ્મદર્શક યંત્રની નજરે જુએ છે, જેથી અન્યની નાની ભૂલો મોટી દેખાય છે.

૫૬. અપાત્રને યા મૂર્ખને ઉપદેશ આપતા પોતાની મૂંડી પણ ગુમાવવાનો સમય આવે છે એ યથાર્થ છે. સુઘરીએ વાનરને ઘર બાંધવાનુ કહેતાં તેણે તેનું (સુઘરીનું) ગૃહ ભાંગી નાખ્યું

૫૭. જેવા હોઇએ તેવા દેખાવામા બહુ મજા છે. ખોટા ડોળ કરતાં દંભ વધારવો પડે છે. પરિણામે હાનિ વેઠવી પડે છે.

૫૮. જરૂર પડે ત્યારે તરત ઉત્પન્ન થાય તે જ બુદ્ધિ કામની છે. બાકી પાછળથી સૂઝે કે અમુક જવાબ આપ્યો હોત તો ઠીક થાત યા આમ કર્યું હોત તો સારું થાત વગેરે પશ્ચાત્ બુદ્ધિ પરિતાપ ઉપજાવે છે.

૫૯. એક માણસ સર્વ બાબતમાં કુશળ નથી બની શકતો, પણ એક બાબતમાં દક્ષતા અવશ્ય મેળવી શકે છે અને એ જરૂરી પણ છે. એક જ સરખા રૂપરંગવાળાં ઘેટાં, એનાં અનેક ટોળાંઓ સાથે બેઠાં હોય, ભેળસેળ થયાં હોય તો પણ ભરવાડનાં નાનાં બાળકો પોતપોતાનાં ગાડરને ઓળખી જૂદા તારવી લે છે. આ કામ પૂરતો એ ગોપબાલ જરૂર નિષ્ણાત છે. એ રીતે પ્રત્યેક મનુષ્યે એક વિષય તો જરૂર પૂર્ણ કરવો જોઇએ.

૬૦. કેટલાંક માણસોને બોલવાનો રોગ લાગુ પડ્યો હોય છે. એ જ્યાં જાય ત્યાં બોલ બોલ કરશે ઘણે ભાગે હું કાંઇક છુ એ વાત વારંવાર આવ્યા કરશે. આ રોગ બહુ બોલવાનો અને તેમાં પણ વચ્ચે વચ્ચે પોતાની બડાશ હાંકવાનો લાગુ ન પડે એથી ચેતવા જેવું છે. લાગુ પડ્યો હોય તો સમજીને દૂર કરવા યોગ્ય છે.

૬૧. અસંભવિત વાત કદી પ્રત્યક્ષ જોઇ હોય તો પણ લોકસમક્ષ ન કરવી એ શ્રેયકારી છે. જેમ વાનર સંગીત કરે છે અને શિલા (પત્થર) પાણીમાં તરે છે એ યદિ નજરોનજર જોયેલ હોય તો પણ માનવાયોગ્ય ન હોવાથી એ વાત ન કરવી (નહિંતર હાસ્યાસ્પદ બનાય છે.)

૬૨. મોઢું એ હૃદયનો આરિસો કહેવાય છે. આરિસા પાસે મૂકેલ વસ્તુ તેમાં યથાતથ્યરૂપે દેખાય છે તે જ રીતે હૃદયના વિચારોનું પ્રતિબિંબ મુખ પર આવ્યા સિવાય રહેતું જ નથી; પરંતુ એટલું ખરું કે એ જોવા જાણવાની કળા લભ્ય થવી જોઇએ.

૬૩. દાન શબ્દનો પ્રથમાક્ષર ' દા ' યાને દેવું-આપવું તેને ઉદાર પુરુષોએ ગ્રહણ કરેલ છે; તેથી તે દાન દીધા જ કરે છે, અને ' દાન ' શબ્દનો બાકીનો ' ન ' અક્ષર કૃપણ વ્યક્તિઓએ લીધેલ છે, જેથી ન આપવું, ના પાડવી વગેરે તે શીખેલ છે.

૬૪. રમતમાં રીસ ન કરવી અને હુંકારા વિના વાત ન કરવી-એ ઉપયોગી વ્યવહારુ વાક્ય છે.

૬૫. પ્રથમ પ્રીતિ અન્યોન્યનાં નેત્રો કરે છે, યાને સ્નેહનો પ્રથમ પાઠ પ્રેમીજનોનાં નેત્રો જ કરે છે.

૬૬. કામનો તીવ્ર ઉદય થયે ચોમેર અંધકાર ભાસે છે.

૬૭. કામના આવેશમાં વિદ્વાનો પણ ભૂલથાપ ખાઇ જાય છે.

૬૮. કામનું સામ્રાજ્ય સર્વત્ર-સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં એકછત્ર પ્રવર્તે છે.

૬૯. કેટલીયે વાતોમાં મનોમન સાક્ષીભૂત હોય છે.

૭૦. 'રાજાને ગમી તે રાણી ' વાળી કહેવતમાં ઘણું સત્ય સમાયેલું છે.

૭૧. હૃદયપૂર્વકનો ખરો પશ્ચાત્તાપ થયો હોય તો પશ્ચાત્તાપનું કારણ અવશ્ય નાબૂદ થાય છે. તેવું આચરણ ફરીને થતું નથી.

૭૨. બીજાઓ આપણને લાયક માને, તેથી કાંઇ આપણો છૂટકારો થવાનો નથી. યથાર્થ લાયકાત આવ્યે જ દિ' વળે છે.

૭૩. બીજાથી તરી શકાશે એવી આશા આકાશકુસુમવત્ નિષ્ફળપ્રાય છે. જાણીતી ઉક્તિ છે કે-આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય.

૭૪. વિવેક એ બીજો રવિ અને ત્રીજું નેત્ર છે.

૭૫. વિનય વિનાની વિદ્યા એ કંઠસૂત્ર વિનાની સ્ત્રીની જેમ શોભા અર્પતી નથી.

૭૬. કસ્તૂરીનું ખાતર કરવામાં આવે, સુવર્ણકુંભોથી શર્કરામિશ્રિત પયનું સિંચન કરવામાં આવે તો પણ લસણ કે પ્યાજ (-ડુંગળી ) પોતાની દુર્ગંધને છોડતાં નથી કે નીંબવૃક્ષ (લીંબડો) પોતાની કટુતાને તજતો નથી. ખરેખર જાતિસ્વભાવ અત્યંત દુઃસ્ત્યજ છે.

૭૭. 'જાત જાય પણ ભાત ન જાય' એ ઉક્તિ સ્વભાવની પ્રબળતા બતાવવા માટે પૂરતી છે.

૭૮. પર્વતે પર્વતે માણિક્ય નથી હોતાં. દરેક હાથીના ગંડસ્થળમાં મૌક્તિક નથી પાકતા, સાધુઓ ( ખરા અર્થમાં જે સાધુ હોય તે ) સર્વત્ર નથી પાકતા અને દરેક વનમાં ચંદનનાં વૃક્ષો નથી હોતાં.

૭૯. રમા અને રામા-લક્ષ્મી અને રમણીના પ્રબળ આકર્ષણોથી કોણ મુક્ત રહ્યું છે?

૮૦. કામદેવથી કોણ અજિત રહ્યું છે? કોઇ નહીં.

૮૧. દુર્જનોની જાળમાંથી કોણ બચ્યું છે? કોઇ નહીં.

૮૨. અભિમાનને કોણ તજી શક્યું છે? કોઇ નહીં.

૮૩. કરકસર એ ત્રીજો ભાઇ છે એ યથાર્થ ઉક્તિ છે.

૮૪. જ્ઞાન એ ફક્ત અન્યને રંજન કરવા અર્થે જ ન હોવું ઘટે, પણ પોતાની ગુણવૃદ્ધિ અર્થે જ્ઞાન થતાં સહેજે લોકોને લાભ થાય છે.

૮૫. જેમનામાં સમ્યગ્જ્ઞાન-યથાર્થ સત્યજ્ઞાન આવ્યું હોય-પછી ભલે તે અલ્પ પ્રમાણમાં હોય-તેમનામાં સમભાવાદિ ઉચ્ચ દશા આવવી જ જોઈએ. તે ન આવી હોય તો માનવું કે એ જ્ઞાનાભાસ-જ્ઞાનનો પડછાયો માત્ર છે.

૮૬. વૃક્ષો અને સંતોનાં જીવન કેવળ પરાર્થે જ હોય છે. એ બન્ને, તાપ-ટાઢ-વૃષ્ટિ-લોકમાર વગેરે સહીને પણ ઉપકારધારા વહાવ્યા જ કરે છે.

૮૭. સ્ત્રીની સુકુમારતાને પુરુષની કઠોરતાની જરૂર હોય છે અને પુરુષની કઠોરતામાં સ્ત્રીની સુકુમારતા ભળવાની આવશ્યકતા છે. બન્ને મળે ત્યારે વ્યવહારમાં પૂર્ણતા આવે છે.

૮૮. સ્ત્રી વિનાના ઘરની અવ્યવસ્થા જોતાં 'સ્ત્રી એ જ ઘર છે' એ ઉક્તિ સત્ય ભાસે છે.

૮૯. પુરુષ તો માત્ર રળી લાવે છે, પણ તેનો યથાર્થ રીતે ઉપયોગ કરનાર ભાર્યા ન હોય તો તે વ્યર્થપ્રાય છે.

૯૦. અંધારી ઘનઘોર મેઘલી રાત્રિએ ચમકતી વિજળીના પ્રકાશે મોતી પરોવી લેવા જેવું દુષ્કર કાર્ય, માનવજીવનમાંથી ધર્મરૂપ સારને મેળવી લેવાનું છે.

૯૧. પુણ્યનાં ફળ-સુખસગવડ, સાહ્યબી, સુંદરતા, સુશીલ સ્ત્રી વગેરેને લોકો ચાહે છે, પણ પુણ્ય મેળવવા માટે તદ્યોગ્ય પ્રયત્ન કરતા નથી. તેમ જ પાપનાં ફળો જેવાં કે દુઃખ, દૌર્ભાગ્ય, દરિદ્રતા, દુર્જનસંગ, દુષ્ટભાર્યા, દુષ્ટમિત્ર ઇત્યાદિને કોઇ ચાહતું નથી અને છતાં તે સર્વના મૂળરૂપ પાપવૃત્તિને તજતા નથી. આ કંઇ જેવું તેવું આશ્ચર્ય નથી.

૯૨. લક્ષ્મીની સામાન્ય રીતે ત્રણ ગતિ ગણાવી છે. તે ત્રણ ગતિ દાન, ભોગ અને નાશરૂપ છે, પણ ખરી રીતે ભોગ એ પણ નાશનો જ એક પ્રકાર છે. એટલે ધનની બે જ ગતિ યથાર્થ ગણાય: એક દાન ને બીજી નાશ.

૯૩. લગ્નસમયે સ્વર્ણભૂષણો આદિ કરાવવાનો મુખ્ય હેતુ શરીરશોભા ઉપરાંત સંકટના સમયે તે વસ્તુ કામમાં આવે એ જ સંભવે છે.

૯૪. અનુકૂળ સંજોગોમાં જેઓ સગા-સ્નેહી ન હોય તે પણ તે રૂપે બના આવે છે અને પ્રતિકૂળ સંજોગે-સંકટ સમયે જે આપ્તજન હોય-પ્રિયમિત્ર હોય તે પણ પરાયા જન જેવો વર્તાવ રાખી દૂર રહે છે.

૯૫. સ્ત્રી અને મિત્રની પરીક્ષા આફત વખતે જ થાય છે એ તદ્દન સાચી લોકોક્તિ છે.

૯૬. તાડનને જૂના વખતથી બહુ વખાણવામાં આવે છે, પણ માનસશાસ્ત્ર મુજબ એથી લાભને બદલે હાનિ જ થાય છે.

# મોક્ષાંગરૂપ સામાયિક

सामायिकं च मोक्षांगं, परं सर्वज्ञभाषितं ।
वासीचंदनकल्पाना-मुक्तमेतन्महात्मनां ॥ १ ॥

અર્થ—વાંસલાથી છેદવા છતાં પણ ચન્દન તુલ્ય સુગંધી અને શીતળતા દાખવનાર એવા મહાત્માઓનું સામાયિક ઉત્કૃષ્ટ મોક્ષનું અંગ છે, એમ સર્વજ્ઞ પ્રભુએ કહેલું છે. ॥ ૧ ॥

निरवद्यमिदं ज्ञेय-मेकान्तेनैव तत्त्वतः ।
कुशलाशयरूपत्वात्, सर्वयोगविशुद्धितः ॥ २ ॥

અર્થ—સામાયિક કુશલ-ઉત્તમ આશયરૂપ હોવાથી તથા તેમાં સર્વ યોગ એટલે સમગ્ર મન-વચન-કાયાના યોગની શુદ્ધિ થતી હોવાથી પરમાર્થે એકાંત નિરવદ્ય જાણવું. ॥ ૨ ॥

सामायिकविशुद्धात्मा, सर्वथा घातिकर्मणः ।
क्षयात्केवलमाप्नोति, लोकालोकप्रकाशकं ॥ ३ ॥

અર્થ—સામાયિકથી વિશુદ્ધ થયેલો આત્મા સર્વથા પ્રકારે ઘાતીકર્મોનો ક્ષય કરીને લોક અને અલોકને પ્રકાશ કરનારું એવું કેવળજ્ઞાન પામે છે. ॥ ૩ ॥

સામાયિકમાં સમતા એ મુખ્ય પ્રાધાન્ય છે, સમતા એ સ્થિરતા છે, સ્થિરતા એ જ ચારિત્ર છે અને શુદ્ધ દશામાં રહેતાં તે જ ચારિત્રરૂપ મોક્ષ છે; કારણ કે

---

૯૭. ધન એ અગિયારમા પ્રાણ સમાન છે. ધન જતાં અનેક કૃપણ મનુષ્યોના હૃદય બંધ પડવાના બનાવ બન્યા છે.

૯૮. નવે ગ્રહો બારે રાશીમાં અનુક્રમે ફર્યા કરે છે, કયાંય સ્થિર રહેતા નથી, પણ જમાઇ નામનો દશમો ગ્રહ કન્યા રાશિ ઉપર કાયમ સ્થિર રહેનાર, મદા ૨૯, પૂજનો અપેક્ષિત અને નિત્ય વક્ર છે.

૯૯. કામના ઘરમાં રહી કામને પ્રજાળનાર એક સ્થૂળભદ્ર મહામુનિ જીતનાર ખરેખર દુષ્કરદુષ્કરકારક છે. કાજળની કોટડીમાં રહીને તેથી અલિપ્ત રહેનારનો એ એક જ આશ્ચર્યકારી દાખલો છે.

૧૦૦. એકાંત એ જ્ઞાનીજનો માટે સારી ચીજ છે, જ્યારે અજ્ઞાની માટે બૂરી છે.

રાજપાલ મગનલાલ વહોરા

શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે:—"चारित्रं स्थिरतारूपं, यतः सिद्धेष्वपीष्यते" એટલે ચારિત્ર સ્થિરતારૂપ છે, તેથી સિદ્ધ પરમાત્માઓમાં તેની જ અપેક્ષા છે. આ ઉપરથી જણાશે કે સમતા વગર સર્વ ક્રિયા નકામી છે. સમતા તે ચારિત્રનો પાયો છે. ચારિત્ર એ મોક્ષનું એક અંગ છે, તેથી સમતા મોક્ષના અંગરૂપે છે અને સામાયિકમાં સમતા પ્રાધાન્યે છે, તેથી સામાયિક પણ મોક્ષનું અંગ છે.

## जिनदर्शनमहिमा

यास्याम्यायतनं जिनस्य लभते, ध्यायंश्चतुर्थं फलम् ।
षष्ठं चोत्थित उद्यतोऽष्टममथो, गन्तुं प्रवृत्तोऽध्वनि ॥
श्रद्धालुर्दशमं बहिर्जिनगृहा-त्प्राप्तस्ततो द्वादशं ।
मध्ये पाक्षिकमीक्षिते जिनपतौ, मासोपवासं फलम् ॥ १ ॥

અર્થ—"હું જિનમંદિરમાં જઈશ" એવું ચિંતવતાં થકા મનુષ્યને એક ઉપવાસનું ફળ મળે છે; ત્યાં જવાને ઊઠે ત્યારે છઠ્ઠ તપનું ફળ મળે છે; જ્યારે તે માર્ગે ચાલવા માંડે ત્યારે અઠ્ઠમનું ફળ મળે છે; જિનગૃહની નજીક આવે ત્યારે ચાર ઉપવાસનું ફળ મળે છે; ચૈત્યમાં પ્રવેશ કરે ત્યારે પાંચ ઉપવાસનું ફળ મળે છે; ચૈત્યની મધ્યમાં આવે ત્યારે પંદર ઉપવાસનું ફળ મળે છે અને જિનેશ્વરના દર્શન કરે ત્યારે માસોપવાસનું ફળ મળે છે–ઇત્યાદિ શુદ્ધભાવપૂર્વક એકાંત પ્રભુના ગુણ વિષે જ એકાગ્રતાએ દર્શન કરનાર ભવ્ય પ્રાણીને ઉપર જણાવેલું ફળ પ્રાપ્ત થાય છે અને ભાવની વિશેષતાથી મળતાં વિશેષ ફળનું તો માપ જ નથી. મુનિ શ્રી વિદ્યાનંદવિજયજી

### સાવચેત રહેવાની જરૂર

આત્યારે એવો દુષમકાળ વર્તે છે કે તેમાં અનેક અઘટતા મરણો થાય છે. હાર્ટફેલ પણ થાય છે, વેપાર રોજગાર કમી થઈ ગયા છે, વેર વિરોધ વધ્યા છે. યુરોપની હકીકત સાંભળતાં તો કંપારી ઉદ્ભવે છે. મહાપાપનું ફળ ભોગવાય છે ને મહાપાપ બંધાય છે. હિંદુસ્તાનમાં પણ શાંતિ નથી. શાંતિ તો મહાપુરુષોના અંતરમાં છે. આવા દુર્ઘટ વખતે જો સાવચેત ન રહેવાય તો આપણે પણ મળેલ સામગ્રી ખોઈ નાખીએ તેવું છે, માટે જાગો, ઊંઘ તજી દો. જેટલું બને તેટલું સત્કાર્ય કરી લ્યો. પાપકાર્યથી પાછા હઠો, ઇંદ્રિયોના વિષયમાં રક્ત ન થાઓ, કષાયોને પાતળા પાડો. આ તો માત્ર જાગૃત રહેવા માટે સજ્જનોને સૂચના કરી છે. જે તેને ધ્યાનમાં લેશે તે આત્મશ્રેય કરી સદ્ગતિગામી થશે અને ભવાંતરમાં પણ શુભ સામગ્રી પ્રાપ્ત કરી શકશે.

# પ્રભાવિક પુરુષો

## જંબૂકુમાર

## ( ૨ )

આગમન થશે જ.

સાગરદત્ત–'મહારાજ ! તમે ભવદત્તજીને આવવામાં વિલંબ થતો જોઇ ચિંતા કરતા હતા, પણ મુનિ ભવદત્ત તેમના બંધુ સહિત આવે છે. જુઓ ! પેલા જેના હાથમાં પાત્ર છે તે તેમના નાના ભાઈ જ છે. હજુ અંગ પરથી લગ્નપ્રસંગનો પોશાક પણ નથી ઊતર્યો. ઉપદેશ કરવાની શક્તિમાં આપણી મંડળીમાં ભવદત્ત મુનિનું સ્થાન અગ્રપદે આવે છે.'

આમ કહે છે ત્યાં તો ઉપાશ્રયમાં તેમનાં પગલાં પડ્યાં. મુનિમંડળી એકઠી થઈ. કોઇ કંઈ પ્રશ્ન કરે તે પૂર્વે જ ભવદત્ત મુનિ હાથ પરની ઝોળી હેઠી ઉતારતાં એક મુનિને ઉદ્દેશી બોલ્યા કે :

"આર્ય કેશી ! ગુરુદેવને જલદી જઇ ખબર આપો કે ભવદત્ત મુનિ પોતાના અનુજ બંધુને દીક્ષા લેવાની અભિલાષા થતાં સાથે તેડી લાવ્યા છે, તો એ માટે અત્યારની ઘટિકા યોગ્ય છે કે કેમ ? અને આપની સમીપે તેમને હમણાં તેડી લાવે કે કેમ ?"

જ્યાં કેશી મુનિ સુસ્થિતસૂરિના બેઠકખંડ પ્રતિ વળ્યા ત્યાં ભવદત્તમુનિએ પોતાના ગુરુબંધુ નાગદત્ત, કે જે પૂર્વે પોતાના એક સ્નેહીને દીક્ષાના પરિણામ થયા જાણી બોધ કરવા અને દીક્ષા આપી તેડી લાવવા ગયા હતા, પણ પાછળથી તે લગ્ન કરી સંસારમાં પડવાથી નિરાશ થઈ પાછા ફર્યા હતા તેમને ઉદ્દેશીને કહેવા લાગ્યા :

"નાગદત્ત મુનિ ! જો કે તમોએ તો મને મેં જ્યારે તમારી હાંસી કરી હતી ત્યારે કેવળ હાસ્ય કરતાં જ ટોણો મારેલો, પણ ત્યારથી મને મારા ભ્રાતાને દીક્ષિત કરવાની ભાવના ઉદ્‌ભવી હતી, તેથી હું મારા ગામ પહોંચ્યો અને હજુ લગ્ન કરી, કુળદેવતાને પ્રણામવિધિ કરવાના કાર્યમાં તે મશગૂલ હતો ત્યાંથી દીક્ષાના ઉમેદવારમાં પલટો ખવરાવી મારી સાથે તેડી લાવ્યો. આમ 'કાગનું બેસવું ને તાડનું પડવું' એ ન્યાયે મને તો લાભ જ થયો. મારી પ્રતિજ્ઞાનું પણ પાલન થયું."

આ બધો વ્યતિકર જેના હાથમાં પાત્ર છે અને જે ઉપાશ્રય નજીક આવવાથી એ પાત્ર સોંપી સત્વર પાછો ફરવાની ઉત્કંઠા સેવી રહેલ છે તે ભાવદેવે જ્યારે પોતાના ભાઈ ભવદત્ત મુનિના મુખે વર્ણવાતો વૃત્તાંત સાંભળ્યો ત્યારે આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો અને સામાન્ય લેખાતા કાર્યમાં કેવું જોખમ સમાયેલું છે એ તરફ એનો વિચાર વળતાં એનું મન તરંગોના હિલોળે હીંચકવા માંડયું.

હવે જ ભવદત્ત મુનિએ આદરેલી કાર્યવાહીનો સાચો ખ્યાલ તેને આવ્યો. પોતાને પાત્ર આપી સાથે લેવામાં, કુટુંબીજનો પાછાં વળ્યાં છતાં, ગામની સીમ પૂરી થયા છતાં, પોતાને પાછો જવાનું ન કહેવામાં અને માર્ગે આવતાં ઉદ્યાન, વાપિકા કે સરિતાના દર્શને મુનિશ્રીએ પોતાનો બાલ્યાવસ્થાનો કાળ યાદ કરાવી, એ વેળા સાથે રહી કરેલી ક્રીડાઓ વર્ણવી, જે રંગબેરંગી વર્ણનો કરેલાં એ બધાં પાછળ તેમનો શુભ હેતુ શો હતો એનું પણ હવે તેમને પૂરેપૂરું ભાન થયું. પોતે દીક્ષાનો ઈચ્છક નહીં છતાં કેવળ પોતાની પ્રતિજ્ઞા પાળવા સારુ-નાગદત્ત સાધુના હાસ્યને ફોક કરવા સારુ જે રીતે વાતનું પ્રતિપાદન ભવદત્તે મુનિમંડળી સમક્ષ કર્યું એનો પ્રતીકાર કેવી રીતે કરવો એ પણ મૂંઝવણભર્યો પ્રશ્ન થઇ પડ્યો. એક બાજુ ઊંડી ખીણ ને બીજી બાજુ જળથી ભરપૂર નદી! જરાક ભૂલે કે મામલો ખતમ થઇ જવા જેવી દશા! નકારો ભણે છે તો માત્ર મુનિમંડળી સમક્ષ જ નહીં પણ ખૂદ ગુરુદેવ આગળ પણ પોતાના વડીલ બંધુ-ભવદત્ત સાધુ જૂઠા પડે છે, નાગદત્ત મુનિ સાથેની હોડમાં પરાજય પામે છે, એટલું જ નહિ પણ કરેલું બ્યાન એ સત્ય ઘટના નહોતી પરંતુ ગોઠવી કાઢેલી હકીકત હતી એવો ભાસ થઇ જાય છે. ને હાકારો ભણે છે તો સંસાર માણવાની વાત ને દહાવો લેવાના સ્વપ્ના ધૂળધાણી થઇ જાય છે. નાગિલાને આપેલું વચન-' થોડીવારમાં જ પાછો આવું છું ' તે હવામાં ઊડી જાય છે. મનમાં જે ચીજ રમી રહી છે તે અધર લટકી જાય છે, જ્યારે જે પવિત્ર ચીજ ગ્રહણ કરવાનો માત્ર દેખાવ જ કરવાનો છે જેમાં તેને મુદ્દલ રસ નથી એટલે એક રીતે દંભનું સેવન કરવું પડે છે. આમ ઉભય તરફની ખેંચતાણમાં મન આકુળ-વ્યાકુળ બની ગયું છે, કયો માર્ગ લેવો એ સૂઝતું નથી!

ત્યાં તો આર્ય કેશી પાછા ફર્યા અને દીક્ષા માટે આ સુંદર ઘટિકા છે તેથી સત્વર ગુરુદેવ સમીપ પધારવાની આજ્ઞા લાવ્યા. ખેલ ખલાસ. મનની મનમાં રહી ગઈ! વિનીત એવા ભવદેવથી કંઈ જ બોલી શકાયું નહીં. ભવદત્ત સરખા ચારિત્રસંપન્ન સાધુના કાર્યમાં કિંવા કરેલ વર્ણનમાં કંઇ દોષ હોવાની ગંધ સરખી પણ કોઈને ન આવી. આચાર્યદેવે દીક્ષા આપવાની વિધિ કરી અને નાગિલાનો પ્રીતમ-સંસારમાં પગ માંડવાને ઉદ્યુક્ત થયેલ પ્રેમી ભવદેવ જોતજોતામાં સિનેમાના ચિત્રપટની માફક પરિવર્તન પામ્યા. સંસારી મટી સાધુ બન્યા. અંતર ભલે નકારો ભણે છતાં વ્યવહારપ્રધાન જનતા તો ભવદેવને સાધુ તરિકે પિછાનવા લાગી અને સ્તુતિ કરતી કહેવા લાગી કે-લગ્નની મોજ માણવાની તજી દઇ, વડિલ બંધુ ભવદત્તના પ્રતિબોધથી સંયમરંગે રંગાયા અને જોતજોતામાં સંસાર તજી દીધો તે માટે

તમને ભૂરિ ભૂરિ ધન્યવાદ ઘટે છે! એક કવિએ સાચું જ ગાયું છે કે—

'જગતના કાચના યંત્રે, ખરી વસ્તુ નહિ ભાસે' આમ ભવદેવ સંયમ પાળવા લાગ્યા. વિનીત અને કુલીન હોવાથી અંતરમાં એ સામે વિરોધ હોવા છતાં પ્રગટપણે કંઈ જ ન કહી શક્યા, પણ હૃદયમાં તો નાગિલાની સ્મૃતિ કાયમ રાખીને જ રહ્યા. ચારિત્રધર્મની સીત્તરીઓ-ચરણસીત્તરી અને કરણસીત્તરી આચરણમાં ઊતરવા માંડી. એમાં બીજો કંઇ અતિચાર લાગવાપણું ન રહ્યું, છતાં મુનિ ભવદેવની મન-ગુફાના ઊંડાણમાં એ સર્વ કરણી કરાતાં છતાં નાગિલા, અને પુનઃ એના મિલાપનું આશાબિન્દુ ધ્રુવના તારા સમ સ્થિર ને નિશ્ચળ રહ્યું.

આ કારણે જ ગયા અંકમાં આપણે જોઇ ગયા તેમ નાગિલાની માર્ગપ્રતીક્ષા—'ભવદેવ આજે ન આવ્યા તો કાલે આવશે, કારણવશાત્ રોકાઇ ગયા હશે તો એ પાંચ દિવસ-વીત્યે વા અઠવાડિયા પછી આવશે' એવી આશા આખરે અણપૂરી રહી અને મહિનાઓ વીતવા માંડ્યા. ગામેતી આર્યવાન કે ભવદેવની માતા રેવતી તદ્દન મૂઢ ન હતાં. એમને તો પોતે પાછા ફર્યા અને વધુ વિલંબ થયો છતાં ભવદેવ ન આવ્યો ત્યારથી જ વિચારના ફેરફારની ગંધ આવી હતી સાધુ ભવદત્તના આગમનમાં કંઇ છૂપો હેતુ જણાયો હતો. બીજી બાજુ નાગિલાનાં માતા-પિતા પણ વસ્તુસ્થિતિનું અકસ્માતિક પરિવર્તન પિછાની ચૂક્યાં હતાં અને નાગિલાની સખીઓ તો સારી રીતે જાણી ચૂકી હતી કે જે નાવલીઓ પરણ્યાની પ્રથમ રાત્રિની આટલી હદે ઉપેક્ષા કરે, એ સાચો પ્રેમી સંભવે જ નહીં. એ તલમાંથી તેલ ન જ નીકળે આમ સૌ કોઈ ચોખી રીતે રંગમાં ભંગ પડયાનું કિંવા મધુરજની કાયમને માટે વિયોગી રજનીમાં ફેરવાઇ ગયાનું સમજી ચૂક્યા હતા, છતાં નાગિલાની દૃઢતા સામે કંઇ ઉચ્ચારી શકતા નહીં. એ ચોથો આરો હતો! એ વેળા કુલીનતા ને વિનીતપણાના સાચે જ બહુમાન હતા. ચારિત્રશીલતા પર ખાસ ભાર મૂકવામાં આવતો. એની નિષ્કલંકતા એ સૌ કરતાં મોખરે આવતી અર્થાત્ એમાં જ સર્વ શ્રેષ્ઠતા સમાઇ જતી હતી. નારીવર્ગ માટે શિયલસંરક્ષણ એના સર્વ ધર્મોમાં ધુરિપદ ધારણ કરનારો ધર્મ હતો. એનું પાલન પ્રાણના ભોગે કરવાના શિક્ષાપાઠ ગળથુથીમાં પાવામાં આવતા. પ્રત્યેક લલના એ પવિત્ર વસ્તુની સાચી કિંમત સમજતી. પતિવ્રત ધર્મની બોલબાલાનો એ કાળ હતો, તેથી તો એ ધર્મને કંઇ ક્ષતિ પહોંચે તેવા દરેક શંકાસ્પદ સ્થાન યા બનાવથી સ્ત્રીવર્ગ દૂર રહેતો હતો. તેઓનાં ધાર્મિક, વ્યવહારિક કે સામાજિક દરેક કાર્યક્રમોની ગોઠવણી પાછળ શિયળવ્રતના સંરક્ષણને રંચમાત્ર અલવલ ન આવે એ મુદ્દો વીસારવામાં આવતો નહીં. કારણવશાત્ કોઈ પ્રસંગમાં મલિનતાની હવા બહાર,

આવતી તે પૂર્વે જે વ્યક્તિને ઉદ્દેશી એ વાત થતી એ વ્યક્તિ સ્થાનનો ત્યાગ કરી જતી અથવા તો સમાજમાં મોં ન બતાવવું પડે એવો માર્ગ ગ્રહણ કરતી.

આવા સુવર્ણ કાળમાં વાડને કાંટા પણ હોય જ એ નિયમ અનુસારે કોઇ કોઇ ભાગમાં-દ્વિજ જેવા વર્ણોમાં-ગુરુપદ ધારણ કરતી કોમમાં-પુનર્લગ્નનો રિવાજ પણ હતો. એમાં દેશ, કાળની અસર ભાગ ભજવતી. એવા દાખલા અપવાદરૂપ નોંધાતા છતાં ઉપર વર્ણવી તેવી ઉચ્ચ ભૂમિકા સામે જેની ગણના અધમમાં થાય તેવા કાર્યનો વર્તાવ નહોતો એમ નહીં. માનવ હૃદયો સાથે ધર્મના સિદ્ધાંત કંચન સમ શુદ્ધ વસ્તુઓની પ્રરૂપણા કરતા. સમાજના કાનૂનો શું આચરણીય છે અને શું નિંદનીય છે એ વાતની મર્યાદા આંકતા. વ્યવહારના બંધનોને કઇ કક્ષા સ્પર્શનીય છે અને કયાં આગળ થોભી જવાપણું છે એની રેખા દોરતાં છતાં પસંદગીનો આખરી નિર્ણય એ વ્યક્તિના પોતાના અંતર પર અવલંબતો. ચાહે તે દિશામાં એ નિર્ણય દોરવી કે બેસાડી શકાતો. એક વાર નિર્ણય થયા પછી વ્યક્તિ પોતાનો ભાવિમાર્ગ નિશ્ચિત કરતી કિંવા સમાજ એ વાતને ત્યાંથી જ પૂર્ણ વિરામ અર્પતો. લાંબાકાળ સુધી એનાં ચૂંથણાં નહોતા ચૂંથવામાં આવતાં.

ભવદેવ મુનિને વડિલ ભ્રાતા સહ સંયમપંથે વિહરતા દઇ આપણે સુગ્રામ તરફ નજર તો ફેરવી પણ ત્યાંથી કંઇ જ નવું જાણવાનું મળે તેમ નથી. જે સમયનું ઉપર ચિત્ર આલેખ્યું એમાં નાગિલા એકલી જ આપણા કથાપ્રવાહની પ્રેરિકા દૃષ્ટિગોચર થાય છે. સ્વજનસમૂહ સારી રીતે જાણી ચૂકયો છે કે ભવદેવ ગયા એ ગયા જ. સાધુ થયા. હવે ઓછા જ પાછા ફરવાના હતા ? એ આવશે એવી આશા સેવવી એ ફોગટની ભ્રમણા છે. આવું સમજનારા પણ નાગિલાએ શું કરવું ? એ કહી શકતા નહોતા. વહેવારિક રીતે સોહાગણમાં પ્રવેશતાં પૂર્વે જ વૈધવ્યનાં કમાડ ઠોકાઇ રહ્યાં હતાં એ જાણતાં છતાં ઉચ્ચારી શકતા નહોતા. એ કાળની એ મર્યાદા-આવી પરિસ્થિતિવાળી હોવા છતાં સમયનું ચક્ર અસ્ખલિત ગતિએ ચાલ્યા કરતું. ' Time and Tide wait for no man ' એ આંગ્લ ઉક્તિ અક્ષરશઃ સાચી છે. એને અનુરૂપ નિમ્ન ગુજરાતી દુહો સ્મરણમાં રાખવા જેવો છે.

ટકે ન કોને કારણે, જલધિતણો જુવાળ;
સારો માઠો નવ રહે, કોને સારો કાળ.

સુગ્રામવાસી આર્યજનતામાં વહેવારનું ગાડું પૂર્વવત્ ચાલ્યા કરતું હતું. નાગિલા આશામાં જીવન વીતાવતી હતી. વર્ષો પર વર્ષો ચાલ્યાં જતાં હતાં. આર્યવાન મૂંગી ધીરજ ધરી રહેલ હતો છતાં એની વૃદ્ધ અવસ્થાએ અને જરા રાક્ષસીના પૂર્ણ કાબૂ તળે આવેલા અંગોપાંગોએ શિયાળાની એક પાછલી રાત્રે એની નિદ્રા હરી લઇ એને આગામી કાળની

ચિંતાના વમળમાં નાંખી દીધો. સંખ્યાબંધ તરંગો વચ્ચે એક જ પ્રશ્ન એનું અંતર વલોવી રહ્યો અને તે એ જ કે–

'અમો દંપતી કે જે આજે વૃદ્ધાવસ્થામાં ઝોલાં ખાઈ રહ્યાં છીએ તે પવનનો એકાદ સખત સપાટો લાગતાં જેમ દીપક બુઝાઈ જાય તેમ યમના ભક્ષ બની જઈશું તે વેળા યુવાનીના ઉંબર ઉલ્લંઘતી આ નાગિલાની શી દશા ! એનું બેલી કોણ ?' સવારનાં કાર્યોથી પરવારી, આર્યવાને આ વાત રેવતી સમક્ષ મૂકી.થોડી વિચારણા બાદ નાગિલાની સખીઓને તેડાવી તે સૌની સમક્ષ વૃદ્ધ આર્યવાને નિમ્ન શબ્દોમાં પોતાનું હૃદય ખાલી કર્યું.

"પુત્રવધૂ નાગિલા! તારું દુઃખ જોઈ મારું હૃદય દુઃખાય છે. મને ભવદત્ત કરતાં ભવદેવની ભૂલ વધુ ભયંકર લાગે છે. કેમકે ભવદત્ત જતાં માત્ર અમને દુઃખ લાગેલું, પણ આ ભવદેવે તો અમારા ઉપરાંત તારા સંસારજીવનનું-આશાભરી યુવતીની કંઈ- કંઈ અભિલાષાનું એક ઝાટકે નિકંદન કાઢી નાંખ્યું છે અમારાથી એ દુઃખ જોયું જતું નથી ત્યારે તારાથી એ કેમ સહ્યું જતું હશે ? છતાં અમે જાણીએ છીએ કે એક કુલિન કામિનીને છાજે તેવી ધીરજથી એ દુઃખ તું સહી રહી છે. અમારી મર્યાદા કે કુલવટ બીજી સલાહ નથી આપવા દેતી, પણ તેથી તું તારા અંતરને દગો ન દઈશ. અમારી ખાતર તારા અવાજને ગુંગળાવીશ નહીં. આ સંસારમાં અમે હવે થોડા સમયના પરોણા છીએ. પછી તો તું અટૂલી બનવાની. ભાવિ ભયંકર જણાય છે, છતાં એ સામે તારે એકલા હાથે જ ઝૂઝવું પડશે. તારા આત્મબળ ઉપર જ ભરોસો રાખવાનો. એ બધી બાબતનો વિચાર કરી, ભવદેવની આશા ત્યજી દઈ, તારો નિશ્ચય જણાવ કે જેથી એ ચિંતાનો ઊકેલ આવે. તારું હૃદય પોકારે એ માર્ગ લેવાને તું સ્વતંત્ર છે. દરેક આત્માને પોતાનો કાર્યક્રમ નિયત કરવાની સત્તા છે; એમાં અમારો અવરોધ ન હોઈ શકે."

"પૂજ્ય પિતાશ્રી ! સાસુ સસરાનું શિરછત્ર એ કુળવધૂને માટે અણમૂલો અવસર છે. એ ક્યાં સુધી ટકશે ? એ તો જ્ઞાની જાણે. બાકી આપ મારી ચિંતા જડમૂળથી કાઢી નાંખો. નાગિલા એ નાગદત્ત-વાસુકીનું સંતાન છે. પતિએ ગમે તે માર્ગ લીધો હોય છતાં એને માટે પતિવ્રતાનો ધર્મ એ જ સાચો માર્ગ છે. આપ એમ ન સમજશો કે મેં વગરસમજે પ્રીત બાંધી છે. ભવદેવ અને હું લગ્નગ્રંથીથી જોડાયાં પૂર્વે ઘણીએ વાર મળેલાં અને અરસપરસનાં હૃદય પિછાણવા પ્રયાસ સેવેલો–અમારા ઉભય હૃદયે સાચી પ્રીતની જડ બંધાયા પછી જ એને સિંચન થતું રહે અને વિકાસ વૃદ્ધિ પામે એ અર્થે વ્યવહારિક સાધન સમાં લગ્નનો સથિયારો શોધેલો. જો કે એ આશા ફળવતી નથી બની તેથી કંઈ અમારી પ્રીતમાં ખામી નથી આવવાની.

## પુસ્તકોની પહોંચ

૧. શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્ર—શ્રીજ્ઞાનવિમળસૂરિકૃત ટીકાયુક્ત વિભાગ પહેલો. પાંચ આશ્રવના પાંચ અધ્યયન. પંન્યાસ શ્રીરંગવિમળજીના ઉપદેશથી પ્રકાશક શ્રી મુક્તિવિમળ જૈનગ્રંથમાળાના વ્યવસ્થાપક શાંતિલાલ હરગોવિંદદાસ. સંશોધક પંડિત મફતલાલ ઝવેરચંદ, અમદાવાદ. કિં. રૂ. ૨–૧૨–૦ શ્રી અભયદેવસૂરિમહારાજકૃત ટીકાને અનુસારે આ ટીકા સરલ બનાવવામાં આવી છે. આ સૂત્ર ખાસ વ્યાખ્યાનમાં વાંચવા લાયક છે. ટીકા સુંદર છે. શુદ્ધતા પણ ઠીક કરી છે.

૨. શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્ર-શ્રીજ્ઞાનવિમળસૂરિકૃત ટીકાયુક્ત વિભાગ બીજો. પાંચ સંવરના પાંચ અધ્યયન. પ્રેરક, પ્રકાશક, સંશોધક ઉપર પ્રમાણે. કિં-રૂ. ૨–૧૨–૦ બે વિભાગમાં આ સૂત્ર સંપૂર્ણ થાય છે.

૩. શ્રી કુમારપાળપ્રતિબોધ પ્રબંધ—સંસ્કૃતગદ્યગ્રંથ, કર્તાનું નામ આપેલ નથી. સામાન્યબુદ્ધિવાળા માટે વ્યાખ્યાનમાં વાંચવાલાયક ગ્રંથ બનાવ્યો છે. પ્રેરક, પ્રકાશક, સંશોધક ઉપર પ્રમાણે. આર્થિક મહાય શ્રી માલવાડાનિવાસી શ્રાવિકા નંદાબાઇ વિગેરે. કિંમત રાખી નથી. પ્રાપ્તિસ્થાન-અમદાવાદ દેવસાનો પાડો ને ખેતરપાલની પોળ.

૪. શ્રી જ્ઞાનવિનોદ—પ્રથમ વિભાગ-શ્રી જ્ઞાનવિમળસૂરિજીની ગુજરાતી પદ્ય કૃતિઓનો સંગ્રહ. સંગ્રાહક, મુનિ શ્રી કનકવિમળજી. પ્રકાશક ઉપર પ્રમાણે. કિં. ચાર આના

૫. શ્રી આનંદવિમળસૂરિજીનું જીવનચરિત્ર—આ આચાર્ય તપગચ્છમાં ક્રિયોદ્ધારક થયા છે. લેખક મુનિરાજશ્રી કનકવિમળજી. કિં. બે આના

---

સાચી પ્રીત સામે પારાવાર જોખમો અને કટોની ઝડીઓ ડોકિયાં કરતી હોય છે, પણ એથી અંતર ડગતું નથી–એ જ સચ્ચાઇનું લક્ષણ છે. પ્રેમલગ્નની પ્રિયાને વૈધવ્ય એ દુઃખરૂપ નથી જ. કામવિલાસ કે વિષયતૃપ્તિ પૂરતી જ અમારી પ્રીત મર્યાદિત નથી. કદાચ એ સાધુ થયા હશે તો એ પણ મારા તો પ્રીતિપાત્ર છે અને રહેવાના. આપ અનુભવી છો તેથી માનો કે ન માનો, પણ મેં તેમનું હૃદય વાંચ્યું છે, એથી મને તો ખાતરી છે કે–એક વાર એમનું આગમન થશે જ. એ ચોઘડીઆ પર્યંત મારે એમની માર્ગપ્રતીક્ષા કરવી એ જ મારો ધર્મ.

મારી આપને એક જ વિનંતિ છે કે આપ મારી ચિંતાને અળગી કરો. પરભવના પાથેય માટે પ્રાપ્ત થયેલ સંપત્તિનો સદ્વ્યય કરો. ગામની ભાગોળે એક નાનકડી ધર્મ-શાળા બંધાવો કે જેમાં અતિથિ, અભ્યાગત કે સંતસાધુને આશ્રય મળે. કદાચ એ દ્વારા મને મારા પ્રિય પાત્રનો યોગ પણ સાંપડે."

(ચાલુ) ચોકસી

૬. ખીમતગતશાસનપ્રભાવના—સંપાદક મુનિ કનકવિમળજી. એ બુકમાં ખીમત ગામમાં થયેલા શાસનપ્રભાવનાના કાર્યોનું વર્ણન છે. પ્રારંભમાં પંન્યાસ રંગવિમળજીના જીવનચરિત્રની રૂપરેખા છે. એ બુકમાં દુહા છંદમાં સાગરપ્રબંધનું યંત્ર ખાસ જોવા જેવું મૂક્યું છે. બુકનાં પૃષ્ઠ ૪૦ છે. કિંમત રાખી નથી.

૭. પંન્યાસ મુક્તિવિમળજીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર—લેખક મુનિ કનકવિમળ. ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૩૬. કિંમત રાખી નથી.

૮. શ્રી રંગવિનોદ—પ્રથમ વિભાગ—પંન્યાસજી રંગવિમલજીની કૃતિઓનો સંગ્રહ. આર્થિક સહાયક બોરસદનિવાસી શ્રાવિકા અમથી બહેન. કિંમત ચાર આના. ઉપરની પાંચે બુકોના પ્રકાશક શ્રી મુક્તિવિમળજી જૈન ગ્રંથમાળાના સેક્રેટરી શાહ શાંતિલાલ હરગોવિંદ.

ઉપરની ત્રણ પ્રતો ને પાંચ બુકો પંન્યાસજી રંગવિમળજીએ સભાને ભેટ તરીકે મોકલેલ છે, તે સાભાર સ્વીકારીએ છીએ. પ્રશ્નવ્યાકરણના પહેલા ભાગ સિવાયની ૭ વસ્તુ પ્રકાશકને લખવાથી ભેટ મળી શકશે.

૯. પારમર્ષસ્વાધ્યાયગ્રંથરત્નસંગ્રહ—શ્રીગુણસ્થાનક્રમારોહ, પ્રશમરતિ, પૂજાવિધિ પ્રકરણ, તત્ત્વાર્થાધિગમ—તત્ત્વાર્થભાષ્યકારિકાસંદોહ, વીતરાગસ્તોત્ર, મહાદેવસ્તોત્ર, અન્યયોગ ને અયોગવ્યવચ્છેદ દ્વાત્રિંશિકાદિ સંગ્રહ. સંગ્રાહક—આચાર્ય શ્રી વિજયોદયસૂરિ. પ્રકાશક શ્રી જૈનગ્રંથપ્રકાશક સભા—અમદાવાદ. નવ ગ્રંથોનો સંગ્રહ શુદ્ધ કરીને પ્રગટ કર્યો છે. સ્વાધ્યાય કરનાર માટે અત્યંત ઉપયોગી છે. કિં. આઠ આના

૧૦. સ્તવન, સજ્ઝાય, રાસાદિ શ્રુતરત્નસંગ્રહ—ગુજરાતી બત્રીશપેજી ત્રણસો પૃષ્ઠની આ બુકમાં શ્રી યશોવિજયોપાધ્યાયકૃત ૧૨૫, ૧૫૦ અને ૩૫૦ ગાથાનાં સ્તવનો, આઠ દૃષ્ટિની સજ્ઝાય, સમકિતના ૬૭ બોલની સજ્ઝાય, દ્રવ્યગુણપર્યાયનો રાસ, ગૌતમસ્વામીનો રાસ, પુન્યપ્રકાશનું સ્તવન, સંયમશ્રેણીનાં સ્તવનો વગેરેનો સંગ્રહ તથા સંયમશ્રેણીસ્થાનનું યંત્ર આપવામાં આવ્યું છે. સંપાદક આચાર્યશ્રી વિજયોદયસૂરિ. પ્રકાશક શ્રી જૈનગ્રંથપ્રકાશક સભા, અમદાવાદ. કિંમત રાખી નથી.

૧૧. ખંભાતનો પ્રાચીન જૈન ઇતિહાસ—( સચિત્ર ) લેખક નર્મદાશંકર ત્રંબકરામ ભટ્ટ, પ્રકાશક શ્રી આત્માનંદજન્મશતાબ્દીસ્મારક ટ્રસ્ટબોર્ડ. કિંમત રૂા. ૧—૪—૦. પ્રારંભમાં લેખકના નિવેદન પછી પ્રસ્તાવના મુનિશ્રી કાંતિસાગરે વિસ્તારથી લખી છે. ત્યારપછી અનુક્રમણિકા છે તે વાંચતા આ બુકમાં ખંભાતને લગતી પ્રાચીન અને વર્તમાન અનેક હકીકતોનો સમાવેશ કર્યો છે એમ જણાય છે. ખાસ વાંચવા લાયક છે. મોટા મોટા શહેરોના આવા ઇતિહાસ બહાર પાડવાની જરૂર છે. શતાબ્દી સ્મારકગ્રંથમાળાનું આ ત્રીજું પુષ્પ છે.

૧૨. પાપ પુણ્ય અને સંયમ—શ્રી વિપાકસૂત્ર, અંતકૃદ્દશા ને અનુત્તરોવવાઇ એ ત્રણ અંગનો (૧૧—૮—૯) છાયાનુવાદ. સંપાદક ગોપાળદાસ જીવાભાઇ પટેલ. પ્રકાશક શ્રી જૈનસાહિત્ય પ્રકાશન સમિતિ, ઠે. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, કિં. રૂા. ૦—૧૨—૦. આમાં શ્રી વિપાકસૂત્રના અનુવાદે સો લગભગ પૃષ્ઠો રોક્યાં છે. તેમાં પાપના ને પુણ્યના પરિણામે દુઃખસુખ

ભોગવનાર જીવોના કુલ ૨૦ અધ્યયનો છે. ત્યારપછી અંતકૃતકેવળી થઈને મોક્ષે જનાર જીવોના દશ અધ્યયનો છે અને પછી સંયમ પાળીને અનુત્તરવિમાનમાં ઉપજનાર જીવોની કથાના દશ વર્ગ છે. આખી બુક ખાસ વાંચવા લાયક છે. વિશેષ રીવ્યુ તો સાદ્યંત વાંચ્યા પછી આપી શકાય.

**૧૩. તિથિસાહિત્યદર્પણ**—લેખક ઉપાધ્યાય શ્રી જંબૂવિજયજી. પ્રકાશક શા ખૂબચંદ પાનાચંદ, ડભોઈ. આ બુકમાં ચાર પ્રકરણો ને બે પરિશિષ્ટો લખીને લેખક મુનિરાજે પોતાના વિચારને પુષ્ટિ આપે એવાં અનેક સાધનોની યોજના કરી છે. અમે આવાં પ્રકાશનો બહાર પાડીને પરસ્પર જુદા વિચારવાળામાં અંતર વધારવું તે પસંદ કરતા નથી, પરંતુ અત્યારે તે કહેવું નિરર્થક જણાય છે.

**૧૪ શૃંગારવૈરાગ્યતરંગિણી**—ગુજરાતી અનુવાદ સહિત. સંપાદક ને અનુવાદક પંડિત અમૃતલાલ તારાચંદ દોશી; વ્યાકરણતીર્થ. પ્રકાશક શ્રી યશોવિજય જૈનગ્રંથમાળા-ભાવનગર. કીં રૂા. ૦-૨-૦. શ્રી દીવાકર મુનિની બાવન શ્લોકપ્રમાણ આ કૃતિ વૈરાગ્યવાળા જીવોને ખાસ ઉપકારક છે.

**૧૫. ચૈત્યવંદન સંગ્રહ**—પ્રકાશક યશોવિજયજી જૈન પુસ્તકાલય તરફથી ગંધણપુરનિવાસી દેવચંદ કરશનજી. તેમના કરેલા ૧૫ ચૈત્યવંદન વગેરે છે.

**૧૬. જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરિજીની પૂજા, સ્તવનાદિનો સંગ્રહ**—પ્રકાશક શ્રી ચારિત્રસ્મારક ગ્રંથમાળા-વીરમગામ. પ્રારંભમા જગદ્‌ગુરુના જીવનનો સંક્ષિપ્ત પરિચય આપ્યો છે; ત્યારપછી તેમની નાની મોટી બે અષ્ટપ્રકારી પૂજાઓ છે ને પ્રાંતે સ્તવનાદિ છે. સંગ્રહકર્તા રતનચંદ કોચર, જયપુર. કિંમત પૂજાપ્રેમીઓને ભેટ.

**૧૭. સાધનાના સોપાન**—લેખક માવજી દામજી શાહ. પૃષ્ઠ ૧૬. કિંમત બે આના. એમાં ભારતની અવનતિનાં કારણરૂપ ૭ શત્રુઓ નિદ્રા, તંદ્રા, ભય, ક્રોધ, આળસ્ય અને દીર્ઘસૂત્રતા તજવાને માટે ૭ પ્રકરણ પાડીને તેનુ ત્યાજ્યપણું સમજાવ્યું છે. વાંચવા ને વિચારવા લાયક છે.

**૧૮. પંચસંગ્રહ ગ્રંથ**—પાચદ્વારાત્મક પ્રથમ વિભાગ-શ્રી ચંદર્ષિમહત્તરકૃત સ્વોપજ્ઞ ટીકા અને શ્રી મલયગિરિજીકૃત વિસ્તૃત ટીકાયુક્ત. સંપાદક આચાર્ય શ્રી વિજયપ્રેમસૂરિ, પ્રકાશક શ્રી મુક્તિબાઈ જ્ઞાનમંદિર ડભોઈના મંત્રી શા. ખુબચંદ પાનાચંદ. અપૂર્વ ગ્રંથ ને બંને ટીકાઓ છે. માત્ર ખર્ચ પૂરતાં રૂા. ૧-૮-૦ લઈને ભેટ આપવામાં આવે છે. પ્રમાણ ઘણું મોટું છે. ઉપાધ્યાયશ્રી જંબૂવિજયજી તરફથી સભાને ભેટ મળેલ છે.

**૧૯. દેવ-સૌભાગ્ય ગુલાબ સ્તવનમાળા**—સંપાદક સાધ્વી ગુણશ્રીજી. પ્રકાશક મહેતા નાગરદાસ પ્રાગજી-અમદાવાદ. પ્રથમ પૃષ્ઠ ૨૪ માં સંસ્કૃત સ્તોત્રો ને સ્તુતિઓ શાસ્ત્રી ટાઈપમાં આપેલ છે અને ત્યારપછી ગુજરાતી ટાઈપમા પૃષ્ટ ૭૦ માં અનેક ઉપયોગી સ્તવનો આપ્યા છે. સંગ્રહ સારો કર્યો છે. મુખ્ય પઠનપાઠન. વાંચવા ને કંઠે કરવા લાયક છે.

**૨૦ કલ્યાણનો માર્ગ**—પ્રકાશક માવજી દામજી શાહ-ભર્તૃહરિકૃત નીતિશતકના પ્રાણઘાતાન્નિવૃત્તિ-એ શ્લોકમાં બતાવેલા આઠ સર્વશાસ્ત્રસંમત કલ્યાણમાર્ગનું ટૂંકું પણ ઉપયોગી વિવેચન કર્યું છે. પૃષ્ઠ બાર ને કિંમત બે આના

કુંવરજી

# ભાવનગર
# શ્રી જૈન ધર્મ પ્રસારક સભાનો

## સં. ૧૯૯૫ ના ચૈત્રથી સં. ૧૯૯૬ ના ફાગણ સુધીનો ૫૯ મો વાર્ષિક રિપોર્ટ

### જનરલ કમિટી

ગતવર્ષ આખરે ૫ પેટ્રન, ૩૨૫ લાઇફ મેમ્બર, ૧૩૩ પહેલા વર્ગના વાર્ષિક મેમ્બર, ૭ બીજા વર્ગના વાર્ષિક મેમ્બર, ૧ ઓનરરી મેમ્બર મળી કુલ ૪૭૧ સભ્યો હતા, તેમાંથી ગુજરી ગયેલા ને બંધ થયેલા બાદ કરતાં અને નવા થયેલા ઉમેરતાં પ્રસ્તુત વર્ષની આખરે ૬ પેટ્રન, ૩૨૩ લાઇફ મેમ્બર, ૧૩૪ પહેલા વર્ગના મેમ્બર, ૭ બીજા વર્ગના મેમ્બર, ૧ ઓનરરી મેમ્બર મળી કુલ ૪૭૧ સભાસદો રહ્યા છે.

### પેટ્રન

| | |
|---|---|
| ૧. શેઠ માણેકલાલ મનસુખભાઈ | અમદાવાદ |
| ૨. સર કીકાભાઇ પ્રેમચંદ રાયચંદ | મુંબઇ |
| ૩. શેઠ નાગરદાસ પુરુષોત્તમદાસ | રાણપુર |
| ૪. રાવસાહેબ કાંતિલાલ ઇશ્વરદાસ જે. પી. | મુંબઈ |
| ૫. શેઠ માણેકલાલ પ્રેમચંદ રાયચંદ | મુંબઈ |
| ૬. શેઠ માણેકલાલ ચુનીલાલ જે. પી. | મુંબઈ |

### મેનેજીંગ કમિટી

**પ્રમુખ**

૧. શા. કુંવરજી આણંદજી

**ઉપપ્રમુખ**

૨. રા. રા. જીવરાજભાઇ ઓધવજી

**જનરલ સેક્રેટરી**

૩. ગાંધી અમરચંદ ઘેલાભાઇ (સ્વર્ગવાસ સં. ૧૯૯૫ આસો)

**સેક્રેટરી**

૪. મેતા ચુનીલાલ નાગરદાસ

૫. શા. અમરચંદ કુંવરજી

**ખજાનચી**

૬. શા. નેમચંદ ગિરધરલાલ

**તંત્રી**

૭. શા. નરોત્તમદાસ દેવચંદ

મેમ્બરો

૮. પરી ચુનીલાલ દુલભજી
૯. શેઠ છોટાલાલ નાનચંદ
૧૦. શા. ગુલાબચંદ આણંદજી
૧૧. શા. વિઠ્ઠલદાસ મૂળચંદ
૧૨. શા. જીવરાજભાઇ રતનજી
૧૩. વોરા પરમાણંદદાસ તારાચંદ
૧૪. વકીલ જગજીવનદાસ શીવલાલ
૧૫. વકીલ ભાઇચંદ અમરચંદ
૧૬. શા. કુંવરજી મથુભાઇ

## પ્રસ્તુત વર્ષમાં મળેલી મીટિંગોમાં થયેલાં કામકાજનો સાર

### ૧. સં. ૧૯૯૫ ના વૈશાક વદિ ૧૪ બુધવાર–સરક્યુલર

૧. વિનંતિપત્રો ૪ મંજૂર કર્યા.

### ૨. સંવત ૧૯૯૫ના પ્રથમ શ્રાવણવદિ ૧૦ ગુરુવાર–મેનેજીંગ કમિટી

૧. પાંચ વિનંતિપત્રો મંજૂર કર્યા.

૨. શ્રાવણ શુદિ ૩ની વર્ષગાઠ દર સાલ મુજબ કરવા ઠરાવ્યું.

૩. બહેન કુસુમ રસિકલાલનું વિનંતિપત્ર આવેલ તે પ્રમુખની હાજરી ન હોવાથી મુલતવી રાખ્યુ.

### ૩. સંવત ૧૯૯૫ ના આસો વદિ ૪ બુધવાર–જનરલ કમિટી

૧. ગાંધી અમરચંદ ઘેલાભાઇ સ્વર્ગવાસ પામતાં તે સંબંધી દિલગીરી પ્રદર્શિત કરી અને તેમના ફોટા સાથે કાર્તિકના અંકમાં નોંધ લેવા ઠરાવ્યું.

### ૪. સંવત ૧૯૯૫ ના આસો વદિ ૪ બુધવાર–મેનેજીંગ કમિટી

૧. વિનંતિપત્રો ૨ મંજૂર કર્યા.

૨. સં. ૧૯૯૪ના ચૈત્રથી સં. ૧૯૯૫ના સુધીનો હિસાબ ને રિપોર્ટ તૈયાર થેલો વાચી સંભળાવ્યો. તે જનરલ મીટિંગ બોલાવીને તેમાં મૂકવા ઠરાવ્યું.

૩. ભાઇ નરોત્તમદાસ દેવચંદ માસિકના તંત્રી છે તેને મેનેજીંગ કમિટીમાં બેસવાનો હક આપવા જનરલ મીટિંગમાં મૂકવા ઠરાવ્યું.

### ૫. સંવત ૧૯૯૫ ના આસો વદિ ૧૦ સોમવાર–જનરલ કમિટી

૧. સં. ૧૯૯૪ના ચૈત્રથી ૧૯૯૫ના ફાગણ સુધીનો હિસાબ ને રિપોર્ટ વંચાવામાં આવ્યો તે મંજૂર કરી છપાવીને કાર્તિકના અંક સાથે વહેંચવા ઠરાવ્યું.

૨. સરવૈયામાં ફેર રહે છે તે બાબત તેના પ્રવીણ માણસ પાસે તપાસ કરાવવા ઠરાવ્યું.

૩. ભાઈ નરોત્તમદાસ દેવચંદને મેનેજીંગ કમિટીમાં દાખલ કરવાનું ઠરાવ્યું.

૪. સ્ત્રીને મેમ્બર તરીકે દાખલ ન કરવા ઠરાવ્યું.

૫. આવતા વર્ષના રિપોર્ટ સાથે સર્વ મેમ્બરોનાં નામ ને ધારાધોરણ વગેરે છપાવવા ઠરાવ્યું.

### ૬. સંવત ૧૯૯૧ ના માગશર વદિ ૨-જનરલ મીટિંગ

૧. ભાઈ ગિરધરલાલ આણંદજી માગશર સુદિ ૭ મે ગુજરી ગયા તે બાબત શોક પ્રદર્શિત કરવામાં આવ્યો અને તેમના ફોટા સાથે પોષના અંકમાં નોંધ લેવા ઠરાવ્યું.

૨. સંઘવી નાનચંદ કુંવરજી માગશર શુદિ ૧૦ મે ગુજરી જતાં શોક પ્રદર્શિત કરવામાં આવ્યો અને તેની નોંધ પોષના અંકમાં લેવા ઠરાવ્યું.

### ૭. સં. ૧૯૯૧ ના પોષ વદિ ૧૩ મંગળવાર-સરક્યુલર

૧. વિનંતિપત્રો ૩ મંજૂર કર્યા.

### ૮. સં. ૧૯૯૧ ના માહ વદિ ૧૩ ગુરુવાર-સરક્યુલર

૧. વિનંતિપત્રો ૨ મંજૂર કર્યા.

એકંદર ત્રણ વાર જનરલ મીટિંગ ને બે વાર મેનેજીંગ કમિટી મળી, ત્રણ વખત સરક્યુલરથી કામ કર્યું.

## સભાનું નાણાપ્રકરણી ખાતું

આ ખાતાની હકીકત જાણવા માટે નીચે જણાવેલાં દશ ખાતાંના ઉપજ-ખર્ચ અને છેવટનું સરવૈયું વાંચવા તસ્દી લેવી.

### ૧ સભા ખાતું

#### જમે બાજુ

૮)ા॥ કાર્તિક શુદિ ૧ તથા શુદિ ૫ મે જ્ઞાન પાસે આવ્યા તે.

૧૫૮ા લાઇબ્રેરી ખાતે ભેટ આવેલી, બુકો વગેરેના.

૮૨૨ા॥ બુકવેચાણના હાંસલના. ઉધારખાતાની કમિશન ખર્ચ વગેરે બાબતોના બાદ કરતાં રહ્યા તે.

૧૨ા॥ પરચુરણ આવ્યા તે.

૧૦૦૧ા

## ઉધાર બાજુ

૨૦॥૦। વૈશાખ શુદિ ૮ મે મુનિરાજ શ્રી વૃદ્ધિચંદ્રજીની જયંતિ નિમિત્તે પૂજા ભણાવી તેના ખર્ચના.

૧૯॥૮ કાર્ત્તિક શુદિ ૬ ઠે સભામાં જ્ઞાન પાસે પૂજા ભણાવી તેના ખર્ચના.

૧૧૯॥૮॥ ન્યુસપેપરો, માસિકો વગેરેના લવાજમના.

૬૯॥૮॥ લાઇબ્રેરીની બુકો ને માસિકોની ફાઇલો વગેરે બંધામણના.

૬૪॥૮। સાધુ, સાધ્વી વગેરેને બુકો તથા પ્રતો ભેટ આપી તેના.

૧૦૦) શ્રી વૃદ્ધિચંદ્રજી જૈન વિદ્યાશાળાને વાર્ષિક મદદના.

૨૦) શ્રી વૃદ્ધિચંદ્રજી સામાયિકશાળાને વાર્ષિક મદદના.

૧૨૫) શ્રી ઉજમબાઇ જૈન કન્યાશાળાને વાર્ષિક મદદના

૬૨૫) સભાના મકાનમાં ને વંખારમાં રહેલાં પુસ્તકોનો વીમો રૂ. ૨૫,૦૦૦) નો ને સભાની સામેના નાના મકાનનો વીમો રૂ.૧,૫૦૦) નો ઉતરાવતાં પ્રીમિયમના

૧૯૫) વખારભાડાના માસ ૧૩ ના દર ૧૫) લેખે

૪૨)ળા ઇલેક્ટ્રિક લાઇટના ખર્ચના અરધા ભાગના

૧૦૯)≡॥ પોસ્ટેજ સંબંધી ખર્ચના

૯૫)≡ ગયા વર્ષમાં કમિશન ખાતે રૂ. ૪૭॥૮ જમે કરવાને બદલે ઉધારી સભા ખાતે જમે કરેલા તે ભૂલના ડબલ રૂ. ૯૫)≡

૫૭૨॥૦॥ વ્યાજ ખાતામાં આપવા પડ્યા તે માસ ૧૩ ના

૧૬) સાધ્વી લાભશ્રીજી અને મુનિરાજ શ્રી ચતુરવિજયજીના માસિક માટે ફોટા છપાવ્યા તેના

૧॥ કારકુનોની માદગીને કારણે મજૂર ભગવાનને દિન ૩૧ રાખ્યો તેના

૧૩≡॥ લેઘર, ચોપડા, નોટપેપર, ફુલસકેપ વગેરેના

૨૫॥૮ પરચુરણ ખર્ચના

૧૭૪૬)≡

ઉપર પ્રમાણે ખર્ચમાથી ઉપજ બાદ કરતાં રૂ. ૭૪૪॥≡ નો ત્રોટો રહ્યો એટલે આ ખાતે રૂ. ૧૨૯૬૧॥૮ દેવા હતા તેના રૂ. ૧૨૨૧૬॥૮॥ રહ્યા છે. આ ઘટમાં રૂ. ૯૫)≡ ગયા વર્ષની ભૂલના છે. આ વર્ષે રૂ. ૬૪૯॥૮ ની ઘટ પડી છે.

## ૨. શ્રી જૈન ધર્મ પ્રકાશ ખાતું

### જમે બાજુ

૫૪૬॥ જૈન ધર્મ પ્રકાશ સભાસદોને ભેટ આપ્યું તેના

૧૪૩) ભાવનગરના ૧૪૩ સભાસદોને આપ્યું તેના રૂ. ૧) લેખે.

૪૦૩॥ બહારગામના ૩૨૩ સભાસદોને આપ્યું તેના પોસ્ટેજ સાથે રૂ. ૧। લેખે.

૨૮)ո જૈન પંચાંગોના વેચાણના
૧૬), જાહેરખબર છપામણના
૨૩૫ાા૦ જૈન ધર્મ પ્રકાશના લવાજમના પરચુરણ આવ્યા તે
૮૨૬ાા

## ઉધાર બાજુ

૧૩૨૬ાાા જૈન ધર્મ પ્રકાશ માસિકના બાર અંકના ખર્ચના
૭૩૮) ફારમ ૬૧ાા છપામણ દર ૧૨) ૩૦) ટાઇટલ રંગીન છપામણ
૬૧ાા પ્રૂફ તપાસવાના ૪૧૯ા બાર અંકના કાગળના
૭૮) પૂંઠાના આર્ટ પેપરના
૧૩૧૬ાાા

૨૧૩ાા= પોસ્ટ સંબંધી ખર્ચના
૪૦) ચૈત્રી પંચાંગ ૨૨૦૦ છપામણના
૨૭ાા કાર્ત્તકી પંચાંગ ૮૨૫ના રૂા ૧૫), રૂા.૧૨ાા ગયા વર્ષના જમે કરવા રહેલા તે
૧૨) ટાઇટલ ઉપરના બ્લોક સબંધી ખર્ચના
૧૮ાા–ાા રેપર છપાવવાના કાગળના
૩૫ા– પરચુરણ ખર્ચના
૧૬૭૪ા૦ાા

ઉધારમાંથી જમેના બાદ કરતાં રૂા ૮૪૭ાા–ાા લેણા રહ્યા છે. તે આવતા વર્ષમાં વેચુ કરવાથી વસુલ થવાના છે.

## શ્રી જૈન ધર્મ પ્રકાશના લાભ ટોટા ખાતું

આ ખાતે પ્રથમના રૂા. ૧૦૧ાા લેણા છે તે આવતા વરસમાં જૈન ધર્મ પ્રકાશ ખાતે ઉધારી વાળવાના છે.

## ૪. વ્યાજ ખાતું

આ ખાતે રૂા.૫૭૨ાા૦ાા ઉધર્યા છે તે સભા ખાતે ઉધારી વાળ્યા છે.

## ૫ સભાની લાઇબ્રેરી ખાતું

આ ખાતે ગયા વર્ષની આખરે રૂા.૯૭૬૫ાા– લેણા હતા તેમાં બુકો નવી ખરીદ કરી તેના તથા બુકો ભેટ આવી તેના રૂા. ૨૩૦)–ાા ઉધરતા કુલ રૂા.૯૯૯૫ાાાા લેણા થયા છે તેની વિગત નીચે પ્રમાણે:—

૩૦૬૧ાાા૦ વર્ગ પહેલાની જૈન બુકો ૩૧૨૪
૪૨૮ાા વર્ગ બીજાની સંસ્કૃત જૈનેતર બુકો ૨૪૩

| | | |
|---|---|---|
| ૨૮૮૪ાા | વર્ગ ત્રીજાની નીતિ સબધી બુકો | ૨૬૫૨ |
| ૪૪૧) | વર્ગ ચોથાની હસ્તલિખિત પ્રતો | ૬૮ |
| ૧૩૯૯) | વર્ગ પાચમાની માસિકની ફાઇલો | ૬૮૩ |
| ૧૯૭ાા= | વર્ગ છટ્ઠાની ઇંગ્રેજી બુકો | ૧૩૦ |
| ૧૫૮૩)–ાા | વર્ગ સાતમાની જૈન ધર્મની છાપેલી પ્રતો | ૭૯૬ |
| ૯૯૯૫ા≈ાા | | ૭૬૯૬ |

કુલ નકલ ૭૪૯૯) હતી તેમા ૧૯૭ વધતા ૭૬૯૬ થયેલ છે

## ૬. સભાસદોની ફી ખાતું

### જમે બાજુ

૧૬૨૩ાા–ા મકાન ભાડાના માસ ૧૩ ના
૩૭૨ાા= સભાસદોની ફીના માસ ૧૨ ના
૧૯૯૬)≈ાા

### ઉધાર બાજુ

૧૧૩૭ાા નોકર પગારના
 ૫૨૦) કા મોહનલાલના રૂા ૪૦), ૨૬૦) પડિત જગજીવનદાસ રૂા ૨૦)
 ૧૯૫) કા ન્યાલચદના રૂા ૧૫), ૧૬૨ાા કા મણિલાલ મૂળચદ
૫૨) પાણીવાળીના પગારના માસ ૧૩ ના રૂા ૪) પ્રમાણે
૪૨)ાા ઇલેક્ટ્રિક લાઇટના ભાગ અરધાના
૫૪૬ાા માસિકો સભાસદોને ભેટ આપ્યા તેના
 ૧૪૩) ભાવનગરમા ૧૪૩ રૂા ૧), ૪૦૩ાા બહારગામ ૩૨૩ રૂા ૧ા
૨૫)= નવસ્મરણની બુકો મેમ્બરોને ભેટ આપી તેના
૩૪) રાવસાહેબ કાતિલાલ ઇશ્વરદાસ, શેઠ માણેકલાલ ચુનીલાલ જે પી તથા શેઠ ગિરધરભાઈ આણદજીના ફોટા માસિકમાં મૂકવા માટે છપાવ્યા તેના
૩૫ા≈ાા પરચુરણ ખર્ચના
૧૮૭૩)=ા

ઉપજમાથી ખર્ચ બાદ કરતા રૂા ૧૨૩)–ાા વધ્યા એટલે આ ખાતે બાકીદેવા રૂા ૩૯૩૦)=ા હતા તેના રૂા ૪૦૫૩)≈ાા થયા છે

## ૭. લાઈફ મેમ્બરનુ ફી ખાતુ

આ ખાતે રૂા ૨૮૩૫૩ દેવા હતા તેમા રૂા ૮૨૭) આ વર્ષના વધના કુલ રૂા ૨૯૧૮૦ દેવા થયા છે રૂા ૮૨૭) ની વિગત —

| | | |
|---|---|---|
| ૫૦) | શ્રી વીરવિજયજી પુસ્તકાલય, | બોરસદ. |
| ૫૦૧) | શેઠ માણેકલાલભાઈ ચુનીલાલ. પેટ્રન તરીકેના, | મુંબઇ. |
| ૫૧) | શેઠ મણિલાલ વનમાળી કુંડલાવાળા, (હાલ) | મુંબઇ. |
| ૫૦) | પરી નરોત્તમદાસ શકરાભાઈ, | અમદાવાદ. |
| ૧૦૦) | શેઠ કરમચંદ ચુનીલાલ વીરચંદ, | મુંબઇ. |
| ૫૦) | દેશાઇ નરોત્તમદાસ ખીમચંદ, | બોટાદ. |
| ૨૫) | શેઠ નેમચંદ મૂળચંદ, | શીહોર. |
| ૮૨૭) | | |

આ ખાતાનું વ્યાજ મકાનભાડા તરીકે સભાસદની ફી ખાતે જમે થાય છે.

### ૮. શ્રાવણ શુદિ ૩ ની સભાની વર્ષગાંઠ ખાતું

આ ખાતે રૂા. ૪૨૩૧।ાના દેવા હતા તેમાં વ્યાજના રૂા. ૧૯૭) જમે થતાં કુલ રૂા.૪૪૨૮।ાના થયા તેમાં શ્રાવણ શુદિ ૩ ના ખર્ચના રૂા.૧૯૧।ાા–ાા .ઉધરતાં રૂા.૪૨૩૬।ાાાા દેવા રહ્યા છે.

### ૯. કાર્ત્તિક શુદિ ૬ ના સ્વામીવાત્સલ્ય ખાતું

આ ખાતે રૂા ૫૩૫)ાા દેવા હતા તેમાં વ્યાજના રૂા.૩૦) રિવાજ મુજબ જમે કરતાં રૂા.૫૬૫)ાા થયા તેમાંથી કાર્તિક શુદિ ૬ ના ચા, ટિફિન ખર્ચના રૂા.૨૭ાાાા બાદ કરતાં રૂા.૫૩૭)–ાા દેવા રહ્યા છે.

### ૧૦. સભાના મકાન ખાતું

આ ખાતે રૂા. ૨૫૦૦૦) શેઠ નાગરદાસ પુરુષોત્તમદાસ પાસેથી આવેલા બાદ કરતાં રૂા.૨૫૧૫૩ા–ાા લેણા હતા, તેમાં પરચુરણ ખર્ચના રૂા.૨૫)ાા ઉધર્યા તે ઉમેરતાં કુલ રૂા ૨૫૧૭૮ાા લેણા થયા છે.

આ મકાનનું ભાડું જે ઉપજે છે તે સભાસદોની ફી ખાતે જમે કરવામાં આવે છે, કારણ કે લાઇફ મેમ્બરની ફીની રકમ આમાં જ રોકેલી છે.

ઉપર જણાવેલાં દશ ખાતાંનો ઉપજ, ખર્ચ વાંચતાં સભાની નાણાં સંબંધી સ્થિતિ સમજવામાં આવશે. એ પ્રમાણે દશે ખાતાંમાં વધઘટ થતાં એકંદરે શું સ્થિતિ રહી છે તે આ સાથેના સરવૈયા ઉપરથી સમજી શકાશે.



## સંવત ૧૯૯૬ ના ફાગણ વદિ ૦)) સુધીનું સરવૈયું

**જ**

૧૨૨૧૬ાા–ાા શ્રી સભા ખાતે
૪૦૫૩)ᴤાા શ્રીસભાસદોની ફી ખાતે
૨૯૧૮૦ા શ્રી લાઇફ મેમ્બરોની ફી ખાતે
૪૨૩૬ાાᴤાા શ્રાવણ શુદિ૩ની વર્ષગાંઠ ખાતે
૫૩૭)–ાા કાર્તિક શુદિ ૬ ના સ્વામીવાત્સલ્ય ખાતે
૬૪૬ાા વેચવાની અનેક બુકોનાં કમિશન ખાતે
૩૫૦૧ાાા શ્રી જીવદયા ખાતે
૨૨૩૫ાાᴤ શેઠ ત્રિભોવનદાસ ભાણજી જૈન કન્યાશાળા ખાતે
૮૭૨)–ાા બહેન મોઘી ગિરધરલાલ લગ્નસ્મારક ખાતે
૩૩૦ાાᴤા શ્રાવણ શુદિ ૩ જે માછલાંની જાળ છોડાવવા ખાતે
૧૫૧ાા૦ા શા. ડાહ્યાલાલ હુકમચંદની વતી કાર્તિક શુદિ બીજે જૈન-કન્યાશાળામાં પ્રભાવના કરવાના
૨૪૦ાા૦ા શ્રી જૈન બોર્ડિંગ ખાતે
૪૧૭૪ાાᴤા બુકો છપાવવા બાબતના જુદી જુદી રકમોના મળીને
૪૪૦૭ાાᴤ શરાફી દેવા પરચુરણ
૩૧૬)ᴤા લાઇફ મેમ્બરોના, લાઇબ્રેરી ડિપોઝિટના તથા વાર્ષિક સભાસદના
૨૫૭ાા૦ાા પરચુરણ ઉપળેક ખાતે
૮૭ાાᴤા શા. કુંવરજી આણંદજી હશુ
૬૭૭૪૮ા૦

**ઉ**

૮૪૭ાા–ાા શ્રી જૈન ધર્મ પ્રકાશ ખાતે
૯૯૯૫ાાᴤાા સભાની લાઇબ્રેરી ખાતે
૨૬ા–ા ટિકિટના મેળ ખાતે
૫૧૭૨)ᴤા વેચવાનાં પરચુરણ પુસ્તકો ખાતે
૨૨૪૨૮ાાᴤા સભાની છપાવેલી બુકો ખાતે
૧૦૧ાᴤ જૈન ધર્મ પ્રકાશના હાંસલ ખોટ ખાતે
૨૫૧૭૮ા– સભાનાં મકાન ખાતે
૨૭૪ાા–ાા સભાનાં મકાનના ભાડુતો ખાતે
૧૩૦૧ાા–ા શ્રી મહોદય પ્રેસમાં છપાવવાના કાગળો ખાતે
૯૯૬ા–ાા બુકસેલરો વગેરેને ખાતે
૪૪૦)– ચાલુ તથા બંધ થયેલા સભાસદોને ખાતે
૨૬૩ા૦ાા લાઇફ મેમ્બરોને ખાતે
૧૬૭)૦ાા ઉપળેક ખાતામાં પરચુરણ લેણા છે તે
૨૩૨)= શ્રી પુરાંત જણશે
૬૭૪૨૬ાા–ા

-રૂ. ૨૧ાᴤ નો ફેર રહે છે.

આ રિપોર્ટ ને હિસાબ સંવત ૧૯૯૭ ના માગશર શુદિ ૨ ની જનરલ મીટિંગમાં પસાર કરવામાં આવ્યો છે.

// શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૬ મું } પોષ { વીર સં. ૨૪૬૭
અંક ૧૦ મો } { વિક્રમ સં. ૧૯૯૭

## अनुक्रमणिका




પુસ્તક ૫૬ મું
વિ. સં. ૧૯૯૭
પોષ
અંક ૧૦ મો
વીર સં. ૨૪૬૭

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या। ( મુદ્રાલેખ )

# કચ્છ-ભુજપુર ચિન્તામણિ પાર્શ્વનાથ સ્તવન

( ચાલો ચાલો કેશરીઆ જઇએ-એ રાગ )

ચાલો ચાલો કચ્છ-ભુજપુર જઇએ,
ચિન્તામણિપાર્શ્વતણા ગુણ ગાઇએ. ચાલો૦

દર્શન છે આહ્લાદકકારી, પૂજા છે પાપને હરનારી;
દુરગતિને દૂર કરનારી, ભવદુઃખને કરે છે ન્યારી. ચિં૦૧

પુણ્યનો સંચય કરનારી, મોહ માયા દૂર કરનારી;
મોક્ષ-લક્ષ્મીને આપનારી, પુદ્ગલને નિવારનારી. ચિં૦૨

લાવણ્ય સૌભાગ્ય દેનારી, મોક્ષનગરની છે બારી;
ધર્મકલ્પવૃક્ષની છે કયારી, તેને સિંચન કરવા ઝારી. ચિં૦૩

સંસારના ભયથી તારનારી, અમને જહાજ પરે ઉગારી;
ઓગણીશે સત્તાણુ સાલ સારી, કાર્તિક વદ આઠમ પ્યારી. ચિં૦૪

ભુજપુરમાં છે મોહનગારી, ગુરુ વૃદ્ધિવિજયની બલિહારી;
નેમિ-ઉદય સૂર પ્રકાશનારી, જીત-વિદ્યાનંદ ઉપકારી ચિં૦૫

મુનિશ્રી વિદ્યાનંદવિજયજી

# શ્રી પાર્શ્વનાથજીનાં ૧૦૮ નામનો છંદ

પાસ જિનરાજ સુભી આજ શંખેશ્વરા, પરમ પરમેશ્વરા વિશ્વ વ્યાપ્યો;
ભીડ ભાંગી જરા જાદવોની જઇ, થિર થઇ શંખપુરી નામ સ્થાપ્યો. પા૦ ૧
સાર :કર સાર મનોહારી મહારાજ તું, માન મુજ વિનતિ મન માચી;
અવર દેવોતણી આશ કુણ કામની ?, સ્વામીની સેવના એક સાચી. પા૦ ૨
તુંહી અરિહંત ભગવંત ભવતારણો, વારણો વિષમ ભય દુઃખ વાટે;
તુંહી સુખકારણો સારણો કાજ સહુ, તુંહી મનોહારણો સાચ માટે. પા૦ ૩
અંતરિક અમીઝરા પાસ પંચાસરા, ભોંય સથારા ભાભા ભટેવા;
વિજયચિંતામણિ સોમચિંતામણિ, સ્વામી સીપ્રાતણી કરો સેવા. પા૦ ૪
ફલવૃધીપાસ મનમોહના મગસીઆ, તારસલા નમું નાહીં ત્રોટા;
સક ચલેચા પ્રભુ અસગુલ અરજીઆ, ખંભણા થંભણા પાસ મોટા. પા૦ ૫
ગેબી ગોડી પ્રભુ નીલકંઠા નમું, હળધરા શામળા પાસ પ્યારા;
સુરસરા કંકણ-પાસ દાદા વળી, સુરજમંડણ નમું તરણતારા. પા૦ ૬
જગતવલ્લભ કલિકુંડ ચિંતામણિ, લોઢણા સેરીસા સ્વામી નમીએ;
નાકોડ નાગા વળી કલિયુગા રાવણા, પોસીના પાસ નમી દુઃખ દમીએ.પા૦૭
સ્વામી માણિક નમું નાથ સારોડીઆ, નકોડા નેર વાડી જગીશ;
કાયલી દોલતી શુસમીઆ સુજપુરા, ગાડરીઆ પ્રભુ ગુણ ગિરીશ. પા૦ ૮
હમીરપુરા પાસ પ્રણમુ વળી નવલખા, ભીડભંજન પ્રભુ ભીડ ભાંગે;
દુઃખભંજન અને ડોકરીઆ નમું, પાસ જીરાઉલા જગત જાગે. પા૦ ૯
ઊજેન્તી ઊજેણીએ સહસફણા સાહિબા, મહીમદાબાદ કોકા કઠેરા;
નારીંગા ચમુચલા ગાઉ ચાલેસરા, તવલી ફળવીહર નાગેંદ્ર નેરા. પા૦ ૧૦
પાસ કલ્યાણ ગંગાભીઆ પ્રણમીએ, પલ્લવીહાર નાગેંદ્રનાથા;
કુરકટ ઈશ્વરા પાસ છત્રાઅહી, કમઠદેવે નમ્યા શક્ર સાથા. પા૦ ૧૧
તિમિર ઘોઘો પ્રભુ દુધીઆ વલ્લભા, સંખલા ઘૃતકલ્લોલા અણૂઠા;
ધીગડમલ્લા પ્રભુ પાસ ઝોટીંગજી, જાસ મહિમા નહિ જગત ગૂઠા. પા૦ ૧૨
ચોરવાડી જિનરાજ ઊદામણી, પાસ અન્તવરા ને વનંગા;
ટાપટેરા વજેણા પ્રભુ છે છબી, સુખસાગર તણા કરે સંગા. પા૦ ૧૩
વીજુલા કુરગડુ મંડલિકા વલી, મહુરીઆ શ્રી ફલોધી અનિંદા;
આકુલા પાસ કંસારીઆ ડંભગ, અનીપલા પાસ પ્રણમું આનંદા. પા૦ ૧૪
નવસારીનાથ નવપલ્લવા પાસજી, શ્રીમહાદેવ વરકાણવાસી;
પરાકલા ટાકલા નવખંડા નમું, ભવતણી જાય જેથી ઉદાસી. પા૦ ૧૫
મનવંછિત પ્રભુ પાસજિનને નમું, પાસ નમું જેહ સાચા નગીના;
દુઃખ દોહગ તજી સાધુ મારગ ભજી, કર્મના કેસરીથી ન બીના. પા૦ ૧૬

અશ્વનૃપનંદ કુળચંદ પ્રભુ અલવળા, ખીણડા પાસ કલ્યાણ રાયા;
હોવે કલ્યાણ જસ નામથી જય હુવે, જનની વામાતણા જેહ જાયા. પા૦ ૧૭
એક શત આઠ પ્રભુ પાર્શ્વ નામે થુણ્યાં, સુખ સંપત્તિ લહ્યો સર્વ વાતે;
ઋદ્ધિ યશ સંપદા સુખ શરીરે સદા, નહી મણા માહરે કોઇ વાતે. પા૦ ૧૮
સાચ જાણી સતવેચી મનમાં ગમ્યા, પાસ હૃદયે રમ્યા પરમ પ્રીતે;
સમિહિત સિદ્ધિ નવનિધિ પામ્યો સહુ,સુજથકી જગતમાં કોણ જીતે?પા૦૧૯
કાજ સહુ સારજે શત્રુ સંહારજે, પાસ શંખેશ્વરા મૌજ પાઉં;
નિત્ય પ્રભાત ઊઠી નમું નાથજી, તુજ વિના અવર કુણ કામ ધ્યાઉં? પા૦૨૦
અઢાર એકાસીએ ફાલ્ગુન માસીએ, બીજ કજ્જલપખે છંદ કરીઓ;
ગૌતમગુરુતણા વિજયખુશાલને, ઉત્તમ સંપદા સુખ વરીઓ. પા૦ ૨૧

સંગ્રાહકઃ—સંઘાણી કાળીદાસ નેમચંદ-મોરવાડા

## 'પ્રગટ પ્રભાવી પાર્શ્વનાથ' નામની બુકમાં ૧૦૮ નામ નીચે પ્રમાણે આપ્યાં છે.

૧ કેશરીઆ, ૨ કલિકુંડ, ૩ કરહડા, ૪ કલ્યાણ, ૫ કાપરડા, ૬ કાશી, ૭ કુંડલપુર, ૮ કુર્કટેશ્વર, ૯ કોકા, ૧૦ કંકણ, ૧૧ કઓઇ, ૧૨ ખામણા, ૧૩ ખોહામંડન, ૧૪ ગોડી, ૧૫ ગુસ, ૧૬ ગંભીરા, ૧૭ ગાલ્લવીયા, ૧૮ ગિરુઆ, ૧૯ ધૃતકલ્લોલ, ૨૦ ઘીયા, ૨૧ ચારુપમંડન, ૨૨ ચિંતામણિ, ૨૩ ચેલ્લણ, ૨૪ જગવલ્લભ, ૨૫ જીરાવલા, ૨૬ જોટવા, ૨૭ જશોધરા, ૨૮ જધડીયા, ૨૯ ટાંકલા, ૩૦ ડોહલા, ૩૧ ડોસલા, ૩૨ ઢોકડીઆ, ૩૩ દાદા, ૩૪ દૌલતી, ૩૫ તીવરી, ૩૬ નવનિધિ, ૩૭ નવખંડા, ૩૮ નવલખા, ૩૯ નવસારી, ૪૦ નવફણા, ૪૧ નવપલ્લવ, ૪૨ નરોડા, ૪૩ નાકોડા, ૪૪ નાગફણા, ૪૫ પલ્લવીઆ, ૪૬ પોસલીઆ, ૪૭ પરોલી, ૪૮ પોસીના, ૪૯ પંચાસરા, ૫૦ પુષ્કરાવર્ત્ત, ૫૧ ફલોધી, ૫૨ બલેજા, ૫૩ જગન્નાથપુરી, ૫૪ બદ્રીકેદાર, ૫૫ ભટેવા, ૫૬ ભાભા, ૫૭ ભીડભંજન, ૫૮ ભીલડીઆ, ૫૯ ભદ્રેશ્વર, ૬૦ મનરંજન, ૬૧ મનવાંછિત, ૬૨ મહાદેવ, ૬૩ મનોરથકલ્પદ્રુમ, ૬૪ મગસીજી, ૬૫ મનમોહન, ૬૬ મનરંજિત, ૬૭ મુંડેવા. ૬૮ મુહરી, ૬૯ મોઢેરા, ૭૦ મહિમપુરા, ૭૧ રાવણ, ૭૨ રૂદ્રવા, ૭૩ રાણકપુર, ૭૪ લોઢણ, ૭૫ લોટાણા, ૭૬ લોદ્રવા, ૭૭ વલી, ૭૮ વરકાણા, ૭૯ વહી, ૮૦ વાડી, ૮૧ વિજયચિંતામણિ, ૮૨ સમેતશિખર, ૮૩ સમીના, ૮૪ મહસફણા, ૮૫ સહસ્રકૂટ, ૮૬ સપ્તફણા, ૮૭ સમેરીઆ, ૮૮ સાંવલા, ૮૯ શામળા, ૯૦ સુધદંતી, ૯૧ સુરજમંડણ, ૯૨ સુલતાના, ૯૩ સેરીસરા, ૯૪ સાંકળા, ૯૫ સોગટીઆ, ૯૬ સોમચિંતામણિ, ૯૭ સુખસાગર, ૯૮ સેસલી, ૯૯ સેસફણા, ૧૦૦ શંખેશ્વર, ૧૦૧ સ્થંભન, ૧૦૨ સ્વયંભૂ, ૧૦૩ અજાહરા, ૧૦૪ અમીઝરા, ૧૦૫ અહીછત્રા, ૧૦૬ અવંતિ, ૧૦૭ ઉપસર્ગહર, ૧૦૮ અંતરિક્ષ.

પંડિત શ્રી ઉદયરત્નજીકૃત

# મૌન એકાદશી સજઝાય

( અર્થ સહિત )

આજ મારે એકાદશી રે, નણદલ મૌન કરી મુખ રહીએ;
પૂછયાનો પરિઉત્તર પાછો, કોઈને કાંઈ ન દઇએ. આજ મારે૦ ૧
મારો નણદોઈ તુજને વહાલો, મુજને તોરો વીરો;
ધૂમાડાના બાચક ભરતાં, હાથ ન આવે હીરો. આજ મારે૦ ૨
ઘરનો ધંધો ઘણો કર્યો પણ, એકે ન આવ્યો આડો;
પરભવ જાતાં પાલવ ઝાલે, તે મુજને દેખાડો. આજ મારે૦ ૩
માગશર શુદિ એકાદશી મોટી, નેવું જિનનાં નિરખો;
દોઢસો કલ્યાણક મોટાં, પોથી જોઈ જોઈ હરખો. આજ મારે૦ ૪
સુવ્રત શેઠ થયો શુદ્ધ શ્રાવક, મૌન કરી મુખ રહીઓ;
પાવકે પુર સઘળું પરજાળ્યું, એહનો કાંઈ ન દહીઓ. આજ મારે૦ ૫
આઠ પહોરનો પોસહ કરીએ, ધ્યાન પ્રભુનું ધરીએ;
મન વચ કાયા જો વશ કરીએ, તો ભવસાયર તરીએ. આજ મારે૦ ૬
ઉદયરત્ન વાચક ઉપદેશે, જે નરનારી રહેશે;
પોસહમાંહે પ્રેમ ધરીને, અવિચળ સુખડા લહેશે. આજ મારે૦ ૭

અર્થ–આ સજઝાયમાં નણંદ ને ભોજાઇનો સંવાદ છે. ભોજાઇ નણંદને કહે છે કે–આજ મૌન એકાદશીની તિથિ હોવાથી મુખને મૌન કરીને રહીએ અને કોઇ કાંઇ પણ પૂછે તો તેનો ઉત્તર ન દઇએ તો આ તિથિનું આરાધન થાય. ૧.

હે નણંદ ! મારો નણદોઇ તને વહાલો છે–પ્રિય છે અને મને તારો વીરો એટલે ભાઈ પ્રિય છે, પરંતુ એ સંસારી સંબંધ બધા ધૂમાડાના બાચકા ભરવા જેવા નકામા છે. તેવા બાચકા ભરવાથી કાંઇ હાથમાં હીરો આવે તેમ નથી. નકામો કાળનો વ્યય કરવાપણું જ છે. ૨.

વળી હે નણંદ ! ઘરનો ધંધો તો ઘણો કર્યો–વિસામો પણ ન ખાધો, પરંતુ તેમાં પરભવ જતાં આડો આવે, આપણાં મરણને અટકાવે એવું કાંઇ દીઠું નહીં, તેથી પરભવમાં જતાં જે આપણો પાલવ–વસ્ત્રનો છેડો ઝાલીને સાથે આવે એવું કાંઇક પુણ્યકાર્ય બતાવો. ૩.

હવે નણંદ કહે છે કે–જો તમારે ધર્મારાધન કરવું જ હોય તો માગશર શુદિ ૧૧ એ બધી તિથિઓમાં મોટી (શ્રેષ્ઠ) તિથિ છે, કારણ કે તે દિવસે દસ ક્ષેત્રની ત્રણ

ત્રણ મળી કુલ ૩૦ ચોવીશીના ૯૦ તીર્થંકરોનાં દોઢસો કલ્યાણક છે, તે તિથિનું તપસ્યાદિવડે આરાધન કરો અને એ તિથિ જ્ઞાનના આરાધન માટેની છે તેથી તે દિવસે પોથી લેઇ જોઇને હર્ષ પામો, ખુશી થાઓ, તેની પૂજાભક્તિ કરો. ૪.

અહીં આ ગાથામાં દોઢસો કલ્યાણક કહ્યાં છે તે આ પ્રમાણે–પાંચ ભરત ને પાંચ ઐરવત એમ દશે ક્ષેત્રમાં અહીંની વર્તમાન ચોવીશી પ્રમાણે અઢારમા તીર્થંકરનું ૧, ઓગણીશમા પ્રભુનાં ૩ અને એકવીશમા પ્રભુનું ૧–એમ કુલ પાંચ કલ્યાણક હોવાથી પચાસ કલ્યાણક થાય, તે જ પ્રમાણે દશે ક્ષેત્રની અતીત, અનાગત ને વર્તમાન ચોવીશમાં ૫૦–૫૦ કલ્યાણક હોવાથી કુલ ૧૫૦ કલ્યાણક થાય છે. એનું નામ સાથે ગુણણું ગણવા માટે મૌનએકાદશીના દેવવંદન વગેરેની બુકમાં તે નામો આપેલા છે, તે પ્રમાણે દોઢસો નવકારવાળી ગણવી.

હવે એ તિથિના આરાધન કરનાર સુવ્રત નામના શેઠ શુદ્ધ શ્રાવક થયા છે. તે મૌનએકાદશીએ મૌનપણું ધારણ કરી પોસહ લઇને પોતાની પૈષધશાળામાં બેઠા હતા તે વખતે ગામમાં અગ્નિ લાગવાથી સુવ્રત શેઠને પૌષધશાળામાંથી ચાલ્યા જવાનું ઘણા માણસોએ કહ્યું, પણ તે ત્યાંથી ખસ્યા નહીં. અગ્નિએ શહેરનો ઘણો ભાગ–આખું શહેર બાળી દીધું, પણ ધર્મના પ્રભાવથી શેઠનું કાંઈ બળ્યું નહીં. આવો આ મહાતિથિના આરાધનનો પ્રભાવ છે. ૫.

એ દિવસે આઠ પહોરનો પોસહ કરીએ, પરમાત્માનું ધ્યાન ધરીએ અને મન, વચન, કાયાને વશ કરીએ તો જરૂર ભવસમુદ્રને તરી જઈએ. આ વાત તદ્દન શંકા વિનાની છે, પરંતુ તેનું પ્રતિપાલન તથાપ્રકારે–જેવું પરમાત્માએ કહ્યું છે તેવું–થવું જોઇએ. ૬.

શ્રી ઉદયરત્ન વાચક ઉપદેશ કરે છે કે–જે નરનારી આ પ્રમાણે વર્તશે, પોસહમાં પ્રેમ ધરીને દઢપણે સ્થિર તેમ જ મૌન રહેશે તે જરૂર અવિચળ સુખ એટલે મોક્ષસુખ પ્રાપ્ત કરશે ૭.

આ તિથિનું શ્રી નેમિનાથજીના ઉપદેશથી કૃષ્ણ વાસુદેવે પણ આરાધન કર્યું છે. તેમણે પ્રભુને પૂછ્યું કે–'હે સ્વામી! આરંભપરિગ્રહથી હું તો ભરપૂર છું. મારાથી કાયમ તો ધર્મારાધન થઈ શકે એમ નથી, માટે ૩૬૦ દિવસમાં એક દિવસ એવો બતાવો કે તેના આરાધનથી હું સંસારસમુદ્ર તરી શકું.' પછી નેમિ પ્રભુએ તેને માગશર શુદિ ૧૧ નું આરાધન કરવાનું બતાવ્યું અને તેણે પ્રભુના ઉપદેશાનુસાર તેનું આરાધન કર્યું તેથી તેમણે સંસારને પરિત્ત કરી દીધો.

વિશેષ જાણવા માટે તેનું ચરિત્ર તેમ જ મૌનએકાદશીની કથા વાંચવી આવશ્યક છે.

કુંવરજી

# आत्मतत्त्वचिन्ताभावनांचूलिका

[સાનુવાદ]

कल्याणशस्यपाथोदं, दुरितध्वान्तभास्करम् ।
श्रीमत्पार्श्वप्रभुं नत्वा, किञ्चिज्जीवस्य दिश्यते ॥ १ ॥

કલ્યાણરૂપી ધાન્યને ઉગાડવામાં મેઘ સમાન અને પાપરૂપી અંધકારનો નાશ કરવામાં સૂર્ય સમાન શ્રી પાર્શ્વનાથ પ્રભુને નમસ્કાર કરીને હું જીવને કાંઇક ઉપદેશ આપું છું. (૧)

नाहं वक्ता कविर्नैव, मतां नाक्षेपकः क्वचित् ।
अपूर्वं नैव भाषिष्ये, श्रव्यं किञ्चित्तथापि मे ॥ २ ॥

હે જીવ! હું વક્તા નથી અને કવિ નથી, કોઇ પણ વર્ણિત સત્પુરુષો પર આક્ષેપ કરનાર નથી અને કાંઇ પણ અપૂર્વ કહેવાનો નથી, તો પણ મારી પાસે તારે કાંઇક સાંભળવું. (૨)

व्युत्पत्तेर्भाजनं काव्यं, रसप्राणस्य मन्दिरम् ।
वक्रोक्तेः परमं धाम, वैदर्भ्या लास्यमण्डपः ॥ ३ ॥
शब्दार्थयोः परो गुम्फः, प्रसत्तेस्तु सुधारसः ।
गुरोस्तुल्येन केनापि, दृभ्यते लीलया स्फुटम् ॥ ४ ॥

કાવ્ય વ્યુત્પત્તિનું ભાજન છે, રસરૂપી પ્રાણનું મંદિર છે, વક્ર વચનનું મોટું સ્થાન છે, વૈદર્ભીને[1] નાચ કરવાનો મંડપ છે, શબ્દ અને અર્થની ઉત્તમ ગૂંથણી છે અને પ્રસન્નતા કરવામાં તો અમૃતરસ સમાન છે આવું કાવ્ય ગુરુ(બૃહસ્પતિ)ની જેવા કોઇક જ લીલાએ કરીને સ્ફુટ રીતે રચી શકે છે. (૩-૪)

सर्वमेतद्वृथा मन्ये, तत्त्वबुद्ध्या विवेचयन् ।
यतः कर्तुं भवोच्छेदं, चेतश्चेन्न प्रगल्भते ॥ ५ ॥

તત્ત્વબુદ્ધિથી વિવેચન (વિચાર) કરતો હું આ સર્વ (ઉપર કહ્યું તે) વૃથા માનું છું, કેમકે જો ચિત્ત સંસારનો ઉચ્છેદ કરવાને તત્પર ન થાય તો તે સર્વ વૃથા જ છે. (૫)

संसारानित्यता धन्य !, त्वया स्वतोऽन्यतोऽपि वा ।
दृश्यते ज्ञायते भूयः, श्रूयते चानुभूयते ॥ ६ ॥

---

१. એક જાતની કાવ્ય-રચના.

હે ધન્ય પુરુષ ! તું તારી જાતે જ અથવા બીજાથકી સંસારની અનિત્યતા જુએ છે, જાણે છે, વારંવાર સાંભળે છે અને અનુભવે પણ છે. ( ૬ ).

भोगदृष्टौ कृतध्यानै-रसंपूर्णमनोरथैः ।
जलबुद्बुदसादृश्यं, प्राप्य कैः कैर्न गम्यते ? ॥ ७ ॥

ભોગદૃષ્ટિનું ધ્યાન કરનાર અને જેના મનોરથો પૂર્ણ નથી થયા એવા કયા કયા પુરુષો જળના પરપોટાની ઉપમાને નથી પામ્યા ? ( ૭ ).

जैनधर्मगुणोपेतां, सामग्रीं प्राप्य निर्मलाम् ।
धर्मोद्यमस्तथा कार्यः, प्रमादो न यथा भवेत् ॥ ८ ॥

જૈનધર્મના ગુણે કરીને સહિત અને નિર્મળ સામગ્રી પામીને તથા-પ્રકારે ધર્મમાં ઉદ્યમ કરવો કે જેથી પ્રમાદ ન થાય. ( ૮ )

भावितात्मा क्षणं भूत्वा, स्थित्वैकान्ते समाहितः ।
नासावंशे दृशौ धृत्वा, भावयार्थं मुहुर्मुहुः ॥ ९ ॥

ક્ષણવાર શુદ્ધ આત્માવાળો થઈને, એકાંતમાં સાવધાન રહીને તથા નાસિકા ઉપર દૃષ્ટિ ધારણ કરીને તું વારવાર અર્થનો વિચાર કર. ( ૯ ).

आयातोऽस्मि कुतः स्थानात् ?, गन्तव्यं क्व पुनर्मया ?
सुखदुःखविधौ हेतुः, को वा तत्र भविष्यति ? ॥ १० ॥

હું કયા સ્થાનથી આવ્યો છું ? વળી મારે ક્યાં જવું છે ? અથવા ત્યાં ગયા પછી મને સુખ-દુઃખનો હેતુ કોણ થશે ? ( એમ વિચારવું.) ( ૧૦ ).

पुण्यं पापमिहोपात्तं, ध्रुवं परत्र भुज्यते ।
इति मत्वा महाभाग !, प्रमादो नैव युज्यते ॥ ११ ॥

અહીં ( આ ભવમાં ) ઉપાર્જન કરેલું પુણ્ય-પાપ અવશ્ય પરભવમાં ભોગવવું પડશે, એમ જાણીને હે મહાભાગ્યશાળી ! તારે પ્રમાદ કરવો યોગ્ય નથી. ( ૧૧ ).

क्वेदं ते मानुषं जन्म, चिन्तितार्थप्रसाधकम् ? ।
धर्मसाधनसामग्री, क्वासौ मत्रोंऽपि हस्तगा ? ॥ १२ ॥

ચિંતવેલા અર્થને સાધનાર આ તારો મનુષ્ય જન્મ ક્યાં ? અને આ સર્વ હાથમાં રહેલી ધર્મસાધનની સામગ્રી ક્યાં ? ( ૧૨ ).

तूर्णं तूर्णं तु धावंस्त्वं, कृत्यकोटिममाकुलः ।
विस्मृत्य पृष्ठतः कोटिं, पुरः पश्यसि काकिनीम् ॥ १३ ॥

કરોડો કાર્યમાં વ્યગ્ર થયેલો તું જલદી જલદી દોડનો હોવાથી પાછળ રહેલ કરોડ સોનામહોરને ભૂલી જઈને આગળ માત્ર કોડીને જ જુએ છે. ( ૧૩ ).

शूरः कातरतां यातो, जैनैरुच्ये न नोत्तमः ।
एतद्द्वयविहीनस्तु, मध्यमः प्रणिगद्यते ॥ १४ ॥

જે શૂરવીર છતાં કાયરપણાને પામે તેને જૈનો ઉત્તમ કહેતા નથી. એ બન્નેથી જે રહિત હોય તે મધ્યમ કહેવાય છે. (૧૪).

मिथ्यादृक् श्रावको भव्य-श्चारुचारित्रवान् यतिः ।
जानीहि व्यवहारेण, मध्यमोत्तमहीनकान् ॥ १५ ॥

મિથ્યાદષ્ટિ, શ્રાવક અને ભવ્ય તેમ જ સુંદર ચારિત્રવાળા યતિ આ ત્રણને તું વ્યવહારથી મધ્યમ, ઉત્તમ અને હીન જાણ. ( યતિ ઉત્તમ, શ્રાવક મધ્યમ અને મિથ્યાદષ્ટિને કનિષ્ઠ જાણ ) ( ૧૫ ).

के के वैराग्यसंवेगौ, नाऽऽख्यान्ति घोषयन्ति च ? ।
व्यञ्जयौ तौ बाष्परोमाञ्चैः, पुण्यात् हर्षेऽपि कस्यचित् ॥ १६ ॥

કયા કયા વિદ્વાનો વૈરાગ્યને અને સંવેગને કહેતા નથી અને ઘોષણા કરતા નથી ? ( સર્વે કરે છે. ) પરંતુ જેને હર્ષને લીધે પણ નેત્રમાં અશ્રુ ને રોમાંચનો ઉદ્‌ગમ દેખવામાં આવે તેવા કોઇકને જ તું પુણ્યવાન્ જાણ. ( ૧૬ ).

हर्षेऽपि बहुशः स्यातां, नित्यं तौ वा महात्मनः ।
उत्थायोत्थाय तस्यास्यं, द्रष्टव्यं पुण्यमिच्छुभिः ॥ १७ ॥

ધર્મની પ્રાપ્તિના હર્ષને લીધે મહાત્માઓને નિરંતર તે બન્ને વાના ઘણી વાર થાય છે, તેથી પુણ્યને ઇચ્છનાર પુરુષોએ ઊઠી ઊઠીને (વારંવાર) તેમનું મુખ જોવું (૧૭)

जानन्तः शतशोऽप्यर्थं, शमादेर्बहवो जनाः ।
यतो वैराग्यसंवेगौ, तमर्थं तु न जानते ॥ १८ ॥

ઘણાં માણસો શમતા વગેરેના અર્થને સેંકડો પ્રકારે જાણે છે છતાં પણ જેનાથી વૈરાગ્ય અને સંવેગ પ્રાપ્ત થાય તેવા અર્થને તો જાણતા જ નથી. (૧૮)

दैवादात्मन्नहं जाने, प्रमादीति यदि स्वकम् ।
तथाप्युद्धर्तुमासेव्यः, सदा स्वान्तेन कन्दलः ॥ १९ ॥

હે આત્મા ! જો કે દૈવયોગથી હું મારા આત્માને પ્રમાદી જાણું છું, તો પણ તેનો ઉદ્ધાર કરવા માટે સર્વદા અંતઃકરણવડે પરમાત્મા સેવવા લાયક છે. ( ૧૯ ).

माऽवधीरय मे वाचं, कुरु किञ्चित्तथाविधम् ।
जन्मान्तरं गतो येन, वत्स ! वत्स ! न शोचसि ॥ २० ॥

મારી વાણીની અવગણના તું ન કર, અને તથાપ્રકારનું કાંઈક કાર્ય કર, કે જેથી જન્માંતરને પામીને હે વત્સ ! હે વત્સ ! એવો તારે શોક કરવો ન પડે. (૨૦)

( मन्दाक्रान्ताच्छन्दः )

हं हो चित्त ! प्रकटविकटं मोहजालं किमेत-
च्छून्यालापैः प्रलपितमिदं कार्यहीनं विजाने ।
स्मारं स्मारं किमिति मुषितं सुप्रसिद्धं यदेतत् ,
लोभार्त्तस्य क्षुदपगमनं दृष्टमात्रे न भोज्ये ॥ २१ ॥

અરે ચિત્ત ! આ પ્રગટ વિકારવાળું મોહજાળ શું છે ? શૂન્ય આલાપવડે બોલેલા આ વચનને તો હું કાર્ય રહિત ( નકામા ) માનું છું, કેમકે આ (તારું ધર્મધન ) પ્રસિદ્ધપણે ચોરાયેલું જ છે, તેને સંભારીને શું ? ( સંભારવાથી શું ફળ છે ? કાંઈ જ નથી, ) કેમકે ભોજનને જોવામાત્રથી જ ક્ષુધાર્ત્તની ક્ષુધાનો કાંઇ નાશ થતો નથી. (૨૧)

मज्जिह्वायै ततश्चेतो, यच्छादेशं सदाशय ! ।
हित्वा कण्डूलतां वक्तुं, मूकत्वं येन सेवते ॥ २२ ॥

તેથી કરીને હે સદાશય ! (શ્રેષ્ઠ આત્મા અથવા શ્રેષ્ઠ આશયવાળા) હવે તું મારી જિહ્વાને આદેશ આપ, કે જેથી તે ( જિહ્વા ) બોલવાની ખરજને મૂકીને મૌનપણાનું સેવન કરે (૨૨)

भावनां तत्त्वतः कर्तुं, न शक्तश्चेत्तथाप्यहम् ।
रत्नवाणीषु मन्ये स्वं, यत्तस्यां व्यसनी सदा ॥ २३ ॥

જો કે હું તત્ત્વથી આવી ભાવના રચવાને શક્તિમાન નથી, તો પણ હું ઉત્તમ વાણીમાં માનનારો છું, (તેથી આ ચૂલિકા રચી છે) કારણ કે હું તેનો વ્યસની છું. (૨૩)

श्रीरत्नोपपदाः सिंहाः, सूरयो धर्ममङ्गलम् ।
तत्तत् किञ्चित्तथाचख्युः, प्राप्यते निर्वृतिर्यथा ॥ २४ ॥

શ્રી રત્નસિંહસૂરીશ્વરે તે તે કાંઇક ધર્મસંબંધી મંગળ તથાપ્રકારે કહ્યું છે કે જે પ્રકારે વર્તવાથી નિર્વૃતિ (મોક્ષ) પામી શકાય. (૨૪)

અનુવાદકઃ—શાસ્ત્રી જેઠાલાલ હરિલાલ

# આધ્યાત્મિક પત્રમાલા

(પં. ગણેશપ્રસાદજી વર્ણી લિખિત)

**સંસારને** વિષે અનંતીવાર ભ્રમણ કરતા, સંજ્ઞી પર્યાયની પ્રાપ્તિ થવી એ સામાન્ય મહત્ત્વની વાત નથી. એટલી પ્રાપ્તિ પછી આત્મહિતમાં પ્રવૃત્તિ કરવી એમાં જ એની સાર્થકતા રહેલી છે. ( **बुध्धेः फलं ह्यात्महितप्रवृत्तिः** ) પણ આત્મહિત એટલે શું? સાધનાનો માર્ગ કયો? એનો યથાર્થ નિર્ણય થાય તો જ અનાયાસે એ માર્ગે વળાય.

સામાન્યપણે પ્રાણીમાત્રની પ્રવૃત્તિ પ્રાયઃ દુઃખમાંથી છૂટવાની હોય છે. દુઃખ ન ભોગવવું પડે એટલા સારુ માણસ બની શકે એટલા ઉપાય યોજે છે. ઉપાય અવળા પ્રકારના હોય એમ બને, પણ ઉદ્દેશ તો દુઃખનિવૃત્તિનો જ હોય છે.

સૌ પહેલાં દુઃખનું સ્વરૂપ સમજવું જોઇએ. આત્માને વિષે જે એક પ્રકારની આકુળતા ઉત્પન્ન થાય છે તે આપણને નથી ગમતી. આકુળતા ઉત્તમ કાર્ય સંબંધી હોય તેમ અનુત્તમ કાર્ય સંબંધી પણ હોઇ શકે. સમ્યગ્જ્ઞાનીને તેમ જ મિથ્યાજ્ઞાનીને–બન્નેને એ આકુળતા ગમતી તો નથી જ એટલે કે એનાથી છૂટવા મથે છે.

દાખલા તરીકે જીવને જ્યારે તીવ્ર કષાય ઉદયમાં આવે છે ત્યારે એને ક્રોધ કરવાની ઉદ્વેગતા જન્મે છે. અને જ્યાંસુધી ક્રોધવિષયક કાર્ય પાર ન પડે ત્યાંસુધી તે વ્યાકુળ રહે છે. ક્રોધ સંબંધી વ્યગ્રતામાથી છૂટે છે ત્યારે તે પોતાને સુખી સમજે છે.

એ જ પ્રમાણે જ્યારે મંદ કષાયનો ઉદય વર્તે છે ત્યારે ધર્માદિ શુભોપયોગમાં જીવ પરોવાય છે. પછી જ્યારે એ કાર્ય પૂરુ થાય છે ત્યારે અંતરંગમાં જે આકૂળતા ઉત્પન્ન થઇ હતી તે પાર પડવાથી શાંતિનો અનુભવ થાય છે મોહવશ પ્રાણીઓની આ પ્રકારની ઘટમાળ ચાલ્યા જ કરે છે. એ આખી વાતનો નીચોડ એટલો જ કે આકુળતા જેમાથી જન્મે છે તે ઇચ્છાનો અભાવ એનું બીજું નામ સુખ. ઇચ્છાનો જેને અભાવ તે સુખી મિથ્યાજ્ઞાનવાળાની સમજણ એથી ઊલટી હોય છે તે તો ઇચ્છાને પાર પાડવામાં જ સુખ સમજે છે. વસ્તુતઃ એ સુખ એક ભ્રમણા છે. ભ્રમણા દૂર કરવી તે જ હિતનો ઉપાય અને અહિતનો પરિહાર.

શ્રી પદ્મનંદી મહારાજ કહે છે:—

> **यद्यदेव मनसि स्थितं भवे-त्तदेव सहसा परित्यजेत् ।**
> **इत्युपाधिपरिहारपूर्णता सा, सदा भवति तत्पदं तदा ॥**

મનમા જે જે વિકલ્પો ઉપજે તેનો તત્કાળ પરિત્યાગ કરી દેવો. એ પ્રમાણે જ્યારે સર્વ ઉપાધિઓનો પરિહાર થાય ત્યારે અનાયાસે નિજપદની પ્રાપ્તિ થાય છે. મતલબ એ છે કે મોહજન્ય વિકલ્પો સંસારને વધારનારા છે અને તેના ત્યાગથી જ મોક્ષ છે.

> **यात्रशास्त्रगहने विहारिणी, या मतिर्बहुविकल्पधारिणी ।**
> **चित्स्वरूपकुलसद्मनिर्गता, सा सती न सदृशी कुयोषिता ॥**

બુદ્ધિ કે જે ચૈતન્યરૂપી પોતાના ઘરમાંથી નાસી છૂટીને બાહ્ય શાસ્ત્રરૂપ વનમાં, વિકલ્પોના રૂપમાં ભમતી રહે છે તે સદ્બુદ્ધિરૂપ સતી નથી, પણ કુલટા સ્ત્રીની જેવી વ્યભિચારિણી છે.

જે બુદ્ધિ રાગાદિને લીધે કલંકિત બનીને પરપદાર્થોમાં રમતી રહે છે તે વેશ્યાતુલ્ય હોઇને ત્યાગ કરવા યોગ્ય છે.

* * *

પુત્રી! રાગ-દ્વેષ આદિ અંતરશત્રુઓ ઉપર વિજય વર્તાવવાનો યથાશક્તિ પ્રયત્ન કરજે. તપ, સંયમ, શીલ વગેરે જે સાધનો ઉપદેશ્યાં છે તેનો પણ એ જ ઉદ્દેશ છે, એ મુખ્ય લક્ષ ન ભુલાય.

* * *

સ્વાધ્યાય એ પરમ તપ છે. એનો દૃઢ અધ્યવસાય પરમપદની પ્રાપ્તિમાં મુખ્ય ઉપાયરૂપ છે. વ્યગ્રતા મનમાં રહેતી હોય તો કાઢી નાખજે. વ્યગ્રતા એ જેમ બંધની માતા છે તેમ બંધની પુત્રી પણ છે, થોડા દિવસ સ્વાધ્યાયમાં મન પરોવશો તો એનો સુખદ પરિપાક જરૂર મળી જશે.

* * *

આત્માના આનંદ નામના ગુણમાં, મોહજન્ય વિકૃતિ ઉમેરાય છે ત્યારે દુઃખાત્મક વેદના થાય છે. તેથી જ આપણે સંસારને દુઃખમય કહીએ છીએ. કમળાનો દર્દી શ્વેત શંખને પણ પીળો ભાળે છે, પણ શંખ પોતે પીળો નથી હોતો. પરમાર્થદૃષ્ટિએ આત્મા દુઃખી નથી.

રોગ, વેદના એ અસાતા વેદની કર્મના ઉદયને આભારી હોય છે; સ્વાભાવિક નથી હોતાં. એવા અસાતાના ઉદયને સમયે જે સમતા રહી શકી તો આ ભવમાં તેમ જ પરભવમાં પણ આનંદ જ રહેવાનો. દુઃખ-વેદના એ અલ્પ કાળ રહેનારી–અસ્થાયી વસ્તુ છે. એનાથી વ્યાકૂળ બનીને ચિદાનંદને કલુષિત ન કરશો.

* * *

સંસારનું સૌથી મોટું બંધન જો કોઇ હોય તો તે મોહ છે. એ બંધન છેદવાનો બને તેટલો પ્રયત્ન કરજો. બીજાઓ આપણું કલ્યાણ કરે એવી આશા રાખવી એ તો આકાશના પુષ્પ એકઠાં કરવા જેવી દુરાશા માત્ર છે. નકામી ખટપટમાં પડી આયુષ્યને એળે ન ગુમાવશો. સ્વાધ્યાય ચાલુ રાખજો અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને અનુસરી ત્યાગવૃત્તિ કેળવજો.

* * *

આપણું શ્રેય કેમ થાય એવી ઝંખના અહોનિશ સેવીએ છીએ. એ ઝંખનામાં ને ઝંખનામાં જ ક્યાં જવું ? શું કરવું ? કોની સોબત રાખવી ? એવા એવા શુષ્ક તર્કવિતર્કમાં પડી મનુષ્યજન્મની મહત્તા ગુમાવી બેસીએ છીએ. મારું તો આપને એટલું જ નિવેદન છે કે સંકલ્પની જાળને છેદીને, પૂરેપૂરી ધીરતા અને વીરતા સાથે રાગદ્વેષની સેના સામે સંગ્રામ ખેલો. નિર્ભયપણે એની સાથે ઝઝૂમો. દુશ્મનોની સેનાને શ્વાસ લેવા જેટલો પણ સમય ન મળે એવી રીતે લડી લ્યો. જે કારીગર મોટા મહેલ બાંધી શકતો હોય તે શું એ મહેલને જમીનદોસ્ત ન કરી શકે ? અજ્ઞાનથી જ આપણે રાગદ્વેષને પેદા કર્યા છે–પાળ્યા–પોષ્યા છે. એનો પરાભવ કરવો એ કઇ મોટી વાત છે ? માત્ર એનો પરાભવ કરવાનો છે અને પરાભવ કરવાનો ઉપાય આપણા હાથમાં છે એટલું ખાત્રીપૂર્વક સમજી લેવું જોઇએ. વસ્તુસ્વરૂપ સમજ્યા પછી અજ્ઞાન જવું જ જોઇએ.

પદાર્થનું સ્વરૂપ સમજવા પછી પણ જો શું ત્યજવા લાયક છે? શું ગ્રહણ કરવા લાયક છે? શું ઉપેક્ષા કરવા લાયક છે? આવી ચર્ચામાંથી ઊંચા જ ન આવીએ તો સ્વરૂપનું જ્ઞાન શું કામમાં આવવાનું હતું? વસ્તુસ્વરૂપ સમજ્યા પછી કલ્યાણ કેમ થશે? એ શંકા જવી જ જોઇએ. શંકાઓ અને કલ્પનાઓને એક બાજુ રાખી મૂકો—સ્વાધ્યાયમાં સમયનો સદુપયોગ કરો અને અંદરની શાંતિને કેળવો.

* * *

સંસારમાં સૌથી મજબૂતપણે જકડી રાખનારી કોઇપણ વસ્તુ હોય તો તે લોભ—કષાય છે એની મારફત જગત એક બીજાને જકડી લેવા પ્રયત્ન કરે છે. આપણે સૌ એટલું તો સમજીએ છીએ કે પરિગ્રહ સૌથી અધિક સંતાપનારી વસ્તુ છે. પણ જ્યારે ચર્ચા કરવા બેસીશું ત્યારે કાળ ઘણો ખરાબ છે. થોડી કમાણી કરતા રહીને ધર્મસાધન કરી લેવું એમ લાગશે. પાસે પૈસો નહિ હોય—મૂડી બધી દાનમાં દઈ દીધી હશે તો પછી કોઇ મદદ નહિ કરે—મશ્કરી કરશે, એવી બીક બતાવવામાં આવે છે. મેં તો આજ સુધીમાં એક પાઇ પણ પેદા નથી કરી. સ્વર્ગસ્થ માતુશ્રીના દ્રવ્યના પ્રતાપે નિશ્ચિંત રહ્યો છું. છતાં લોકો તો મને કહ્યા જ કરતા કે ખરચમાં સંકોચ કરો, નહિંતર પશ્ચાત્તાપ કરવાનો વખત આવશે. માતુશ્રીને પણ એવી સલાહ મળેલી, પણ એમણે તો કહેલું કે ભાઇની મરજીમાં આવે તેમ કરે—મારા મૃત્યુ પછી કંઇ એ મૂડી રહેવાની તો નથી જ. માતુશ્રી આઠ હજાર રૂપીઆ મૂકીને ગયા હતા. એ કહેતા હતા તેમ જ થયું—મેં બધા રૂપીયા વેડફી દીધા. બાકી રૂા. ૫૦૦ રહ્યા હતા. એ પણ સાગર—પાઠશાળામાં દઇ દીધા. આટઆટલું કરવા છતાં ચિત્તને શાંતિ ન મળી. મળે પણ ક્યાંથી?

અંતરંગમાંથી લોભ—કષાયને હજી નિર્મૂળ નથી કર્યો. વિષયોના ઉપભોગમાં ઇચ્છા એ જ મૂળ છે. ઉપભોગ કે સેવન ભલે ન બને પણ અભિલાષાનો ત્યાગ ન કર્યો હોય તો તે વિષયત્યાગી ન ગણાય. આ પ્રકારનો પ્રમાદ વર્તતો હોય ત્યાંસુધી ભલે જીવહિંસા ન થતી હોય તો પણ અહિંસકપણાના પદને તે પામી શકે નહિ.

મૂળમાંથી મૂર્છા ટળે ત્યારે જ શાંતિ અનુભવાય. દાન કરવાનો આશય તો એ જ હોય છે કે મૂર્છાના અભાવનો આનંદ અનુભવીએ. પણ બને છે એથી ઊલટું. દાન કર્યું એટલે દ્રવ્ય તો ગયું જ, પણ માન—કષાયમાં નવો ઉમેરો થાય છે. પૂર્વાચાર્યોએ ધર્મને પોષનારાં જેટલાં કાર્યો નિર્દેશ્યાં છે તે બધાંનો આખરી હેતુ તો અંતરંગ શાંતિનો જ છે. પણ આજે ધાર્મિક કાર્યો કરવા છતાં આપણે શાંતિનો સ્વાદ લઇ શકતા નથી. ક્યાંથી લઇ પણ શકીએ? કામ કરીએ છીએ ધર્મનાં, પણ અંદરખાને કષાયને પોષણ મળે એવી અભિલાષા સેવતા હોઇએ છીએ. એટલા માટે જ તો મહર્ષિઓએ વારંવાર કહ્યું છે. "અહંબુદ્ધિને અલગ કરીને ધર્મકાર્ય કરો." પણ આપણા માટે એ અસંભવિત બન્યું છે.

* * *

પુત્રો! સંસારમાં ક્યાંઇ શાંતિ નથી એ વાત સાચી છે, પણ શાંતિનું મૂળ તો આપણા અંતરમાં જ હોય છે. પુદ્ગલો બિચારાં શાંતિને શી રીતે બાધક બની શકે? આપણી અજ્ઞાનતા જ અમુક કલ્પનાઓ કરી સંસાર રચે છે. વાસ્તવિકપણે જોતાં કોઇ વસ્તુ અશાંતિવાળી નથી.

ઔપાધિક પરિણામોમાંથી આ બધા ઉપદ્રવો જન્મે છે. એટલે બની શકે તેટલું આ ઔપાધિક ભાવોનું યથાર્થ જ્ઞાન મેળવવું-મોક્ષમાર્ગની સીડીનું એ પહેલું પગથિયું છે. ઔપાધિક ભાવોની સમજણ અને તેના ત્યાગ વિના આપણે સમ્યગ્દર્શનના અધિકારી પણ ન બની શકીએ. સંસારને વિષે સંવેગ રાખવો એ જ શ્રેયસ્કર છે.

અશાંતિના ઝંઝાવાતમાં પણ જે મહાપુરુષો પોતાની શાંતિ સાચવી જાણે છે તેઓ ધન્ય છે. પરપદાર્થોની પરિણતિ ઘટાડવી અને ક્રમે ક્રમે તેનો નાશ કરવો એ શાંતિનો સાચો માર્ગ છે. પરિગ્રહ ઓછો તેમ સુખ-શાંતિ વધારે. પરિગ્રહ જ પાપનું મૂળ કારણ છે. રાગાદિકને નિવારવા હોય તો પરિગ્રહને પાતળો પાડજો.

* * *

ધર્મનો મૂળ આશય સમજ્યા વિના ધાર્મિક ભાવ અને ધર્માત્માઓને વિષે અનુરાગ અસંભવિત છે. અજ્ઞાનને લીધે આપણે ઘણી યાતનાઓ વેઠીએ છીએ. જ્ઞાન થતાં એ જ યાતનાઓ કંઇ કરી શકતી નથી.

જિનરાજની ભક્તિ શા સારુ કરીએ છીએ? રાગાદિની પરિણતિ પરપદાર્થમાં ન થાય, મોક્ષમાર્ગમાંથી ઉતારી પાડી આડેઅવળે રસ્તે ન લઇ જાય, રાગદ્વેષની ધીગતી ભઠ્ઠીમાં પડીને બળી ન મરીએ એટલા સારુ. આપણે જે દાન દઇએ છીએ તેનો હેતુ શું છે? એ જ કે કષાય છૂટે અને કષાયનું દુઃખ નિર્મૂલ થાય.

ચારિત્ર અંગીકાર કરવાનો ઉદ્દેશ પણ એ જ છે. રાગદ્વેષની કલુષિતામાંથી બચી જવું તે.

ભૂખની પીડા પેટમાં જાગે છે ત્યારે એને શાંત કરવા આપણે ભોજન લઇએ છીએ. એ જ પ્રમાણે કષાયો જ્યારે પીડે છે ત્યારે અકલ્યાણ થતું હોય તો તેમ થવા દઇને પણ આપણે કષાયની પૂર્તિ કરીએ છીએ. સાચી રીતે જોઇએ તો કષાયની શૂન્યતા એ જ ખરું સુખ છે, પણ આપણે એવા મિથ્યાજ્ઞાનમાં રચ્યાપચ્યા રહ્યા છીએ કે કષાયમાં જ સુખ સમજી લીધું છે.

ધારો કે દેવદત્ત નામનો એક માણસ છે. એને એમ થયું કે યજ્ઞદત્તે મને બે હાથ જોડીને પગે લાગવું જ જોઇએ. પણ પેલો યજ્ઞદત્ત એના માયાનો હતો. એ પગે લાગે જ નહિ, અને જ્યાંસુધી દેવદત્તની ઇચ્છા પ્રમાણે એ બે હાથ જોડીને પગે ન લાગે ત્યાંસુધી તે અંતરમાં ભારે વ્યથા વેઠ્યા કરતો. દેવદત્તને રીબાતો જોઇને યજ્ઞદત્તે પોતાનો આગ્રહ મૂકી દીધો. એણે નમસ્કાર કર્યા. દેવદત્તને એ વખતે એટલો બધો આનંદ થયો કે ન પૂછો વાત. દેવદત્ત કહે છે: 'યજ્ઞદત્ત! હું જીત્યો-તું હાર્યો. મારી ઇચ્છા ફળી. મારા જેવો સુખી માણસ આ સંસારમાં બીજો નહિ મળે.' યજ્ઞદત્ત જવાબ આપે છે: 'તું ભૂલે છે. તું તારા કષાયથી રીબાતો હતો. એ કષાય ગયો એટલે તું તારી જાતને સુખી માનવા લાગ્યો. મને પણ એવો આગ્રહ મનમાં હતો કે દેવદત્તને પગે ન જ લાગું-મારો એ કષાય ટળ્યો એટલે હું પણ સુખી થયો. આપણામાં જ્યાંસુધી કષાયો બળવાન હતાં ત્યાંસુધી આપણે બન્ને દુઃખી હતા-બન્ને હારેલા હતા. બન્નેના કષાય ગયા એટલે આપણે બન્ને સુખ પામ્યા-બન્ને જણા જીતી ગયા.'

ઇચ્છા—અભિલાષા એ જ દુઃખનું મૂળ છે. સુખ જોઇતું હોય તો ઇચ્છાનું દમન કરજો.

* * *

આજસુધીમાં કોઇ પણ જ્ઞાની પુરુષે, સંસારની યાતનાઓમાંથી બચવા—આત્માની શાંતિ પ્રાપ્ત કરવા એકે બાહ્ય ઇલાજ નથી બતાવ્યો. એક એવું અમોઘ બાણ મળી જાય કે જેનાથી કર્મશત્રુઓના ચૂરેચૂરા ઉડાવી દઇએ તેની શોધમાં ઘણું ઘણું ભટક્યા. હજારો પુસ્તકો અને મહાત્માઓનો પરિચય સાધ્યો, પણ આખરે નિરાશા જ મળી. થોડી અશ્રદ્ધા પણ આવી ગઇ. પરંતુ એ બધા વ્યર્થ ફાંફાં માત્ર હતાં. વસ્તુતઃ બાહ્ય ઉપાય એકે નથી. મહાત્માઓ પણ શું બતાવે?

શાંતિનો માર્ગ આત્મામાં જ છે. તીર્થભ્રમણમા કે ગ્રંથવાંચનમાં એ માર્ગ નથી. નિમિત્તોની મુખ્યતાને ગૌણ કરીને, આત્માની અંદર જે છુપાઇ રહેલો છે તેને પ્રકટ કરો. કાયરતા જેટલી બાધક છે તેટલી બાહ્ય વસ્તુ બાધક નથી.

અનુવાદકઃ—રા. સુશીલ





# જિનપૂજાનું ફળ

ગતાંકમાં જેમ જિનદર્શનનું ફળ મુનિ વિદ્યાનંદવિજયજીએ લખેલું પ્રગટ કર્યું છે, તેમાં પ્રાંતે પરમાત્માનાં દર્શન કરતાં માસખમણનું ફળ મળે એમ જણાવેલ છે. પૂજન માટે તે કરતાં પણ અનેકગણું ફળ નીચે પ્રમાણે કહેલ છે:—

सयं पमज्जणे पुन्नं, सहस्सं च विलेवणे ।
सयमहस्सिया माला, अनंतं गीयवायए ॥ १ ॥

અર્થ—જિનદર્શન કરતાં સોગણું પુન્ય પ્રતિમાની પ્રમાર્જના કરવાથી થાય છે, હજારગણું પુન્ય પ્રતિમાને વિલેપન કરવાથી થાય છે, લાખગણું પુન્ય પુષ્પની માળા પહેરાવતાં થાય છે અને અનંતગણું પુન્ય ગીત વાજીત્રની પૂજાથી થાય છે એટલે કે ભાવપૂજાથી થાય છે. ગીત, વાજીત્ર સાથે નૃત્ય પણ સમજી લેવું.

સત્તરભેદી પૂજામાં સકળચંદ્રજી ઉપાધ્યાયે કહ્યું છે કે—

**ગગનનું જેમ નહીં માન, તેમ અનંત ફળ જિનગુણગાન.**

આ હકીકત ખાસ ધ્યાનમાં લઇને દરેક પૂજા ભાવપૂર્વક તો કરવાની જ છે, પણ ખાસ ચૈત્યવંદનાદિ કરવા, તેમ જ પ્રભુના ગુણગાન કરવા, પ્રભુ પાસે નૃત્ય કરવું, અનેક પ્રકારનાં વાજીત્રો વગાડવાં તે તો ભાવપૂજા જ કહેવાય છે.

# વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૯૬ )

**તમારે તમારી નિંદા ને ખુશામત એ બે બાબત ઉપર કદી ધ્યાન આપવાનું નથીઃ તમારી નિંદા તમને નુકસાન કરી શકતી નથી, અને તમારી ખુશામત તમને મદદ કરી શકતી નથી.**

માણસમાં પાકટપણું આવ્યું ન હોય ત્યાંસુધી લોકો એની નિંદા કરે ત્યારે એને ખૂબ લાગી આવે છે. સેવા કરનારની ટીકા કરનારાં ઘણાં હોય છે. તેઓ છતાઅછતા આરોપ મૂકે ત્યારે સેવાભાવી કાચો હોય તો તે ગભરાઇ જાય છે અને કોઇ કોઇ તો સેવાકાર્યથી દૂર પણ થઇ જાય છે. કેટલાક લોકો પારકી નિંદા કરવાનો ધંધો જ લઇ બેઠેલાં હોય છે. એમને પોતાને શેકયો પાપડ ભાગવો નથી, પણ એ પારકા મળ ધોવાનું કામ કરે છે. એને એમાં ડુક્કરની પેઠે મજા આવે છે અને કાંઇ ન ચાલે તો મનકલ્પિત અફવાઓ ફેલાવી પોતાની તુચ્છ વૃત્તિને પોષણ આપે છે. આવા પારકી નિંદા કરનાર ઘણી અધમ કોટિમાં આવે છે. સમજુ માણસે આવી પોતાની નિંદા તરફ ધ્યાન આપવું ન ઘટે. નિંદાનો વિષય સાચો હોય તો પોતાની જાતને સુધારી લેવી, ખોટો હોય તો એની દરકાર ન કરવી. સત્ય અંતે જરૂર તરી આવવાનુ છે એમાં સંદેહ નથી. ખોટી નિંદાથી અત્યાર સુધીમાં કોઇને નુકસાન કે અગવડ થયા નથી. હાથીની પછવાડે કૂતરાં ભસે તેની દરકાર હાથીને ન હોય અને દરકાર કરે તો તે હાથી નહિ. જેનું મનોરાજ્ય વિશાળ હોય, આદર્શ પ્રગતિશીલ હોય, સાધ્ય સ્પષ્ટ હોય એ નિંદાથી ડરે નહિ, મૂંઝાય નહિ, લેવાઇ જાય નહિ. નિંદા ઘણી વાર દ્વેષથી જ જન્મે છે અને ઇર્ષ્યાળુ માણસો જીવનમાં કદી ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી શકતો નથી. આવી રીતે થતી નિંદાથી કુશળ માણસ કદી લેવાઇ જાય નહિ. એના કરતાં વધારે આકરી ખુશામત છે. મોટા રાજા–મહારાજાઓ એને વશ પડી કર્ત્તવ્યભ્રષ્ટ થાય છે. ખુશામતમાં દુઃખ એ છે કે થોડા વખત પછી ખુશામતનો વિષય થનાર માનવી પોતાને યોગ્ય થયેલો માનતો થઇ જાય છે. આથી એનો વિકાસ થતો અટકે છે અને એ જીવનરમતમાં પાછો પડી જાય છે.

'વિચક્ષણ માણસે નિંદાની કે ખુશામતની દરકાર જ ન કરવી. ખોટી નિંદાથી' કાંઇ હીણપત આવતી નથી અને આખી અપરિમિત દુનિયાના સાર્વત્રિક અભિનંદન કોઇને મળ્યાં નથી. મોટા ભડવીરની નિંદા કરનાર બેઠા છે. ધોબીની નિંદાથી રામે સીતાનો ત્યાગ કર્યો એમાં મોટો અન્યાય સીતાને થયો છે, પણ એમાં સમાજસ્વાસ્થ્ય અને બીજા અનેક પ્રશ્નો ઘુંચવાયલા હતા. નિંદાની દરકાર ન કરવી એટલે એ કારણથી આપણે વિચાર કરીને આદરેલ પ્રશસ્ત કાર્યમાં નિંદાથી વિઘ્ન ન આવવા દેવું. ખુશામત મીઠી હોઇ વધારે ચોક્કસ લક્ષ્ય માગે છે અને ખુશામતથી કે નિંદાથી આપણને શું ? આપણે આપણા હિસાબ આપવાના છે, ઘડીવડીના આપવાના છે, પણ પારકી નિંદા કે ખુશામતને ધર કરવા

દઈ શકાય નહિ. કુશળ માણસ નિંદાથી ગભરાય નહિ, ખુશામતથી લેવાઇ જાય નહિ

There are two things you never want to pay attention to Abuse cannot harm you and flattery cannot help you (11-10-38) E N

( ૧૯૭ )

## સાધ્ય વગરનુ જીવન એ સર્વથી વધારે દયાસ્પદ જીવતર છે.

પોતાના મોજશોખ અને તેના પોષણ ખાતર જ જેનુ જીવતર હોય—તે ગમે તો પુરુષ હોય કે સ્ત્રી હોય, છોકરો હોય કે છોકરી હોય, એવા જીવનનુ કાઇ તત્ત્વ નથી શરીરબળ વધારવા ખાવુ કે પૈસા એકઠા કરવા સારુ કમાવુ એ પણ મુદ્દા વગરના જીવનમા જ આવે છે એવો માણસ ભણે કે વાચે તેમા પણ ધનપિપાસા કે ભાગવિલાસ જ હોય છે વિશિષ્ટ સાધ્ય વગરનુ જીવન પોતાને અને સમાજને ભારરૂપ છે એ તો ધનના ઢગલા કર્યે જાય અને એમાથી કાઇ પણ વાપર્યા વગર મોત આવે ત્યારે ચાલ્યો જાય એક માણસના તાબામા સરોવર હોય, સરોવરમા પાણી ખૂટી જશે એ બીકે પાણીને વાપરે નહિ, વાપરવા દેય નહી, પોતે પણ પીવે નહીં—સદા તરસ્યો રહે અને આખરે એ સરોવરમા જ પોતે ડૂબી મરે, એ માણસ મહામૂર્ખ કહેવાય છતા દુનિયાનો મોટો ભાગ સાધ્ય કે હેતુ વગર ધનની પાછળ વલખા મારે છે, એને માટે અનેક સાચા ખોટા અને તરકટો કરે છે, ન બોલાવવા યોગ્ય માણસોની ખુશામત કરે છે અને જેમ તેમ ધન મેળવીને અગાઉના વખતમા જમીનમા દાટતા હતા તેને બદલે હાલ બેકમા જમે કરાવે છે કે શેર, સ્ટોકમા રોકે છે સુખે ખાય નહિ, જપીને ઊંઘે નહિ અને ધન પાછળ ભેખ લે અને એની ઉપાધિમા મરે આ પ્રકારની મૂર્ખતા દુનિયાનો મોટો ભાગ કરે છે

કોઇ વિશિષ્ટ ધ્યેય વગરનુ જીવન અનેક રીતે દયાપાત્ર છે ખાવુ, પીવુ, વહેવાર ચલાવવા, વેપાર કરવા કે નોકરી કરવી અને મોત આવે ત્યારે ચાલ્યા જવુ—એવા જીવન ને મરણ વચ્ચે કાઇ તફાવત નથી એ જ રીતે મોજ માણવા, મુજરા જોવા, નૃત્ય, નાટક નીહાળવા કે છરકટાટ થઇને હેતુ વગર ફરવુ એ જો જીવનનો ઉદ્દેશ હોય તો એવા જીવન માટે પણ દયા ખાવા જેવુ છે એ પૃથ્વીને ભારભૂત છે, જનેતાને લજ્જવનાર છે, આત્મીય પ્રગતિને ધક્કો મારનાર છે અને નિરકુશ જીવન વહેનાર હોઇ દયા ઉપજાવે તેવા દૌર્બલ્યનુ નિકેતન બની આખરે ખાલી હાથે ચાલ્યો જાય છે આખી જિંદગી મધ એકઠુ કરનાર માખી એને ખાતી નથી કે કોઇને લેવા દેતી નથી અને અતે એ મધના લેનાર આવીને ધુમાડો કરે ત્યારે ગુગળાઇને મરે છે આવા જીવન માટે દયા જ આવે, એની દૃષ્ટિમર્યાદા માટે દુ ખ થાય, એની વિરૂપતા માટે કષ્ટ થાય અને એના વિકાસ માટે ચિંતા થાય

સમાજહિત આત્મહિત, જનકલ્યાણ, અને પરોપકાર માટે જીવન હોય તેનુ નામ જીવતર છે, બાકી તો કાગડા કે જનાવર પણ ખાય છે, પીએ છે અને મરે છે એ જીવનમા અને સાધ્ય વગરના જીવનમા જરા પણ તફાવત નથી કુશળ માણસ પોતાનુ ધ્યેય મુકરર કરે અને એની સ્પષ્ટતા કરી એ રીતે અકિત કરેલી દિશાએ ચાલ્યો જાય એનુ નામ જીવન છે બાકી તો અનેક આવ્યા અને અનેક ગયા જીવન-સાધ્ય સમજી તેની પાછળ સ્વાર્પણ કરે એને સમજુ જાણવો

The most pitiable life is the aimless life Jenkin Lloyd Jones

# સજ્જન અને દુર્જન

| સજ્જન | દુર્જન |
|---|---|
| ૧ સજ્જન શાંત સ્વભાવી હોય છે. | દુર્જન ઉગ્ર સ્વભાવી હોય છે. |
| ૨ સજ્જન પરોપકારીવૃત્તિવાળા હોય છે. | દુર્જન ઉપકાર ઉપર પણ અપકાર કરનારા હોય છે. |
| ૩ સજ્જન કૃતજ્ઞ હોય છે. | દુર્જન કૃતઘ્ન હોય છે. |
| ૪ સજ્જન આહુસકવૃત્તિવાળા હોય છે. | દુર્જન હિંસકવૃત્તિવાળા હોય છે. |
| ૫ સજ્જન સત્યવાદી હોય છે. | દુર્જન અસત્યભાષી હોય છે. |
| ૬ સજ્જન પ્રમાણિક હોય છે. | દુર્જન અપ્રમાણિક હોય છે. |
| ૭ સજ્જન પરનારીસહોદર હોય છે. | દુર્જન પરસ્ત્રીલંપટ હોય છે. |
| ૮ સજ્જન સંતોષી હોય છે. | દુર્જન તૃષ્ણાથી વ્યાપ્ત હોય છે. |
| ૯ સજ્જનને શાંતિ ગમે છે. | દુર્જન અશાંતિપ્રિય હોય છે. |
| ૧૦ સજ્જન નિરભિમાની હોય છે. | દુર્જન અભિમાનથી ભરેલા હોય છે. |
| ૧૧ સજ્જન સરલ સ્વભાવી હોય છે. | દુર્જન માયાવી હોય છે. |
| ૧૨ સજ્જન ગુણના પ્રેમી હોય છે. | દુર્જન દ્રવ્યના લોભી હોય છે. |
| ૧૩ સજ્જન લોકપ્રિય હોય છે. | દુર્જન લોકનિંદ્ય હોય છે. |
| ૧૪ સજ્જન ગુણગ્રાહી હોય છે. | દુર્જન અવગુણ ગ્રહે છે. |
| ૧૫ સજ્જન પરનિંદામાં મૂક હોય છે. | દુર્જન પરનિંદામાં વાચાળ હોય છે. |
| ૧૬ સજ્જન જાણે તેટલું જ બોલે છે. | દુર્જન વાતને વધારીને બોલે છે. |
| ૧૭ સજ્જન રાજવિરુદ્ધથી દૂર રહે છે. | દુર્જન રાજવિરોધ કરે છે. |
| ૧૮ સજ્જન લોકવિરુદ્ધ તજે છે. | દુર્જન લોકવિરુદ્ધને ભજે છે. |
| ૧૯ સજ્જન માયાળુ હોય છે. | દુર્જન કર્કશ હોય છે. |
| ૨૦ સજ્જન મિષ્ટભાષી હોય છે. | દુર્જન કટુભાષી હોય છે. |
| ૨૧ સજ્જન ધર્મપરાયણ હોય છે. | દુર્જન અધર્મી હોય છે. |
| ૨૨ સજ્જન આસ્તિક હોય છે. | દુર્જન નાસ્તિક હોય છે. |
| ૨૩ સજ્જન સાધુસંગતિનો ખપી હોય છે | દુર્જન સાધુજનોનો વિરોધી હોય છે. |
| ૨૪ સજ્જન સંસારથી વિરક્ત હોય છે | દુર્જન સંસારમાં આસક્ત હોય છે. |
| ૨૫ સજ્જન મોક્ષમાર્ગનો મુસાફર હોય છે. | દુર્જન દુર્ગતિનો પંથી હોય છે. |

આ બધામાંથી આપણે કેવા છીએ ? તેનો બુદ્ધિશાળીએ વિચાર કરવો અને જેમ બને તેમ સજ્જન થવા પ્રયત્ન સેવવો.

કુંવરજી

# સુભાષિત-વચનમાળા

( ગતાંક પૃષ્ઠ ૩૧૯ થી શરૂ )

૧૦૧. તિર્યંચ અને નારકના ભવ તો મૃતાત્માને ઝડપી લેવાને તૈયાર જ છે, દેવભવ પણ સુલભ છે; પરન્તુ માનવભવ તેમાં પણ આર્ય દેશ, ઉત્તમ કુળ, જિનમાર્ગની સંપ્રાપ્તિ, આરોગ્યયુક્ત શરીર, સદ્ગુરુયોગ, ધર્મશ્રદ્ધા અને સદાચરણ વગેરે પ્રાપ્ત થવાં અનુક્રમે બહુ જ દુર્લભ છે.

૧૦૨. તપસ્યામાં જો ક્ષમા ભળે, રૂપમાં શીલ ભળે, અધિકારમાં ન્યાયપ્રિયતા ભળે, વિદ્યામાં વિનય ભળે, દ્રવ્યમાં દાન ભળે, ગુણમાં સંતોષ ભળે અને છીપમાં સ્વાતિનું જળ ભળે તો આ સર્વ યોગ સુવર્ણમાં સુગંધ ભળવા સમાન ગણાય છે.

૧૦૩. અધિકારની ખુરશી કે ગાદી ઉપર બેઠા પછી અભિમાન ન આવે તો એ એક અજાયબી ગણાવી જોઇએ.

૧૦૪. એક રોગની હાજરીમાં આ કરતાં બીજો રોગ હોય તો સારું એમ ઇચ્છાય છે, પણ જ્યારે જે રોગ આવે છે ત્યારે તે અસહ્ય થઇ પડે છે.

૧૦૫. શ્રીમદ્ યશોવિજયજી મહારાજની એ સરસ ઉક્તિ છે કે બહુ બોલે તે બાંડો. વિનાકારણે બોલ બોલ કરવું કે માગ્યા વિના સલાહ આપવી એ સામે જઇને લઘુતાને નોતરવા જેવું છે. નિજ યોગ્યતા ઓળખી, મર્યાદામાં રહેવાથી સ્વમાન જળવાય છે.

૧૦૬. પ્રથમ પ્રીતિ નયનો કરે છે. ક્રોધ પણ પ્રથમ આંખોમાં આવીને સ્થિર થાય છે. શોકની આર્દ્રતા પણ આંખોદ્વારા વહે છે. કોઇના ઉપર શરમ પણ આંખની પડે છે. વિકાર પણ ચક્ષુમાં આવીને ઊભો છે. હર્ષનાં ઊછળતાં મોજાંઓ પણ આંખદ્વારા જાણી શકાય છે. આ પ્રમાણે જો નિરીક્ષણનો અભ્યાસ હોય તો ઘણી બાબતો મનુષ્યની આંખમાં જોઇને કળી શકાય છે.

૧૦૭. કેટલાક અધ્યાહારવાળા શબ્દોના ગૂઢાર્થ નીચે પ્રમાણે છે—

ઉપવાસઃ—ઉપ-નજીક, વાસ-વસવું. કોની નજીકમાં? ( આત્માની ) નજીકમાં વસવું તે ઉપવાસ.

ઉપાસનાઃ—નજીકના આસને બેસવું ( જેની સેવા કરતાં હોઇએ તેની નજીકના આસને બેસવું ) તે ઉપાસના.

પ્રતિક્રમણઃ—પાછું ફરવું. કયાંથી? પાપથી પાછું ફરવું તે પ્રતિક્રમણ.

૧૦૮. શુદ્ધાત્મા સમાન અન્ય કોઇ મહાન્ દેવ નથી.

૧૦૯. કલ્પનાથી ઘણીવાર નાનું દુઃખ એ મોટા પહાડ જેવું જણાય છે. કલ્પનાની પાંખે ચડી વ્યોમવિહાર કરનાર મન અનેક વાર અણધારી ભૂતાવળો ખડી કરે છે. કલ્પના મનુષ્યને વાસ્તવિક ભૂમિકાથી બહુ દૂર રાખ્યા કરે છે. ખરેખર કલ્પના એ નાની વસ્તુને મોટી અને દૂરને નજીક બનાવનાર સૂક્ષ્મદર્શક યંત્ર અથવા દૂરબીન છે.

ઊંઘે છે અને લાખની ઉથલપાથલ કરનારની ઊંઘ ઊડી જાય છે. એને મન, તાર-ટેલિફોન-ટપાલ-રેડીઓ-ભાવતાલ-મોટર વગેરેમાં જ આખા જગતનો સમાવેશ થાય છે.

૧૧૧. પાંચ કારણોના સમન્વયથી કાર્યસિદ્ધિ થાય એ બહુ જાણીતી વાત છે. તેમાં એકની પણ અપૂર્ણતા હોય તો કાર્યનું શકટ આગળ ચાલતું નથી, પણ લોકો અધિકાંશે કાળને, ભવિતવ્યતાને અને કર્મને દોષ દેતા જણાય છે. વસ્તુસ્વભાવ અને ઉદ્યમના અભાવને જનસમૂહ ગૌણ કરી નાખતો જણાય છે.

૧૧૨. વિષય-કષાયનાં કારણો ઉપસ્થિત થવા છતાં જેને વિષય કે કષાય ન ઉપજે તેને ખરો ધીરપુરુષ જાણવો.

૧૧૩. માનસિક વ્યાપારોથી જે વિરામ પામેલો છે તે યોગના માર્ગે ગમન કરે છે એમ માનવામાં હરકત નથી

૧૧૪. નિદ્રાદેવી જેને સુસાધ્ય છે એ ભાગ્યશાળી છે.

૧૧૫. સુખદુઃખના દ્વન્દ્વ વિનાના એકતરફી જીવનમાં શું મજા છે?

૧૧૬. જો રાત્રિ પછી દિવસ એ નિશ્ચિત જ છે તો એ પણ ચોક્કસ છે કે દુઃખ પછી ક્યારેક સુખની ઘડી જીવનમાં જરૂર આવે છે.

૧૧૭. સાચા જોષીથી જગતના દુઃખમાં, આક્રંદમાં વધારો થવા સંભવ છે. કેટલીક બાબતો પડદા પાછળ રહે તેમાં જ સાર છે.

૧૧૮. પારકી નિન્દા સહુને મીઠી લાગે છે.

૧૧૯. ગરીબની સ્ત્રી સૌના કટાક્ષનું પાત્ર બને છે.

૧૨૦. પગ નીચે બળતું જોવાતું નથી, પણ ડુંગર બળતો જોવા સૌ જાય છે.

૧૨૧. શંકિત માનસમાં બાવળનું ઠૂંઠું પણ ભૂતરૂપે દેખાય છે અને રજ્જુ સર્પરૂપે ભાસે છે. ખેતરમાં બળતી તાપણી એ ભૂતનો ભડકો લાગે છે અને હવાથી ચાલતાં વૃક્ષના પાંદડાનો અવાજ ચોરના પાદસંચારની યાદી કરાવે છે. શંકા એ મનને નિર્બળ-નિર્માલ્ય બનાવી દે છે.

૧૨૨. નિઃશંક મનુષ્ય સ્મશાનમાં પણ નિર્ભયતાથી સડસડાટ ચાલ્યો જાય છે. અંધારું કે ભયજનક દૃશ્ય તેના માનસને કંપાવી શકતા નથી. કદાચ કોઇનો ભેટો થઈ જાય તોય એના પગ ધ્રૂજતા નથી. બહાદુરીની કિંમત પણ એવે સમયે જ હોય છે. **દિવસના મધ્યાહ્ન ભાગમાં, લોકની વચ્ચે બેસીને બડી બડી વાતો કરનારનો તો કયાં તૂટો જ છે? પણ અણીને અવસરે જ ખરાની ખબર પડે છે.**

૧૨૩. લગ્નને ઊર્દૂમાં શાદી કહે છે. એ શબ્દનો ઉપયોગ કરનાર મુસ્લીમો વગેરે માટે લગ્ન એ સાદી-સાદી ક્રિયા જ છે. જ્યારે આપણે લગ્નના સરઘસને-'જાન નીકળી' કહીએ છીએ એ શબ્દ પ્રમાણે બને છે પણ તેવું જ, અર્થાત્ આપણે ત્યાંની લગ્નના ખોટા ખર્ચાઓ 'જાન'-પ્રાણ નીકળી જાય તેવા જ છે.

૧૨૪. 'ચાહ'નું નામ પાડનારે એ યથાર્થ પાડયું જણાય છે. બાળકથી વૃદ્ધ અને સ્ત્રી તેમ જ પુરુષ, તંદુરસ્ત બીનતંદુરસ્ત, દેશનાયકો, રાજાઓ અને રંકો એમ સૌ કોઇને ચાહ ઉપર પૂર્ણ 'ચાહ' જોવાય છે.

(ક્રમશઃ)

**રાજપાળ મગનલાલ વહોરા**

# મોક્ષના અભિલાષી માટે હિતકારી વચનો

૧. સમ્યક્ત્વરત્ન, જિનપૂજા, સદ્ગુરુને નમસ્કાર, સામાયિક, પૌષધ, કરુણાભાવ, પરોપકારવૃત્તિ, તત્ત્વનું ચિન્તવન, સત્શાસ્ત્રનું શ્રવણ, વિનય, કષાયદમન, સુશીલવૃત્ત ને યથાશક્તિ તપસ્યા—એ મોક્ષપ્રાપ્તિના ઉપાયો છે.

૨. તનને કષ્ટ પડે ત્યારે ચિન્તા ન કરતાં ધૈર્ય રાખવું, કેમકે ચિન્તા કાંઇ કષ્ટ દૂર કરવાનું ઔષધ નથી. ચિન્તાથી તમારી ચતુરાઇ ઘટશે અને ચતુરાઇને અભાવે તપ, જપ, નિયમ કોને આધારે રહેશે ? શમ, દમ ને સમાધિ કોને અવલંબશે ? માટે તે વખતે ધૈર્ય રાખી ધર્મ કરવો શ્રેષ્ઠ છે.

૩. જો તમારાં પુન્યનો ઉદય નથી થયો તો તમારું અનહદ પરાક્રમ, મંત્ર, યંત્ર કે તંત્ર, ચિન્તામણિરત્ન, કામધેનુ કે કલ્પવૃક્ષ તમને ફળદાતા થશે નહીં, એ ખાતરીપૂર્વક જાણવું.

૪. સર્વ દુઃખ સહન કરી શકાય છે, પણ પ્રિયજનના વિરહથી ઉત્પન્ન થયેલું દુઃખ સહન કરી શકાતું નથી. સંયોગ અને વિયોગ, સંપદા અને આપદા, ભોગ અને ભોગાંતરાય, સુખ અને દુઃખ–આ સઘળું શુભાશુભ કર્મના ઉદયથી પ્રાપ્ત થાય છે એમ જ્ઞાની પુરુષોએ બતાવ્યા છતાં આપણે હર્ષ, શોક કરી વૃથા કર્મબંધન કરીએ છીએ. આ આપણી કેવી મોટી ભૂલ છે ?

૫. જેને દેખીને તમારો કોપ શાન્ત થાય અને સ્નેહની ઉત્પત્તિ થાય તેને તમે જાણજો કે–આ તમારા પૂર્વજન્મનો સ્નેહી છે.

૬. જેને દેખીને તમારો સ્નેહ ઓછો થઇ જાય, દ્વેષ જાગે અને ક્રોધ વૃદ્ધિ પામે તેને તમે જાણી લેજો કે–એ તમારા પૂર્વભવનો વિરોધી છે.

૭ મુમુક્ષુ જનોએ અતિ શૃંગાર રસનું શ્રવણ પ્રથમથી જ વર્જવું બહેતર છે, કેમકે તે રસનું શ્રવણ કરી ફક્ત એક કેવલી અને નપુંસક જ વિકૃતિભાવને પ્રાપ્ત થતા નથી.

૮. જો તમારે આખી દુનિયા વશ કરવી હોય તો પરના અવગુણમાં ન પેસતાં વિનય-ગુણ ગ્રહણ કરો, મિષ્ટ અને સ્વપરહિતકારી વચન બોલો તથા ઉદારતા ગુણની વૃદ્ધિ કરો.

૯. હે જીવ ! જ્યાંસુધી તારા શરીરમાં મોટા રાજરોગો ઉત્પન્ન થયા નથી, જરા-અવસ્થા નિકટ આવી નથી ને ઇન્દ્રિયો શિથિલ થઇ નથી ત્યાંસુધીમાં આ દેહરૂપી ગેહથી જે સુકૃત વસ્તુ ખેંચી લેવાય તે ખેંચી લે. કાળરૂપી અગ્નિ લાગ્યા પછી તારો ઉદ્યમ હાંસીને પાત્ર થશે.

૧૦. તમને સુન્દર સ્ત્રીનાં પ્રેમવાળાં નેત્રની સાથે દૃષ્ટિ મેળવી પોતાના મનને તૃપ્તિ આપવાની ઇચ્છા ઉત્પન્ન થતી હોય તો તે ઇચ્છાને ઉત્પન્ન થયા પહેલાં જ મારી વાળજો; કેમકે સ્ત્રીના પ્રેમવાળાં નેત્ર સાથે તમારાં પ્રેમયુક્ત નેત્ર મળવાથી તમને અને તેણીને તૃપ્તિ થવાની નથી, ઉલટી અતૃપ્તિ તો જરૂર થશે. આ હેતુથી જ જ્ઞાની પુરુષોએ મોહની કર્મની જડ વિચિત્રતા કહી છે, કારણ કે તેની ઉત્કૃષ્ટી સ્થિતિ ૭૦ કોડાકોડી સાગરોપમની છે; માટે એ ચીકણું કર્મ તો જેમ ન બંધાય તેમ કરવું ઇષ્ટ છે. મુનિ શ્રીવિદ્યાનંદવિજયજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર-ભાઇ ઝવેરચંદ છગનલાલ-સુરવાડા )

**પ્રશ્ન ૧**—તીર્થંકરો ત્રણ જ્ઞાન સાથે માતાના ગર્ભમાં આવે છે તે ત્રણે જ્ઞાન ઉચ્ચ કોટીનાં હોય છે કે મધ્ય કોટીનાં હોય છે?

**ઉત્તર**—ઉચ્ચ કોટીનાં હોતા નથી. એ ત્રણે જ્ઞાન ઉચ્ચ કોટીનાં તો મનુષ્યપણામાં જ પ્રાપ્ત થાય છે. તીર્થંકર તો દેવભવમાં જેટલા પ્રમાણનાં ત્રણ જ્ઞાન હોય તેટલા પ્રમાણનાં લઇને આવે છે, તેથી બધા તીર્થંકરોને એ ત્રણ જ્ઞાન સરખાં પણ હોતાં નથી.

**પ્રશ્ન ૨**—તીર્થંકરને દીક્ષાસમયે મનઃપર્યવજ્ઞાન થાય છે તે વિપુળમતિ હોય કે ઋજુમતિ હોય?

**ઉત્તર**—એ બે પ્રકારમાંથી કેવું હોય તેની સ્પષ્ટતા જાણી નથી, પરંતુ આવેલું જતું નથી તેથી વિપુળમતિ સંભવે છે,

**પ્રશ્ન ૩**—તીર્થંકર વરસીદાન આપે છે ત્યારે સોનામહોરો જ આપે છે કે બીજું પણ આપે છે?

**ઉત્તર**—સોનામહોરો, રૂપીઆ, અન્ન, વસ્ત્ર, હાથી, ઘોડા વગેરે જે માગે તે આપે છે.

**પ્રશ્ન ૪**—વરસીદાન માટે બધું દ્રવ્ય દેવો કયાંથી લાવે છે?

**ઉત્તર**—એ વિષે કલ્પસૂત્રની સુબોધિકા ટીકામાં વિસ્તારથી વર્ણન કરેલું છે તે વાંચો. તમે ઘણીવાર તે સાંભળ્યું પણ હશે.

**પ્રશ્ન ૫**—દીક્ષાવખતે તીર્થંકરને ખભે ઇંદ્ર દેવદૂષ્ય મૂકે છે તે બધા તીર્થંકરોને કયાં સુધી રહેલ છે?

**ઉત્તર**—વીર પ્રભુને એક વર્ષ ઝાઝેરું અને બીજા ત્રેવીશ તીર્થંકરોને નિર્વાણ પામતા સુધી રહેલ છે એમ સપ્તતિશતસ્થાન પ્રકરણમાં કહેલ છે. ઋષભદેવને એક વર્ષ રહ્યાનું કોઈ સ્થળે કહેલ છે, પણ તેનું કારણ જણાવેલ નથી.

**પ્રશ્ન ૬**—વીરપ્રભુનું ને ઋષભદેવનું દેવદૂષ્ય ગયા પછી તેમનો શારીરિક દેખાવ બિભત્સ લાગતો નહીં હોય?

**ઉત્તર**—તીર્થંકરના અતિશયોવડે તેઓ બિભત્સ લાગતા નથી. સુંદર જ લાગે છે એમ કહેલ છે.

**પ્રશ્ન** ૭—તીર્થંકરનામકર્મ બાંધવું અને નિકાચીત કરવું એ બંને વાત એક જ છે કે જુદી છે ?

ઉત્તર—એક નથી. તીર્થંકરનામકર્મ તો ઘણા ભવ અગાઉ પણ બાંધે છે અને તે કોઇ જીવને મિથ્યાત્વાદિ કારણથી વિલય પણ જાય છે નિકાચીત તો પાછલે ત્રીજે ભવે જ કરે છે અને પછી તે તીર્થંકર થાય જ છે.

**પ્રશ્ન** ૮—નવપદજીની પૂજામાં કહ્યું છે કે-**ત્રીજે ભવ વરથાનક તપ કરી, જેણે બાંધ્યું જિનનામ**-આ પ્રમાણે કૃષ્ણે કે શ્રેણિકરાજાએ ત્રીજે ભવે તપ કર્યાનું જણાતું નથી તો શી રીતે બાંધ્યું ?

ઉત્તર—તપશબ્દથી તમારું લક્ષ બાહ્ય તપ ઉપર જાય છે, પરંતુ તેમણે અભ્યંતર તપ વિનય-વૈયાવચ્ચાદિ કરેલ છે અને તેથી તીર્થંકરનામકર્મ બાંધ્યું છે. શ્રેણિકે નિકાચીત કર્યું છે અને કૃષ્ણ તો હવે નરકમાંથી નીકળી મનુષ્ય થશે તે ભવમાં નિકાચીત કરવાના છે. તેમણે નેમિનાથજીના ૧૮૦૦૦ મુનિને વંદન કર્યું ત્યારે તીર્થંકરનામકર્મ બાંધ્યું છે. શ્રેણિકરાજાએ વીરપ્રભુની ભક્તિથી બાંધ્યું છે.

**પ્રશ્ન** ૯—રાવણે તીર્થંકરનામકર્મ અષ્ટાપદ પર પ્રભુભક્તિથી બાંધ્યું છે ત્યાં નિકાચીત કર્યું છે કે નહીં ?

ઉત્તર—નિકાચીત કર્યું નથી. નિકાચીત તો ચૌદમે ભવે તીર્થંકર થવાના છે તેની અગાઉના ત્રીજે ભવે કરશે.

**પ્રશ્ન** ૧૦—તીર્થંકરનામકર્મ મુનિપણામાં નિકાચીત કરે એવો અથવા ક્ષાયિકસમકિતી કરે એવો નિર્ણય છે ?

ઉત્તર—એવો નિર્ણય નથી શ્રેણિક રાજાની જેમ ગૃહસ્થપણામાં પણ નિકાચીત કરી શકે, અને ક્ષયોપશમ સમકિતી પણ તીર્થંકરનામકર્મ બાંધી શકે-નિકાચીત કરી શકે.

**પ્રશ્ન** ૧૧—વીરપ્રભુના શાસનમાં નવ જણે તીર્થંકરનામકર્મ બાંધ્યાનો ઉલ્લેખ છે તેમણે નિકાચીત કર્યું છે ?

ઉત્તર—સઘળાએ નિકાચીત કર્યું નથી. નિકાચીત તો તીર્થંકર થવાના હશે ત્યારે તેની અગાઉ ત્રીજે ભવે કરશે.

**પ્રશ્ન** ૧૨—ગણધરો દ્વાદશાંગી કઇ શક્તિથી રચે છે ? અને સર્વ ગણધરો સરખી રચે છે કે તેમાં ફેરફાર હોય છે ? વળી રચે છે એટલે શું સમજવું ?

ઉત્તર—ગણધરોને તો તીર્થંકર પાસેથી ત્રિપદી સાંભળતા જ ગણધરનામકર્મના ઉદયથી અપૂર્વ ક્ષયોપશમ જાગે છે એટલે તરત જ તેને શ્રુતજ્ઞાનનો પૂર્ણ

બોધ થઇ જાય છે અને તે બધા દ્વાદશાંગી રચે છે. તેમાં ભાવ સરખો હોય, શબ્દરચના એક સરખી ન હોય. રચે છે એટલે અક્ષરાનુક્રમે હૃદયમાં-મનમાં ગોઠવી જાય છે. લખતા કે લખાવતા નથી.

**પ્રશ્ન ૧૩**—ગણધરના શિષ્યો તો ગણધર પાસેથી મુખદ્વારા સાંભળીને દ્વાદશાંગીના અભ્યાસી થાય છે. તે બધાને બોધ સરખો થતો હશે કે તેમાં તરતમતા હશે ?

**ઉત્તર**—અક્ષરબોધ સરખો હોય છે, પરંતુ મતિજ્ઞાનને અનુસારે અર્થ-બોધમાં છઠાણુવડીઆ લાભે છે. એક કરતાં બીજાને અનંતગુણો બોધ પણ હોય છે.

**પ્રશ્ન ૧૪**—સર્વલબ્ધિસંપન્ન કોને કહીએ ? ગણધરો અને ચૌદ પૂર્વધરો સર્વલબ્ધિસંપન્ન હોય ?

**ઉત્તર**—ગણધરો સર્વલબ્ધિસંપન્ન હોય. બધા ચૌદપૂર્વધરો સર્વલબ્ધિસંપન્ન ન હોય.

**પ્રશ્ન ૧૫**—ગણધરની ગતિ શુ થાય ?

**ઉત્તર**—સર્વ ગણધરો તદ્દભવમોક્ષે જ જાય

**પ્રશ્ન ૧૬**—ગૌતમસ્વામી વગેરે મોટા ગણધરો છતાં વીરપ્રભુએ પોતાની પાટે સુધર્માસ્વામીને કેમ સ્થાપ્યા ?

**ઉત્તર**—નવ ગણધરો તો પ્રભુની હયાતીમાં જ નિર્વાણ પામ્યા હતા અને ગૌતમ ગણધર પોતાના નિર્વાણ પછી તરત જ કેવળજ્ઞાન પામવાના છે એમ પ્રભુ જાણતા હતા અને શાસન ચલાવવાનું કામ છદ્મસ્થનું જ છે, તેથી સુધર્મા-સ્વામીને દીર્ઘાયુષી જાણી તેને પોતાની પાટ પર સ્થાપ્યા હતા.

**પ્રશ્ન ૧૭**—મનઃપર્યવજ્ઞાની પોતાના અને અન્ય જીવોના કેટલા ભવો દેખે ? અને તેમની ગતિ કઇ હોય ?

**ઉત્તર**—મનઃપર્યવજ્ઞાનનો ખાસ વિષય મનના પર્યાય જાણવાનો છે. ભવો જાણવાનો વિષય અવધિજ્ઞાનનો છે, તેથી અવધિજ્ઞાન સહિત જો મનઃ-પર્યવજ્ઞાન પામ્યા હોય તો ભવો દેખે તે સંખ્યાતા, અસંખ્યાતા દેખે. સર્વ જીવ માત્રના દેખે એમ સમજવું નહીં જે પૂછે તેના વિચારવાથી દેખે.

મનઃપર્યવજ્ઞાન બે પ્રકારનું હોય છે: વિપુળમતિ અને ઋજુમતિ. તેમાં વિપુળમતિને તો કેવળજ્ઞાન થાય જ છે, તેથી તે તો મોક્ષે જ જાય. ઋજુમતિ જ્ઞાન જો જાય તો પછી તે જીવ ચારે ગતિમાં જાય એમ સંભવે છે.

**પ્રશ્ન ૧૮**—મનુષ્યને અવધિજ્ઞાન જઘન્ય અને ઉત્કૃષ્ટ કેટલું હોય ? અને તે આવેલું જાય કે નહીં ?

त्वत्संस्तवेन भवसंततिसन्निबद्धम्,
पापं क्षणात्क्षयमुपैति शरीरभाजाम् ।
आक्रांतलोकमलिनीलमशेषमाशु,
सूर्यांशुभिन्नमिव शार्वरमंधकारम् ॥ ७ ॥

સ્તુતિથકી ભવભવે ઉપજેલ પાપો,
નાશે ક્ષણે જિનવરા અમ માનવીનાં;
રાત્રિતણો દિનકરે કિરણે નસાડ્યો,
અંધાર ગાઢ ભમરા બહુથી પ્રસાર્યો. ૭

मत्वेति नाथ ! तव संस्तवनं मयेद-
मारभ्यते तनुधियापि तव प्रभावात् ।
चेतो हरिष्यति सतां नलिनीदलेषु,
मुक्ताफलद्युतिमुपैति ननूदबिंदुः ॥ ८ ॥

છો હું લઘુ સમજણો મુજ ગીત પામે,
કીર્તિ અનેક જિનભક્તિથકી પ્રભો રે;
સાધુતણું મન હરે ગીત વારિબિંદુ,
મોતી દીસે કમળપત્ર પરે રહેલું. ૮

आस्तां तव स्तवनमस्तसमस्तदोषम्,
त्वत्संकथापि जगतां दुरितानि हंति ।
दूरे सहस्रकिरणः कुरुते प्रभैव,
पद्माकरेषु जलजानि विकाशभांजि ॥९॥

શાને રચું સ્તવન જ્યાં તવ નામ માત્રે,
ભાંગે બધાં જગતનાં દુઃખ દોષ નિશ્ચે;
દૂરે રહેલ સવિતા વિકસાવે આંહી,
કાસારના કમળને જિમ તે પ્રભાતે. ૯

नात्यद्भुतं भुवनभूषणभूतनाथ !,
भूतैर्गुणैर्भुवि भवंतमभिष्टुवंतः ।
तुल्या भवंति भवतो ननु तेन किं वा,
भूत्याश्रितं य इह नात्मसमं करोति ? ॥१०॥

આશ્ચર્ય શું ? તુજ ગુણો સમરે જનો જે,
ભક્તિવડે સતતથી જિન રાતદિને;
થાએ પ્રભુ તુજ સમા વીતરાગ કે ના,
આશ્રિત તે સ્વસમ રક્ષક ના કરે શું ? ૧૦

दृष्ट्वा भवंतमनिमेषविलोकनीयं,
नान्यत्र तोषमुपयाति जनस्य चक्षुः ।
पीत्वा पयः शशिकरद्युतिदुग्धसिंधोः,
क्षारं जलं जलनिधेरशितुं क इच्छेत् ? ॥११॥

જોતાં પ્રભો ! તુજ વિભા અનિમેષ નેત્રે,
બીજાં અનેક નિરખી નવિ શાંત થાઉં;
જ્યાં ચાંદની સમ સુધા મળતી પીવાને,
ખારાં ન સાગરતણું જળ કોઇ વાંછે. ૧૧

यैः शांतरागरुचिभिः परमाणुभिस्त्वं ।
निर्मापितस्त्रिभुवनैकललामभूत ! ।
तावंत एव खलु तेऽप्यणवः पृथिव्याम्,
यत्ते समानमपरं न हि रूपमस्ति ॥ १२ ॥

જે શાંત રાગરુચિના પરમાણુઓથી,
નિર્મિત દેહ અતિ સુંદર છે ત્રિલોકિ;
છે તેટલા વસુનલે પરમાણુ નિશ્ચે,
ના આપ તુલ્યરૂપ કારણ કે જડે હાં. ૧૨

વીરસુત

---

## પુત્રો કેવા જોઇએ ?

જો દેવ દે તું દીકરા દેજે સમા જે દિનકરા, કુલ પૃથ્વીને કરતાં પ્રકાશિત દુઃખ તિમિર ટાળે ખરા;
એવા ન જો દે તો દીકરા તે દીકરા નહીં દી-કર્યા, બહેતર અરે એથી બહુ રત્ને રઝળતા ઠીકરા. ૧
કે કામ આવે નહિ આ તો નામ જે ડુબાવતા, છે ભારરૂપે ભૂતલે માબાપના મન તાપના;
એવા અરે રે દીકરાથી વાંઝીયા રહેવું ભલું, જેને વીને તે જાણતા જે દુઃખ કુપુત્રનું કેટલું ? ૨

# પ્રભાવિક પુરુષો

## જંબૂકુમાર

( ૩ )

**શુદ્ધ પ્રેમની સુવાસ—**

"આ વસ્તીગૃહમાં છે કોઈ? થોડો સમય નિવાસ કરવાની મારી ઇચ્છા છે તો અનુજ્ઞા મળી શકશે?"

અવાજ સાંભળી, પ્રૌઢતામાં પૂર્ણપણે પ્રવેશી ચૂકેલી એક નારી વસ્તીગૃહના દરવાજા પર દોડી આવી. અર્ધ-ઊઘાડા દ્વારને બરાબર ઊઘાડી આગંતુક અતિથિ સામે જ્યાં દૃષ્ટિપાત કરે છે ત્યાં એકાએક આશ્ચર્યમગ્ન બની જાય છે! ક્ષુધાતુરને એકાએક સૂકા રોટલાને બદલે ઘેબર મળતાં જેવો આનંદ થઈ આવે તેથી અધિક હર્ષ આ નારીને સામે ઊભા રહીને પ્રશ્ન કરતા શ્રમણને નિરખીને થયો. ચિરકાળ સેવિત મનોકામના સફળ થતાં અંતર નાચી ઊઠ્યું. દેહનાં પ્રત્યેક ગાત્રો પુલકિત બન્યા. એ અકથ્ય આનંદના અતિરેકમાં શ્રમણની અનુજ્ઞા સંબંધનો પ્રશ્ન અધર લટકી રહ્યો.

"માતા! કેમ વિસ્મિત નેત્રે મૌનપણે ઊભાં છો? આ વિશાળ સ્થાનમાં મારા સરખા અકિંચન સાધુને વિશ્રામ માટે થોડી જગ્યા નહીં આપી શકો?"

"મહારાજ! સુખે પધારો. આ વસ્તીનો ઉપયોગ સાધુ-સંતોને માટે ચોવીશે કલાક ખુલ્લો છે. અતિથિ-અભ્યાગતની શુશ્રૂષા સરળતાથી થઈ શકે, એમના ઉપદેશનો લાભ મળી શકે, એટલા સારુ તો આ મકાન બંધાવવામાં આવ્યું છે. અમો નજીકમાં વસીએ છીએ છતાં ઉભય વચ્ચેની બાંધણી સુંદર છે અને ઘટતું અંતર એવી રીતે રખાયેલ છે કે જેથી કોઈને અડચણ પહોંચી શકે નહીં. રાગી ને ત્યાગી ઉભય પોતપોતાનાં કાર્યો નિરાબાધપણે કરી શકે. એમાં પ્રવેશવાની આજ્ઞા માગનાર આપ પ્રથમ સંત છો. બાકી અત્યારપૂર્વે કેટલાયે સંન્યાસી, બાવા અહીં આવી ગયા. દ્વાર ઊઘાડાં દેખી, એમાં પ્રવેશી, ઇચ્છિત સમય સુધી નિવાસ કરી, પોતાને પંથે પળ્યા છે."

"માતા! એ બધાં કરતાં, જ્ઞાતપુત્ર શ્રી મહાવીરદેવના નિર્ગ્રંથનો ધર્મ જુદો છે. માલિકની આજ્ઞા વિના એક તરણું સરખુંએ જ્યાં લઈ ન શકે ત્યાં પૂછ્યા વિના પ્રવેશ તો કેમ જ થાય?"

"સાધુજી! ત્યારે તો એ ધર્મ મહાન્ ગણાય. નીતિનું ધોરણ તો એવું જ જોઈએ. એ સંબંધે અવકાશે વાત કરીશું. આપ શ્રમિત થયા લાગો છો તો સુખેથી પધારી, ખભા પરનો ભાર ઉતારી વિશ્રાન્તિ લ્યો."

"માતા! થાકનું તો શું કહેવું? પંદર માઇલનો વિહાર તો હસતાંરમતાં કરી

નાંખનાર મારા જેવા સાધુને આ સુગ્રામના સાત માઈલ તો એટલા ભારે પડી ગયા કે જુઓને કેટલો દિવસ ચડી ગયો ને કેટલા તડકા ઊતર્યા? ડગલે ને પગલે મને ભૂતકાળની સ્મૃતિ થવા માંડી. બાલ્યકાળની મસ્તી, ભાઇ સાથેની ક્રીડા અને પ્રદેશો સાથેના છૂપા વાર્તાવિનોદ મનોપ્રદેશમાં જબરું મંથન કરવા લાગ્યા. એ અવનવા તરંગો પર હીલોળા ખાતું ચિત્ત જાણે પગોને થંભાવી દેતું ન હોય તેમ સતત ગતિ કરતાં છતાં ધરતીનો છેડો તેઓ સમયમાં નિર્ણીત ન લાવી શકયા. જ્યાં આત્મા જ કોઇ અનોખી વિચારશ્રેણીમાં ભ્રમણ કરતો હોય ત્યાં પગ કે હાથ બિચારા શું કરે?"

"ત્યારે મહારાજ! તમો આ ગામના વતની લાગો છો?"

"માતા! કેવળ વતની જ નહિ પણ આ ગામના માલિક યાને મુખીનો પુત્ર! પણ એ ઇતિહાસ તો લાંબો છે. એ લાંબી રામાયણમાં મેં બજવેલા ભાગનું પ્રાયશ્ચિત્ત કરવા સારુ તો આજે વર્ષો વીત્યા છતાં, હૃદયની ઊંડી ગુફામાં છુપાયેલી સ્નેહગ્રંથીને સજીવન કરી, પુનઃ નવપલ્લવિત કરવા, તક મળતાં નીકળી આવ્યો છું."

આમ વાત થાય છે તેવામાં પંદરેક વર્ષનો એક યુવાન અને વૃદ્ધાવસ્થાથી જેનાં ગાત્રો પર શિથિલતા આવી છે, કરચલીઓ પડી છે અને જેના માથાના કેશ શ્વેતતાને ધારણ કરી ચૂક્યા છે એવા એક ડોશીમા પરસ્પર રકઝક કરતાં આવી ચડ્યા.

યુવાન અને ડોશીમા, પ્રૌઢા અને શ્રમણરૂપ ચાર આત્માઓની આ મંડળીને આપણા ચાલુ કથાનક સાથે કેવો સંબંધ છે એ વિચારી લઇ આગળ વધીશું તો વાર્તાલાપમાં રસની જમાવટ ઠીક થશે એટલા સારુ સંક્ષેપમાં ભૂતકાળ પ્રતિ મીટ માંડીએ.

પતિવ્રતા તરીકે જીવન વીતાવવાનો નાગિલાનો દઢ નિશ્ચય સાંભળીને આર્યવાન ગ્રામપતિ યાને ભવદેવના પિતા આનંદિત થયા અને નાગિલા જેવી કુળવધૂ પ્રાપ્ત થઇ એ માટે પોતાને અહોભાગી માનવા લાગ્યા. પુત્રો તો ચારિત્ર લઈ ચાલ્યા ગયા હતા અને એમાં ભવદેવ પાછો ફરશે એવી નાગિલાની આશા સાંભળી હતી, છતાં પોતાને તો પાકી ખાત્રી હતી કે એ માર્ગે ગયાં પછી પાછા આવવાની આશા આકાશકુસુમવત્ અસંભવિત છે, તો પણ નાગિલાના સંતોષ અર્થે-જીવનનિર્વાહ સુખેથી ચાલી શકે એવી સગવડ કરીને-વધારાની લક્ષ્મીનો વ્યય પરમાર્થના કામોમાં નાગિલાની સંમતિ લઇને કરવા માંડ્યો. સુગ્રામની ભાગોળે આવેલ અતિથિગૃહ બંધાવનાર આર્યવાન ગ્રામપતિ જ હતા.

આવેલા ડોશીમા અને યુવાન એ મા-દીકરો થતાં હતાં. જાતે બ્રાહ્મણ હોઇ યજમાનવૃત્તિનો વ્યવસાય હતો. જે કાળે આર્યવાને એમને આશ્રય આપ્યો ત્યારે પુત્રની વય માત્ર બે વર્ષની થઇ

હતી અને વૃદ્ધા તરતની વિધવા થઈ હતી. આમ દુઃખમાં આવી પડેલ જીવોને સહાય કરવામાં ધર્મ છે એ માન્યતાથી તેમ જ નાગિલા જ્યારે એકલી પડે ત્યારે તેણીને ટેકારૂપ થઈ પડે એવા શુદ્ધ આશયથી આર્યવાને એ મા-દીકરાને આશ્રય આપ્યો હતો. આમ ડોશીમા કુટું-બીજન જેવા બની ગયાં હતાં. રસોઈ આદિ ઘરકાર્યોમાં એ દ્વિજવૃદ્ધાનો સહકાર નાગિ-લાને પોતાની જનેતા સમ ઉપયોગી થઈ પડતો. એટલે એ 'માતા'ના સંબોધનથી જ તેની સાથે વ્યવહાર ચલાવતી. નાના એવા દ્વિજઅર્ભકનો ઉછેર આર્યવાનને ખારા સંસારમાં મીઠા પાણીની વીરડી સમ હતો. સંસારનું ચક્ર અસ્ખલિત રીતે ચાલ્યું જતું હતું. કરાળ કાળ પોતાનો પંજો વિના રોકટોક સ્વેચ્છા મુજબ મારતો. એના સપાટામાં આર્યવાન દંપતી અને નાગદત્ત-વાસુકીની જોડી આવી. આત્મા ઊડી ગયો ને ખોળીઆં માટીમાં મળી ગયાં. જો કે આમ બનવામાં સમયનો આંતરો દરેક વચ્ચે પડ્યો, પણ પાંચ વર્ષના ગાળામાં તો નાગિલા એકલી-અટુલી બની ગઈ! બ્રાહ્મણ-વૃદ્ધાનો સાથ બાદ કરીએ તો જગતમાં એને પોતાનું કહેવાય તેવું કોઈ જ નહોતું.

ઉપરના બનાવ પછી નાગિલા, ડોશી અને ઉમ્મરમાં આવતો એનો દીકરો ગામની ભાગોળે આવેલા અતિથિગૃહમાં વસતાં હતાં. અતિથિ-અભ્યાગતની શુશ્રૂષામાં, ખાનપાનદ્વારા ભક્તિ કરી, પરોપકારમય જીવન વ્યતીત કરતા. નાગિલાનું અંતર પોકારતું કે એક વાર ભવદેવનો સમાગમ તો જરૂર થવાનો, એટલે તેણી પોતાના પતિવ્રતાધર્મને જરા પણ ક્ષતિ ન પહોંચે અને દેહનો ટકાવ રહી શકે એ રીતે નારીજાતિસુલભ વ્રત-નિયમ પાળતી. વૃદ્ધાનો પુત્ર મોટો થવા આવ્યો હતો અને છેલ્લાં બે વર્ષથી પોતાની બાપિકી યજમાનવૃત્તિ સંભાળવા પણ લાગ્યો હતો. જે વેળા શ્રમણ અતિથિગૃહના દરવાજે આવ્યા એ વેળા ડોશીમા રસોઈના કાર્યમાં પરોવાયાં હતાં અને તેમનો પુત્ર, આજે પર્વણી હોવાથી એક યજ-માનને ત્યાં જમવા ગયો હતો.

વાંચક સહજ જાણી શકશે કે દ્વાર આગળ આવતાં જ જે પ્રૌઢા આશ્ચર્યા-ન્વિત થઈ ગઈ તે અન્ય કોઈ નહિ પણ નાગિલા પોતે જ હતી. શ્રમણને જોતાં જ એ ઓળખી ગઈ. જીગરમાં લાંબા કાળથી જેને મળવા સારુ ચિરાગ બળી રહેલ છે અને જેના આગમનની માર્ગપ્રતીક્ષામાં સંખ્યાબંધ વર્ષો વીતાવ્યાં છે એ હૃદય-નાથ ભવદેવ પોતે જ સાધુ તરીકે સામે ખડા છે એટલું જ નહિ પણ સ્થાનકમાં પ્રવેશ માટે આજ્ઞા માગી રહ્યા છે એ દૃશ્ય જોતાં જ તેણીનાં રોમાંચ વિકસ્વર થયાં. એકાદ ખાડામાં થોડાં બીઆં નાંખી, સતત એની પાછળ જળસિંચન કરનાર, હંમેશ એ પ્રતિ નજર નાંખનાર અને ભૂમિમાંથી અંકુર ફૂટતાં જ ચોતરફ ક્યારો બાંધી એનું યથાયોગ્ય રીતે રક્ષણ કરી,

એ અંકુરને વૃદ્ધિ પમાડનાર અને અંકુરને સ્વરૂપ પલટો લેવડાવી વૃક્ષરૂપે પરિણુમાવનાર, વર્ષો સુધી જે અથાગ મહેનત કરે છે– એની પાછળ એકધારો જે પરિશ્રમ ઉઠાવે છે, તેને એ નવીન વૃક્ષ પર ફળ બેસતાં નિરખી જે આનંદ થાય છે તે અવર્ણનીય હોય છે. મન પોકારે છે કે કર્યું, કરાવ્યું સફળ થયું તેમ આજે મુનિને જોતાં નાગિલાને થયું, છતાં વિલક્ષણુતા એક હતી અને તે એ જ કે આવનાર સંત–મુનિ ભવદેવ–ખુદ નાગિલાના પ્રેમાકર્ષણુથી જ મુનિમંડળી ત્યજીને આવેલ હતા. માર્ગે બાલ્યાવસ્થાના ને તરુણ જિંદગીના જે આનંદો ભોગવેલા તેનાં સંભારણા મનમાં તાજાં કરેલ છતાં નેત્ર સામે ઊભેલી પ્રૌઢા–નાગિલાને ઓળખી શકતા નથી !

આમ થવામાં પ્રેમની ઊણુપ કે સ્નેહની ઓછાશ માનવાપણું નથી જ. એનાં નિમિત્તભૂત જે કારણો છે તે એમાં જ તરી આવે છે. તે એટલાં જ કે–સ્ત્રીજાતિના શરીર પર બાલ્ય, યુવા અને પ્રૌઢાવસ્થાના ફેરફારો અગમ્ય રીતે થાય છે. એનાથી દેહ–સ્થિતિમાં જબરો પલટો આવે છે અંગ–ઉપાંગોની પુલકિતતા કિંવા શિથિલતા, અથવા અવસ્થા બદલી કાળનો ભરતી–ઓટ દિદાર–પરિવર્તનમાં અનેરો ભાગ ભજવે છે અને એ જ કારણુથી શણુગાર સજવાની ક્રિયામાં તરુણી નાગિલાને છોડી જનાર ભવદેવ, અહર્નિશ ચિંતન કરવાના મતવાળો છતાં એ જ નાગિલાને સામે જોયા છતાં પિછાની શકતા નથી. તારુણ્ય અદશ્ય થયું અને પ્રૌઢતાએ પોતાની સત્તા નાગિલા પર પૂર્ણુપણે જમાવી એને એ આભારી છે. બીજી વાત એ પણ સ્પષ્ટ છે કે નારીહૃદયની કોમળતા–જે વ્યક્તિ પર દૃઢ રાગ પ્રગટ્યો તેને ગમે તેવા કપરા સંયોગોમાં પણ વળગી રહેવાની નિશ્ચિતતા, અને એ માટે પ્રાણુનું પણ બળિદાન દેવું પડે તો તે દેવાની ઉત્કટતા અજોડ હોય છે. તેણીનો શ્રદ્ધાદીપક કોઇ અનોખી પદ્ધતિએ જલતો હોય છે એને શંકાનાં વાદળોથી કોઇ કોઇ વાર ક્ષોભ પહોંચે છે ખરો, છતાં એનું ઊંડાણુ એટલું ઘેરું હોય છે કે જવલ્લે જ એ સ્થાનભ્રષ્ટ થાય છે. એક વાર પ્રેમની ગાંઠ વળી ગઇ તે વળી ગઇ, એની પાછળના બળના કે જાતિના સાહસ–પરાક્રમ કે કપરા ભોગોનો ઇતિહાસ યથાર્થ રીતે આલેખવો હોય તો પૂર્ણ અવકાશ ને વિપુલ સાધન–સામગ્રી જોઇએ અને સાથોસાથ સમભાવ દૃષ્ટિએ પૃથક્કરણુ કરવાની વૃત્તિ પણ જોઇએ. ટૂંકમાં એટલું જ કહેવું પર્યાપ્ત છે કે ભ્રમર કમળના પરિમલ માટે કિંવા પતંગીઉં દીપકજ્યોત માટે જે રીતે જીવન ન્યોછાવર કરે છે તે કરતાં પણુ અધિક પ્રમાણુમાં કેવળ પ્રેમની ગાંઠના નિભાવ અર્થે અગર તો સ્નેહતંતુના સંરક્ષણુ અર્થે ત્રિયાજાતિ સારાયે જીવનની આહુતિ આપી દે છે ! એ લેખા ગણિતના નથી તો આંકડા મૂકવા તે યોગ્યની કે નથી તો લાભા-

લાભના તોલન કરતી! ઈશ્ક પાછળની ફનાગીરી તેણીને સહજ છે. પુરુષજાતિ આ હદે નથી પહોંચી શકતી પ્રેમમાં એ દઢતા કેળવી શકે છે છતાં નિશ્ચળતા તો લલનાજાતિને જ વરી છે, તેથી જ અંજના, સીતા, કળાવતી કે દમયંતીનાં ઉદાહરણો જીવંત છે અને જીવંત રહેવાનાં છે. એમાં જે પ્રેરણાશક્તિ અને જીવનના ઉલ્લાસ ભરેલા છે તે અજોડ છે અને સરણા હકની વાતોથી એમાં સમાયેલ અદ્વિતીય ગૌરવને કંઈ જ ક્ષતિ પહોંચતી નથી.

વાર્તા-પ્રવાહમાં આગળ વધીએ અને પેલી મંડળીમાં એ ચર્ચા કેવા સ્વરૂપે ચાલે છે એ તપાસીએ તે પૂર્વે એટલો ખુલાસો જરૂરી છે કે ડોશીમાનો દીકરો, જેનું નામ જનાર્દન છે, તે ગામમાં એક યજમાનને ત્યાંથી ખીરનું ભોજન જમી, સુવર્ણમહોરની દક્ષિણા લઈ, સત્વર પાછો ફર્યો હતો અને અતિથિગૃહમાંના પોતાના નિવાસસ્થાનમાં આવી, વૃદ્ધ માતા સન્મુખ મહોર મૂકી, જલ્દી એક ખાલી વાસણ લાવવાની તેમજ ખાધેલું વમન કરી શકાય તેવી ફાકી આણવાની વાત કરી રહ્યો હતો એમ કરવા પાછળ એનો આશય એ હતો કે આજે પર્વણીનો પવિત્ર દિન હોવાથી, કેટલાક બીજા યજમાનો તરફથી પણ પોતાને ઘેર એને ભોજનનું નિમંત્રણ મળેલ હોવાથી તેમને ત્યાં જઈ, ભોજન કરવું અને દક્ષિણા મેળવવી. અન્યત્ર જઈ જમવાનું સુગમ પડે એ સારુ પેટ ખાલી કરવાને માટે વમન કરવાનો ઈરાદો હતો અને ખીર જેવા મિષ્ટ ભોજનનો પાછા ફર્યા બાદ પુનઃ સ્વાદ લેવાનો મનોરથ પણ હતો.

માતા ખાધેલ અન્નને વમન કરાવવાથી વિરુદ્ધ હતી અને તેથી ય વિશેષ વિરુદ્ધ ફરીને પુનઃ તે આરોગવાની વાતથી હતી. પુત્રથી જમણનો તેમજ એ પાછળ મળનાર દક્ષિણાનો લોભ છોડાતો નહોતો. વમન વિના એ કાર્યને સરળ કરનાર અન્ય કોઈ માર્ગ નહોતો. માતા પુત્રની રકઝકના નિરાકરણાર્થે જ્યાં શ્રમણ અને નાગિલા ઊભા હતા ત્યાં આવી. વૃદ્ધાના મુખથી એનો આરંભ થયો. "દીકરી! આ જનાર્દનને સમજાવ. કેમે કરીને મારી વાત એ માનતો જ નથી. આરોગ્યની દૃષ્ટિએ હાનિકારક એવું વમન કરવારૂપ કાર્ય એ કરવા ઉદ્યુક્ત થયો છે."

"જનાર્દન! શા સારુ આવી હઠ કરે છે? માતાને વિનાકારણ કેમ સંતાપ આપે છે?" નાગિલાએ પ્રેમભર્યા પ્રશ્નો કર્યા.

"મોટી બહેન! રોજ કંઈ પર્વો આવતાં નથી તેમજ યજમાનો આમંત્રણ આપતાં નથી. ઘણા દિવસે આજે એક કરતાં વધુ યજમાનોનો આગ્રહ થયો છે. સુવર્ણમહોરની દક્ષિણા જતી કરવા મન માનતું નથી ખીરના ભોજનનું વમન કર્યા સિવાય પેટ ખાલી થાય તેમ નથી અને આગળ ડગ ભરાય તેમ નથી. વળી ખીરની મિષ્ટતાનો સ્વાદ હજુ પણ જીભ ઉપર છે એટલે હું માતુશ્રીને કહું છું કે મારી

હતો. સારો યે મંડપ વિશાળ માનવમેદનીથી ઊભરાઇ ગયો. પોતાને આંગણે જૈન-સમાજના આગેવાન ગૃહસ્થોને નોતરવાની ધન્ય તક મળવા બદલ હિન્દના જૈનસમાજના મળતા અધિવેશનના સુકાની શ્રી છોટાલાલભાઈની સેવાનું સન્માન કરતું માનપત્ર નિંગાળા ગામ તરફથી વાંચી સંભળાવવામાં આવ્યું. શ્રીયુત અનંતરાયભાઇ પટ્ટણીએ સૌ ભાઇઓ ઐકયથી કાર્ય કરે એવી ભાવના વ્યક્ત કરતાં, સદ્‌ગત પિતાની જેમ જૈનસમાજ પોતાને ચાહે છે તે માટે આભાર માન્યો અને રાજ્ય તરફથી આ અધિવેશનમાં અપાએલ સગવડનો સદુપયોગ થાય તેવી ઇચ્છા વ્યક્ત કરી અને પ્રમુખશ્રીને માનપત્ર અર્પણ કર્યું.

આ પ્રસંગે શ્રી કુંવરજી આણંદજી, શ્રીયુત વીરચંદ પાનાચંદ, શ્રી ચતુરભાઇ ગયચંદ વિગેરેના સમયોચિત વિવેચનો થયા હતા, જેમાં પ્રમુખશ્રીની કાર્યશક્તિ અને કોન્ફરન્સના સુકાની તરીકેની તેઓશ્રીની લાયકાત માટે સંતોષ વ્યક્ત કરી, ભાવનગર રાજ્યે આ અધિવેશનની સગવડ માટે જે અપૂર્વ મદદ કરી છે તે માટે આભાર માનવામાં આવ્યો હતો.

ખુલ્લી બેઠક—

રાત્રિના સાત કલાકે, બેન્ડના સત્કાર સાથે પ્રમુખ સાહેબ છોટાલાલભાઇએ મંડપમાં પ્રવેશ કર્યો. સારોએ વિશાળ મંડપ, સ્વાગત સમિતિના સભ્યો, પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોથી ભરાઇ ગયો હતો. ભાવનગર સ્ટેટના મે. દિવાનસાહેબ શ્રી અનંતરાય પ્રભાશંકર પટ્ટણી, ગઢડાવાળા શ્રી મોહનલાલ મોતીચંદભાઇ, બોટાદના નગરશેઠ શ્રી હિંમતલાલભાઇ, વઢવાણ કાઉન્સિલના ચેરમેન શ્રીયુત મણિલાલભાઇ, ભાવનગર રેલ્વે મેનેજર શ્રીયુત હેમચંદભાઇ, શ્રી દલીચંદ વીરચંદ શ્રોફ, શ્રીયુત કુંવરજી આણંદજી વગેરેની હાજરી ધ્યાન ખેંચતી હતી.

કાર્યના આરંભમાં બેન ચંદ્રા મણિલાલ શેઠ, તથા શ્રી મહાવીરચારિત્રરત્નાશ્રમ સોનગઢના બાળકોએ મંગળ ગીતો ગાઇ સંભળાવ્યા. બાદ કોન્ફરન્સના મંત્રી શ્રી રતિલાલ લક્ષ્મીચંદ કુવાડીઆએ અધિવેશનના આમંત્રણની પત્રિકા વાંચી સંભળાવી. ત્યારબાદ સ્વાગતાધ્યક્ષ શ્રી ભગવાનલાલ હરખચંદ શાહે પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું, જે 'જૈન' પત્રમાં પ્રગટ થયું છે.

પ્રમુખની દરખાસ્ત—

પ્રમુખસ્થાન માટે ભાવનગર તરફથી દરખાસ્ત મૂકતાં શ્રીયુત કુંવરજી આણંદજીએ જણાવ્યું કે રા. છોટાલાલભાઈએ કેળવણીની સંસ્થાને જન્મ આપવામાં અને એક કુશળ સમાજસેવક તરીકે સારી ખ્યાતિ મેળવી છે. એવા સેવાભાવી અને આશરે ૪૦ વર્ષના મિત્ર એક ગૃહસ્થને પ્રમુખસ્થાન સ્વીકારવાની દરખાસ્ત મૂકતા મને આનંદ થાય છે.

બાદ આગળ બોલતા તેઓએ જણાવ્યું કે સ્વાગતાધ્યક્ષના ભાષણમાં સમાજમાં દાનવીર પ્રગટવાની જે વાત જણાવવામાં આવી છે તેને હું માનતો નથી. સમાજમાં દાનવીર નથી, અત્યારે ઐક્યની જરૂર છે અને તેમાં જ આપણી ઉન્નતિ છે.

આ દરખાસ્તને ડૉ. અમીચંદભાઇ ( સુરત ), શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ ( રાજકોટ ), શેઠ રતિલાલ વર્ધમાન ( વઢવાણ કેમ્પ ), શેઠ ચંદુલાલ સારાભાઇ મોદી ( અમદાવાદ ),

શેઠ મોતીલાલ વીરચંદ ( મહારાષ્ટ્ર ), શ્રી નાગકુમાર મકાતી ( વડોદરા ), અને શ્રી ત્રિલોકચંદજી જૈન, પ્રમુખ શ્રી આત્માનંદ જૈન સભા ( પંજાબ ) તરફથી ટેકો આપવામાં આવ્યો હતો બાદ તાળીઓના ગડગડાટ વચ્ચે પરીખ છોટાલાલ ત્રીકમદાસ વકીલે કોન્ફરન્સનું પ્રમુખસ્થાન સ્વીકારી પોતાનું ભાષણ રજૂ કર્યું હતું, જે 'જૈન' પત્રમાં પ્રગટ કરવામાં આવેલ છે

બાદ ભાવનગર સ્ટેટના મુખ્ય દિવાન શ્રીયુત અનંતરાયભાઈ પટ્ટણીએ બોલતા જણાવ્યું કે—તમારામાં મતભેદ છે તેમ મેં સાભળ્યું છે તેને માટે એકમત કરવાની જરૂર છે તેથી મારી વિનંતિ છે તમો પ્રયત્ન કરો કે એ મતભેદ નીકળી જાય અને ત્યારપછીનું અધિવેશન ભાવનગરમાં મેળવો એમ હું ઇચ્છું છું

ત્યારબાદ સબજેક્ટ કમિટિની વરણી કરી પહેલા દિવસનું કાર્ય પૂર્ણ કરવામાં આવ્યું હતું

**બીજો દિવસ—**

બીજે દિવસે સવારે સબજેક્ટ કમિટિનું કાર્ય શરૂ કરવામાં આવ્યું ખુલ્લી બેઠક રાત્રે જ યોજવામાં આવેલ હતી એટલે બપોરના પણ સબજેક્ટ કમિટિનું કાર્ય ચાલુ રાખવામાં આવ્યું સાંજ સુધીમાં ઠરાવોની ચર્ચા પૂર્ણ ન થતા સારુએ કાર્ય એક સાથે પતાવવાના ધોરણે ખુલ્લી બેઠક શુક્રવાર સવાર પર રાખી રાત્રે પણ ઠરાવોની વિચારણા ચાલુ રાખવામાં આવી

**ત્રીજો દિવસ—**

આજે આરંભમાં મંગળગીતો ગવાયા બાદ જુદા જુદા સ્થળોએથી સહાનુભૂતિના સંદેશાઓ લગભગ સંદેશાઓ આવ્યા હતા તે રજૂ કરવામાં આવ્યા જેમાં નીચેના પણ હતા

**સંદેશાઓ—**

આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી, મુનિશ્રી વિનયવિજયજી, શેઠ મણિલાલ જેમલ, શ્રી કનૈયાલાલ મુન્શી, શ્રી લીલાવતી મુન્શી, શ્રી પોપટલાલ રામચંદ શાહ, ડૉ પ્રાણજીવનદાસ જામનગર, બાબુ બહાદુરસિંહજી સીંઘી ડૉ પુનસી, શ્રી મોહનલાલ હેમચંદ ઝવેરી, શ્રી રણછોડભાઈ રાયચંદ, શ્રી ચીનુભાઈ લાલભાઈ ગોડવાડ જૈન સંઘ, બાબુ ભગવાનલાલ પન્નાલાલ, શ્રી કચ્છ વીસા ઓસવાલ સંઘ, શેઠ શાન્તિલાલ આશકરણ શ્રી ગુલાબચંદજી ઢઢ્ઢા, શ્રી મૂળચંદ આશારામ વૈરાટી

ત્યારબાદ ઠરાવો પસાર કરવાનું કાર્ય હાથ ધરવામાં આવ્યું ઠરાવો પસાર થતા હતા તે દરમિયાન કંઈક નક્કર કાર્ય કરવાની ખાત્રી આપતું એકાદ પગલું આ પ્રસંગે જ ભરવામાં આવે તો વધારે સારું એ મતલબની દરખાસ્ત કેળવણીના ઠરાવના અનુસંધાનમાં શ્રી ફુલચંદ હરિચંદ દોશી તરફથી મૂકવામાં આવતા, તેને અંગે પુખ્ત વિચારણા કરી નિંગાળાખાતે એક છાત્રાલય ખોલવાનો ઠરાવ કરવામાં આવ્યો અને તેના સમર્થન માટે ફાળો કરવામાં આવતા, પાંચ વર્ષ સુધી દર વરસે આપવાની શરતે જુદા જુદા ગૃહસ્થોએ રૂા ૫૫૫) નોધાવ્યા હતા ફાળાનું કાર્ય હજુ ચાલુ છે અને વધુ સંગીન ફાળો થવાનો સંભવ છે

છાત્રાલયની વ્યવસ્થા અને યોજના માટે એક કમિટિ નિયુક્ત કરવામાં આવી.

ત્યારબાદ કોન્ફરન્સની પ્રવૃત્તિને વેગ આપે અને સંગઠનનું કાર્ય આગળ ચાલતું રહે તે માટે પ્રમુખશ્રી અને તેઓશ્રીના હસ્તે જ નિમાએલ સાત ગૃહસ્થોની કમિટિથી, પ્રવાસ-પ્રવાસ કાર્ય આગળ ચલાવવાનો ઠરાવ શ્રી મોતીલાલ વીરચંદે રજૂ કર્યો હતો, જેના સમર્થનમાં શ્રી ભગવાનલાલ હરખચંદ, શ્રી પરમાણંદદાસ કુંવરજી કાપડીઆ, શ્રી રતિલાલ નગીનદાસ વગેરેએ વિવેચનો કર્યા બાદ તે પસાર કરવામાં આવ્યો હતો.

છેવટ નવા મંત્રીઓ તરીકે શ્રી વીરચંદ પાનાચંદ તથા ડૉ. ચીમનલાલ નેમચંદ શ્રોફની વરણી કરવામાં આવી હતી, અને ઓલ ઇન્ડિઆ સ્ટેન્ડીંગ કમિટિના સભ્યોની વરણી નોંધવામાં આવતાં તેમાં અધૂરા રહેલ નામો ચૂંટવાનું કામ સેક્રેટરીઓને સોંપવામાં આવ્યું હતું.

**પંજાબનું આમંત્રણ—**

આ પ્રસંગે પંજાબથી પધારેલ શ્રી આત્માનંદ જૈન મહાસભાના પ્રમુખ શ્રી ત્રિલોકચંદજી જૈની એમ. એ. તરફથી કોન્ફરન્સના આગામી અધિવેશનને પંજાબખાતે નોતરવાની દરખાસ્ત મૂકવામાં આવી હતી અને તે માટે ખાસ આગ્રહ કરવામાં આવ્યો, જેનો કોન્ફરન્સે સહર્ષ સ્વીકાર કર્યો હતો.

છેવટમાં પ્રમુખશ્રી, નિંગાળા સંઘ, શ્રી મણિલાલ જેમલ, શેઠ શ્રી મણિલાલ મહોકમચંદ, વિદાય થએલ સેક્રેટરીઓ શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ અને શ્રી કાન્તિલાલ ઇશ્વરદાસ જે. પી. પ્રાંતિય જનરલ સેક્રેટરી શ્રી. બહાદુરસિંહજી, શ્રી ગુલાબચંદજી ઢઢ્ઢા, શ્રી મૂળચંદ આશારામ વૈરાટી, અધિવેશનને અંગે સાધનસામગ્રી આપનાર ભાવનગર સ્ટેટ તથા ગઢડા સ્વામિનારાયણ મંદિર વગેરેનો તથા સ્વયંસેવકો વગેરેનો આભાર માની 'जैनं जयति शासनम्'ના જયનાદ વચ્ચે કોન્ફરન્સના પંદરમાં અધિવેશનનું કાર્ય સફળતાપૂર્વક પૂર્ણ કરવામાં આવ્યું હતું.

---

## પંદરમા અધિવેશનમાં પસાર થયેલા ઠરાવો

### ઠરાવ ૧ લો

**શ્રી મણિલાલ જેમલ શેઠને તથા અન્ય બન્ધુઓને ધન્યવાદ—**

(ક) શ્રી મણિલાલ જેમલ શેઠ, જેમણે ચાલુ અધિવેશન ભરવાને અંગે અખંડ પ્રયાસ કર્યો હતો તેમણે દેશની હાકલ પર રાષ્ટ્રીય સેવાભાવ લક્ષમાં રાખી, જેલનિવાસ સ્વીકાર્યો તે તેમના ત્યાગને માટે આ જૈન કોન્ફરન્સ તેમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપે છે અને તેમની સેવાની હર્ષપૂર્વક નોંધ લે છે.

(ખ) તેજ પ્રમાણે દેશની હાકલ પડતા શ્રીયુત પોપટલાલ રામચંદ શાહ અને બીજા જે જૈન બન્ધુઓએ જેલનિવાસ સ્વીકાર્યો છે તેમને આ અધિવેશન ધન્યવાદ આપે છે.

પ્રમુખસ્થાનેથી

## ઠરાવ ૨ જો

**કેળવણીપ્રચારની યોજના—**

કાર્યવાહક સમિતિએ અમલમાં મૂકેલી કેળવણીપ્રચારની યોજનાના આજ સુધીના કાર્યને આ કોન્ફરન્સ આવકારે છે. તે યોજનાને મૂર્ત સ્વરૂપ આપવા માટે શેઠ કાંતિલાલ ઇશ્વરલાલે રૂપિયા પચીસ હજારની રકમ કોન્ફરન્સને આપી તે માટે તેમને આ કોન્ફરન્સ ધન્યવાદ આપે છે. વિશેષ ફંડના અભાવે આ યોજના થોડા સમયમાં બંધ કરવાની સ્થિતિ ઊભી થઇ છે તે નિવારવા માટે અને એ યોજનાને કાયમ રાખવા માટે જૈન શ્રીમાનોને આ યોજનામાં બને તેટલો આર્થિક સહકાર આપવા આ કોન્ફરન્સ આગ્રહપૂર્વક વિજ્ઞપ્તિ કરે છે અને કાર્યવાહક સમિતિએ આ યોજના ચાલુ રાખવી એવો ઠરાવ કરવામાં આવે છે.

## ઠરાવ ૩ જો

**કેળવણી અંગે માહિતી—**

જૈનસમાજમાં આજે વ્યવહારિક કેળવણીના પ્રદેશમાં શી શી પ્રવૃત્તિઓ ચાલી રહી છે અને કઇ કઇ સંસ્થાઓ કામ કરી રહી છે, તે પ્રત્યેકનું બંધારણ કયા પ્રકારનું છે, કયા કયા પ્રકારની શિષ્યવૃત્તિઓ તેમ જ અન્ય પ્રકારની મદદો અપાઇ રહી છે. એ સંબંધમાં એક વિસ્તૃત યાદી તૈયાર કરવાની અને કેળવણી સંબંધમાં એક માહિતીકેન્દ્ર એક વર્ષની અંદર ઊભું કરવાની કાર્યવાહક સમિતિને આ કોન્ફરન્સ ભલામણ કરે છે; અને આ જ પ્રકારની ધાર્મિક શિક્ષણને લગતી સંસ્થાઓ અને અન્ય શિક્ષણ પ્રવૃત્તિઓની વિસ્તૃત યાદી તૈયાર કરવાનું શ્રી જૈન એજ્યુકેશન બોર્ડને સોંપવામાં આવે છે.

## ઠરાવ ૪ થો

**ધાર્મિક શિક્ષણ અને એજ્યુકેશન બોર્ડ—**

ધાર્મિક શિક્ષણનો ક્રમ આપણી જૈન એજ્યુકેશન બોર્ડે ગોઠવ્યો છે તેનો લાભ ઉત્તરોત્તર સારો લેવાતો જાય છે એ તરફ સંતોષ બતાવતાં હજુ પણ એના વિકાસમાં જે કાંઇ અગવડો નડતી હોય તે દૂર કરી ધાર્મિક અભ્યાસનો વિસ્તાર ખૂબ વધે અને પ્રત્યેક પાઠશાળાઓ તથા સભાઓ એના ધોરણ પ્રમાણે કામ ચલાવે અને તે માટે કાર્ય કરતી સંસ્થાઓ એક મતે કાર્ય આગળ ધપાવે એવી ગોઠવણ કરવાની જરૂરિયાત આ કોન્ફરન્સ સ્વીકારે છે અને પ્રત્યેક બાળક કે બાલિકા ધર્મનો અભ્યાસ કરી શકે તે માટે પ્રેરણાત્મક કાર્ય કરવાની જૈન એજ્યુકેશન બોર્ડને ભલામણ કરે છે, અને તેને આ પ્રયાસમાં સર્વ શક્તિ કેન્દ્રિત કરવા માટે તેવા પ્રકારનું કાર્ય કરનાર અન્ય સંસ્થાઓને તેમાં સહકાર આપવા આગ્રહ કરે છે.

## ઠરાવ ૫ મો

**જૈન શાસ્ત્રીય શિક્ષણ—**

આ કોન્ફરન્સ બનારસની ગવર્નમેન્ટ સંસ્કૃત કોલેજમાં જૈનશાસ્ત્રોની પરીક્ષા દાખલ કરવા બદલ તેના વ્યવસ્થાપકો અને સંયુક્ત પ્રાન્તના સરકારી કેળવણીખાતા પરત્વે આભારની લાગણી પ્રદર્શિત કરે છે અને તે સાથે તે સંયુક્ત પ્રાન્ત સરકારનું ધ્યાન ખેંચે

છે કે તેણે ઉક્ત કોલેજમાં એક જૈનશાસ્ત્રીય શિક્ષણ આપનાર યોગ્ય અધ્યાપકની નીમણૂક કરવી, કેમકે ભારતીય શાસ્ત્રસંસ્મૃદ્ધિમાં જૈનપરંપરાનો ખાસ મહત્વનો ભાગ છે. તેથી જ્યાં બીજી બધી શાસ્ત્રીય પરંપરાઓનાં શિક્ષણ માટેની પૂરી જોગવાઈ હોય ત્યાં જૈનશાસ્ત્રીય શિક્ષણ લેવા આવનાર વાસ્તે કશી જોગવાઇ ન હોય એ ગવર્નમેન્ટ સંસ્કૃત કોલેજ (બનારસ) જેવી પ્રાચીન અને સર્વત્ર પ્રસિદ્ધ સંસ્થા માટે ઊણપ ગણાય અને સંસ્કૃતિ તેમ જ ઇતિહાસમાં અગત્યતા ધરાવનાર જૈનસાહિત્ય પરત્વે બેદરકારી પણ ગણાય. **પ્રમુખસ્થાનેથી**

## ઠરાવ ૬ ઠ્ઠો

**જૈન સંસ્કૃતિ શિક્ષણને ટેકો—**

આ કોન્ફરન્સનો એવો પાકો મત છે કે જેમ બીજા ક્ષેત્રોમાં તેમ શાસ્ત્રીય ક્ષેત્રોમાં પણ જૈનપરંપરાએ આ યુગના વિકસિત માનસ સાથે પૂર્ણપણે મેળ ખાય તેવું અને ઉચ્ચ વિદ્યાર્થીઓમાં પોતાનું પ્રતિનિધિત્વ કરી શકે તેવુ માનસ ધરાવનારી વ્યક્તિઓ તૈયાર કરવાની જરૂર છે. તેથી આ કોન્ફરન્સ ઠરાવ કરે છે કે જૈનશાસ્ત્રનું ઉચ્ચતર અને ઉચ્ચતમ શિક્ષણ આપવા-અપાવવાની ઘટતી સમર્થ એવી બધી સગવડ કરવી, તે માટે થોડા પણ અધિકારી ઉમેદવારો (જેમાં મુખ્યપણે સંસ્કૃત શિક્ષણ લીધેલ સ્નાતકોનો સમાવેશ થાય છે) પસંદ કરવા, અને તેને વિદ્યાભ્યાસ માટે જરૂરી એવી બધી સગવડ પૂરી પાડવી.

આ વસ્તુને લગતી વિગતવાર વિચારણા કરી યોજના ઘડી કાઢવા તેમ જ તેને અમલમાં મૂકવા અને તે માટે જરૂરી એવી નાણાની જોગવાઈ કરવા વાસ્તે આ કોન્ફરન્સ નીચે લખેલ સભ્યોની એક સમિતિ પોતાની સંખ્યા ૧૧ મેમ્બરો રાખવાની સત્તા સાથે નીમે છે.

૧ શ્રી છોટાલાલ ત્રી. પારેખ. ૨ શ્રી મોતીચંદ ગી. કાપડીઆ.
૩ શ્રી કાન્તિલાલ ઇશ્વરદાસ જે. પી. ૪ શ્રી મોહનલાલ ભગવાનદાસ મોદી.
૫ શ્રી મેઘજી સોજપાળ જે. પી.

## ઠરાવ ૭ મો

**સામાન્ય શિક્ષણ વિસ્તાર—**

કેળવણીના પ્રશ્નોને અંગે નીચેની બાબતો તરફ આ કોન્ફરન્સ જૈનસમાજનું ખાસ ધ્યાન ખેંચે છે;—

**(૧) પ્રાથમિક શિક્ષણ—**

આપણા સમાજમાં એક પણ બાળક કે બાળિકા પ્રાથમિક શિક્ષણ પામ્યા સિવાય ન રહે એટલું જ નહિ પણ મોટી ઉમ્મરના સ્ત્રી પુરુષોમાં પણ કોઇ નિરક્ષર ન હોય એ સ્થિતિને પહોંચી વળવા માટે ચોતરફ પ્રૌઢ શિક્ષણ વર્ગો, બાળમંદિરો અને રાત્રિશાળાઓ થવાની ખાસ જરૂર છે.

**(૨) ઔદ્યોગિક વૈજ્ઞાનિક અને વ્યાપારિક શિક્ષણ—**

આજે માત્ર આર્ટ્સ કોલેજમાં વિદ્યાર્થીઓની ભરતી થઇ રહી છે તેને બદલે હવે ઔદ્યોગિક, વૈજ્ઞાનિક તથા વ્યાપારિક કેળવણી ઉપર વધારે ભાર મૂકવાની અને તે દિશા તરફ વિદ્યાર્થીઓને સારા પ્રમાણમાં વાળવાની ખાસ જરૂર છે, એમ આ કોન્ફરન્સ માને

છે. અને આપણી શિક્ષણસંસ્થાઓને વાણિજ્યશાળા વહેલામાં વહેલી તક શરૂ કરવા આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

( ૩ ) સ્ત્રી શિક્ષણ—

હજુ આપણે સ્ત્રી શિક્ષણમાં પછાત છીએ અને ઉચ્ચ શિક્ષણ લેતી જૈન કન્યાઓની સંખ્યા ઓછી છે એ બાબત લક્ષમાં રાખીને જૈનકન્યાઓને આ દિશાએ બને તેટલું પ્રોત્સાહન આપવા માટે ખાસ કરીને દરેક દરેક છાત્રવૃત્તિ આપનાર જૈન ફંડોને ભલામણ કરવામાં આવે છે.

( ૪ ) છાત્રાલયો—

આજે શિક્ષણ લેતા વિદ્યાર્થીઓની જરુરિયાતના પ્રમાણમાં છાત્રાલયોની સંખ્યા અને સગવડે ઘણીજ ઓછી છે અને વિદ્યાર્થીનીઓ માટે તો આવા પ્રકારની કશી પણ સગવડ છે નહિ, તો તે દિશાએ હજુ ખૂબ પ્રગતિ કરવાની અને સ્થળે સ્થળે છાત્રાલયો ઊઘાડવાની જરૂરિયાત છે એમ આ કૉન્ફરન્સ જાહેર કરે છે. અને તાત્કાલિક ગ્રામજનતાની દૃષ્ટિએ કોઇએક ગામમાં ગ્રામ-છાત્રાલય ઉઘાડવા માટે સંસ્થાઓ અને સમાજને અપીલ કરે છે.

( ૫ ) આપણી જૈન વ્યાપારીકોમને બંધબેસતી થાય તેવી વ્યાપારી, ધાર્મિક અને ઔદ્યોગિક કેળવણી સારી રીતે પ્રાપ્ત થાય તે માટે વર્ધાયોજના આ કૉન્ફરન્સ સ્વીકારે છે અને તે મુજબ પ્રયત્ન કરવા જૈનભાઇઓને ભલામણ કરે, છે. છાત્રાલયો અને શિક્ષણ સંસ્થાઓ ઊભી કરવામાં અત્યાર સુધી જે જે બંધુઓએ ધનદ્વારા અને કાર્યદ્વારા મદદ કરી છે તેમને આ કૉન્ફરન્સ ધન્યવાદ આપે છે અને તેઓ પોતાનો એ ભાવ ચાલુ રાખે એવી આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

ઠરાવ ૮ મો

અર્ધમાગધી શિક્ષણનો પ્રચાર—

આપણા જૈન વિદ્યાર્થીઓ અને આપણા જૈન છાત્રાલયમાં રહેનાર વિદ્યાર્થીઓ દ્વિતીય ભાષા તરીકે અર્ધમાગધી લઇને ભણે એમ આ કૉન્ફરન્સ ઇચ્છે છે. વિશેષમાં જૈનોના દાનદ્વારા ચાલતી હાઇસ્કૂલો તેમજ કોલેજોમાં પણ અર્ધમાગધીને અવશ્ય સ્થાન હોવું જોઇએ એમ આ કૉન્ફરન્સ માને છે.

આર્યભાષાઓના વિકાસનો ઇતિહાસ જાણવા માટે અર્ધમાગધી અગત્યની ભાષા છે. તેમ જ ભારતવર્ષના આર્યદર્શનોમાં મહત્વના ગણાતા જૈનદર્શનને સમજવા માટે પણ અર્ધમાગધી એક આવશ્યક ભાષા છે. એથી જ મુંબઇ યુનિવર્સિટીએ પોતાના અભ્યાસક્રમમાં ક્રમમાં ઉચ્ચ વર્ગો સુધી અર્ધમાગધીને દાખલ કરી છે તે માટે તેમ જ જે જૈન કે અજૈન સંસ્થાઓએ પોતાના અભ્યાસક્રમમાં અર્ધમાગધી ભાષાને અપનાવી છે તે માટે સર્વ પ્રત્યે આ સભા આભાર પ્રદર્શિત કરે છે બંગાળ અને પંજાબ વગેરે પ્રાન્તોની યુનિવર્સિટીઓ ને મુંબઇની યુનિવર્સિટીની જેમ અર્ધમાગધીને સ્થાન આપવા ખાસ

ભલામણ કરે છે અને જે કોલેજોમાં અર્ધમાગધીના અભ્યાસની વ્યવસ્થા ન હોય ત્યાં ત્યાં તેની વ્યવસ્થા કરવા કોલેજીઅન પ્રિન્સિપાલોને આ સભા વિનંતિ કરે છે.

અર્ધમાગધી ભાષાનો ફેલાવો થાય તે માટે આ સભા જૈન દાનવીરો તથા જૈન ધર્મની બીજી માતબર સંસ્થાઓને વિનંતિ કરે છે કે તેઓએ યોગ્ય સ્કોલરશિપો યોજવી અને અર્ધમાગધીનો અભ્યાસ કરતા જૈન તેમ જ જૈનેતર વિદ્યાર્થીને મળે તેની વ્યવસ્થા કરવી. તેમ જ અર્ધમાગધીના વિદ્યાર્થીઓને સરળતા મળે તે માટે અભ્યાસક્રમમાં ચાલતા પુસ્તકો શુદ્ધ અને સસ્તા ભાવે પ્રગટ કરવા આ સભા જૈન સાહિત્યની પ્રકાશનસંસ્થાઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે. ઉપરના ઠરાવને વેગ આપવા માટે કાર્યવાહક કમિટીને ભલામણ કરવામાં આવે છે.

### ઠરાવ ૯ મો

**બેકારી નિવારણ—**

બેકારી નિવારણ માટે નીચેની બાબતો ઉપર આ કોન્ફરન્સ જૈન સમાજનું ધ્યાન ખેંચે છે:—

( ૧ ) કાર્યવાહી સમિતિના આશ્રય નીચે એક એવી બેકારી- નિવારણ મધ્યવર્તી સંસ્થા ( Central Bureau ) ઊભી કરવી, જ્યાં નોકરી લેવા ઇચ્છનાર અને નોકરી રાખવા ઇચ્છનારની સંપૂર્ણ વિગતવાર નોંધો રાખવામાં આવે અને બન્નેનો સહયોગ મેળવી આપવાની ગોઠવણ કરી આપવામાં આવે.

( ૨ ) જે જૈન ગૃહસ્થો હસ્તક મોટા કારખાનાઓ, પેઢીઓ કે ઓફિસો ચાલતાં હોય તેની એક યાદી કાર્યવાહક સમિતિએ તૈયાર કરાવવી અને તેઓ મારફત બને તેટલા જૈનોની ગોઠવણ થાય તેવી હીલચાલ કાર્યવાહક સમિતિએ હાથ ધરવી.

( ૩ ) આજે ગૃહઉદ્યોગને બને તેટલું ઉત્તેજન આપવાની ખાસ જરૂર છે, અને આ દિશાએ યોગ્ય ફંડ મળેથી કોન્ફરન્સની કાર્યવાહક સમિતિને ઘટતી યોજનાઓ કરવાની ભલામણ કરવામાં આવે છે.

### ઠરાવ ૧૦ મો

**જૈન બેંક—**

જૈન બેંકની જે યોજના ગત અધિવેશનમાં મંજૂર કરવામાં આવી છે તે તરફ જૈન સમાજનું ધ્યાન ખેંચવામાં આવે છે અને તેને અંગે ઘટતું કરવા કાર્યવાહકસમિતિને ભલામણ કરવામાં આવે છે

પ્રમુખસ્થાનેથી

### ઠરાવ ૧૧ મો

**પંચાયત ફંડ—**

આ કોન્ફરન્સ પારસીની પંચાયત ફંડ જેવું એક વિશાળ અને સર્વસામાન્ય જૈન પંચાયત ફંડ ઊભું કરવાની જરૂરિયાત સ્વીકારે છે. તે ફંડનો ઉપયોગ વ્યવહારિક તેમ જ ધાર્મિક કેળવણીનો પ્રચાર, બેકારી નિવારણ તેમ જ નિરાશ્રિત ભાઇબહેનોને અન્નની મદદ વગેરે સામાજિક કાર્યોમાં કરવા અને તે ફંડનો વહીવટ ફંડમાં નાણાં ભરનારાઓ કરે.

આ ઉપરાંત કોન્ફરન્સના બંધારણમાં કેટલાક સુધારા કરી બંધારણને લગતો ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો હતો.



मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

# શ્રી જૈન ધર્મ પ્રકાશ






અંક ૧૧ મો

પુસ્તક ૫૬ મું

માહ

સંવત્ ૧૯૯૭

વીર સંવત્ ૨૪૬૭

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः

# જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૬ મું | માહ | અંક ૧૧ મો
વિ. સં. ૧૯૯૭ | | વીર સં. ૨૪૬૭

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या। ( મુદ્રાલેખ )

## મંગલ પ્રકાશ

( રાગ–પ્રભુ આપ અવિચલ નામી છો )

એસતા વરસે જોડી કરને, નમીએ પ્રભુ વીર ને ગૌતમને;
સમરા સિદ્ધ કેવળીના ગુણને, શ્રી સંઘ સદા કલ્યાણ કરો. ૧

પ્રભુ વીર જીવન હૈયે ધરજો, તેમાંથી સાર ગ્રહણ કરજો;
સદ્ગુણથી આતમને ભરજો, શ્રી સંઘ સદા કલ્યાણ કરો. ૨

ધન્ય ગૌતમસ્વામીતણા ગુણને, જેણે સેવ્યા રંગે શ્રીવીરને;
તજી રાગ લહ્યા તે કેવળને, શ્રી સંઘ સદા કલ્યાણ કરો. ૩

ગૌતમ નામે મંગલમાળા, પૂજકને આપે શિવબાળા;
સમરા ભવિયા ભક્તિવાળા, શ્રી સંઘ સદા કલ્યાણ કરો ૪

જિનશાસન પુણ્યે પામીને, દાન શીલ તપ ભાવે સાધીને;
ઊજવીએ સત્ય દીવાળીને, શ્રી સંઘ સદા કલ્યાણ કરો. ૫

કર્મો સાથે સ્પર્ધા કરીએ, પ્રભુ વીરના પંથે સંચરીએ;
એમ "પદ્મસૂરિ" શિવપદ વરીએ, શ્રી સંઘ સદા કલ્યાણ કરો. ૬

આ. શ્રી વિજયપદ્મસૂરિ

# પરોપકારગર્ભિત બાલશિક્ષાષોડશક.

( હરિગીત છંદ )

'જ્યાં ન પ્હોંચે રવિ કવિ ત્યાં પ્હોંચતા' આ વાકયથી,
કવિ એક લાયક અવસરે ધનીને કહે અન્યોક્તિથી;
સરિયામ માર્ગે આ રહેલ તળાવના જલપાનથી,
સંતુષ્ટ હોય મુસાફરો નિજ કાર્ય સાધે શાંતિથી. ૧
આવશે જ્યારે ઉનાળો મુજ ઉપર સૂરજતણા,
કિરણ પડશે આકરા ત્યારે અભાવે જલતણા;
અવિ આ મુસાફર કયાં જશે? આવી કરીને ચિંતના,
થાય જે ક્ષીણ જીવનને ગણું ધન્ય તેહ તળાવના. ૨
ફીટકાર છે સાયરતણા તે નિંદ્ય જીવનને અરે!
બહુ નદીના જલ-પ્રવાહે પેટ પોતાનું ભરે;
ના દીએ રજ અન્યને ખારા બનાવે મિષ્ટને,
તેહવા દુર્ગુણથકી તે પાત્ર છે ધિક્કારને. ૩
કવિ-વચન તાત્પર્ય એ જલ જેહવી ધનસંપદા,
જયારે મળે ત્યારે દઇને દાન હરવી આપદા;
સૂર્યકેરા કિરણ જેવા પાપના ઉદયે કરી,
લક્ષ્મી જતા ધનવંત સમજુ ભાવના ભાવે ખરી. ૪
સુખના સમયમાં દીનને દઇ દાન આનંદી થતા,
દુઃખના સમયમા દઇ શકુ ના દાન ઇમ નાખુશ થતા;
દીન અનાથ જનો જશે કયાં ? પરોપકારે જે ગઇ,
તેહ લક્ષ્મી છે સફળ ના કોઇની સાથે ગઇ. ૫
અવસરે પામેલ સાધન સફળ કરનારા જનો,
ડાહ્યા ગણાય તળાવ જેવા પાઠ લેવો બોધનો;
પરોપકારી દાનીને દુનિયા સદાએ ચાહતી,
ઝાડ સરિતા મેઘ જેવા દાનીજન ઇમ બોલતી. ૬
ઝાડ પોતે ખાય ના ફલ એક પણ પરને દીએ,
પીવરાવતી જલ અન્યને સરિતા લગારે ના પીએ;
ના મેઘ ખાય અનાજને પોતે બધું દે જગતને,
એવું વિચારી દાન દેવું ધન્ય છે દાતારને. ૭
પયવિહુણી ગાય સાધુ જ્ઞાનહીણ શા કામનો?
જલહીણ સરિતા તરુવિણ આહાર પણ શા કામનો?

માનવતણો અવતાર પરઉપકારવિણુ શા કામનો ?
લોકો વખાણે મેઘને સાગર અણૂટ શા કામનો ? ૮
પુણ્યના ઉદયે મળે અવતાર માનવનો ભલો,
પરોપકારાદિક ગુણોથી તેહ દીપે નિર્મલો;
શાંતિ લાભ પરોપકારે ચાહના સૌની વધે,
માન ને આરોગ્ય પામે જશ વધે સ્થાને ખધે. ૯
ધનિક ધાર્મિક ક્ષેત્ર પોષી દુઃખીતણા દુઃખ ટાળતા,
ધર્મરંગ ધરે ધરાવે ચપલ લક્ષ્મી ખરચતા;
વિવિધ ગુણધર બહુ પ્રકાર પરોપકાર કરી શકે,
સંતો શિખામણ દેઈને ઉપકાર જેમ કરી શકે. ૧૦
નિજ પેટને ભરનાર માનવ કેઇ પણ ચાલ્યા ગયા,
લાડી વાડી ગાડી મૂકી હાથ ઘસતા બહુ ગયા;
કર્ણ પાંડવ પ્રમુખના શુભ નામ જગમાં રહી ગયા,
સુખિયા કરીને સર્વને યશ-દેહને મૂકી ગયા. ૧૧
બાલજીવન ઝાડ કુમળું બેઉ સરખા જાણીએ,
વાળીએ જિમ તેમ વળશે એમ કદી ના ભૂલીએ;
પરોપકારી જીવન કરવા સાવચેતી રાખીએ,
અહીં અને પરભવ વિષે તો સંપદા બહુ પામીએ. ૧૨
હે બાલકો ! સંસ્કાર ઉત્તમ સદ્દગુણોને ધારીને,
માતા પિતા ગુરુદેવકેરી ભક્તિ હોંશે સાધીને;
બાલજીવન ઝાડના સ્વાદિષ્ટ ફલને ચાખજો,
આચાર નિર્મલ પાળજો અન્યાયને તરછોડજો. ૧૩
એમ વર્ત્તી દુર્ગુણોનો સંગ કરજો ના કદી,
વ્યસન સાતે દૂર છંડો સત્ય મિતભાષા વદી;
પરિહરો ક્રોધાદિને નિજ શત્રુ પર રાખો ક્ષમા,
પુણ્યના કાર્યો કરીને અમર બનજો વિશ્વમાં. ૧૪
વિષયકેરી સેવનાને શ્વાનવૃત્તિ માનજો,
જે જુવાની તે જવાની ત્યાગપથે જોડજો;
સમયકેરી ક્ષણિકતાને ધ્યાનમાં નિત રાખજો,
ભાવિફલ નિર્ણય કરી હિતકાર્યને આરંભજો. ૧૫
બહિયલતણા શિશુ શિક્ષકોની વિનયયુત વિજ્ઞપ્તિથી,
ઋષિનંદનિધિશશિવર્ષે(૧૯૯૭)કાર્ત્તિક કૃષ્ણ ત્રીજે રંગથી;
બાલશિક્ષાપોઇંટ્સકની **પદ્મસૂરિ** રચના કરે,
પ્રભુભક્ત અમદાવાદમાં બાલકભણી નિજહિત કરે. ૧૬

આ. શ્રી વિજયપદ્મસૂરિ

## છોટા અને મોટા

(એક ગઝલ)

સુખી મોટા દુઃખી છોટા, બધું મોટાતણું મોટું;
બિચારા રંક છોટાનું, બધું ખોટું બધું છોટું....૧

વડાની ઘેલછા વાણી, અમી વાણી કહેવાયે;
ગરીબની જ્ઞાનની વાતો, બધી બકવાટમાં જાયે....૨

હસીમત પ્રેમ છોટાનાં, તિરસ્કારે સહુ લોકો;
કટુતા ક્રોધ મોટાનાં, સ્વીકારે સ્નેહથી લોકો....૩

અભણ ને મૂર્ખ છો હોયે, પૂજાયે લોકમાં મોટા;
ગુણી ગંભીર ને ડાહ્યા, ખપે છે મૂર્ખમાં છોટા....૪

હજારો વાંક મોટાના, છતાં નિર્દોષ છે મોટા;
નજીવી ભૂલને માટે, સહે છે દુઃખ બહુ છોટા....૫

દુરાચારી જૂઠા કપટી, છતાં મોટા જ સારા છે;
સદાચારી સરળ છોટા, પરંતુ તે નઠારા છે....૬

અરે! આ વિશ્વની રીતિ, સબળની સહુ કરે સેવા;
અરે! શું જન્મ નિર્બળના, જગતના ભારને સ્હેવા....૭

બની હથિયાર મોટાનાં, કપાવે શીર છોટાઓ;
સધાયે કામ મોટાના, ગુમાવે જાન છોટાઓ....૮

કરે તનતોડ શ્રમ છોટા, ઊડાવે માલ તો મોટા;
રડે છે રાંક છોટાઓ, જમે મિષ્ટાન્ન એ મોટા....૯

ઘસારે સર્વ છોટાના, બને છે પુષ્ટ મોટાઓ;
છતાં કંગાલ છોટાઓ, અને શ્રીમંત મોટાઓ....૧૦

અરે વૈષમ્ય આ કેવું? ગરીબના બેલીના ઘરમાં;
અરે અન્યાય આ કેવો? દયાળુ ઈશના ઘરમાં....૧૧

ગરીબ ને રંક છોટાનાં, હૃદયમાં પ્રશ્ન આ થાશે;
પરંતુ જ્ઞાનદૃષ્ટિથી, બધું સમજાઈ તો જાશે....૧૨

(કચ્છી દશા ઓસવાળ પ્રકાશ)

# ઉત્તમ મનુષ્યો કેવાં વચનો બોલે ?

महुरं निउणं थोवं, कज्जावडियमगव्वियमतुच्छं ।
पुव्विं मइसंकलिअं, भणंति जं धम्मसंजुत्तं ॥ —ઉપદેશમાળા

" ઉત્તમ મનુષ્યો મધુર, નિપુણતાવાળું, સ્તોક ( થોડું–પરિમિત ), કાર્યાપતિત–કામ પૂરતું, અગર્વિત, અતુચ્છ, પૂર્વે મતિસંકલિત ને ધર્મસંયુક્ત બોલે."

આ ગાથામાં ઉત્તમ જનોનાં વચનને માટે આઠ વિશેષણ આપ્યાં છે તે દરેક લક્ષમાં રાખવા લાયક હોવાથી તેને લગતી ટૂંકી વિચારણા નીચે રજૂ કરી છે.

૧. **મધુર**–ઉત્તમ જનોની વાણીમાં મધુરતા જ હોય. તે કઠોર વચન કે અન્યને અપ્રિય લાગે તેવું વચન બોલે જ નહીં. તેમના વચનમાં સ્વાભાવિક મીઠાશ હોય છે.

૨. **નિપુણ**–નિપુણતાવાળું–ડહાપણભરેલું બોલે–સાંભળનાર પણ તે સાંભળીને તેના ડહાપણની પ્રશંસા કરે. નિપુણતા વિનાનું, મૂર્ખતાભરેલું વચન ઉત્તમ જનો બોલે નહીં.

૩. **સ્તોક**–થોડું–પરિમિત–જરૂરપૂરતું જ બોલે. થોડું બોલવાથી કાર્ય સરતું હોય તો વધારે ન બોલે. તેનાં વચનોની તો કિંમત અંકાય. ઉત્તમ જનોનાં વચનો નકામાં–નિષ્ફળ હોય જ નહીં.

૪. **કાર્યાપતિત**–કામપૂરતું, જરૂરપૂરતું–પ્રસંગને અનુસરતું જ બોલે. વાચાળ ગણાવા ન બોલે. એવા જનો મિતભાષી જ હોય.

૫. **અગર્વિત**–ગર્વ વિનાનું–તેની વાણીમાં અભિમાનવૃત્તિ તો હોય જ નહીં, નમ્રતાભરેલી હોય. અભિમાન તો અધૂરો માણસ કરે. ઉત્તમ જનો તો પૂર્ણ હોય છે, તે અભિમાન કરે જ નહીં.

૬. **અતુચ્છ**–ઉત્તમ પુરુષની વાણીમાં તુચ્છ વચનો જ ન હોય. પ્રૌઢતાવાળા, અન્યના મનને પ્રસન્ન કરે તેવાં વચનો હોય. તેમનાં વચનોનો કોષ જ સુંદર વચનોથી ભરેલો હોય.

૭. **પૂર્વે મતિસંકલિત**–પ્રથમથી બુદ્ધિપૂર્વક વિચાર કરેલું, ઉતાવળું નહીં. ' આ પ્રમાણે બોલવું ઠીક છે ' એમ પ્રથમથી બુદ્ધિપૂર્વક વિચાર કરીને

નિર્ણીત કરેલું બોલે, જેથી ' આવું કેમ બોલ્યા ? ' એવો પસ્તાવો થવાનો વખત તેને આવે જ નહીં.

૮. **ધર્મસંયુક્ત**-ઉપરના સાતે વિશેષણોને શોભાવનાર-તેમની કિંમતમાં વધારો કરનાર આ વિશેષણ છે. ઉત્તમ જનોની વાણીમાં અધર્મ થાય કે પાપ બંધાય, લોકવિરુદ્ધ કહેવાય કે અયોગ્ય કહેવાય એવું હોય જ નહીં. એમનો વચનવ્યાપાર તો ધર્મની પુષ્ટિ કરે, અધર્મને દૂર કરે, પાપકાર્યથી પાછા વાળે, લોકની પ્રસન્નતા મેળવે અને સજ્જનોને સંતોષ આપે એવા પ્રકારનો જ હોય છે. અધર્મકાર્યમાં તો તેઓ મૌન સેવનાર જ હોય છે. તેને માટે તેમનો નિરંતર ઉપેક્ષાભાવ જ વર્તે છે.

આ આઠે ગુણના સંબંધમાં આપણે તો એટલો જ વિચાર કરવો કે આપણે આખો દિવસ બોલ્યા કરીએ છીએ તેમાં કામનું કેટલું ? નકામું કેટલું ? નિપુણતાવાળું કેટલું ? મૂર્ખાઇભરેલું કેટલું ? ધર્મસંયુક્ત કેટલું ? પાપકારી કેટલું ? અભિમાનભરેલું કેટલું ? નિરભિમાનવૃત્તિવાળું કેટલું ? આવી દરેક બાબતનો વિચાર કરવો અને પછી યોગ્ય લાગે તેવું-લાભ થાય તેવું ને તેટલું બોલવું.

આ ગાથાનો અર્થ ઘણો વિસ્તારથી લખી શકાય તેમ છે, પરંતુ અમારા વાંચકોને ઉદ્દેશીને સંક્ષિપ્તમાં જ લખ્યો છે. આ પ્રમાણે ભૂમિકારૂપે પણ જો સદાચરણ સેવાશે તો જરૂર કલ્યાણકારક થશે. કુંવરજી

---

## આધુનિક વાણીવ્યાપાર.

ઉપરનો લેખ વાંચ્યા પછી વાંચકબંધુઓ અત્યારના કેટલાક ન્યુસોમાં, માસિકોમાં, પાક્ષિકોમાં તેમજ હેંડબીલોમાં અક્ષરરૂપે છપાતા વાણીવ્યાપારનો મુકાબલો કરશે તો તે તદ્દન કનીષ્ટ લાગશે. ઉપરના આઠ ગુણો પૈકી એક પણ ગુણ તેમાં દેખાશે જ નહીં, પણ તેનાથી ઊલટા દુર્ગુણો દેખાશે. મને એવો વાણીવ્યાપાર વાંચતા બહુ દુઃખ થાય છે, તેથી એવા લેખકોને-પછી તે શ્રાવક હો કે મુનિરાજ હો-વિનંતિ કરું છું કે આપ કૃપા કરીને વાણી ઉપર સંયમ રાખી સારા શબ્દોમાં તમારા વિચારો જણાવી શકો છો, છતાં તમે તમારા મુખને તેમજ કલમને શા માટે મલિન કરો છો ? આવા વાણીવ્યાપારથી કલેશ કે ચર્ચા શાન્ત થવાને બદલે પરિણામે પવન ને અગ્નિની જેમ વૃદ્ધિંગત થતી જાય છે. સુજ્ઞોને માટે આ કરતાં વધારે લખવાની જરૂર લાગતી નથી. કુંવરજી

# आत्मविज्ञप्तिः

[ સાનુવાદ ]

जय जय भुयणदिवायर!, तिहुयणगुणरयणसायर! जिणिंद! ।
सिरिरिसहनाह! सामिय!, विन्नत्ति मज्झ निसुणेह ॥ १ ॥

હે ભુવનને વિષે સૂર્ય સમાન ! ત્રણ ભુવનના ગુણરૂપી રત્નના સાગર ! હે જિનેંદ્ર ! આપ જય પામો, જય પામો. હે ઋષભનાથસ્વામી ! મારી એક વિજ્ઞપ્તિ સાંભળો. ( ૧ ).

जोऽसि तुमं जयबंधव!, थुणिओ सुररायफणिवइगुरूहिं ।
तस्स तुहं नियहियर्य, पयडंतो किं पि जंपेमि ॥ २ ॥

હે જગતના બાંધવ ! દેવેંદ્ર અને ધરણેંદ્રવડે જે આપ સ્તુતિ કરાયેલા છો તેવા આપની પાસે હું મારું હૃદય પ્રગટ કરીને કાંઇક કહું છું. ( ૨ ).

भवभमणभीरुओऽहं, कंपिरगत्तो जिणिंद! तुह पुरओ ।
सरिउंपि हु अतरंतो, हिययदुहं तहवि साहेमि ॥ ३ ॥

હે જિનેંદ્ર ! ભવના ભ્રમણથી ભય પામેલો અને કંપતા શરીરવાળો હું ચાલવાને પણ અસમર્થ છું; તો પણ આપની પાસે મારા હૃદયનું દુઃખ કહું છું. ( ૩ ).

नरयाईण दुहाणं, अच्छउ दूरे कहावि किर ताव ।
गब्भम्मि वि जाऽवत्था, कलमलयं भावितं जणई ॥ ४ ॥

પ્રથમ નરકાદિક દુઃખની કથા તો દૂર રહો, પરંતુ ગર્ભમાં પણ જે (દુઃખમય) અવસ્થા છે તે વિચારતાં અતિ ભય ઉત્પન્ન કરે છે. ( ૪ ).

जेण न पावेमि रइं, कत्थ विलीणो खणं पि हे नाह! ।
ता अहह कुण परित्तं, अणंतसामत्थकारुणिया! ॥ ५ ॥

હે નાથ ! જેને લીધે હું લેશમાત્ર પણ પ્રીતિ પ્રાપ્ત કરી શકતો નથી તેવા વિષયસુખમાં હું ક્ષણમાત્ર પણ કેમ આસક્ત થાઉં છું તે ખરેખર આશ્ચર્યની વાત છે હે અનંત સામર્થ્ય અને કારુણ્ય ગુણવાળા પ્રભુ ! આપના સિવાય તેમાંથી મારું રક્ષણ કરનાર કોણ છે ? ( ૫ )

तुह संपत्तिरहंगी-रहिओऽहं नाह! चक्कवाउ व्व ।
संसारसारे सुइरं, भमिओ दीणाइं विलवंतो ॥ ६ ॥

હે નાથ ! આપની પ્રાપ્તિરૂપી ચક્રવાકીથી રહિત બનેલો હું ચક્રવાકની જેમ સંસારસાગરમાં દીનતાવાળો થઈને વિલાપને કરતો સતો ચિરકાળ સુધી ભમ્યો છું. (૬)

मह मणउदयगिरिम्मी, सूरम्मि व संपयं तए फुरिए ।
आसासिओ तहाऽहं, जह पुव्वि नेव कइयाऽवि ॥ ७ ॥

હમણાં મારા મનરૂપી ઉદયાચળ પર્વત ઉપર સૂર્યની જેવા આપ સ્ફુરાયમાન થયા છો તેથી હું તે પ્રકારે આશ્વાસિત થયો છું કે જે પ્રકારે પહેલાં કોઈ વખત પણ હું આશ્વાસિત થયો નહોતો. (૭).

सिद्धंतभावणाहिं, भाविंतोऽवि हु सयावि अप्पाणं ।
भूएण व रागेणं, होहामि कहं छलिज्जंतो ? ॥ ८ ॥

સિદ્ધાંતમાં કહેલી ભાવનાઓવડે હું સર્વદા મારા આત્માને ભાવું છું, તો પણ ભૂતની જેવા રાગવડે હું કેમ છળાઉં છું ? (૮).

वइरसिलाए नूणं, मह हिययं नाह ! निम्मियं विहिणा ।
जं मरणं नाऊणं, सयखंडं फुडइ न तडत्ति ॥ ९ ॥

હે નાથ ! જરૂર વિધાતાએ મારું હૃદય વજ્રશિલાનું બનાવ્યું છે, કે જેથી મરણ જાણતા છતાં પણ તે તડતડ થઈને સો કકડા થઈ ફૂટી જતું નથી. (૯).

जम्मंतरसयदुलहं, सासणमेयं जिणिंद ! तुह पत्तं ।
पत्तं पि पुण न पत्तं, पमायरिउकिंकरो जमहं ॥ १० ॥

હે જિનેંદ્ર ! સેંકડો જન્માંતરમાં પણ દુર્લભ એવું આ આપનું શાસન મેં પ્રાપ્ત કર્યું છે, તો પણ પ્રમાદરૂપી શત્રુનો હું કિંકર છું તેથી તે પામ્યા છતાં પણ હું નથી પામ્યો. (૧૦).

भवकूवमज्झगेणं, हत्थालंबो मए तुमं पत्तो ।
मोहवसा उच्छलिउं, निवडंतं अहह ! मं रक्ख ॥ ११ ॥

સંસારરૂપી કૂવાની મધ્યે રહેલા મેં હાથના આલંબનરૂપ આપને પ્રાપ્ત કર્યા છે, તો પણ અરેરે ! મોહના વશથી ઊછળીને પાછા કૂપમાં પડતા એવા મારું આપ રક્ષણ કરો. (૧૧)

जइ मम्मं मह सामिय !, सव्वंगं फुरइ भवदुहसरूवं ।
ता नीरं पि न पाउं, कमइ मणे किं पुणऽन्नकहा ? ॥ १२ ॥

હે સ્વામી! જો મારા સર્વ અંગમાં સંસારનાં દુઃખનું સ્વરૂપ સારી રીતે સ્ફુરે, તો મારું મન પાણી પીવાને પણ ન ઈચ્છે, તો પછી બીજાની તો શી વાત? (૧૨).

तुह आणाए सामिय !, एगत्तो अम्ह माणसं फुरइ ।
अन्नत्तो विसएसुं, डमरुयगंठिव्व किं करिमो ? ॥ १३ ॥

હે સ્વામી! એક તરફ મારું મન આપની આજ્ઞામાં સ્ફુરાયમાન છે, અને બીજી બાજુ વિષયમાં સ્ફુરે છે; તેથી ડમરુકની ગાંઠની જેમ હું શું કરું? (હું બન્ને બાજુ લબડું છું) (૧૩).

पवणपणुल्लिरनीरे, रविपडिबिंबं व चंचलं भुवणं ।
अणुसमयं पि नियंतो, जं न विरज्जामि ही विसया ॥ १४ ॥

પવનથી ઉછળતા જળમાં પડેલા સૂર્યના પ્રતિબિંબની જેવા ચંચળ ભુવનને ક્ષણે ક્ષણે જોતા છતાં પણ જે હું વૈરાગ્ય પામતો નથી તો ખેદની વાત છે કે આ વિષયો કેવા છે? (૧૪).

अवहीरिओऽवि तुमए, पत्थेमी तहवि कलुणवयणेहिं ।
पइमुक्को अहह भवे, सामिय ! होहं कहमहं ति ॥ १५ ॥

હે સ્વામી! આપે મારી અવજ્ઞા કરી તો પણ હું દીન વચનોવડે આપને પ્રાર્થના કરું છું કે આપનાથી ત્યજાયેલા એવા મારું આ સંસારમાં શું થશે? (૧૫).

अहह अहं नो सामिय !, सरणागयवच्छलेऽवि तइं पत्ते ।
मह जं न परित्ताणं, ताऽहं दीणो कहं होहं ? ॥ १६ ॥

અરેરે! હે સ્વામી! શરણાગતવત્સલ એવા પણ આપને તે વખતે હું પામ્યો નહીં, જેથી મારું રક્ષણ થયું નહીં, તો હવે દીન એવા મારું શું થશે? (૧૬).

कत्थ कया कह पुणरवि, इमाइ सव्वाइं नाह ! तं दच्छं ।
तो मज्झ हे दयालुय !, दिट्ठिपसायं पणामेसु ॥ १७ ॥

હે નાથ! આ સર્વ સામગ્રીને હું ફરીથી ક્યાં, ક્યારે અને કેવી રીતે દેખીશ (પામીશ)? (નહીં જ પામું) તો હે દયાળુ પ્રભુ! નમસ્કાર કરતા એવા મારા પર દૃષ્ટિનો પ્રસાદ કરો. (૧૭).

जं किं पि हु संसारे, पगरिसपत्तं मणम्मि सुहज्झेयं ।
तह जीहाइ थुणिज्जं-तं पि हु मह नाह ! तं चेव ॥ १८ ॥

હે નાથ! આ સંસારમાં પ્રકર્ષને પામેલું જે કાંઇ શુભધ્યાન મારા મનમાં

આવ્યું હોય, તથા જિહ્વાવડે સ્તુતિ કરાયું હોય, તો તે આપ જ છો (આપનું જ ધ્યાન અને આપની જ સ્તુતિ મેં કરી છે). (૧૮).

तुह पयसेवं मुत्तुं, न हु अवरं किं पि नाह ! पत्थेमि ।
ता किं मं अवहीरसि ?, करुणाभरमंथरं नियसु ॥ १९ ॥

હે નાથ ! આપના ચરણની સેવા મૂકીને હું બીજી કાંઇ પણ પ્રાર્થના કરતો નથી (માગતો નથી) તો કેમ આપ મારી અવહીલના કરો છો ? મને કરુણાના સમૂહનો ભંડાર કરો (૧૯)

जइ तुडिवसेण तुम्हं, नयणंबुयकरपरायपिंजरिओ ।
होहं कहमवि ता जिण !, धन्नो धन्नो जए नूणं ॥ २० ॥

હે જિનેદ્ર ! જો હું સંશય રહિતપણે કોઇ પણ રીતે આપના નેત્રકમળના રજવડે પીંજરો (વ્યાસ) થાઉં, તો જગતમાં હું નિશ્ચે ધન્ય છું ! ધન્ય છું ! (૨૦).

तुह सिद्धंतरहस्सं, नाउं संवेगसंगयमणोऽवि ।
विसएसु जं घुलावी, तं सल्लं हल्लइ महल्लं ॥ २१ ॥

હે નાથ ! આપના સિદ્ધાંતના રહસ્યને જાણીને સંવેગને પામેલા મનવાળો થયા છતાં પણ જે હું વિષયોમાં લીન થાઉં છું તે મોટું શલ્ય મને ખટકે છે. (૨૧)

वट्टंतो त्ति उज्जाए, जमहं न तरामि लंघिउं देवं ।
का तत्थ मज्झंय रइ ?, पुणो पुणो तहवि मज्जामि ॥ २२ ॥

ઉદ્યમમાં વર્તતા છતાં પણ જે હું દૈવને ઉલ્લંઘન કરવા શક્તિમાન થતો નથી, તો તેમાં (વિષયોમાં) મારે રતિ શા માટે કરવી ? (કાંઇપણ રતિ કરવી ન જોઇએ.) તો પણ હું વારંવાર તેમાં કેમ મગ્ન થાઉં છું ? (૨૨).

तुह समयसमुद्दाओ, मइमंदरमंथणेण सामि ! मए ।
उवसमरयणं लद्धं, बद्धं नियहिययगंठीए ॥ २३ ॥

હે સ્વામી ! આપના સિદ્ધાંતરૂપી સમુદ્રમાંથી મેં બુદ્ધિરૂપી મેરુપર્વતવડે મથન કરીને ઉપશમરૂપી રત્ન પ્રાપ્ત કર્યું છે, અને તેને મારા હૃદયરૂપી ગ્રંથિને વિષે બાંધી લીધુ છે (૨૩)

तिहुअणरज्जाओ वि हु, अहिओ मह अज्ज फुरइ आणंदो ।
विसयाइतक्करेहिं, ता हीरइ ही नियंतस्स ॥ २४ ॥

હે નાથ ! આજે મને ત્રણ ભુવનના રાજ્યની પ્રાપ્તિ કરતાં પણ અધિક આનંદ સ્ફુરાયમાન થયો છે, તેવામાં વિષયાદિક ચોરોએ મારું નિયંત્રણ કરેલું તે રત્ન હરણ કર્યું. (અરેરે ! કર્મની નિયંત્રણા અદ્ભુત છે.) (૨૪).

ता किं करेमि ? कस्स व, कहेमि ? इय पुणपुणो वि रुंटंतं ।
दुक्खपलित्तं धावइ, मह हिययं दससु वि दिसासु ॥ २५ ॥

તો હું શું કરું ? અથવા કોને કહું ? એમ વારંવાર રડતું દુ:ખથી વ્યાપ્ત મારું હૃદય દશે દિશામાં દોડે છે. (૨૫).

दीणो सुसंतजीहो, भमंतनयणो घुलंतसव्वंगो ।
विसयतिसातविओऽहं, हरिणोव्व न निवडिओ कत्थ ? ॥ २६ ॥

આ પ્રમાણે દીન, મૌન થયેલી જિહ્વાવાળો, ભમતા નેત્રવાળો, સર્વ અંગે કંપતો અને વિષયતૃષ્ણાથી તપેલો હું હરિણની જેમ કેમ કોઈ ઠેકાણે પડી ગયો નહીં ? (૨૬).

दुहदावभावियंगो, नहम्मि सुन्ने करे भमाडंतो ।
कत्थ वि रइमलहंतो, तुह विरहे नाह ! कह होहं ? ॥ २७ ॥

હે નાથ ! આપના વિરહમાં દુ:ખરૂપી દાવાનળથી બળતા અંગવાળો, શૂન્ય આકાશમાં હાથને ભમાડતો અને કોઈ પણ ઠેકાણે રતિને નહીં પામતો હું શી રીતે હોઈશ ( રહીશ ) ? ( ૨૭ ).

एयं पि वियाणंतो, जं न सहो रंजिउं खणं पि मणं ।
ता नाह ! कालडक्को, ही ही पविसामि कत्थ अहं ? ॥ २८ ॥

આ પ્રમાણે જાણતા છતાં પણ હું એક ક્ષણવાર પણ જો મનને રંજન કરવા સમર્થ નથી, તો હે નાથ ! કાળથી ડસાયેલો હું અરેરે ! ક્યાં પ્રવેશ કરીશ ? ( ૨૮ ).

इय विन्नत्तिं सोउं, जइ अप्पा आरुहई खणं रंगे ।
जह नवणीयं जलणे, तह ता विलयइ फुडं कम्मं ॥ २९ ॥

આ પ્રમાણેની વિજ્ઞપ્તિને સાંભળીને જો આત્મા એક ક્ષણ વાર પણ આનંદને પ્રાપ્ત થાય, તો જેમ અગ્નિમાં માખણ ઓગળી જાય તેમ મારા કર્મો સ્ફુટ રીતે વિલય ( નાશ ) પામે. ( ૨૯ ).

इय तिहुयणभाल ! रयण-सूरीहिं जिणिंद ! विन्नविज्जंत ।
निरुवमकल्लाणनिहिं, कुणसु असेसं पि जियलोयं ॥ ३० ॥

હે ત્રિભુવનના તિલક સમાન જિનેંદ્ર ! આ પ્રમાણે રત્નસૂરિવડે કરાયેલી આ આત્મવિજ્ઞપ્તિ સમગ્ર લોકને અપૂર્વ કલ્યાણના પાત્ર-ભાજન બનાવો. (૩૦).

॥ इत्यात्मविज्ञप्तिः ॥

અનુવાદક:—શાસ્ત્રી જેઠાલાલ હરિભાઇ

# આધ્યાત્મિક પત્રમાલાનાં અવતરણો

દુકાન કે ઘરબાર છોડીને નાસી જશો એટલે તમને મોક્ષનો માર્ગ મળી જશે એમ માનો છો? આજકાલ તો જ્યાં જશો ત્યાં ધૂતારા મળી જશે. નકામા ઝગડામાં પડી જશો અને આખરે પસ્તાવો કરવાનો વખત આવશે. અત્યારે દુકાનનું કામ અને બીજા સંબંધો પરિમિત કરી લ્યો અને બાકીનો વખત ધર્મધ્યાનમા કાઢો એ જ ઠીક છે. ગમે તે વિદ્વાન કે પંડિતને પૂછશો તો તે શાંતિનો ઉપાય સૂચવશે પણ એને જ્યારે તમે કહેશો કે આપ પોતે એ રસ્તે કેમ નથી જતા? તો તે કહેશે કે શું કરીએ? બની શકતું નથી. મતલબ કે ચારિત્રમોહનો ઉદય બતાવશે એ૦

આપના ભાવ વિરક્તિ તરફ વળ્યા છે તો તેનો સદુપયોગ કરી લો જે કાળ ગયો તેની ચિંતા કરવાપણું ન હોય. વર્તમાન આપણા હાથમાં છે આપણે બધા પૂરા ત્યાગ વિના, મુનિદશાની શાંતિ મળી જાય એમ ઇચ્છીએ છીએ પણ એ તો ગરમ પાણીમાં હાથ ઝબોળીને ટાઢક મેળવવાની આશા રાખવા જેવું છે એમા દુ:ખ સિવાય બીજું કંઈ નહિ લાભે. પરિણામોની ધારા ઉપર સતત ધ્યાન રાખો. મને પણ એક વાર એવી જ ઝંખના રહ્યા કરતી, પણ કંઇ સારું ફળ ન આવ્યું. આખરે મેં નિશ્ચય કર્યો કે પ્રયત્ન ચાલુ રાખવો—એક દિવસે જરૂર ઉત્તમ ફળ પ્રાપ્ત થયા વિના નહિ રહે

> કારજ ધીરે હોત હૈ, કાહે હોત અધીર?
> સમય પાય તરુવર ફળે, કેતિક સીંચો નીર.

*  *  *  *

આજે કલિયુગનું સામ્રાજ્ય છે ભગવાને જે દિવ્યજ્ઞાનથી નીહાળ્યું હશે તે જ થવાનું છે એમ માની સંતોષ લેવાનો છે

આત્માને વળગેલા દોષો ધોઇ નાખવા એ જ શ્રેયસ્કર છે બીજાઓ શું કરે છે? કેમ કરે છે? તે ચર્ચામાં જતા અંતે ખરાબ સંસ્કાર તરફ ઢળવાના. આપણા અંતરમા ઢુંઢવાનું અને સંશોધવાનું એટલું બધું પડ્યું છે અને એમા એટલા બધા પરિશ્રમની જરૂર છે કે પારકાના ગુણ-દોષ જોવા-તપાસવાનો આપણને ખરું જોતા તો અવસર જ ન મળવો જોઇએ. અને જ્યારે આત્મરસનો એક ઘૂંટડો પીધો ત્યારે પછી બીજા રસનો સ્વાદ ઊડી જાય છે જીવને અનાદિથી બીજા પદાર્થોની ચર્ચામા રસ આવે છે, પણ સ્વાત્મહિતનો રસ તો કોઇ જુદા જ પ્રકારનો છે એ જ શ્રેયોમાર્ગ છે.

હમણા સત્સંગનો અભાવ છે અને ભાગ્ય પણ મંદ છે પુણ્યનો ઉદય હોય તો જ સત્સંગ મળે અને કૃપાળુની મહેરબાની વિના પુણ્યોદય અસંભવિત છે અંતરંગમા જેને ક્રોધાગ્નિ સળગતો હોય તેને શાંતિ ક્યાથી લાભે? અસ્તુ. આત્મા વિષેની સાચી શ્રદ્ધા ક્રોધાગ્નિને તો શું પણ અનંત મિથ્યાત્વને પણ નાબૂદ કરી શકે છે એ તો જ્યારે બને ત્યારે ખરું- પરંતુ એ બહુ કઠણ કામ નથી માત્ર ઉદ્દેશ બદલાવો જોઇએ.

બીજાઓની ટીકા, ચર્ચા કે કુથલીમાં નથી પડતા તેઓ પોતાનું કલ્યાણ સરસ રીતે સાધી શકે છે. બીજાની વાત બંધજનક તો છે જ, પણ અર્હંત ભગવાનની કથાવાર્તા પણ એવી જ સમજવાની. કથાના શ્રવણથી રુચિ પેદા થાય એ એક લાભ છે અને રુચિકાળમાં જે ભાગ્યશાળીઓ રાગદ્વેષની જંજીર તોડવાનો અધિકાર મેળવી લે તે જ મોક્ષને યોગ્ય ગણાય...એ બાબત આપ જે પૂછશો તે વિષે હું જવાબ આપી શકીશ નહીં તેથી ફક્ત એટલું જ કહું છું કે રાગદ્વેષની કૃશતા તરફ જ આપણું લક્ષ વળવું જોઇએ. કલુષતા ગઇ એટલે સંસાર ગયો.

'આ સારું અને આ નરસું' એ કલ્પના પરાઇ વસ્તુ છે. જે દિવસે એ કલ્પના નીકળી જશે તે દિવસે અનાયાસે કલ્યાણ થવાનું. સ્વરૂપમાં સ્થિતિ નથી તેથી જ આ બધી દુર્દશા ભોગવીએ છીએ. રૂપ, રસ, ગંધ, શબ્દ અને સ્પર્શમાં આત્મધર્મનો છાંટો પણ નથી એના સંબંધી હિતકલ્પના જેમ નકામી છે તેમ અહિત કલ્પના પણ નકામી છે. હિત–અહિતનો ખરો સંબંધ આત્માના પરિણામો સાથે છે. આત્મપરિણામ જ્યાંસુધી પરતંત્રતાને અવલંબીને રહ્યાં છે ત્યાંસુધી તેમાં હિતની ગંધ નથી. સ્વપરિણામની સ્વચ્છતા એ જ ખરું નિજહિત. જૈનશાસ્ત્રોનું મનન કરતાં એ ઊંડામા ઊંડા–અંતરતત્ત્વ ઉપર દૃષ્ટિનો દોર રાખવો જોઇએ.

અંતરતત્ત્વ એ જ યથાર્થ કલ્યાણનો રાહ છે. જેની મર્યાદા આંકી ન શકાય એટલો કાળ વ્યતીત થઇ ગયો, પણ આત્મદૃષ્ટિનું પૂરું ભાન ન હોવાથી આપણો સૌનો સમય નકામો ગયો. એકાદ વાર પણ જો પ્રાણી પોતાની તરફ જુવે–લક્ષ આપે તો કલ્યાણનો રાહ મળે. પણ એની સામે દૃષ્ટિ સરખી પણ નથી કરતો ત્યાં સુધી એને ક્યાંથી સુખ મળવાનું હતું ?

* * * *

આપ તો બધું જાણો છો–સમજો છો છતાં કોણ જાણે કેમ આટલા બધા ગભરાઇ જાઓ છો ? કલ્યાણનો માર્ગ તમને તમારામાથી જ મળી રહેશે–બહાર ખોળવાની જરૂર નથી. નિમિત્તકારણથી કાર્ય નથી થતું, કાર્યની માતા તો ઉપાદાનભૂમિ છે. મન, વચન કાયાના વહેવારો વ્યગ્રતા કે ગભરાટને પેદા નથી કરતા. કષાયની બળતરામાંથી જ એ વ્યગ્રતા જન્મે છે. બાહ્ય પદાર્થોને વિષે આપણે નકામા રાગદ્વેષ કરીએ છીએ.

ઘર છોડીને નાસી જશો તો પણ આત્મલાભની પ્રાપ્તિ નહિ થાય. આઘેથી આવતો ઢોલનો અવાજ કાનને પ્રિય લાગે એટલું જ. જેમાં ગભરામણ નથી, વ્યગ્રતા નથી એ જ ત્યાગ ખરેખરો ભવ્ય છે. અને સ્વરૂપશ્રદ્ધા ન હોય ત્યાં સુધી આકુલતા તો રહેવાની જ.

જ્ઞાન અને દર્શન સિવાય બાહ્ય પદાર્થ સાથે આપણો કંઇ સંબંધ નથી. એટલું સમજાય તો રાગદ્વેષ પાતળા પડે. અમુક પદાર્થ આપણને અનુકૂળ છે અને અમુક પ્રતિકૂળ છે એવી ભાવના–એવી શ્રદ્ધામાંથી રાગ ને દ્વેષના મૂળ રોપાય છે; પણ જ્યારે એવી પાકી ખાત્રી થાય છે કે સુખ, દુઃખ વસ્તુતઃ કષાયના પરિણામ છે અને કષાય ઉપર આપણો પોતાનો કાબૂ રહેલો છે–રહેવો જોઇએ ત્યારે અભિમાન–અહંતા ટળી જાય છે. હું બહુ ઝાઝું એ વિષે લખી શકતો નથી, કારણ કે મને એવો અભ્યાસ નથી. વાસ્તવિક તત્ત્વજ્ઞાન થવું બહુ કઠણ વસ્તુ છે. મારા જેવા અનધિકારીને માટે તો એનો આભાસ પણ દુર્લભ છે; છતાં માણસે

મંડ્યા રહેવું જોઇએ એમ માનનારાઓમાંનો હું પણ એક છું. એક દિવસ બેડો પાર પહોંચશે. બની શકે ત્યા સુધી શૈલીનો ભંગ ન થવો જોઇએ.

* * * *

તમારા જેવા સમ્યગ્જ્ઞાની, ભદ્ર પ્રકૃતિના પુરુષ, સંસારના દુઃખથી ડરી જાય એ મારી સમજમાં નથી આવતું. રાગાદિની પ્રવૃત્તિ જે આપણામાં થાય છે તે વસ્તુતઃ આપણી નથી, ઔદયિકી છે અને તે વિલય પામવાની જ છે, એટલી વાત સમજાય તો પછી હર્ષ કે વિષાદ શી રીતે થાય ? હા, એ પ્રવૃત્તિ અથવા પરિણતિ જો આપણી પોતાની વાસ્તવિક હોય તો તેમાં આનંદ માનીએ અને જો એનાથી કંઇ અપકાર થતો હોય તો વિષાદ માનીએ. પણ સાચી વાત તો એ છે કે ઔદયિકભાવના અભાવમાં આત્મગુણનો વિકાસ જ થવો ઘટે. કર્મના ભારથી હળવા થતા હોઇએ તે વખતે આનંદ થવો જોઇએ તેને બદલે આપણે ઊંધી સમજણને લીધે દુ.ખી થઇએ છીએ. અહીં કોઇ એમ કહે કે રાગાદિકનો ઉદય હોય ત્યારે દુઃખ થયા વિના રહે ? તો હું કહું છું કે એ મિથ્યાજ્ઞાન છે.

કોઇની પાસેથી આપણે કરજ લીધું હોય અને તે લેણદાર પોતાની કાળમર્યાદા પૂરી થયા પછી લેણું વસુલ કરીને આપણને કરજ રહિત બનાવે તો તેમાં ખોટું શું છે ? લેણદારને આપણે શા સારુ ગાળો ભાંડવી જોઇએ ? એવે ટાણે જે પોતાને દુઃખી માને છે તે મિથ્યાજ્ઞાની છે. ઔદયિક ભાવો વર્તતા હોય તે વખતે તેને કર્મકૃત માનીને સમતાભાવે ભોગવી લેવા એ જ ખરી વીરતા છે.

* * * *

મૂર્છા ઓછી કર્યા વિના અંતરંગ શાંતિનો આસ્વાદ નથી મળતો. જે ભવ્ય જીવો સ્વપરના ભેદ સમજે છે અને જેઓ વસ્તુના પર્યાયોને વિષે ઔદાસિન્ય રાખે છે તેઓ જ થોડા વખતની અંદર સ્વાત્મનિધિ-આત્માના ભંડાર ખોલી શકે છે. ખાંડ મીઠી છે, પણ જોવામાત્રથી એનો રસ થોડો જ મળે ? લખવામા મને ઉલ્લાસ નથી-કારણ કે એ આસ્વાદ અનુભવની વસ્તુ છે આત્માની શાંતિનો સ્વાદ વચનોદ્વારા કેમ વર્ણવાય ?

* * * *

જેને તત્ત્વદ્રષ્ટિ મળી ગઇ તેને સંસારમાંથી છૂટી નીકળવાની ઘણી કલ્પનાઓ આવે, પણ અંતરથી એ કંટાળતો નથી. ધારો કે એક માણસ દિલ્હીથી મુંબઇ જવા મેઇલ ટ્રેનમા બેઠો, જતાં જતા રસ્તામા મથુરા પામે જ બે કલાક ગાડી મોડી થઇ ગઇ, આટલું મોડું થાય તેથી તે બેચેન બને, પરંતુ જેને એવી ખાત્રી થઇ ચૂકી હોય કે મોડી મોડી પણ ગાડી મુંબઇ સુધી તો જવાની જ છે તેને બહુ મૂંઝવણ ન થાય. પંચમકાળમાં આટલી શ્રદ્ધા બસ છે. એથી વધુની આશા રાખવી એ તો રૂપીયો આપી એક ગીનીનો માલ લેવા જેવું છે. સમ્યગ્ભાવથી અલંકૃત જે જ્ઞાનનો વિકાસ હોય તે જ હિતકર છે.

જ્ઞાન મેળવવાની ઇચ્છાથી તમે અહીંતહીં ખૂબ રઝળો છો. સ્વાધ્યાયની ખરી રુચિ હોય તો સાધનો તમારી પાસે જ છે. જેટલું ખર્ચ તમે રેલભાડા પાછળ કરો છો તેટલા-

માંથી એક સારા પંડિતનો પગાર ખુશીથી નીકળી જાય...પણ હજી આપણી દષ્ટિ નથી બદલાઇ. આટઆટલા સ્વાધ્યાય પછી પણ રાગદ્વેષની નિવૃત્તિ અર્થે આટલી આકુળતા કેમ રાખો છો? કેવળ ઉદાસીનતાની યથાર્થતાનો ભંગ ન થવા પામે એટલું લક્ષ રાખો. એ જ વૃત્તિ એક દિવસ વીતરાગતામાં પરિણમશે.

*　　　　*　　　　*　　　　*

કષાયોના વિવિધ પ્રકારના ઉદય હોય છે. પણ તે તો બધા અમારી જેવાઓને માટે, આપના જેવા નિઃસ્પૃહ પુરુષોને માટે નહિ. કષાયોના ઉદય આપને શું કરી શકે? શ્રીમાન્ ૧૦૦૮ માનતુંગ મુનિ-મહારાજાએ કેટલું સુંદર પદ્ય રચ્યું છે?

को विस्मयोऽत्र यदि नामगुणैरशेषै-स्त्वं, संश्रितो निरवकाशतया मुनीश ।।
दोषैरुपात्त विविधाश्रयजातगर्वैः, स्वप्नांतरेऽपि न कदाचिदपीक्षितोऽसि ॥

અને કુન્દકુન્દ મુનિ-મહારાજે સમયસારમાં પણ એમ જ કહ્યું છે:—

उदयविवागो विविहो, कम्माणं वण्णिओ जिणवरेहिं ।
ण हु ते मज्झ सहावा, जाणगभावो हु अहमिक्को ॥

આપની આવી પ્રશમમુદ્રા પાસે રહેવા છતાં જો અલભદ્ર વિગેરે જ્ઞાનામૃતનું પાન કરી શકે નહિ તો સ્વાતિબિન્દુ ફરી મળવું મુશ્કેલ છે, અસંભવિત છે. પણ એમાં આપ શું કરો? જે નિર્માયું હોય તે થાય છે જ. મારો વિચાર હવે સાત દિવસમાં એક જ દિવસ બોલવાનો થાય છે. શરૂઆતમાં બે મહિના માટે એવો નિયમ રાખીશ. અને અશાંતિ નહિ લાગે તો ત્રણ મહિના તો રાખીશ. આપના ઉપદેશામૃતથી ભરેલો પત્ર એક મહિનામાં એક વાર મને મળે એમ ઇચ્છું છું.

આત્મવિષયક ચર્ચા સિવાય બીજી કોઇ વાત મને નથી ગમતી. ધનવાનો દોલતને ભલે પોતાની મીલ્કત માની બેસે, પણ ખરી વાત તો એથી ઊલટી જ છે. ઇસરી પહોંચ્યા પછી વધુ લખીશ.

*　　　　*　　　　*　　　　*

પત્ર નથી તો લખશો. બની શકે ત્યાંસુધી ધર્મસાધન કર્યા કરશો. આકુલતા ન રાખશો. આકુલતા ધર્મભાવોની ઘાતક છે. જે મોક્ષમાર્ગની પાસે આવી પહોંચ્યો હોય તે તો સુખી જ હોય. એક વાર સમ્યગ્બોધ થયો એટલે શાંતિનો માર્ગ અનાયાસે મળી જવાનો જ. સર્વાર્થસિદ્ધિના દેવોમાં સમ્યગ્જ્ઞાન તો હોય છે, પણ મોક્ષમાર્ગ તો મનુષ્યપર્યાયમાંથી જ સાધવાનો. તેથી કરીને શું તેઓ આકુળવ્યાકુળ રહેતા હશે? નહિ; માટે જીવનમાં શાંતિ રાખજો.

સંપાદક—રા. સુશીલ



# જ્ઞાની કોને કહેવો ?

જે સજ્જન છે તે તો આત્માર્થી થઇને જ્ઞાન સંપાદન કરે છે તે કાંઇ વાગ્યુદ્ધને માટે કે પેટ ભરવાને માટે શાસ્ત્રને કંઠાગ્ર કરતો નથી જો કોઇ માણસ જાણે કે અમુક લાભાલાભ છે તો પછી તે અલાભનું કાર્ય કરે ? જ્ઞાની સાથે સંદેહ ન જોઇએ અને તેની સાથે તદનુસાર આચારશુદ્ધિ પણ જોઇએ જ્યાં સુધી અંતઃકરણ શુદ્ધ નથી થયું ત્યાં સુધી બધું જ્ઞાન વ્યર્થ છે જ્ઞાન અને ક્રિયા બન્ને સાથે હોવાથી મનુષ્ય શોભે છે તો જ્ઞાનનો ફેલાવો કરવા માટે દરેક મનુષ્યનું શું કર્તવ્ય છે તે સમ્બન્ધી હવે આપણે વિચારીશું સંસારી જનોનું કર્તવ્ય શું છે ? તે સૂત્રમાં ઘણી જગાએ શ્રાવકોના સમ્બન્ધમાં કહ્યું છે કે " **अभिगया जीवाजीवे उवलद्धपुन्यपावे, आसवसंवरे निज्जरे किरिया अहिगरण बंधमोक्खकुसल** અર્થાત્ શ્રાવક કેવા ? તે જીવાજીવને ઓળખે છે, પુણ્ય પાપના ફળને જાણે છે, આશ્રવ-સંવર-નિર્જરા-ક્રિયા-અધિકરણ, બંધ અને મોક્ષના જ્ઞાનમાં કુશલ છે તેમ જ રાજીમતીને માટે કહ્યું છે કે **सीलवती बहुसुया** અર્થાત્ શીલવતી અને બહુ શ્રુતની જાણનારી છે આ ઉપરથી એવું સમજાય છે કે-આગળ સ્ત્રીઓ અને પુરુષો શાસ્ત્રનો અભ્યાસ કરવાને માટે ઉત્સાહ ધરાવતા હતા આજ તો લૌકિકજ્ઞાનનો પણ ફેલાવો ઓછો છે તો લોકોત્તર જ્ઞાનની વાત પણ શું કરવી ? બે ચાર કે પાંચ વર્ષ માતૃભાષા અને અંગ્રેજી ભાષા ભણ્યા એટલે પંડિત થઇ ગયા આજ હુન્નર-ધંધાનું શિક્ષણ ઓછું થઇ ગયું છે અને ધર્મજ્ઞાનનું શિક્ષણ તો બહુ જ ઓછું થઇ ગયું છે, માટે દેશ અને ધર્મની ઉન્નતિને માટે જે જે પ્રકારના જ્ઞાનની આવશ્યકતા છે તેનો ફેલાવો કરવા માટે પ્રત્યેક સંસારી જનનું કર્તવ્ય છે કે પોતાના છોકરાઓ અને છોકરીઓ સર્વને સારી રીતે ભણાવવા અને ધર્મજ્ઞ બનાવવા વિદ્યાશાલાઓ તથા પુસ્તકશાલાઓ સ્થાપન કરવી, સારા ગ્રન્થકારોને ઉત્તેજન આપવું, ઠેકાણે ઠેકાણે ધર્મોન્નતિના ભાષણો કરનારને મદદ આપવી, વિદ્યા અને ધર્મ સમ્બન્ધી માસિક પત્રો અને સાપ્તાહિક પત્રોને ઉત્તેજન આપવું, મુનિરાજોને જ્ઞાનની વૃદ્ધિને માટે સૂચના કરવી અને તેમને માટે શાસ્ત્રાભ્યાસની જોગવાઇ કરી આપવી તથા ત્યાગી પુરુષોનું કર્તવ્ય એ છે કે એક પળ પણ વ્યર્થ ગુમાવવો નહિ, પરન્તુ સત્પુરુષોની સેવામાં અને જ્ઞાનની પ્રાપ્તિ માટે જેટલો પુરુષાર્થ થઇ શકે તેટલો કરવો સૂત્ર વિગેરેનું જ્ઞાન મળવાથી પણ આપવડાઇ અને મિથ્યાભિમાન ન કરતાં નિર્માની થઇ રહેવું પોતાના જ્ઞાન અને સદાચારથી સંસારી જનોને પણ તારવા, પૂર્વના મહાત્માઓએ રચેલા ગ્રન્થોનું સંશોધન કરવું, કરાવવું અને તેમને પ્રસિદ્ધિમાં આણવા સ્વધર્મની સાથે પરધર્મના શાસ્ત્રો પણ અભ્યાસ કરીને તે જ્ઞાનવડે સંસારી જીવોના મિથ્યાત્વો દૂર કરવું માણસનો સ્વભાવ કેવો છે ? કેવી વાણીથી તેને સારી અસર થાય તેમ છે ? તેનો અનુભવ કરવો, વ્યાખ્યાન કરતા શીખવું જ્યારે સાધુઓ અને સંસારીઓ એવી રીતે પોતપોતામાં કર્તવ્યપરાયણ થશે ત્યારે જ આર્ય દેશ અને આર્ય ધર્મની ઉન્નતિ થશે. જ્ઞાનનો ફેલાવો સર્વ ઠેકાણે થવાથી કુસંપ અને દ્વેષ એની મેળે જતા રહેશે. મિથ્યાત્વ પોતાની મેળે અદૃશ્ય થશે, આવરણનો સ્વત નાશ થશે અને મનુષ્યત્વ તથા આત્મજ્યોતિનો સ્વયમેવ પ્રકાશ થશે ॐ शान्ति. મુનિશ્રી વિદ્યાનંદવિજયજી

# વ્યવહાર—કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૯૮ )

**જિંદગીની નવદશાંશ ગૂંચવણોનો સારામાં સારો નિવેડો પ્રતીક્ષા કરવાથી થાય છે. હવે શું કરવું? એનો તમે રસ્તો ન કાઢી શકતા હો, અને તે કારણે તમે ઉદ્વેગમાં હો, ત્યારે કાંઈ પણ ન કરવું એ સારામાં સારી કરવા જેવી ચીજ છે.**

જીવનમાં અનેક વાર ગાંઠ પડી જાય છે, મૂંઝવણ થાય છે કે આ કરવું કે તે કરવું? આ રસ્તે જવું કે પેલે? નોકરી કરવી કે વ્યાપારમાં ઝંપલાવવું? એથી પણ વધારે ગૂંચવણો આવે છે. અમુક સાથે વહેવાર રાખવો કે નહિ? વધારવો કે નહિ? વગેરે. આવી મૂંઝવણ ઘણાખરાને કોઈ કોઈ વાર જરૂર થઈ આવે છે. મિત્ર કે પુત્ર માંદો હોય અને પરદેશ જવાની જરૂર હોય, વેપારમાં મંદી બેસતી હોય અને તેજી દેખાતી હોય, આગળ પગલાં ભર્યા વગર નાણાં મળે તેમ ન હોય, અને આગળ પગલાં ભરવામાં સ્નેહ–સંબંધ કે સગપણ આડાં આવતાં હોય, ભાષણ કર્યા વગર ચાલે તેમ ન હોય અને ભાષણ કરવામાં તાત્કાલિક અપમાન કે અપયશનો ભય હોય–આવી ગૂંચવણો જીવનમાં અનેક વાર આવે છે. સંબંધીને મદદ કર્યા વગર ચાલે તેવું ન હોય અને સંબંધી પૈસા પાછા આપે તેવો ન હોય અને પોતામાં માંડી વાળવાની સગવડ ન હોય.

આવા અનેક પ્રસંગો આલેખી શકાય. આવી ગૂંચવણો આવે ત્યારે જરા **ખામોશ** પકડી જવી, જરા **રાહ જોવાની**–વાતને ઢીલમાં નાખી દેવાની રીતિ આદરવા યોગ્ય છે. દુનિયામાં અનેક ગૂંચવણો આવે છે અને તેના રસ્તા પણ નીકળે છે. નાળનાં ગાડાં નાળમાં રહેતાં નથી, પણ ધીરજ જરૂર જોઈએ. એક વાર મગજ ચકડોળે ચઢી જાય ત્યારે ગૂંચવણમાં પડી ન જતાં સમયસૂચકતા રાખવી, જ્યાં વાત ઢીલમાં–નાખવામાં વાંધો ન જણાય ત્યાં કાંઈ ન કરવું, માર્ગપ્રતીક્ષા કરવી અને અંદરથી જવાબ મળશે એવી આશા રાખવી. ઉતાવળા માણસ ભારે નુકસાન કરી બેસે છે. એમાં ઘણીવાર સંબંધ. અને પૈસો બન્ને જાય છે. અને જરા આવડતથી, ધીરજથી, શાંતિથી કામ લેવાય તો સર્વ વાત બખબેસતી થઈ જાય છે.

માટે શું કરવું? કેમ કરવું? એની સાચી વિમાસણ થઈ આવે ત્યારે જરા ધીરજ પકડવી અને થોડો વખત કાંઈ ન કરવું. વ્યવહારનાં ચાલુ કામકાજમાં જરા ઢીલ કરવાથી કાંઈ બગડી જતું નથી, અને અંતે સારાં વાનાં થઈ રહે છે, એટલે કર્તવ્ય અકર્તવ્યના ગૂંચવણ–પ્રસંગે કાંઈ ન કરવામાં લાભ છે. ગમે તેવું કરી છૂટવા કરતાં રાહ જોઈ સારું કરવું એ ડહાપણનો માર્ગ છે. જેમ ગુસ્સો ચઢે ત્યારે દશ ગણવાની જરૂર છે એમ જ કામ કથળે ત્યારે જરા આડાઅવળા થઈ જવાની જરૂર છે. થોડી રાહ જોવામાં કાંઈ આકાશ તૂટી

પણ નથી, માટે અટવાઇ જવાની બીક લાગે ત્યારે જરા અટકી જવું, અંદર બેઠેલો અંતર્યામી રસ્તો બતાવશે **ધીરજનાં ફળ મીઠાં છે.**

---

"About nine out of ten of life's tangles are best solved by waiting Very often when you are worried because you do not know what to do, the best thing to do is-nothing "

Dr FRANK CRANE (24-9-38) B C

( ૧૯૯ )

**જૂઠાણાને હંમેશા સત્યના હાથાની જરૂર રહે છે. જે જૂઠાણામાં ધાર ખોટી હોય, પણ જેનો હાથો સાચો હોય, તે ખરાબમાં ખરાબ જૂઠાણું છે.**

પરચુરણ વેપારીની દુકાને જઇએ તો ત્યાં 'એક જ ભાવ' નું પાટિયું વાંચવામાં આવશે એ દશ વખત ભાવ કરતો હશે, છતાં 'આ દુકાને બે ભાવ કરવામાં આવશે, ભાવ પટાવવામાં આવશે' એવું પાટિયું કોઇ જગ્યાએ વાંચ્યું નથી એનું કારણ એ છે કે અસત્યને પણ સત્યના ઓપની જરૂર પડે છે, બાકી 'ઉધાર માગવું નહિ' ના પાટિયાવાળા કે 'રોકડા પૈસા' ના પાટિયાવાળા તે જ ધોરણને અનુસરનારા હોતા નથી ભર બજારમાં બેસીને અનેકના ગળા રહેંસનાર ઘરાકો પાસે પોતે ભગવતી હોવાની જ વાતો કરે છે અને પ્રમાણિક હોવાના દેખાવ નીચે અનેક કૌભાડ કરે છે આ સર્વ અસત્ય જૂઠાણાને લગાડેલા સત્યના હાથા છે એના પાનાની ધાર તો જૂઠી-જૂઠાણાથી ભરેલી અને ખૂબ તીક્ષ્ણ હોય છે, પણ એને પકડવાનો હાથો તો સત્યનો જ હોય છે જૂઠું બોલનાર જાણે છે કે એને પકડાઇ જવું નથી અને તેટલા માટે એ સત્યના ઓઠા નીચે અસત્યને નીભાવી લેવા પ્રયત્ન કરે છે એ જ પ્રમાણે ભયંકર કાવાદાવા કરનાર મુત્સદ્દીઓ ગજા હરિશ્ચંદ્રનો અવતાર હોવાનો દેખાવ કરે છે અને એવો દેખાવ કરે તો જ પોતે ફાવે એમ અંદરખાનેથી બરાબર સમજે છે

આવા પ્રકારના જૂઠાણા બહુ ભયંકર છે, અતિ નીચ છે, મનુષ્યના નૈતિક જીવનનો નાશ કરનારા છે એમાં દંભ, કપટ, લુચ્ચાઇ, પ્રપંચના અને ખટાટોપ અંદર રહી કામ કરે છે એવા અસત્યોને નભાવવા મધ્યાનમધ્ય અસત્યો બોલવા પડે છે, કોઇ વાર પકડાઈ જાય તો જૂઠા સાક્ષીઓ તૈયાર કરવા પડે છે અને દુર્ધ્યાન અને અપધ્યાનની પરંપરા ચાલે છે ચાલી ચાલીને આ જિંદગી કેટલી ચાલશે ? અને અંતે તો મરી અહીં મૂકીને જવાનું છે પૂરા સો વર્ષ મળે તો પણ કાળગણનામાં એ કાંઇ નથી ખોટે રસ્તે મેળવેલ સંપત્તિ કે કીર્તિ કદી કોઇની ટકી નથી અને કોઇ દીકરે વારસો આપી જવા માટે બાપાનો આભાર માન્યો નથી ખરાબ કાર્યનો જાતે પોતે ભોગવવા અને ઉપભોગમાં એક બને એ વાત કુદરત મંજૂર ન રાખે ગેરરસ્તે ધન મળ્યા વગર રહેતો નથી જ, પણ કદી ન મળે, અને માન દાગ રૈશ્લી મળે તો પણ શું ? પણ અગત્ય જીવન જીવી આખો વખત પકડાઇ જવાના કે ઊંધા પડી જવાના ભયમાં રહેવું તેના કરતાં શુદ્ધ સાફ

ગરીબ પણ મનોરાજ્યવાળું જીવન જીવવું. એમાં જીવતી વખત મોજ છે અને આગામી પ્રગતિમાં લાભ છે. કુશળ મનુષ્ય અસત્ય ઉપર સત્યનો ઓપ ચઢાવી મૃષાવાદ સાથે માયાનો મેળ ન મેળવે, એ તો ઝેરને વધારવાનો ધંધો છે, એ સમજુનું કાર્ય ન હોય, કારણ એમાં અંતે જય થવાનો નથી.

---

"A lie always need a truth for a handle to it. The worst lies are those whose blade is false, but whose handle is true."

BECEHER. ( 3-3-39 )

( ૨૦૦ )

**દુર્ગુણ એવા ભયંકર દેખાવનો રાક્ષસ છે કે એને જોવા માત્રથી એના પર તિરસ્કાર થઇ આવે—**

**પણ એને ઘણીવાર જોવાથી એના ચહેરાનો પરિચય થઇ જાય છે. પહેલાં તેને ચલાવી લઇએ છીએ, પછી એની દયા ખાઇએ છીએ અને છેવટે એને ભેટી પડીએ છીએ.**

જૂઠું બોલવાની વાત લઇએ પ્રથમ તો તાજા ભણેલા હોઇએ, કોલેજમાંથી પસાર થઇને આવ્યા હોઇએ, સત્ય ને પ્રમાણિકપણા પર નિબંધો લખેલા હોય એટલે જરા ખોટી વાત કરવાની કોઇ વાત કરે, તો પણ તિરસ્કાર છૂટે અને પોતાથી એવું કામ બને જ નહિ, એમ બાપોકાર જાહેર કરવામાં આવે. પછી સંસારના ચકરાવામાં ચઢતાં શા હાલ થાય તે જોઇએ છીએ. એ રીતે વિશ્વાસઘાત, ચોરી, છેતરપીંડી કે ખોટા દસ્તાવેજ, જૂઠી સાક્ષી વિગેરે કોઇ પણ દુર્ગુણ માટે સમજવું. પ્રથમ દૃષ્ટિએ એનો વિચાર પણ કંપાવી નાખે છે અને એનો ખ્યાલ પણ ધ્રૂજારો લાવે છે, પણ જ્યારે દુનિયાના પ્રસંગો વધતા જાય છે, બીજાનાં દુર્ગુણો દેખવામાં આવે છે, અન્યને તેથી થોડા વખત માટેનો લાભ થતો દેખાય છે—એટલે ધીમે ધીમે દુર્ગુણોનો ધ્રૂજારો ઓછો થતો જાય છે. અતિ પરિચયથી અવજ્ઞા થવાને બદલે ધીમું પણ વધારે પડતું એના તરફ આકર્ષણ થાય છે અને એક વાર પગ લપસ્યા પછી તો ભયંકર પાત થાય છે. પ્રથમ શરૂઆતમાં ગોટા વાળવાનું મન થાય છે, મનને સમજાવી લેવાનું બને છે અને લાભાલાભની ખોટી તુલના અથવા પ્રાયશ્ચિત્ત-દ્વારા શુદ્ધિ કરી લેવાના બહાના નીચે એનો પગપેસારો થાય છે. એક વાર વાત **ઢીલી પડી** એટલે પછી એ **જોરથી** આક્રમણ કરે છે અને અંતે એ દુર્ગુણ જાણી સમજીને કરવાની લતમાં આ પ્રાણી પડી જાય છે. આખરે એ પતિત થતાં એનો **શતમુખ વિનિપાત** થાય છે.

માટે સમજુએ દુર્ગુણને મૂળથી જ ડાંભી દેવો, એને ઊગવા કે ઊભવા દેવો જ નહિ, એને જરાપણ કોઠું આપવું નહિ, એના પક્ષમાં અભિપ્રાય આપવો નહિ અને 'હશે, એમાં શું ?' એવી નાખ્યતી વાત કરવી જ નહિ. પરમાં રમણ કરનાર આત્માને પડતાં વાર લાગતી નથી અને પડતાને તો પાટુ જ પડે છે, માટે દુર્ગુણને વધવા દેવો નહિ, એને ઓળે પણ

# મિથ્યાભિમાન—તેનો ઉત્તર.

આજે હજી અમે મગરૂર છીએ, અભિમાનથી ભરેલા છીએ, જેમ મનમાં આવે છે તેમ આપમુખત્યારપણે વર્તીએ છીએ કારણ કે અમને કોઇ પૂછનાર નથી. કોઇ પૂછે તો તેને મીટ્ટીમાં મિલાવી દઈએ છીએ. કોઇ બોલે તો તેની જીભ ખેંચી નાખીએ છીએ. કોઇ વિરુદ્ધ લખે તેના કાંડા કાપી નાખીએ છીએ. અમારી સામે ઊંચી આંખે જોનાર છે કોણ? અમારા હિસાબનો લેનાર છે કોણ? અમારા કર્મોને તપાસનાર છે કોણ? આજે અમારી હાક વાગે છે. આજે અમારો બોલે બોલ પૂજાય છે. અમારી છબીઓ આજે ઘરેઘર શોભી રહી છે. અમારા વચનો ધર્મવાકય ગણાય છે. બોલો છે કોઇ વધુ પૂછનાર?

### ઉત્તર

હાજી! હું આપશ્રીનો એક નમ્ર સેવક છું. આપના ઉપરોક્ત નિવેદન સંબંધમાં મારે થોડું કહેવુ છે તો સેવકને એટલી રજા આપી ઉપકારી કરશો. વડિલશ્રી! આપની મહત્તા પ્રભુ હરહંમેશ નિભાવે પણ એ મહત્તા આપના સ્વાર્થ કરતા પરમાર્થ કાજે હોય તો જ. આપની એક એક પ્રવૃત્તિ અન્યને માટે હોય તો જ. આપનું એક એક કાર્ય શુભ નિષ્ઠાથી ભરેલું હોય તો જ. નહીં તો એ દિવસ ઘણો જ વહેલો આવશે કે જે દિવસે આપની છબીઓ દીવાલ ઉપરથી પડીને આત્મહત્યા કરશે. આપના કહેવાતા પૂજકો અને પ્રશંસકો આપની લાઠી કે દંડુકાથી પૂજા કરશે. આપના ત્રાસથી પીડાયલા અનેક કંગાળ હાથો વચ્ચે આપ આખા ને આખા ભીંસાઇ જશો અને આપની પાથરેલી જાળોમાં આપ જ ફસાઇને ગુંગળાઇ જશો. આજે તો ખુશીથી મ્હાણી લો, આવતી કાલે આપનું ભવિષ્ય કંઇક જુદું જ હશે, એમ ચોક્કસ સમજી રાખશો.

( કચ્છી દશાઓસવાળ પ્રકાશ ) — અનામી

---

જવું નહિ, એ રસ્તે પગ પણ દેવો નહિ. વિચારવું કે અહીં કેટલું બેસી રહેવું છે? અને પ્રમાણિક અરધો રોટલો મળે તો પણ બાકીનું પેટ પાણીથી ભરવું, પણ અરધાનો આખો રોટલો ગમે તેમ કરી માચું ખોટું આચરી કરવાનો વિચાર પણ ન રાખવો. યાદ રાખવું કે અંતે સદ્ગુણનો જ વિજય છે. નાની વાતમાં પણ એ ચોરને ઉવેખી મૂકવો નહિ. એને દાખલ થવા દેતાં તો એ ઘર ઘાલી બેસે, અને પછી તો લેવાના દેવા થઇ જાય; માટે દુર્ગુણને તો દશ હાથ દૂરથી નમસ્કાર જ કરવા.

---

Vice is monster of so frightful mien,
As, to be hated, needs but to be seen;
Yet, seen too oft, familiar with her face,
We first endure, then pity, then embrace.

POPE ( 27-3-39 )

# શોચ કરવા લાયક કોણ છે ?

૧. જે **ક્ષત્રિય** છતાં પ્રજાનું રક્ષણ ને પાલન કરતા નથી, પ્રજાપ્રેમ મેળવતા નથી, હિંમત બતાવી શકતા નથી, દુર્જનોથી ડરે છે અને રાજનીતિને જાણતા નથી તેવા ક્ષત્રિય રાજા શોચ કરવા લાયક છે.

૨. જે **બ્રાહ્મણ** છતાં બ્રહ્મત્વને જાણતા નથી, પ્રજાને સન્માર્ગનો ઉપદેશ આપવાની પોતાની ફરજ સમજતા નથી, અમુક અંશે ત્યાગી રહેવાને બદલે ભોગ-વિલાસમાં આસક્ત રહે છે, ભિક્ષાવૃત્તિને પોતાનો હક્ક અને કર્તવ્ય માને છે તેવાં બ્રાહ્મણ શોચ કરવા લાયક છે.

૩. જે **વૈશ્ય** છતાં પ્રમાણિકપણે વ્યાપાર કરતા નથી, માલમાં ભેળશેળ કરે છે, બદલી નાખે છે, તોલમાપમાં ઓછું આપે છે, વચનમાં સત્યતા નથી રાખતા, બોલેલું પાળવું જ જોઇએ એવા નિરધારવાળા નથી, ધનવાન છતાં કંજુસ છે, દાનધર્મને જાણતા જ નથી, અતિથિસત્કારને ફરજ સમજતા નથી તેવા વૈશ્ય શોચ કરવા લાયક છે.

૪. જે **શૂદ્ર** છે પરંતુ પોતાને કરવા આપેલું કામ ચોખવટથી કરતા નથી, પૂજ્ય ગણાતી વ્યક્તિઓ ઉપર દ્વેષ કરે છે, કામમાં ખોટાઇ કરે છે, મજૂરી પૂરતું કામ આપતા નથી અને પોતે જે કોમના હોય તે કોમને યોગ્ય વર્તન રાખતા નથી એવા શૂદ્ર શોચ કરવા લાયક છે.

૫. તે **સ્ત્રી** શોચ કરવા લાયક છે કે જે પતિપરાયણ નથી, કલહપ્રિય છે, પતિને ઠગે છે, સ્વેચ્છાચારિણી છે અને સતી સ્ત્રીઓની નિંદા કરે છે, ઘરકામની સંભાળ રાખતી નથી, જ્યાં ત્યાં રખડ્યા કરે છે, બાળકોને સરખાઇથી ઉછેરતી નથી અને પોતાના બાળકોને સદાચારી, સુઘડ અને અભ્યાસી બનાવવાની પોતાની ફરજ સમજતી નથી.

૬. તે **બ્રહ્મચારી** શોચ કરવા લાયક છે કે જે બ્રહ્મચર્ય સ્વીકાર્યા પછી તેનો ભંગ કરે છે અને નાના મોટા દોષ લગાડે છે.

૭. તે **ગૃહસ્થ** શોચ કરવા લાયક છે કે જે સદાચરણી નથી.

૮. તે **સંન્યાસી**–ત્યાગી શોચ કરવા લાયક છે કે જે દુનિયાના વ્યવહારમાં ફસેલા છે, જ્ઞાનધ્યાનથી હીન છે અને આચારવિચારમાં ખામીવાળા છે.

૯. તે **વાનપ્રસ્થકો** શોક કરવા લાયક છે કે જેને તપસ્યા અથવા ત્યાગ કરતાં ભોગ સારા લાગે છે અને સાચું વાનપ્રસ્થપણું સાચવી શકતા નથી.

૧૦. તેવા **મનુષ્યો** શોચ કરવા લાયક છે કે જે ચુગલીખોર છે, વિના કારણ ક્રોધ કરે છે, માતા, પિતા તથા બંધુવર્ગ સાથે વિરોધ કરનાર છે અને પારકું અહિત કરતાં અચકાતા નથી. પોતાના શરીરનું પોષણ કરે છે અને અન્ય જીવો માટે દયાહીન છે.

૧૧. એ તો સર્વ પ્રકારે શોચ કરવા લાયક છે કે જે મનુષ્ય ભવાદિ ઉત્તમ સામગ્રી પામ્યા છતાં તેને સફળ કરતા નથી, પરમાત્માના ભક્ત બનતા નથી અને વ્યતીત થતા આયુષ્ય માટે બેદરકાર છે.

કુંવરજી

# प्रश्नोत्तर

(પ્રશ્નકારઃ—શા. પુંજાલાલ અમથાલાલ-આજોલ)

**પ્રશ્ન ૧**—અતિચારમાં ' પોળી રોટલી ' આવે છે તે કઇ સમજવી ?

**ઉત્તર**—આપણે ખાઇએ છીએ તે સમજવી.

**પ્રશ્ન ૨**—અતિચારમાં ધાવડી લખેલ છે તે શું છે ?

**ઉત્તર**—ખડી જેવી વસ્તુ છે, બજારમાં મળે છે. તે વનસ્પતિકાય છે.

**પ્રશ્ન ૩**—પોસહમાં દેવવંદન કર્યા પછી સજ્ઝાય કરીએ છીએ તે વખતે ઉત્તરાસન રખાય કે નહીં ?

**ઉત્તર**—ન રખાય. ઉત્તરાસન માત્ર દેવવંદન વખતે જ રખાય

**પ્રશ્ન ૪**—પોસહમાં ગુલાબજળનું પોતું માથે મૂકાય ?

**ઉત્તર**—ન મૂકાય. એને કેટલાક સચિત્ત પણ કહે છે.

**પ્રશ્ન ૫**—ચોથનો ચંદ્રમા ન જોવાનું કહે છે તેનું શું કારણ ?

**ઉત્તર**—લૈકિકમાં તેને અમંગળિક માને છે તેથી એમ દર્શાવવામાં આવે છે.

**પ્રશ્ન ૬**—દેરાસરમાં આરતી, મંગળદીવો ઉતારવાનો ચોક્કસ ટાઇમ શું ?

**ઉત્તર**—સંધ્યાકાળે સૂર્યાસ્ત પછી તરત ઉતારવાં જોઇએ.

**પ્રશ્ન ૭**—શ્રી નેમિનાથની અધિષ્ઠાયિકા અંબિકા દેવી કુંભારીઆજીના દેરાસરને ઉપદ્રવ કરનાર કે બીજી સમજવી ?

**ઉત્તર**—નેમિનાથજીની અધિષ્ઠાયિકા ન સમજવી. તે તો સમકિતી છે. તે એવું અકાર્ય ન કરે.

**પ્રશ્ન ૮**—દેરાસરના રંગમંડપમાં પ્રભુની સામે આચાર્યની મૂર્ત્તિ કે પગલાં ગોખલામાં સ્થાપી શકાય ?

**ઉત્તર**—એમાં વિરોધ લાગતો નથી.

**પ્રશ્ન ૯**—જિનપ્રતિમાની સામે રંગમંડપમાં ગોખલામાં શ્રાવકની મૂર્ત્તિ સ્થાપી શકાય ?

**ઉત્તર**—દેરાસરના બંધાવનાર શ્રાવક, શ્રાવિકાની હાથ જોડતી ઊભી મૂર્ત્તિ તીર્થોમાં દેખાય છે તેની તે પ્રમાણે કરી શકાય.

પ્રશ્ન ૧૦—શ્રાવક પોસહમાં એકાસણું કરતાં સામે આવેલા આહાર વાપરી શકે અથવા મંગાવી શકે ?

ઉત્તર—એને માટે પ્રથમથી વ્યવસ્થા કરી રાખેલી હોય તો પોસહ-શાળાએ આવેલા આહારથી એકાસણું કરી શકે.

પ્રશ્ન ૧૧—સમવસરણમાં બેસતી ૧૨ પર્ષદાનાં નામ જણાવો.

ઉત્તર—ચાર પ્રકારના દેવો, ચાર પ્રકારની દેવીઓ અને ચતુર્વિધ સંઘ ( સાધુ, સાધ્વી, શ્રાવક ને શ્રાવિકા ) એમ બાર પર્ષદા જાણવી.

પ્રશ્ન ૧૨—નારકીમાંથી નીકળીને જીવ દેવ થઇ શકે ?

ઉત્તર—ન થઇ શકે, દેવ ચ્યવીને દેવ થઇ ન શકે ને નારકી નારકી થઇ ન શકે. તે બે ગતિવાળા તો મનુષ્ય ને તિર્યંચ જ થઇ શકે અને તે પણ સંખ્યાતા આયુવાળા મનુષ્ય ને તિર્યંચ જ થાય.

પ્રશ્ન ૧૩—દુવિહારના પચ્ચખ્ખાણમાં શું શું ખપે ?

ઉત્તર—ઔષધ, મુખવાસ ને પાણી ખપી શકે

પ્રશ્ન ૧૪—શ્રાવક પોસહમા ન્યુસ્પેપર વાંચી શકે ?

ઉત્તર—ન વાંચી શકે, કારણ કે એમાં પ્રાયે વિકથાઓ જ હોય છે.

પ્રશ્ન ૧૫—સોળ સતીના છંદમા બ્રાહ્મીને બાળકુમારી કહી છે ને તેનું લગ્ન તો બાહુબલિજી સાથે થયાનું કહેવાય છે તેનું કેમ ?

ઉત્તર—શ્રી ત્રિ. શ. પુ ચરિત્રમાં બ્રાહ્મીએ તો ઋષભપ્રભુ પાસે કૌમાર્યાવસ્થામાં જ દીક્ષા લીધાનું જણાવ્યું છે.

પ્રશ્ન ૧૬—પૂર્વાચાર્ય કોને કહેવા ?

ઉત્તર—જે બહુ વર્ષ અગાઉ થયા હોય, શુદ્ધ ચારિત્રી હોય અને ગીતાર્થ હોય તેને પૂર્વાચાર્ય કહેવા.

પ્રશ્ન ૧૭—પર્યુષણમાં સાધુ લીલોતરીનું શાક વહોરી શકે ?

ઉત્તર—પર્યુષણમાં લીલોતરીનું શાક સાધુએ વહોરવું તે યોગ્ય નથી.

પ્રશ્ન ૧૮—ગુરુની આજ્ઞામાં ન વર્તે તેવા શિષ્યને કેવા ગણવા ?

ઉત્તર—શાસ્ત્રમાં કહ્યા છે તેવા અનુત્તમ ગણવા.

પ્રશ્ન ૧૯—તીર્થંકરની માતાને પ્રભુ ગર્ભમાં આવ્યા પછી દોહલા ઉત્પન્ન થાય છે તે રાજા પૂરી ન શકે તો કોણ પૂરે ?

ઉત્તર—દેવો પૂરે છે.

પ્રશ્ન ૨૦—સુઘોષાઘંટા ક્યારે વગાડે ?

ઉત્તર—જ્યારે ઇંદ્રને બધા દેવોને ખબર આપવાના હોય ત્યારે વગડાવે અને પછી જે ખબર આપવા હોય તે કહેવરાવે છે.

પ્રશ્ન ૨૧—સુઘોષાઘંટાનો સ્વર કેટલો વખત પહોંચે ?

ઉત્તર—બહુ વખત પહોંચતો નથી, કારણ કે તરતમાં જ જે કારણે વગડાવ્યો હોય તેના ખબર આપવાના હોય છે.

પ્રશ્ન ૨૨—તીર્થંકર સંસારીપણામાં પ્રથમના તીર્થંકરની પ્રતિમાની પૂજા કરે?

ઉત્તર—પૂજા કરતા નથી એમ જાણવામાં છે.

પ્રશ્ન ૨૩—દીક્ષા વખતે તીર્થંકરે લોચ કરેલા કેશ ઇંદ્ર તરત જ ક્ષીરસમુદ્રમાં નાખી આવતા હશે ?

ઉત્તર—તરત જ નાખી આવે છે.

પ્રશ્ન ૨૪—તીર્થંકર સિવાય કેટલાક મુનિના દાન વખતે પણ સુવર્ણવૃષ્ટિ થાય છે તે મુનિ કેવા હોય ?

ઉત્તર—ભાવિતાત્મા અણગાર હોય, બહુ ઉત્તમ ચારિત્રવાળા હોય, તેમજ લબ્ધિધારી અને બહુશ્રુત હોય.

પ્રશ્ન ૨૫—વીરપ્રભુનું દેવદૂષ્ય ગયા પછી પ્રભુ વસ્ત્ર વિનાના રહ્યા હશે ?

ઉત્તર—વસ્ત્ર વિનાના રહેલા છે, પરંતુ તેમના અતિશયથી તે બીજા નગ્ન મનુષ્યની જેવા બિભત્સ લાગતા નથી.

પ્રશ્ન ૨૬—વીરપ્રભુના નિર્વાણથી આપણે દીવાળી પર્વ કરીએ છીએ, ત્યાર અગાઉ લોકો દીવાળી પર્વ ક્યારે કરતા હશે ?

ઉત્તર—જ્યારે એક વર્ષ પૂરું થાય ને નવું વર્ષ શરૂ થાય ત્યારે જ દીવાળી કરે, તેથી અગાઉ પણ લોકોને માટે તો આસો વદિ અમાસે જ દીવાળી સંભવે છે.

પ્રશ્ન ૨૭—શ્રાવક આંબિલ કે એકાસણું કરવા બેઠેલ હોય તે વખતે કોઇ સાધુ વહોરવા આવે તો શ્રાવક ઊભો થઇને વહોરાવે ?

ઉત્તર—બીજું કોઇ વહોરાવનાર ન હોય તો શ્રાવક ઊભો થઇને વહોરાવે એવો આગાર છે.

પ્રશ્ન ૨૮—સિદ્ધાચળજીનું સ્તવન સિદ્ધાચળ સિવાય બીજે તીર્થે કહેવાય ?

ઉત્તર—એ પ્રમાણે કહેવું તે યોગ્ય લાગતું નથી.

**પ્રશ્ન ૨૯**—સિદ્ધાચળ ઉપર અત્યારે જે રાયણનું વૃક્ષ છે તે ઋષભદેવના વખતનું હશે ને સ્થાન પણ તે જ હશે ?

**ઉત્તર**—ઋષભદેવના વખતનું હોય જ નહીં, કારણ કે તેને બહુ કાળ વ્યતીત થઈ ગયો છે. વળી સ્થાનનો પણ નીરધાર નહીં, કારણ કે પર્વત બહુ ઘટી ગયો છે.

**પ્રશ્ન ૩૦**—બાવીશ અભક્ષ્યમાં કારેલાં તથા જામફળ ગણાય ?

**ઉત્તર**—ન ગણાય. એ તો પ્રત્યેક વનસ્પતિ છે ને ભક્ષ્ય છે.

**પ્રશ્ન ૩૧**—દેરાસરમાં પબાસણના નીચેના ભાગમાં શાસનદેવીની મૂર્તિ પધરાવે છે તે જોઇએ કે નહીં ?

**ઉત્તર**—જરૂર જોઈએ. તેની પણ પ્રતિષ્ઠા થાય છે.

**પ્રશ્ન ૩૨**—ચાતુર્માસમાં દીક્ષા આપી શકાય ?

**ઉત્તર**—એ બાબત દીક્ષા આપનાર બહુશ્રુત મુનિને પૂછવું.

**પ્રશ્ન ૩૩**—વીરપ્રભુને છદ્મસ્થાવસ્થામાં દશ સ્વપ્ન આવ્યાં હતાં તેનો અર્થ નિમિત્તિઆએ શા આધારે કહ્યો હશે ?

**ઉત્તર**—જેમ સુપનપાઠક કહે છે તેમ નિમિત્તશાસ્ત્રને આધારે કહી શકે.

**પ્રશ્ન ૩૪**—એક તીર્થંકરના નિર્વાણ પછી બીજા તીર્થંકર થાય ને તે કેવળજ્ઞાન પામે ત્યાંસુધી પ્રથમના તીર્થંકરનું શાસન પ્રવર્તતું હશે ? અને મુનિઓ વિચરતા હશે ?

**ઉત્તર**—તેમનું શાસન પ્રવર્તે અને કેવળજ્ઞાની તેમ જ અન્ય મુનિઓ પણ વિચર્યા કરે.

**પ્રશ્ન ૩૫**—પર્યુષણપર્વમાં લીલોતરી વાપરનાર શ્રાવકને કેવો દોષ લાગે ?

**ઉત્તર**—સામાન્ય દિવસ કરતાં વધારે લાગે. શ્રાવકે એ પ્રમાણે પર્વદિવસે લીલોતરી ખાવી ઘટે જ નહીં.

**પ્રશ્ન ૩૬**—ઘંટાકર્ણ દેવ સમકિતી છે કે મિથ્યાત્વી છે ?

**ઉત્તર**—એ બાબત હાલ ઘણી ચર્ચા ચાલે છે તેનું પરિણામ આવશે એટલે તેનો નિરધાર થશે.

**પ્રશ્ન ૩૭**—અષ્ટાપદ તીર્થ કયાં છે ? ત્યાં જવું કયારે બંધ થયું ?

**ઉત્તર**—એનું સ્થળ ચોક્કસ કહી શકાતું નથી. જ્યારે તે દેખાતું બંધ થયું ત્યારથી ત્યાં જવું બંધ થયું છે.

**પ્રશ્ન ૩૮**—અત્યારે અષ્ટાપદ ઉપરની પ્રતિમાની પૂજા થતી હશે ?

**ઉત્તર**—એ બાબત ચોક્કસ કહી શકાય નહીં.

કુંવરજી

# સુભાષિત–વચનમાળા

( ગતાંક પૃષ્ઠ ૩૧૯ થી શરૂ )

૧૨૫. મુંબઈના રહેઠાણોને ' માળા ' શબ્દથી સંબોધવામાં આવે છે એ તદ્દન બંધબેસતો શબ્દ છે. જેવા પક્ષીઓના માળા હોય છે અને તેમાં પક્ષીઓ વસે છે. બરાબર તેવા જ આ માનવના માળાઓ છે. દશ–બાર ફુટની ઓરસચોરસ ઓરડીમાં રાંધવાનું, જમવાનું, ન્હાવાનું, બેસવાનું અને સુવાનું ગૃહિણી તથા બાળકો સાથે હોય છે. આવા સ્થાનકને માળા ન કહેવાય તો બીજું શું કહેવાય?

૧૨૬. પુરુષો બહારના કામમાં મુખ્ય છે અને સ્ત્રીઓ ગૃહકાર્યમાં મુખ્ય છે. એક બીજાની અપેક્ષાએ બન્ને મુખ્ય અને ગૌણ છે.

૧૨૭. વર્તમાન શોધોએ આપવા કરતાં બહુ લઈ લીધું છે. વિજ્ઞાનનો અવળો પરિપાક હમણાના યુદ્ધમાં જણાઈ આવે છે. માનવસંહાર સાધનો એટલાં વિપુલ પ્રમાણમાં જન્યાં છે કે તેને મુકાબલે સુખ–સગવડનાં સાધનો કાંઈ હિસાબમાં ન ગણી શકાય.

૧૨૮. હમણાં ઉત્કૃષ્ટ આયુષ્ય ૧૦૦ વર્ષનું ગણીએ તો તેમાંથી જીવનનાં ૫૦ વર્ષ તો રાત્રિમાં ચાલ્યા જાય છે. બાકીનાં ૫૦ માંથી ૧૨॥ બાલ્યકાળનાં અને ૧૨॥ વર્ષ વાર્ધક્યનાં બાદ કરતાં ૨૫ વર્ષ બાકી રહે છે. તેમાં પરણવું, રળવું, માંદા પડવું વિગેરે બાદ કરીએ તો આત્માના કાર્ય માટે કેટલો સમય રહ્યો ગણાય ?

૧૨૯. દેવભક્તિનો અર્થ માત્ર દેવમૂર્તિની સેવા–પૂજામાં પર્યાપ્ત નથી થતો. ભક્તિ એટલે આરાધ્ય દેવની આજ્ઞાનું યથાશક્તિ પાલન સમજવું.

૧૩૦. રાત્રિના પ્રથમ પ્રહરે સહુ કોઈ જાગે છે, દ્વિતીય પ્રહરે ભોગીજનો જાગે છે, રાત્રિના ત્રીજા પ્રહરમાં તસ્કર લોકો જાગતા હોય છે અને ચોથા પ્રહરે યોગીઓ જાગે છે.

૧૩૧. રાત્રિ વિના દિવસની કિંમત નથી. દુઃખ વિના સુખની કિંમત નથી. કડવાશ વિના મિઠાશની કિંમત નથી. પિત્તળ વિના સુવર્ણની કિંમત નથી. દુર્જન વિના સજ્જનની કિંમત નથી. ગેરહાજરી વિના સ્ત્રીની કિંમત નથી. રોગ વિના આરોગ્યની કિંમત નથી. આ પ્રમાણે કોઈ પણ મદદ વસ્તુનું મૂલ્યાંકન તે સાથે અન્ય પ્રતિસ્પર્ધી વસ્તુના મુકાબલે જ બને છે.

૧૩૨. બોલવાથી વંશની અને દેશની ખબર પડે છે, વિનયથી શિષ્યની પરીક્ષા થાય છે અને મુશ્કેલી વખતે સ્ત્રી તથા મિત્રની પરીક્ષા થાય છે. વળી સ્વારીમાં જાતિવંત અશ્વની પરીક્ષા થાય છે અને પારણામાંથી પુત્રની પરીક્ષા જણાય છે. તથા બારણામાંથી વહુની પરીક્ષા જણાય છે.

૧૩૩. ઔદાર્યને સમજવા માટે તેવા બનવાની જરૂર છે.

૧૩૪. માતા અને પિતાના સ્નેહમાં ઘણો ફેર છે. એકમાં વાત્સલ્યનું અમી છે, બીજામાં કઠોરતાનું શિક્ષણ છે.

૧૩૫. પુત્ર ગમે તેવો વિદ્વાન અને વિચક્ષણુ હોય તો પણુ મા–બાપને મન તો તે ભોળો જ હોય છે.

૧૩૬. બાળકો વિનાનું ઘર શૂન્યવત્ ગણાય છે. નિર્દોષતાભરી બાળક્રીડા માતાપિતાનાં મનને પ્રેમપાશમાં પકડી રાખે છે. પિતાદિ આપ્તજનોના સ્નેહને અને રાજને છોડનાર આર્દ્રકુમાર બાળકના સ્નેહથી બંધાયેલા કાચા સુતરના તાંતણે બાર વર્ષ ગૃહવાસે રહ્યા હતા.

૧૩૭. એક જ માતા ધારે તો સો શિક્ષકોની નહીં પણુ અગણિત શિક્ષકોની ગરજ સારી શકે છે. બાળપણથી જો બાળકમાં સુસંસ્કાર નાખવા કોઇ સમર્થ હોય તો તે ફક્ત માતા જ છે; કારણુ કે ધવરાવવું, નવરાવવું, સુવરાવવું, ખવરાવવું ઇત્યાદિ બાળકની સર્વ પ્રક્રિયા એક માત્ર માતા જ પ્રેમથી કરે છે. તેથી ઊગતા વેલા સમાન બાળકને માતા જે દિશાએ વાળે તે તરફ એ સહેલાઇથી વળી શકે છે.

૧૩૮. ગાળ દેતા શીખવવાની જરૂર પડતી નથી. અનીતિ કે અપ્રમાણિકતા કરવામાં પણુ શીખડાવવાની જરૂર નથી. એ તો સ્વયં, ઘણુા કાળના અભ્યાસબળથી સ્હેજે સ્ફુરે છે. મુશ્કેલી ફક્ત નીતિ, ધર્મ, સદાચાર, મિષ્ટવાણી, વિદ્યા વિગેરેના માર્ગે ચઢવા–ચઢાવવામાં છે.

૧૩૯. શારીરિક પાપ કરવામાં શરમ, રાજ્યકાનૂન, લોકવ્યવહાર આદિ નડે છે અને તેથી એ શારીરિક પાપ પ્રાયઃ અલ્પ પ્રમાણમાં થાય છે, પણુ વાચિક અને તેથી પણુ અનેકગણું પાપ, માનસિક રીતે સેવાયા જ કરે છે, એ સર્વસામાન્ય અનુભવની વાત છે.

૧૪૦. લોકમાનસ–લોકોના યથાર્થ મનઃપરિણામ જાણવાનું જો જ્ઞાન હોય–કોઈ સાધન હોય–માપકયંત્ર હોય તો ન ધારતા હોઇએ તેવી વ્યક્તિઓમાં પણુ જળમાંથી અગ્નિ ઊઠવા જેવો વ્યવહાર જોઇ શકાશે. કયાંઇક માનસિક, કયાંઇક વાચિક, કયાંઇક કાયિક અને કયાંઇક એ સર્વ દ્વારા આચરી શકાતી કલુષિતતા નજરે ચડશે. મન–વચન–કાયાથી અત્યંત સદાચારી, સત્યવકતા, નિઃસ્પૃહી યથાર્થ સેવાભાવી, પરોપકારપરાયણુ એવી વ્યક્તિઓ, ઉકત જાણુપણામાં કવચિત જ નજરે ચડશે. બાકી કયાંઇક કાંઇ તો બીજે વળી બીજા પ્રકારની માલિન્યતા ઉભરાતી જણાશે.

૧૪૧. આઘાત અને પ્રત્યાઘાત એ સૃષ્ટિનો શાશ્વત–અફર નિયમ છે. જમીન પર, પત્થર ઉપર કે દીવાલે હાથ પછાડીએ તો સામેથી આપણા હાથને પણુ અવશ્ય લાગે છે. મનુષ્ય ઉપર તો શું પણુ પશુ ઉપર ક્રોધ કરીશું તો એની આંખોમાં પણુ આપણા પ્રત્યે તિરસ્કાર ઉભરાશે. તમે કટુ વેણુ ઉચ્ચારશો તો સામેથી તેથી સવાયા વેણુ સાંભળવા મળશે. સરોવરને કાંઠે કરેલો અવાજ જેમ સામે કાંઠે અફળાઇ મોટા રૂપમાં પડઘો પાડે છે તેવું જ જગતના સર્વ વ્યવહારમાં છે એ નિશ્ચિત છે. સિવાય કે ઉચ્ચ કોટિના સંતો તેમાં અપવાદરૂપ છે.

૧૪૨. આપણે વેંત નમીએ તો સામી વ્યક્તિ હાથ નમે એ અનુભવીઓનું વાકય તદ્દન સત્ય છે. **નમે તેને સૌ નમે અને નમે તે સૌને ગમે.** અક્કડાઇથી જે કામ પાર પાડતા કલાકો અને દિવસો વીતે છે તે જ કામ નમ્રતાથી સ્હેજે પાર પડી શકે છે.

( ચાલુ ) રાજપાળ મગનલાલ વહોરા.

## વૈરાગ્ય અને તેના પ્રકાર.

—( અનુસંધાન પૃષ્ઠ ૨૮૭ થી )—

### આગ્રહ ત્યાં જ્ઞાનગર્ભતા નથી.

દોહરા—જો ઉત્સર્ગ અપવાદમાં, વ્યવહાર નિશ્ચયમાંહિ,
જ્ઞાનક્રિયામાં એહ તો, જ્ઞાનગર્ભતા નાંહિ. ૭૧

---

ઉપર આગ્રહી વૈરાગ્યવંતને પણ જૈનાભાસ કહ્યો, તે જ વાતનું સમર્થન વિવરીને કરે છે.-

**૭૧.** ઉત્સર્ગમાં કે અપવાદમાં, વ્યવહારમાં કે નિશ્ચયમાં, જ્ઞાનગર્ભપણું નથી.

ઉત્સર્ગ એટલે સર્વસાધારણ સામાન્ય માર્ગ; અને અપવાદ એટલે અસાધારણ–અસામાન્ય માર્ગ,–વિશિષ્ટ સંયોગોમાં, વિશિષ્ટ પાત્રવિશેષને, હેતુવિશેષથી આચરવાનો માર્ગ. આ બન્નેમાંથી સર્વત્ર કોઇ એકનો આગ્રહ રાખવામાં આવે તો જ્ઞાનગર્ભપણું નથી.

વ્યવહાર અને નિશ્ચય એ બન્નેમાંથી જો કોઇ એકનો આગ્રહ હોય તો ત્યાં પણ જ્ઞાનગર્ભપણું નથી. નિશ્ચય સાધ્ય છે અને વ્યવહાર સાધન છે. નિશ્ચયની પ્રાપ્તિ માટે, સમજવા માટે, બોધ થવા માટે વ્યવહારનું પ્રયોજન છે. હવે નિશ્ચયનો જ એકાંત આગ્રહ રાખી વ્યવહાર છોડે તો સાધ્ય સિદ્ધ ન થાય; અને વ્યવહારમાં જ સર્વસ્વ માની સાધ્ય નિશ્ચયને ભૂલી જાય તો લક્ષ્ય વિનાનાં બાણ જેવી સ્થિતિ થઇ પડે. એટલા માટે વાસ્તવિક પક્ષ તો એ છે કે નિશ્ચયને લક્ષમાં રાખી વ્યવહાર–સાધન યોજવાં. શ્રીમદ્ રાજચંદ્રજીએ સમુચિત જ પ્રકાશ્યું છે કેઃ—

" નિશ્ચય વાણી સાંભળી, સાધન તજવાં નોય;
નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય."—શ્રી આત્મસિદ્ધિ.

' व्यवहारनिश्चयौ यः, प्रबुध्य तत्त्वेन भवति मध्यस्थः ।
प्राप्नोति देशनायाः, स एव फलमविकलं शिष्यः ॥ '

—શ્રી અમૃતચંદ્રાચાર્યજી.

' વ્યવહાર અને નિશ્ચયને જે તત્ત્વથી જાણીને મધ્યસ્થ થાય છે તે શિષ્ય જ દેશનાનું અવિકલ ફલ પામે છે. '

" जइ जिणमयं पवज्जह तो मा ववहारणिच्छयं मुंच ।
एगेण विणा छिज्जइ तित्थं, अण्णेण तच्चं च ॥"

' જો તું જિનમત પડતો—અભ્યસતો હો તો, વ્યવહાર કે નિશ્ચય મ છોડ; એક વિના તીર્થનો ઉચ્છેદ થાય છે, અને બીજા વિના તત્ત્વનો નાશ થાય છે. '

શ્રી અમૃતચંદ્રાચાર્યજીએ જિનવાણીને ગોપાંગનાની ઉપમા આપી છેઃ—

પરચિંતનમાં વ્યર્થ ને, સ્વાર્થસત્ય નયમાંહિ,
આવ્યું ન જો માધ્યસ્થ્ય તો, જ્ઞાનગર્ભતા નાંહિ. ૭૨.

" एकेनाकर्षन्ती श्लथयन्ती वस्तुतत्त्वमितरेण ।
अन्तेन जयति जैनीनीतिर्मन्थाननेत्रमिव गोपी ॥ "

—શ્રી પુરુષાર્થસિદ્ધિઉપાય.

ગોપાંગના જેમ છાશ વલોવતી વેળાએ એક દોરી ઢીલી કરે છે અને બીજી દૃઢ પકડે છે, તેમ જૈન નીતિ–અનેકાંતન્યાય વ્યવહાર–નિશ્ચયનો આશ્રય કરતાં, એક નય ઢીલો (ગૌણ) કરે છે, અને બીજો દૃઢ (પ્રધાનપણે) ગ્રહે છે. એકે નય સર્વથા છોડતી નથી.

જ્ઞાનથી જ મુક્તિ છે કે ક્રિયાથી જ મુક્તિ છે એવો એકાંતિક આગ્રહ પણ ખોટો છે. સર્વ કોઇ પોતપોતાની સમુચિત મર્યાદામા યોગ્ય છે.

ज्ञानक्रियाभ्यां मोक्षः ।

જેમ પક્ષી એક પાંખથી ઊડી શકે નહિં કે રથ એક પૈડાંથી ચાલી શકે નહિં; તેમ ધર્મ-રથ પણ જ્ઞાન–ક્રિયા એ બેમાથી એક વિના ગતિ કરી શકે નહિં. જ્ઞાન વિનાની ક્રિયા આંધળી છે, અને ક્રિયા વિનાનું જ્ઞાન પાંગળું છે. શ્રી આત્મસિદ્ધિમાં કહ્યું છે કે:–

"વૈરાગ્યાદિ સફળ તો, જો સહ આતમજ્ઞાન;
તેમજ આતમજ્ઞાનની, પ્રાપ્તિતણા નિદાન.
જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ;
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ.—શ્રીમદ્ રાજચંદ્રજી.

૭૨. અન્ય નયના ચિંતનમાં વ્યર્થ અને પોતાના પ્રયોજનમાં સાચા એવા નયોમા જો મધ્યસ્થપણું આવ્યું નહિ તો જાણવું કે જ્ઞાનગર્ભપણું નથી.

" प्रकृतवस्त्वंशग्राही तदितरांशाप्रतिपक्षी अध्यवसायविशेषो नयः । "

'પ્રકૃત–પ્રસ્તુત વસ્તુનો અંશ ગ્રહનારો અને તે સિવાયના બીજા અંશનો અપ્રતિપક્ષી–અવિરોધી અધ્યવસાયવિશેષ તેનું નામ નય.'

" यस्य सर्वत्र समता नयेषु तनयेष्विव ।
तस्यानेकान्तवादस्य क्व न्यूनाधिकशेमुषी ? "

—શ્રી યશોવિજયજીકૃત અધ્યાત્મોપનિષદ્.

'તનયો–પુત્રોની જેમ નયોમાં સર્વત્ર જેને સમાનભાવ છે એવા અનેકાન્તવાદને ન્યૂનાધિક બુદ્ધિ કયાંથી હોય ?' માટે નયોમા માધ્યસ્થ્ય રાખવું તે ઉચિત છે. કહ્યું છે કે:—

" माध्यस्थ्य सहितं ह्येकपदज्ञानमपि प्रमा ।
शास्त्रकोटिर्वृथैवान्या तथा चोक्तं महात्मना ॥ "—શ્રીઅધ્યાત્મોપનિષદ્.

પરાર્ધમાં શત જેમ જો, પરનું સ્વાગમમાંહિ;
ના અવતાર પટુત્વ તો, જ્ઞાનગર્ભતા નાંહિ. ૭૩

'માધ્યસ્થ સહિત એક પદનું જ્ઞાન પણ પ્રમાણભૂત છે. તે સિવાય કોટિ શાસ્ત્ર પણ વૃથા છે અને તેવા પ્રકારે મહાત્માએ (શ્રી હરિભદ્રાચાર્યજીએ) કહ્યું છે.' તે આ પ્રમાણે—

"वादांश्च प्रतिवादांश्च वदंतोऽनिश्चितांस्तथा ।
तत्त्वान्तं नैव गच्छंति तिलपिलकवद् गतौ ॥"—શ્રી યોગબિંદુ.

'અનિશ્ચિત એવા વાદો અને પ્રતિવાદો વદતાં, તિલપીલકની જેમ તત્ત્વનો અંત પામતા નથી." (ઘાણીના બેલની જેમ.)

એટલા માટે નયોમાં આગ્રહ રાખવો નહિ એ જ યુક્ત છે. પ્રત્યેક નય પોતપોતાના ક્ષેત્ર પૂરતો ઉપયોગી છે; અને તેના સાપેક્ષપણાથી નયોનો પરસ્પર વિરોધ શમાવે છે એ અનેકાંતની ચમત્કૃતિ છે.

"જ્યાં નિત્ય નાના નય નૃત્યકારી,
સત્ સપ્તભંગી વિલસે રસાળી;
પ્રમાણ તો વાદ્ય વીણા વગાડે,—
વાગ્રંગભૂ વિસ્મય આ પમાડે."—મનોનંદન

૭૩. પરાર્ધમાં સોની જેમ, જો પોતાના આગમમાં પરઆગમ અવતારવાનું પટુપણું ન આવ્યું તો જાણવું કે જ્ઞાનગર્ભપણું નથી.

પરાર્ધની સંખ્યામાં સોની સંખ્યા સ્હેજે સમાઇ જાય એમાં નવાઇ નથી; તેમ સ્વઆગમ, જિનઆગમ એટલું બધું સુવિશાલ છે કે તેના અતિ અલ્પ દેશમાં પરઆગમનો અવતાર (સમાવેશ) સુગમતાથી થઇ શકે છે. શ્રીમાન્ આનંદઘનજીએ પ્રકાશ્યું છે:—

"ષટ દરશન જિન અંગ ભણીજે, ન્યાસ ષડંગ જે સાધે રે;
નમિ જિનવરના ચરણ ઉપાસક, ષટ્ દરશન આરાધે રે.
જિનવરમાં સઘળા દરશન છે, દર્શને જિનવર ભજના રે;
સાગરમાં સઘળી તટિની સહી, તટિનીમાં સાગર ભજના રે.

"ષડ્દર્શનો ય જિન દર્શનમાં સમાય,
અંગાગભૂત જ્યમ અંગ શરીરમાં ય;
અંભોધિમાં નદી, ન તે નદીમાં નિહાળ;
માળામહીં મણિ, મણિમાંહે નો'ય માળ."—મનોનંદન.

"सुनिश्चितं नः परतंत्रयुक्तिषु, स्फुरन्ति याः काश्चन सूक्तसंपदः ।
तवैव ताः पूर्वमहार्णवोत्थिताः, जगत्प्रमाणं जिनवाक्यविप्रुषः ॥"
—શ્રી સિદ્ધસેનદિવાકરજી. (બત્રીશ-બત્રીશી.)

આણથી આગમ અર્થનું, યુક્તિથી યુક્તનું આંહિ;
સ્થાને યોજન જો ન તો, જ્ઞાનગર્ભતા નાંહિ. ૭૪

" આ તો અમને સુનિશ્ચિત થયુ છે કે પરતંત્રની યુક્તિઓમા જે કોઇ સૂક્તસંપદાઓ ચમકે છે તે, હે જિન ! તારા જ પૂર્વ-મહાસાગરમાથી ઊડેલા વચનબિન્દુઓ છે. "

૭૪. આગમ અર્થનુ આજ્ઞાવડે અને યુક્તિસાધ્ય અર્થનું યુક્તિવડે જો યોગ્ય સ્થાને યોજન ન આવડયુ, તો જાણવુ કે જ્ઞાનગર્ભપણુ છે નહિં

" सूक्ष्मं जिनोदितं वाक्यं हेतुभिर्यन्न हन्यते ।
आज्ञासिद्धं तु तद्ग्राह्य, नान्यथावादिनो जिनाः ॥ "

' જિનોક્ત સૂક્ષ્મ વચન જે હેતુઓથી હણાતું નથી, તે આજ્ઞાથી સિદ્ધ થતુ વચન ગ્રહણ કરવા યોગ્ય છે; કારણ કે જિનેશ્વરો મિથ્યા વદનાર નથી. '

કેટલાક પદાર્થ અતીંદ્રિય હોઇ તેમા અતીંદ્રિયજ્ઞાની આપ્ત પુરુષની આજ્ઞાનુ પ્રાધાન્ય માનવુ જોઇએ, અને કેટલાક પદાર્થ યુક્તિસાધ્ય હોઇ ત્યા યુક્તિનું અવલંબન લેવુ જોઇએ. આમ આજ્ઞા અને યુક્તિનુ યથાસ્થાન નિયોજન કરતા ન આવડે તો ત્યા જ્ઞાનગર્ભ વૈરાગ્ય નથી એમ જાણવુ.

" शासनात्त्राणशक्तेश्च, बुधैः शास्त्रं निरुच्यते ।
वचनं वीतरागस्य, तच्च नान्यस्य कस्यचित् ॥ " શ્રી અધ્યાત્મોપનિષદ્.

" શાસન કરવાથી અને ત્રાણ-રક્ષણ શક્તિથી ' શાસ્ત્ર ' એવી નિરુક્તિ બુધોથી કરાય છે; અને તે શાસ્ત્ર વીતરાગનુ વચન છે, બીજા કોઇનું નહિં. "

શ્રીહરિભદ્રાચાર્યજી કહે છે કે—

" उपदेशं विनाप्यर्थकामौ प्रति पटुर्जनः ।
धर्मस्तु न विना शास्त्रादिति तत्रादरो हितः ॥ " શ્રીધર્મબિંદુ.

' અર્થ અને કામ બાબતમા તો લોક ઉપદેશ વિના પણ કુશળ હોય છે, પણ ધર્મ તો શાસ્ત્ર વિના હોઇ શકતો નથી, માટે તેમા આદર કરવો હિતરૂપ છે "

આમ આગ્રહનો નિષેધ કરતા ગ્રંથકારે વિરતારથી બોધ આપ્યો. શ્રીયશોવિજયજીએ અન્યત્ર કહ્યું છે કે—

" मनोवत्सो युक्तिगवीं मध्यस्थस्यानुधावति ।
तामाकर्षति पुच्छेन तुच्छाग्रह मनःकपिः ॥ " શ્રીઅધ્યાત્મોપનિષદ્.

' મધ્યસ્થનો મનરૂપી વાછડો યુક્તિરૂપી ગાયની પાછળ દોડે છે, અને તુચ્છ આગ્રહીનો મનરૂપી વાંદરો તે યુક્તિરૂપી ગાયને પુછડાથી ખેંચે છે ! ! '

તેથી ગીતાર્થને જ આ, જ્ઞાનગર્ભ આદિષ્ટ;
અગીતને ય ઉપચારથી, તસ નિશ્રાથી ઇષ્ટ. ૭૫

## જ્ઞાનગર્ભનાં લક્ષણ.

સૂક્ષ્મ દૃષ્ટિ મધ્યસ્થતા, હિત ચિંતન સર્વત્ર;
ધર્મે યોજન લોકનું, ક્રિયાદર બહુ અત્ર. ૭૬

મૂક અંધ ને બધિરનો, પરવૃત્તાંતે રાહ;
ધનાર્જને નિર્ધન સમો, ગુણાભ્યાસ ઉત્સાહ. ૭૭

વમન મદન ઉન્માદનું, મદનું મર્દન સાવ;
મજ્જન સમતા અમૃતે, અસૂયા-તંતુ અભાવ. ૭૮

ચિદાનંદી જ સ્વભાવથી, ચલન કદી ય ન હોય;
એહ ત્રીજા વૈરાગ્યની, લક્ષણાવલી સ્હોય. ૭૯

---

૭૫. એટલા માટે, આ જે વર્ણવ્યો તેવા પ્રકારનો જ્ઞાનગર્ભ વૈરાગ્ય ગીતાર્થને જ ઘટે છે; અને તે ગીતાર્થના આશ્રયે વર્તતા અગીતાર્થને પણ ઉપચારથી તે ઇષ્ટ ગણ્યો છે.

ગીતાર્થ એટલે જિનાગમના રહસ્યને-પરમાર્થને સમ્યક્પણે જાણનારા સાધુ પુરુષ.

૭૬-૭૯. હવે જ્ઞાનગર્ભ વૈરાગ્યના કેટલાંક સ્પષ્ટ લક્ષણોનો નિર્દેશ કરે છેઃ—

( ૧ ) સૂક્ષ્મદૃષ્ટિ—સૂક્ષ્મબુદ્ધિથી ધર્મનું અવલોકન કરવું. નહિં તો ધર્મના નામે ધર્મનો જ ધ્વંસ થઇ જાય.

"सूक्ष्मबुद्ध्या सदा ज्ञेयो धर्मो धर्मार्थिभिर्नरैः ।
अन्यथा धर्मबुद्ध्यैव तद्विघातः प्रसज्यते ॥"

શ્રી હરિભદ્રાચાર્યજી ( અષ્ટક )

દૃષ્ટાંત—કોઇએ ગ્લાનને-માંદાને ઔષધ આપવાનો અભિગ્રહ લીધો, પછી ગ્લાનની પ્રાપ્તિ ન થતાં તે શોક કરે કે અરે રે ! મેં અભિગ્રહ લીધો પણ કોઇ માંદું પડ્યું નહિં, અહો મારી અધન્યતા ! મારું ઇષ્ટ સિદ્ધ ન થયું !-આવી દુષ્ટ ભાવનાવાળો વિચાર જાડી બુદ્ધિ સૂચવે છે. તેમ ન કરતાં સૂક્ષ્મ બુદ્ધિથી ધર્મનો વિચાર કરવો જોઇએ.

( ૨ ) મધ્યસ્થતા—તત્ત્વવિચારમાં રાગદ્વેષ રહિત મધ્યસ્થભાવ.

"आत्मीयः परकीयो वा, कः सिद्धान्तो विपश्चिताम् ।
दृष्टेष्टाबाधितो यस्तु युक्तस्तस्य परिग्रहः ॥

—શ્રી હરિભદ્રાચાર્યજી ( યોગબિંદુ )

જ્ઞાન ગર્ભ આદેય 'હાં, પણ એનો ઉપયોગ;
હોય કદાચ સ્વનાશથી, આત્મશુદ્ધિપ્રયોગ. ૮૦

—ભગવાનદાસ મનસુખભાઇ મહેતા

વિદ્વાનોને પોતાનો સિદ્ધાંત શો ? કે પારકો સિદ્ધાંત શો ? જે દૃષ્ટ અને ઇષ્ટથી અબાધિત હોય, તેનું ગ્રહણ કરવું યુક્ત છે.'

( ૩ ) સર્વનું હિતચિંતન—સર્વ જીવનું હિત ચિંતવવું.

'शिवमस्तु सर्वजगतः ।' ઇત્યાદિ.

'સર્વ જીવનું ઇચ્છો સુખ; મહાવીરની શિક્ષા મુખ્ય.'—શ્રી રાજચંદ્રજી

( ૪ ) લોકોનું ધર્મમાં યોજન—પોતાની શક્તિ પ્રમાણે બીજા જનોને ધર્મમાર્ગમાં સ્થાપન કરવા તે.

( ૫ ) અત્યંત ક્રિયાદર—ઉદ્દિષ્ટ મોક્ષમાર્ગની સાધનભૂત સત્ક્રિયામાં બહુમાન.

( ૬ ) પરવૃત્તાંતે મૂક-અંધ-બધિરવૃત્તિ—પારકા વૃત્તાન્તમાં મૂંગા, આંધળા અને બહેરા જેવું વર્તન. પારકા દોષ-અવર્ણવાદ-નિંદામાં મૂંગાપણું. પારકા દોષ જોવામાં આંધળાપણું અને પારકી નિંદા સાંભળવામાં બહેરાપણું.

( ૭ ) ગુણાભ્યાસ ઉત્સાહ—નિર્ધન મનુષ્ય ધનનું ઉપાર્જન કરવામાં જેવો ઉત્સાહ રાખે તેવો ઉત્સાહ ગુણનો અભ્યાસ કરવામાં રાખે.

( ૮ ) કામ ઉન્માદનો ત્યાગ—કામ ઉન્માદનું વમન-વિસર્જન.

( ૯ ) મદનું મર્દન—આઠ પ્રકારના મદનું નિર્દલન.

(૧૦) સમતા-અમૃતમાં મજ્જન—સમભાવ સુધારસમાં અવગાહન.

(૧૧) અસૂયાનો અભાવ—ઇર્ષ્યા, મત્સરનો અભાવ.

(૧૨) સ્વભાવનું નિશ્ચળપણું—ચિદાનંદમય આત્મસ્વભાવમાંથી કદી પણ નહિં ચળવાપણું.

આ બધી ત્રીજા જ્ઞાનગર્ભ વૈરાગ્યની લક્ષણમાળા છે.

૮૦. આ ત્રણ પ્રકારના વૈરાગ્યમાં જ્ઞાનગર્ભ વૈરાગ્ય આદેય અર્થાત્ ગ્રહણ કરવા યોગ્ય છે; બાકીના બેનો,-આત્મશુદ્ધિના પ્રયોગે કરી સ્વનાશ થતાં,-કદાચિત્ ઉપયોગ હોય છે.

દુઃખગર્ભ અને મોહગર્ભ એ બે વૈરાગ્યથી,-કવચિત્ અધ્યાત્મનો પ્રસાદ થતાં, કર્મમલની પ્રસન્નતા થતાં, કંઇક આત્મશુદ્ધિ થતાં—તે તે વૈરાગ્ય પોતે નાશ પામી પર્યાયાંતરને પામે છે; એટલે કે જ્ઞાનગર્ભ વૈરાગ્યના પરિણામની પ્રાપ્તિ થાય છે—આમ કવચિત્ તેવા પ્રકારના પરિણામની પ્રાપ્તિ થતી હોય તો તે બે વૈરાગ્યની ઉપયોગિતા જણાય છે.



# पुस्तकोनी पहोंच

१. **શ્રી કર્મગ્રંથ સટીક વિભાગ બીજો**—પંચમ શતકનામા કર્મગ્રંથ. શ્રી દેવેંદ્રસૂરિકૃત સ્વોપજ્ઞ ટીકાયુક્ત અને છઠ્ઠો સપ્તતિકા નામનો પૂર્વાચાર્યકૃત ગ્રંથ. શ્રી મલયગિરિજીકૃત ટીકાયુક્ત. (કિંમત રૂા. ૪). તૈયાર કરનાર પ્રવર્તક મહારાજ શ્રી કાંતિવિજયજીના શિષ્ય મુનિ ચતુરવિજયજી. પ્રસ્તાવના-લેખક મુનિ પુણ્યવિજયજી. આ બન્ને કર્મગ્રંથ શુદ્ધ કરીને છપાવવામાં ઘણો પ્રયાસ કર્યો છે. આ કર્મગ્રંથ પ્રથમ અમારી સભાએ છપાવેલ તે હાલમાં મળી શકતા નથી અને અગત્ય ઘણી છે તેથી આ પ્રયાસ યોગ્ય સમયે કરવામાં આવેલો હોવાથી સંપૂર્ણ સફળ ને પ્રશંસાપાત્ર છે. પ્રસિદ્ધકર્તા શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર.

૨. **શ્રી બૃહત્કલ્પસૂત્ર સટીક વિભાગ ૩ જો-ઉદ્દેશો પહેલો**—શ્રી ભદ્રબાહુસ્વામીપ્રણીત સ્વોપજ્ઞ નિર્યુક્તિયુક્ત, શ્રી સંઘદાસગણિસંકલિત ભાષ્યયુક્ત અને શ્રી મલયગિરિજીએ શરૂઆત કરેલ અને શ્રી ક્ષેમકીર્તિસૂરિએ પૂર્ણ કરેલ વૃત્તિયુક્ત. સંપાદક પ્રવર્તક શ્રી કાંતિવિજયજીના શિષ્ય તથા પ્રશિષ્ય મુનિ ચતુરવિજયજી તથા મુનિ પુણ્યવિજયજી. કિંમત છાપેલ નથી. મુનિમહારાજ માટે અત્યંત ઉપયોગી ગ્રંથ છે. સંપાદકના પ્રયાસ માટે શું શબ્દો લખવા તે કલ્પનામાં આવતું નથી. પ્રસિદ્ધકર્તા શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર.

૩. **શ્રી બૃહત્કલ્પસૂત્ર-વિભાગ ચોથો**—નિર્યુક્તિ, ભાષ્ય ને ટીકાયુક્ત ઉપર પ્રમાણે. ઉદ્દેશો બીજો ને ત્રીજો કિંમત છાપી નથી. સંપાદક ને પ્રકાશક પણ ઉપર પ્રમાણે.

૪. **શ્રી બૃહત્કલ્પસૂત્ર વિભાગ પાંચમો**—ઉદ્દેશો ચોથા ને પાંચમો. નિર્યુક્તિ, ભાષ્ય ને ટીકાયુક્ત. સંપાદક ને પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત છાપી નથી.

ઉપર જણાવેલી ચારે બુકો શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર તરફથી ભેટ તરીકે તે સભાના મંત્રી વલ્લભદાસ ત્રિભુવનદાસે મોકલી છે તે આભાર સાથે સ્વીકારીએ છીએ.

૫ **જીવનસંધ્યા**—લેખક મહીપતરાય જાદવજી શાહ-ભાવનગર. પ્રકાશક નગીનદાસ જાદવજી શાહ. કિંમત અમૂલ્ય. એક ૧૭ વર્ષના ઉત્સાહી જૈન યુવકની લખેલી આ સામાજિક નવલકથા વાંચવા લાયક છે. લેખકે પોતાના દાદાશ્રી નરશીદાસ જગજીવનદાસને અર્પણ કરી છે.

૬. **શાંતસુધારસ ભાવના**—ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીકૃત મૂળ સંસ્કૃત ૧૬ ભાવના ગુજરાતી અનુવાદ સહિત. આચાર્ય શ્રી વિજયભદ્રસૂરિના શિષ્ય મુનિરાજ શ્રી સંયમવિજયજીએ તૈયાર કરાવેલ. તે આર્થિક સહાયક શા મણિલાલ બીખાભાઇ, અમદાવાદવાળાની સહાયથી શ્રી યશોવિજયજી જૈન પુસ્તકાલય-ગંધપુર તરફથી પ્રસિદ્ધ થયેલ છે. પુસ્તક ખાસ ઉપકારક છે. કિંમત રાખી નથી.

**૭. સંતની વાતો**—મોઢ મહોદય કાર્યાલય તરફથી ભેટ મળી છે. લેખક ભાઇશ્રી ગોપાળજી ઓધવજી ઠક્કર. પ્રકાશક પરી. ભીખાભાઇ ગોપાળજી. વૈરાગ્યવાસિત અંતઃકરણવાળાના હૃદયને કોમળ કરે તેવી વાતો ખાસ વાંચવા લાયક છે. કિંમત આઠ આના.

**૮. શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર**—ઉપાધ્યાય શ્રી ભાવવિજયગણિવિરચિત ટીકા સહિત **ભાગ પહેલો ને બીજો**-પ્રથમ ભાગમાં ૪ અધ્યયન છે, બીજા ભાગમાં ૧૩ અધ્યયન ( ૫ માથી ૧૭ મા સુધી ) છે. સંશોધક શ્રી વિજયભદ્રસૂરિના પ્રશિષ્ય મુનિ હર્ષવિજયજી, પ્રકાશક શ્રી વિનય-ભક્તિ-સુંદર-ચરણ ગ્રંથમાળાના કાર્યકર્તા બેણુપનિવાસી શ્રાવક કકલચંદ રંગજી. પુષ્પ ૮-૯. એ ભાગનો ભેળી કિંમત રૂા. ૭) રાખેલ છે. શુદ્ધ કરવાનો પ્રયાસ સારો કર્યો છે. છાપતાં રહી ગયેલ અશુદ્ધિ દરેક પ્રતમાં સુધારી છે.

**૯. શ્રી પ્રત્યેકબુદ્ધ ચરિત્ર**—ઉપાધ્યાયશ્રી ભાવવિજયગણિવિરચિત શ્લોકબદ્ધ પૃષ્ઠ ૫૦, કિંમત દશ આના. પ્રકાશકાદિ ઉપર પ્રમાણે. પુષ્પ ૧ લું.

**૧૦. શ્રીદ્રવ્યસપ્તતિકા સવૃત્તિ ભાષાંતરયુક્ત**—પુષ્પ બીજું. મૂલ્ય સદુપયોગ. ગુજરાતી ટાઇપમાં ને ગુજરાતી ભાષામાં બહુ વિસ્તારથી અર્થ લખેલ હોવાથી બહુ ઉપયોગી છે. મુનિમહારાજ શ્રી હર્ષવિજયજીનો આ પ્રયાસ સમયોચિત અને સ્તુત્ય છે.

**૧૧. શ્રી ધ્યાનશતકમ્**—શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણવિરચિત, શ્રી હરિભદ્રસૂરિકૃત ટીકાયુક્ત તથા મલધારી શ્રી હેમચંદ્રસૂરિકૃત ટીપ્પનકયુક્ત. પૃષ્ઠ ૭૨. કિંમત રૂા. ૧). ઉપર જણાવેલી ગ્રંથમાળાનું પુષ્પ ત્રીજું છે.

**૧૨. સુપાત્રદાનોપરિ શ્રી મૂળદેવ નૃપ ચરિત્ર**—શ્લોકબદ્ધ પૃષ્ઠ ૨૧, કિંમત પાંચ આના. ઉપર જણાવેલ ગ્રંથમાળાનું પુષ્પ ચોથું, આ ચરિત્ર પણ ઉ૦ શ્રી ભાવવિજયજીની ટીકામાંથી જ ઉદ્ધરેલ છે.

**૧૩. શ્રી દ્વાવિંશતિ પરિષહ કથા**—ઉપાધ્યાય શ્રી ભાવવિજયજીગણિકૃત શ્રી ઉત્તરાધ્યયન સૂત્રનું બીજું અધ્યયન, શ્લોકબદ્ધ ૨૨ કથાઓ છે. પૃષ્ઠ ૧૦૬. કિંમત રૂા. ૧) ઉપર જણાવેલી ગ્રંથમાળાનું પુષ્પ પાંચમું.

**૧૪. શ્રી અગડદત્ત ચરિત્ર**—શ્લોકબદ્ધ, પૃષ્ઠ ૨૧, કિંમત છ આના. દ્રવ્યભાવ **નિદ્રાના ત્યાગ** ઉપર ખાસ વાંચવા લાયક છે. પુષ્પ છઠ્ઠું. આ ચરિત્ર પણ ઉ૦ શ્રી ભાવવિજયજીની ટીકામાંથી ઉદ્ધરેલ છે.

**૧૫. શ્રી ચિત્રસંભૂત ચરિત્ર**—શ્લોકબદ્ધ; પૃષ્ઠ ૩૦. મૂલ્ય સાત આના. પુષ્પ ૭ મું. પૃષ્ઠ ૩૦. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની ઉપાધ્યાય શ્રી ભાવવિજયજી ગણિકૃત ટીકામાંથી ઉદ્ધૃત છે. બ્રહ્મદત્તચક્રીના પૂર્વભવની હકીકત છે.

ઉપર જણાવેલ ગ્રંથો ૮ થી ૧૫ સુધીના મુનિરાજ શ્રી હર્ષવિજયજી તરફથી સભાને ભેટ તરીકે મળ્યા છે તે આભાર સાથે સ્વીકારીએ છીએ.

૧૬. સદ્ગુણાનુરાગી શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહ : ભાગ ૪ થો—આ ભાગમાં શ્રી આત્માનંદ પ્રકાશમાં આવેલા ૧૦૦ લેખો આપવામાં આવ્યા છે, પૃષ્ઠ ૩૨૦. કિંમત પ્રથમ પ્રમાણે કાચા પૂંઠાનાં પાંચ આના, પાકા પૂંઠાનાં ૬ આના, ખાસ વાંચવા લાયક લેખો છે. શ્રી કર્પૂરવિજય સ્મારક સમિતિનો આ પ્રયાસ સ્તુતિપાત્ર ને ઉત્તેજન આપવાલાયક છે.

૧૭. શ્રી હેમચંદ્રાચાર્ય—લેખક ભાઇશ્રી ધૂમકેતુ. પ્રકાશક શ્રી આત્માનંદ જન્મ-શતાબ્દી ટ્રસ્ટ બોર્ડ તરફથી મોહનલાલ દીપચંદ ચોકસી, મુંબઇ. કિંમત રૂા. ૧-૮-૦. લેખકે આ બુકમાં પોતાની શકિતનો પૂરેપૂરો ઉપયોગ કરીને એક મહાપુરુષને માટે જેવું ઘટે તેવું માન ઉત્પન્ન કર્યું છે. મુનિરાજ શ્રી પુણ્યવિજયજીનો ઉલ્લેખ એ જ બુકના ઉપરના પૂંઠા ઉપર આપેલો છે તે પ્રમાણે આજ સુધીમાં લખાયેલાના બધા હેમચંદ્રાચાર્યના ચરિત્રોમાં આ ચરિત્રને અગ્રસ્થાન અપાય તેવું છે.

૧૮. શ્રીવિજયહર્ષસૂરિપ્રબંધ—લેખક જૈન પંડિત મૂળચંદ્ર, સંસ્કૃત પદ્યબંધ ૪૦૦ શ્લોકપ્રમાણ. પ્રકાશક-શ્રી વર્ધમાન-સત્ય-નીતિ-હર્ષસૂરિ જૈન ગ્રંથમાળાના વ્યવસ્થાપક શ્રેષ્ઠી ભોગીલાલ સાકળચંદ, અમદાવાદ. હાલમાં આવાં ચરિત્રો લખાવવા ને છપાવવાની પદ્ધતિ નવી શરૂ થઇ છે.

૧૯. પંડિત ધનપાળકહા—માગધી ગાથા ૨૮૧. છપાવનાર શ્રી વિજયવિજ્ઞાનસૂરિના પ્રશિષ્ય શ્રી યશોભદ્રવિજયજી. પ્રકાશક શ્રી સૂર્યપુર ( સુરત ) વડાચૌટા સંઘ. કિંમત અમૂલ્ય. કર્તા રુદ્રપલ્લીયગચ્છી શ્રી તિલકાચાર્ય છે. વચનશુદ્ધિ ઉપર આ કથા સારી છે.

૨૦. શ્રી આરામસોહાકહા—( આરામશોભાની કથા ) માગધી ગદ્યબંધ, પૃષ્ઠ ૨૬. કર્તા ને પ્રકાશકાદિ ઉપર પ્રમાણે. દેવગુરુની વૈયાવચ્ચ ઉપર આ કથા છે.

૨૧. પુનર્જન્મ—સામાજિક નવલકથા. લેખક ગુણવંતરાય આચાર્ય. કિંમત અઢી રૂપીઆ. જેમાં રમૂજ સાથે આનંદ આપે તેવી વાર્તા છે. પ્રકરણ ૪૫ પૃ. ૩૫૦.

૨૨. માનવીનું આરોગ્ય—લેખક દેસાભાઇ નાથાભાઇ પટેલ. કિંમત એક રૂપીઓ. જેમાં આરોગ્યને અંગે અનેક વાત સમજાવી છે. બે ખંડ છે.

૨૩. રાયતાન—અનુવાદક માણેકલાલ ગોવિંદલાલ જોશી. કિંમત એક રૂપીઓ. જેમાં ટોલસ્ટોયના ગોનાના જ સંબંધની હકીકત છે.

૨૪. સુમનસૌરભ—કર્તા રસુલભાઇ ન. વહોરા. કિંમત પાંચ આના. એમાં તરતમાં મળેલા ઉત્તમ પુરુષોની ૨૪ વાતો છે.

૨૫. વિમાનોની વાતો—લેખક નવલકાંત તેમચંદ ભાવસાર. કિંમત સાત આના એમાં વિમાનને લગતી જાણવા યોગ્ય હકીકતો છે.

છેલ્લી બે બુક ગુર્જરબાળગ્રંથાવળીની છે. બાકી બુકો ખાસ વાંચવા લાયક છે.



# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ–પાલીતાણા.

( સ્થાપના સં. ૧૯૬૨ના ચૈત્ર શુદિ ૧૦ )

## સં. ૧૯૯૬ના આસો તથા સં. ૧૯૯૭ના કારતક માસની પત્રિકા.

**ધાર્મિક પ્રવૃત્તિઓઃ**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, મુનિવંદન, પ્રભુપૂજા વિગેરે ક્રિયાઓ થઇ રહેલ છે. કા. શુ. ૧ના દિવસે સવારમાં સૌ નવસ્મરણ બોલ્યા હતા. કા. શુ. ૫ ના રોજ સંસ્થાની ' કાન્તિલાલ લાયબ્રેરી 'માં જ્ઞાનરચના કરવામાં આવી હતી. સૌ વિદ્યાર્થીઓએ એકાસન, ઉપવાસ આદિ તપ કર્યું હતું. સ્થાનિક જિનાલયો તથા જ્ઞાનરચનાનાં સ્થળોએ સૌ સાથે દર્શન કરવા ગયા હતા. કા. શુ. ૧૫ના રોજ શ્રી સિદ્ધાચળજીની યાત્રાએ સૌ વિદ્યાર્થીઓ ગયા હતા.

| આવકઃ— | સં. ૧૯૯૬ આસો. | સં. ૧૯૯૭ કાર્તિક. |
|---|---|---|
| | રૂા. આ. પા. | રૂા. આ. પા. |
| શ્રી જ. નિર્વાહફંડ | ૨૬૩-૧૩-૯ | ૩૧૨–૪–૦ |
| શ્રી વાર્ષિક મદદફંડ | ૧૧૬–૦–૦ | ૧૧–૦–૦ |
| શ્રી ભોજનફંડ | ૬૩૬–૬–૦ | ૧૨૩–૮–૦ |
| શ્રી સ્વામિવાત્સલ્ય ટ્રસ્ટફંડ | ૧૨૦૫–૦–૦ | ૫૦૧–૦–૦ |
| શ્રી કેલવણીફંડ | ૧૫૯–૧–૩ | .... |
| શ્રી દૂધફંડ | ૧૦૧–૦–૦ | .... |
| શ્રી દેરાસરખાતે | ૩૦૦–૦–૦ | .... |
| શ્રી દેરાસર સાધારણખાતે | ૬૫–૦–૦ | .... |

**જમણવારોઃ**— આસો તથા કાર્તિક.

| | | |
|---|---|---|
| ૧. શેઠ રવચંદ ત્રિભુવન | પુના | આસો વદિ ૯. |
| ૨. શ્રી માંડલ જૈનસંઘ. હા. શેઠ મંગળદાસ મોહનલાલ | માંડલ | આસો વદિ ૦)) |
| ૩. બાબુ હનુમાનસિંગજી લક્ષ્મીસિંગજી | કલકત્તા | કાર્તિક શુદિ ૧૫. |
| ૪. શેઠ ચુનીલાલ છગનલાલ | વીસનગર | કાર્તિક વદિ ૫. |
| ૫. શેઠ રતિલાલ જગનાદાસ દલાલ | અમદાવાદ | કાર્તિક વદિ ૦)) |

**ભેટઃ**—ગાંધી જગનાદાસ અમરચંદ–ભાવનગર ગાંઠીયા શે. ૮ાા. જુદા જુદા દહેરાસરના ટ્રસ્ટીઓ તરફથી–અમદાવાદ–કેસર. તોલા પાા, શેઠ વિઠ્ઠલદાસ હરખચંદના ટ્રસ્ટીઓ તરફથી હા. મનસુખભાઇ–પાલીતાણા–લાકડાનો મોટો કબાટ ૧, લોખંડના પલંગ ૨, ગાલીચો ૧, બીસ્ત્રો ૧. શેઠ ઉસાભાઇ અભેચંદ–ભાવનગર–ઓરશીયો ૧. શેઠ કરશનદાસ હરખચંદ, હા. મનસુખભાઇ પાલીતાણા–જ. સિ. લોટો ૧, જ. સિ. થાળી ૧, વાટકો ૧, વાટકી ૧, સુખડ કટકો ૧, કેસર

તો. ૦)૮, અંગલુછણા ૩, વાળાકુંચી ૧, પૂજા જોડ ૧. શેઠ નરશી સુંદરજી-પાલીતાણા-કેશરાંની પૂજાના લુગડાની જોડ ૧, ગુરુણીજી મહારાજ શ્રી કાંતિશ્રીજી-પાલીતાણા ચોપડી ૨ જિનેન્દ્રભક્તિપ્રકાશ, શ્રી સંખેશ્વર પાર્શ્વનાથ. શેઠ ધનમલજી કેશરીમલ-ખરલુટ-માલપુરા શે. છા. કોઠારી બાપુલાલ જીતમલના સ્મરણાર્થે.

**મુલાકાતઃ**—શેઠ હીરજી વસનજીનાં ધર્મપત્ની બાઈ ડાહી-પોરબંદર, શેઠ કપુરચંદજી તથા જણ ૪-આહોર, શા. ચુનીલાલ સોમચંદ-વંડા, શેઠ પ્રેમચંદ વનમાળી-કુંડલા, શેઠ ધુરાલાલ ભંડારી-ઉજ્જૈન, રા. રા. ચીમનલાલ ચકુભાઇ શાહ, બી. એ., એલએલ. બી. સોલિસીટર-મુંબઇ, શેઠ ગુલાબચંદ લલ્લુભાઇ-ભાવનગર, શેઠ સમરથમલ રાયચંદજી-અલીરાજપુર, શા. પોપટલાલ મૂળચંદ-અલીરાજપુર, શા. પુનમચંદ મોતીચંદ-સાદરાઇ, શા. છોટાલાલ ભુદરદાસ-મુંબઇ, શેઠ ખેમચંદ ખેતરશી-વાવ, શેઠ સોમચંદ પિતાંબર-અમદાવાદ, શેઠ ગૌતમદાસ-લોદરા, શેઠ તારાચંદ ધનાજી-પહાડી, શેઠ મણીલાલ હીરાલાલ-મુંબઇ.

વિવાદ સભાઃ—

| વિષય | વક્તા | પ્રમુખ |
|---|---|---|
| હિંદ અને અહિંસા | વિ. હિંમતલાલ જાદવજી | વિ. કાંતિલાલ કરશનજી |
| Punctuality- | Hold in Highschool. | |
| આરોગ્ય | વિ. ધનજી જગજીવન | તલકચંદ એમ. મહેતા. |

**વાર્ત્તાલાપઃ**—મુંબઇ સરકારના સોલીસિટર રા. રા. શ્રી ચીમનલાલ ચકુભાઇ શાહ, બી. એ., એલએલ. બી., યાત્રા પધારતાં સંસ્થાની મુલાકાત લીધી હતી તથા તેમનો વિદ્યાર્થીઓ સાથેનો વાર્ત્તાલાપ યોજવામાં આવ્યો હતો.

**ઉત્તેજન અને ઇનામોઃ**—ધાર્મિક પરીક્ષા, વ્યં૦ છ માસિક પરીક્ષા, હિન્દી ભાષાની વર્ધાની પરીક્ષા તથા વકતૃત્વકળા પરીક્ષામાં સારું પરિણામ દર્શાવનારા તથા પાસ થનારા બધા વિદ્યાર્થીઓ વચ્ચે ઉત્તેજન ખાતર રૂા. ૭૫) અંકે પંચોતેર સુધીનું રોકડ ઇનામ આપવામાં આવ્યું હતું. કુલ ૯૮ વિદ્યાર્થીઓમાંથી પરીક્ષામાં સારું પરિણામ લાવી પાસ થનાર ૬૪ વિદ્યાર્થીઓ ઇનામે જીતી શકયા છે.

**સમાજના દાનવીરોનેઃ**—સર્વ દાનવીર જૈનબન્ધુઓ તથા બહેનોને વિજ્ઞપ્તિ છે કે હજુ શ્રી મકાનફંડ તથા શ્રી દહેરાસરફંડ ખાતે મળી કુલ રૂા. ૧૧૦૦૦) ને તુટો લાગો છે. સિદ્ધક્ષેત્રમાં આપેલું દાન અન્ય સ્થાન કરતાં અનેકગણું પુન્ય વધુ આપે છે. સારા પ્રસંગે તથા તીર્થયાત્રા વખતે આ સંસ્થાને સંભારી માગ્યા અગાઉ યોગ્ય દાન આપી પુન્યને લ્હાવો જરૂર લેશોજી.

તૈયાર છે! જલ્દી મંગાવો!! તૈયાર છે!!!

કીંમત અઢીઆના-પોસ્ટેજ પોણો આનો-સો નકલના તેર ...

# છુટાં વેરાયેલાં મોતી



સદરહુ પુસ્તકનાં ચાર ભાગની લગભગ દશ હજાર નકલો ટુંક સમયમાંજ ખપી ગઈ તેજ તેની ઉપયોગીતા તથા લોક પ્રીયતા જણાવી આપે છે. એટલુંજ નહીં પણ હીંદુ, મુસલમાન, ખ્રીસ્તી, પારસી, દક્ષીણી વીગેરે તમામ વર્ણના અનુયાયીઓને ધર્મના ભેદભાવ શીવાયના વાકયોથી (કલમોથી) ભરપુર હોવાથી દરેક વ્યક્તિને લાભ પ્રાપ્ત થાય છે તેથી તેની મુકત કંઠે પ્રશંસા કરે છે. તથા સ્ત્રી, પુરૂષ, બાળકો તમામને ઉપયોગી થઇ પડે તથા સંસાર વ્યવહારની ઘણીખરી ગુંચવણો તેની કલમના વાંચનથી દુર થઇ કાર્ય સાધી આપવામાં કુંચીનું કામ કરે છે. જેથી દરેક વ્યકિતએ દરેક ભાગની એકેક નકલ તો પોતાના ઘરમાં ખાસ રાખવા ભલામણ કરવામાં આવે છે પાછળથી એકેક રૂપીઓ ખર્ચતાં પણ મળવાની નથી દરેક ભાગ એકેકથી ચઢીયાતા છે. તથા શેઠ, નોકર, વેપારી, અધીકારી, હોદેદાર, ઉપદેશક, નાયક વિગેરે તમામને મનન કરવા લાયક વાકયો છે. કારણ, જુદા જુદા પુસ્તકોનાં વાંચનમાંથી મન પસંદગીના વાકયો ચુટી કાઢેલ હોવાથી આ બુકો "નવનીત" એટલે માખણ તાવીને ઘી કાઢેલ જેવી છે.

સદરહુ ભાગો નવલ કથાની માફક ઉતાવળથી વાંચવા જેવા નથી. પરંતુ મન શાંત હોય ત્યારે ધીરજથી મગજ સ્થીર રાખી વાંચવાથી વખત આવ્યે અમૂલ્ય લાભ પ્રાપ્ત કરાવશે. એમ મારૂં ચોકશ માનવું છે.

પુસ્તક મળવાનું ઠેકાણું:—

| | |
|---|---|
| શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.<br>ભાવનગર.<br>શા. મોહનલાલ રૂગનાથ બુકસેલર<br>પાલીતાણા. | લી.<br>મોતીલાલ નરોતમદાસ.<br>કાપડ બજાર<br>ભાવનગર. |



मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

# શ્રી જૈન ધર્મ પ્રકાશ



અંક ૧૨ મો




પુસ્તક ૫૬-મું

ફાગણ
સંવત ૧૯૯૭
વીર સંવત ૨૪૬૭

પ્રગટકર્તા—
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૬ મું
અંક ૧૨ મો

ફાગણ

વીર સં. ૨૪૬૭
વિક્રમ સં. ૧૯૯૭

## अनुक्रमणिका





### નવા સભાસદો

૧. સ્વ. ફુલચંદભાઇ ભાઈ રતનચંદ ધર્માદા દવાખાનું ને ફ્રી લાઇબ્રેરી
હ. રાયચંદભાઈ રતનશીદાસ — લાઇફ મેમ્બર — અમદાવાદ
૨. વોરા કુંવરજી નાનજી વંથળીવાળા — વાર્ષિક મેમ્બર — ભાવનગર
૩. ભાઈ કેશવલાલ મૂળચંદ — ,, ,, — અમદાવાદ




પુસ્તક ૫૬ મું | ફાગણ | અંક ૧૨ મો
વિ. સં. ૧૯૯૭ | | વીર સં. ૨૪૬૭

મોક્ષાર્થિના પ્રત્યહં જ્ઞાનવૃદ્ધિઃ કાર્યા । (મુદ્રાલેખ)

# શ્રી ભદ્રેશ્વરમંડન મહાવીર જિન સ્તવન

(જૈન શાસન જગહિતકારા, ઝંડા ઊંચા રહે અમારા—એ રાગ)

કચ્છ ભદ્રેશ્વર મહાવીર પ્યારા, જગહિતકારા જગઉપકારા;
ચરમતીર્થંકર પ્રભુ અતિ પ્યારા, ઝંડા ઊંચા રહે હમારા. ૧

બાવન જિનાલય અતિશય સારા, દર્શન છે સુખહિતકારા;
ભવભવનાં દુઃખ હરનારાં, ઝંડા ઊંચા રહે હમારા ૨

ત્રિશલાનંદન છે સુખકારા, સિદ્ધારથકુળ દીપનહારા;
પ્રભુ મહાવીર છે મોહનગારા, ઝંડા ઊંચા રહે હમારા. ૩

પાર્શ્વ પ્રભુ છે કર્મ કાપનારા, શિવરમણીને આપનારા,
ધર્મના ઉદ્યોત કરનારા, ઝંડા ઊંચા રહે હમારા ૪

જૈન શાસનમાં થયા ઉજવાલા, જગડુશેઠ થયા અહિં પ્યારા;
ત્રણ દુષ્કાળ એ દૂર કરનારા, ઝંડા ઊંચા રહે હમારા. ૫

સૂરિસમ્રાટ્ નેમિ ગુરુરાયા, દર્શનથી આહ્લાદ મેં પાયા;
ભવ્ય જીવોને ગુરુ ઉપકારા, ઝંડા ઊંચા રહે હમારા ૬

સંવત સત્તાણુ સાલ યે સારા, પોષ સુદિ અષ્ટમી દિન પ્યારા;
જીત વિદ્યાનંદ ગુરુની સેવા, ઝંડા ઊંચા રહે હમારા. ૭

મુનિશ્રી વિદ્યાનંદવિજય

# तरक्की हो तो कैसे हो ?

(कव्वाली)

तरक्की चाहते सब ही, भला ! वह हो तो कैसे हो ?
विनापुरुषार्थ के जग में, तरक्की हो तो कैसे हो ? ॥ १ ॥

न कोई प्राणी ऐसा है, सुखों को जो नहीं चाहता ।
करे दिनरात ही उद्यम, सुखी वह हो तो कैसे हो ? ॥ २ ॥

करे ख्वाहीश सदा ऐसी, मीले मनचाही सब वस्तु ।
विना उस कार्य 'कारण के, अरे ! मनचाही कैसे हो ? ॥ ३ ॥

रहा है कार्य कारण का, प्रथम संयोग दुनियांमें ।
विना संयोग के कारज, सफल फिर हो तो कैसे हो ? ॥ ४ ॥

नजर कर गौर से देखा, तरक्की चाहनेवाले को ।
अर्थ और काम ही पुरुषार्थ, सफल गर हो तो कैसे हो ? ॥ ५ ॥

बताये चार पुरुषार्थ, धरम अर्थ काम व मोक्ष ।
भूलाकर के धरम चाहे, तरक्की हो तो केसे हो ? ॥ ६ ॥

प्रथम है धर्मपुरुपारथ, तरक्की का प्रथम साधन ।
प्रथम साधन करो इसका, तरक्की हो तो ऐसे हो ॥ ७ ॥

नजर कर गौर से देखो, तरक्की पाये व्यक्ति को ।
प्रथम पुरुषार्थ को साधा, हुवे गर जब ही ऐसे हो ॥ ८ ॥

तरक्की मानते भाई !, विनाशी वस्तु संग्रहमें ।
तरक्की है न वास्तविक यह, भूलावनी हो तो ऐसे हो ॥ ९ ॥

तरक्की आत्म की चाहो, न चाहो वाह्य वैभव की ।
यही शाश्वत तरक्की है, सुखी गर हो तो ऐसे हो ॥ १० ॥

धरम से प्राप्त होती है, जबरजस्त महाशक्ति ।
न इसके सामने टीकते, उपद्रव चाहे कैसे हो ॥ ११ ॥

प्रथम पुरुषार्थ साधन से, सभी उद्यम सफल होंगे ।
यही है की राज विनति, तरक्की हो तो ऐसे हो ॥ १२ ॥

राजमल भंडारी

# અક્ષરછત્રીશી

કરમની ગતિ ન્યારી છે. ભલે દેવ હોય કે દાનવ હોય, પરંતુ તેને કરમ છોડતું નથી. ભોગવ્યે જ છૂટકો હોય છે. તેમાંથી છટકી જવાતું નથી.

ખરે વખતે ટકી રહેવું તે ખાંડાની ધાર પર ચાલવા સમાન દુર્ગમ્ય છે.

ગગનમાં ઉછળતી વાતો પાણીના પરપોટા જેવી હોય છે. મૃગજળની માફક તેને સાચી માનવાવાળા પરતાય છે અને ઘણી વખત ખત્તા ખાય છે.

ઘરગથ્થુ જ્ઞાન અને કેળવણીની બાળકોને ખાસ જરૂર હોય છે.

ચતુર પુરુષ તો તે જ કહેવાય કે જે સંસારમાં લપટે નહીં, કારણ કે સંસાર માખણના પર્વત જેવો છે. તેમાંથી પસાર થવા માટે કે તેની ટોચે ઊભા રહેવા માટે મહાન્ આત્મબળની જરૂર હોય છે અને તે જ પસાર થઇ શકે છે.

છતથી છલકાઇ જવું નહીં, તેમ દુઃખથી ડરીને ભાગવું નહીં.

જમની ભીતિ દરેકને હોય છે, કારણ કે તે કોઇને છોડતો નથી.

ઝગમગતા દીવાથી અંજાઇ જવુ નહી, કારણ કે તેનો પ્રકાશ લાંબો સમય રહેતો નથી.

ટકોર જીવનમાં ઘણી વાર લાગે છે, પણ ધીર પુરુષ તેને સહન કરે છે.

ઠઠ્ઠા-મશ્કરીથી હંમેશા દૂર રહેવું, નહીંતર તે બહુ હાનિકર્તા નીવડે છે.

ડહાપણ જ્યાં ત્યાં ન કરવું, પરંતુ પોતાના આત્માને ડાહ્યો બનાવવો.

ઢગલા રેતીના હોય છે, પત્થરના હોય છે, પણ તેના કરતાં કરમના ઢગલા વધારે હોય છે, અને તે અદ્રશ્ય હોવાથી અજ્ઞાની જનોને દેખાતા નથી. તે વીખેર્યા વીખરાતા પણ નથી.

તલવાર તો તે જ માણસ બાંધી શકે કે જે પોતાના ભુજાબળને જાણતો હોય.

થડ વિના ડાળાં હોતાં નથી, તેમ જ કર્મરૂપી થડ વિના પાપનાં ડાળાં (પાખડાં) હોતાં નથી, અને તેના મૂળ પણ ઊંડા હોય છે તે પવનથી વીખ્યા વીખરાય તેવા નથી. તેને વીખેરવા કે જડમૂળમાંથી દૂર કરવા આત્મજ્ઞાનની સંપૂર્ણ જરૂર છે અને તે જ તેને છૂટાં પાડી શકે છે.

દયા પરની કરવી તે ઉત્તમ કામ છે અને આત્માની દયા ખાવી તે ડહાપણનું કામ છે.

ધર્મ ધર્મની ખાલી જ વાતો કરવી તે વનવગડામાં રોઝની માફક ભટકવા જેવું છે, માટે ધર્મને જાગૃત રાખવાની અત્યંત જરૂર છે.

નરમાશથી વેરી પણ વશ થાય છે, પરંતુ તે નરમાશ પોતાના આત્માની હોવી જોઇએ. દેખાડવાની નરમાશથી પોતાનું કાંઇ વળતું નથી; માટે જ "નમ્યો તે પ્રભુને ગમ્યો" એ સૂત્ર સાચું છે.

પગ નીચે બળતું જોવામાં જ લાભ હોય છે, ગામ બળતું સહુ કોઇ દેખી શકે છે.

ફણગા એવા ન ઉડાડવા કે જે બીજાઓને હાનિકર્ત્તા થાય.

ચળથી જેમ શત્રુ જીતાય છે તેમ બહુ બકવાદથી ગાંડો ગણાય છે.

ભમરો ફૂલની સુગંધમાં પોતાનું જીવન જેમ ગુમાવે છે તેમ તારા આત્માને વિષયવાસનામાં લોલુપ બનાવી જીવન ગુમાવીશ નહીં; નહીંતર મનુષ્યભવ એક સ્વપ્નરૂપ થઇ જશે.

મરણ એ જન્મની સાથે જ આવેલ છે, તે કોઇ કાળે મૂકશે નહીં, તેમ તે છૂટું પણ પડશે નહીં.

યતિધર્મ પાળવો તે પણ બ્રહ્મચર્યનો મુખ્ય હેતુ છે.

રતિ અરતિ(હર્ષ અને શોક)નું ઘડી ઘડી પુનઃ પુનઃ રટણ કરવાથી કર્મબંધન થાય છે અને પોતાના આત્માને નરકના દ્વારમાં ધમડી જાય છે. (વળી જીવન પણ શોકમય થાય છે)

લક્ષ્મી ચાંડલો કરવા આવે ત્યારે મુખ ધોવા જવું નહીં તે લોકપ્રચલિત કહેવત છે. તેવી જ રીતે મનુષ્યભવ મહાદુર્લભ મળ્યો છે તેને ધર્મની જોગવાઇ છતાં આળસમાં ગાળી મનુષ્યભવ હારી જવો નહીં, નહીંતર ઘાંચીના બળદની માફક ફર્યા કરવું પડશે. તે બળદનો તો સાંજે છૂટકારો પણ થાય, ઘોડો આરામ પણ મળે; પરંતુ મનુષ્યભવ હારી જઇશ તો લક્ષ ચોરાશી જીવયોનિમાં આંટા મારવા પડશે અને નરકની મહાન્ વેદનાઓમાં સબડાવું પડશે તે દરેક પ્રાણીઓને લક્ષમા હોવું જોઇએ.

વચનરૂપી બાણ પાતળું અને તીવ્ર છે અને તે ઘણાના હૃદયને છેદી શકે છે, અરે! સંહાર પણ કરી શકે છે તેમ કહો તો પણ ચાલે, માટે કટુ વચન બોલવાનું શાસ્ત્રકાર દોષિત ગણે છે અને વિવેકપૂર્વક બોલવાથી ગુણની ઉત્પત્તિની સાથે લાભકર્તા નીવડે છે અને દરેકને શાંતિ આપે છે. વિનય એ મહાન્ ગુણ છે!

શમ સ્વભાવી હોવું તે ઉચ્ચ કોટીના આત્માનું લક્ષણ છે.

ષડારું જેમ હલકું પાત્ર ગણાય છે તેમ તમારી કાયારૂપી પાત્રને હલકું નહીં બનાવતા. વળી પોઠાગમાં જેમ માણસો અગ્નિ પ્રગટાવે છે, જવલંત હોમે છે અને પડારું ભુલાઇ જવાય છે તેમ તમારા આત્મામાં દિવ્ય જ્યોતિ પ્રગટાવો, ધર્મરૂપી બીજ વાવો, તેનાં ફળોનો સ્વાદ બીજાને મળશે તો તમારું હલકું પાત્ર ઊંચ કોટીમાં આવશે અને માનને પાત્ર થશે.

સાહસિક થવું, પણ સત્ય છોડી સાહસિક ન થવું કે જેનાથી બીજાઓને હાનિ પહોંચે. સારા કાર્યો કરવામાં સાહસિક થવું અને ખરાબ કામ કરવામાં નબળા થવું.

હજારનો ગાંસીઓ લઇને જેમ સાધી બનાતું નથી તેમ વહેવારની કેળવણી અને સારી મેળવ્યા વિના સરાફ બનાતું નથી.

# प्रभाते जीवानुशासनम्

( પ્રભાતે જીવને હિતશિક્ષા )

तिहुयणपणमियचरणं, पणमित्तु जिणेसरं महावीरं ।
वोच्छं पभायसमए, जीवस्सऽणुसासणं इणमो ॥ १ ॥

ત્રિભુવનથી પ્રણામ કરાયેલ ચરણકમળવાળા **મહાવીર** જિનેશ્વરને નમસ્કાર કરીને પ્રાતઃકાળે આ જીવાનુશાસન ( જીવને આપવાનો ઉપદેશ ) હું કહીશ. ૧.

धन्नाणं जीवाणं, संसारपरम्मुहाण सइ होई ।
कल्लाणकोसजणणी, पभायसमयंमि इइ चिन्ता ॥ २ ॥

સંસારથી પરાઙ્મુખ એવા ધન્ય જીવોને કલ્યાણરૂપી નિધિને પ્રગટાવનારી આવા પ્રકારની ચિંતા-વિચારણા પ્રભાતસમયે થાય છે. ૨.

धन्नोऽहं जेण मए, संसारमहन्नवंमि बुड्डेणं ।
नीरंधपवहणसमो, पत्तो जिणदेसिओ धम्मो ॥ ३ ॥

ખરેખર હું ધન્ય છું કે સંસારરૂપી મહાસાગરમાં બૂડેલા મેં છિદ્ર વિનાના જહાજ સમાન જિનેશ્વર ભગવંતનો ધર્મ પ્રાપ્ત કર્યો છે. ૩.

चिन्तारयणं करयलमल्लीणं, अज्ज मज्झ पुन्नेहिं ।
कामदुहाविय धेणू, सयमेव घरंगणे पत्ता ॥ ४ ॥

---

ઝ જો મળને દૂર કરવાની દવા ન મળે તો જીવનને ધક્કો પહોંચે. તેમ જ આત્મામાં રહેલા મળને જ્ઞાનરૂપી જળ ન મળે તો તે ભ્રષ્ટ થઇ આત્માને અધોગતિએ પહોંચાડે છે.

ક્ષય દરેક બાબતનો છે, પણ આત્માનો ક્ષય ત્રણ કાળમાં નથી. જો તેનો ક્ષય હોય તો આત્માને લક્ષ ચોરાશીમાં પરિભ્રમણ કરવું પડે નહીં.

જ્ઞાની પુરુષો તો તે જ કહેવાય કે જે પોતે તરે અને બીજાઓને તારે, ખોટા કદા-ગ્રહથી હંમેશાં દૂર રહે. તેઓ કોઇની નિંદા કે કુથલી કરતા જ નથી. સરળ સ્વભાવી હોય છે.

અરિહંત પરમાત્માનું શરણ તે ખરું શરણ છે માટે તેનું સ્મરણ પ્રતિદિન પ્રભાતમાં વહેલા ઊઠીને કરવું.

ઋતુ વિના જેમ ફળ પાકતાં નથી તેમ સારાં કર્મો વિના સદ્ગતિ મળતી નથી. પાપનાં ફળો ઘણાં જ આકરાં ભોગવવાં પડે છે.

આ છત્રીશ અક્ષરોની હારમાળા પોતપોતાના આત્માને ઊંચ કોટીનું જીવન બનાવવા ગુંથી છે અને તે દરેક વાંચકોને સમર્પણ કરું છું. રાયચંદ મૂલજી પારેખ

આજે મારા પુણ્યોદયથી ચિંતામણિ રત્ન મારા હાથમાં આવ્યું છે અને આપોઆપ કામધેનુ ગાય મારે ગૃહાંગણે આવી પહોંચી છે. ૪.

फलभरविणमियसालो, सुरद्दुमो आगओ घरदुवारे ।
सचंकारो दिन्नो, सग्गसिवसुहाण मे अज्ज ॥ ५ ॥

વળી મારા ઘરને આંગણે ફળરાશિથી લચી પડેલ શાખાવાળો શ્રેષ્ઠ કલ્પવૃક્ષ પ્રાપ્ત થયો છે, તેમ જ આજ મને સ્વર્ગ અને શિવસુખનો કોલ આપવામાં આવ્યો છે.:૫.

हिंडतेण भववणे, जं पत्तो कहवि सत्थवाहसमो ।
भवसयसहस्सदुलहो, जिणिंदवरदेसिओ धम्मो ॥ ६ ॥

સંસારરૂપી અટવીમાં ભ્રમણ કરતાં મેં સાર્થવાહ તુલ્ય, લાખોગમે ભવોમાં પણ દુર્લભ જિનેશ્વરપ્રરૂપિત ધર્મ કોઈ રીતે પ્રાપ્ત કર્યો છે. ૬.

अन्नं च मए लद्धो, अइदुलहो लोयलोयणसमाणो ।
माणगिरिकुलिसदंडो, पयंडपासंडनिद्दलणो ॥ ७ ॥
अइसयरयणजलनिही, दुज्जणजणदुलहदंसणो धणियं ।
भवियजियकमलसूरो, सासयसुहनीरवरपूरो ॥ ८ ॥
कम्मकलंकविमुक्को, कसायदवतवियभवियजलवाहो ।
तिहुयणलच्छीवच्छ-त्थलंमि अइनिम्मलो हारो ॥ ९ ॥
उग्गतवतेयतरणी, फुडपयडियमोक्खपवरपुरसरणी ।
चंदकरधवलकित्ती, लीलाए दिन्नजियमुत्ती ॥ १० ॥
केवलपईवपयडिय-जीवाजीवाइवत्थुपरमत्थो ।
रागाइविजयवीरो, देवो तित्थंकरो वीरो ॥ ११ ॥

આ ઉપરાંત અતિ દુર્લભ, વિશ્વના નેત્ર સમાન, અભિમાનરૂપી પર્વતને ભેદવામાં વજ્રદંડ સમાન, ઉગ્ર મિથ્યાત્વને દળી નાખનાર, અતિશયરૂપી રત્નોના સાગર સમાન, દુર્જન પ્રાણીઓને અત્યંત અલભ્ય-દુર્લભ દર્શનવાળા, ભવ્ય જીવોરૂપી કમળોને વિકસિત કરવામાં સૂર્ય સમાન, શાશ્વત સુખરૂપી નિર્મળ જળથી ભરપૂર, અષ્ટકર્મરૂપી કલંકથી રહિત, ચાર કષાયરૂપી દાવાનળથી તપ્ત બનેલા ભવ્ય પ્રાણીઓને શાંત કરવામાં મેઘ સમાન, ત્રિભુવનની લક્ષ્મીના વક્ષઃસ્થળ પર અતિ નિર્મળ હાર સમાન, ઉગ્ર તપના તેજઃપુંજથી સૂર્ય સમાન, મોક્ષરૂપી શ્રેષ્ઠ નગરે પહોંચાડવામાં પ્રગટ નિસરણી સમાન, ચંદ્રનાં કિરણો જેવી ઉજ્જ્વળ કીર્તિવાળા, લીલામાત્રમાં જીવોને મુક્તિ આપનારા, કેવળજ્ઞાનરૂપી દીપકદ્વારા જીવાજીવાદિ

વસ્તુસ્વરૂપને પ્રકાશિત કરનારા, રાગાદિ શત્રુઓને જીતવામાં સુભટ સમાન એવા શ્રી વીતરાગ મહાવીર પરમાત્મા મને પ્રાપ્ત થયા છે. ૭-૧૧

जिणभणियवयणनिरया, विरया सव्वेहिं पावठाणेहिं ।
एत्तोच्चिय पंचमहव्वयाण, परिपालणे पवणा ॥ १२ ॥

मणवयणकायगुत्ता, पत्ता समितिणं च सव्वाणं ।
अनिययविहाररसिया, वसिया गुरुपायमूलम्मि ॥ १३ ॥

तित्थयरभणियवयणाणु–सारिसद्धम्मदेसणपहाणा ।
पडिखलियपंचबाणा, निरंतरुल्लासिसुहज्झाणा ॥ १४ ॥

सीलंगमहाभरधारणंमि, धुरधवलधीरिमं पत्ता ।
रागाइवेरिवसवत्ति–जंतुपरिमोयणे सत्ता ॥ १५ ॥

गुणिमणकमलवियासण–पयंडमायंडसंनिसहावा ।
संपत्ता सुहगुरुणो, दुहतरुणो खंडना धीरा ॥ १६ ॥

વળી વિશેષે જિનાગમમા રક્ત, સમગ્ર (૧૮) પાપસ્થાનકોથી રહિત, પંચ મહાવ્રતનું પરિપાલન કરવામા સાવધાન, ત્રણ ગુપ્તિવાળા, પાંચ સમિતિના પાલક, અપ્રતિબદ્ધ વિહાર કરવામાં રસિક, ગુરુકુળવાસ સેવનારા, તીર્થંકરભાષિત વચનોને અનુસરીને સદ્ધર્મની દેશના દેનારા, પાંચ બાણવાળા કામદેવને રોકનારા, હંમેશા ઉલ્લસિત શુભ (ધર્મ) ધ્યાનવાળા, અઢાર હજાર શીલાંગરૂપી ભારને વહન કરવામાં શ્રેષ્ઠ ધોરી (વૃષભ) સમાન, રાગાદિ શત્રુગણને આધીન બનેલા જીવોને તેનાથી મુક્ત કરાવવામા સમર્થ, સદ્ગુણી જનોના મનરૂપી કમળને વિકસિત કરવામાં પ્રચંડસૂર્ય સમાન, દુઃખરૂપી તરુનું ખંડન કરનાર, તેમજ ધૈર્યશાળી એવા સુગુરુ મને પ્રાપ્ત થયા છે. ૧૨-૧૬

ता जीव ! तं कयत्थो, कयपुन्नो मंगलाण आवासो ।
माणुसजम्मस्स फलं, तुब्भंच्चिय करयले चडियं ॥ १७ ॥

તેથી હે જીવ ! તું કૃતકૃત્ય, મહાપુણ્યશાળી અને મંગળોના મંદિરરૂપ છો. આ મનુષ્યજન્મનું ફલ તને હસ્તગત થયું છે. ૧૭.

जं तुमए रयणत्तयंमिणमो, संपावियं महाभागा ! ।
नहि पुन्नविहीणाणं, निहाणलाभो जए होइ ॥ १८ ॥

હે ભાગ્યશાળી ! આ શુદ્ધ ધર્મ, શુદ્ધ દેવ અને શુદ્ધ ગુરુરૂપી રત્નત્રયી તને પ્રાપ્ત થઇ છે, કારણ કે પુણ્ય વિનાનાં પ્રાણીઓને નિધાનની પ્રાપ્તિ થતી નથી. ૧૮.

હવે વધારે આરોગ્યની જરૂર નથી, જરૂર તો અંતરમા ઊંડા ઊતરવાની અને વિચારવાની છે પરકીય પદાર્થોની પરિણતિમાથી છૂટા થવું એ અંતરતત્ત્વ પ્રાપ્ત કરવા અગત્યર છે. અનાદિ કાળથી અતથ્ય વિચારોએ આત્માને એવો ધૂંદી નાખ્યો છે કે હવે એને પોતાની તરફ મો ફેરવવાની શુધબુધ રહી નથી.

કેવળ વચનચાતુરી એ તો છેતરપીંડી છે જેણે વચનને અનુકૂળ, અમુક અંશે સ્વીકાર્ય નથી કર્યું તેની કઇ જ કિમત નથી, સસારના વિષયોની ઉપેક્ષા થવી એ જ જ્ઞાનપ્રાપ્તિનુ ફળ છે. જો એ પ્રકારે ન બની શકે તો લોભી માણસની લક્ષ્મી જેવું જ એ જ્ઞાન ગણાવાનુ માત્ર મનોરથથી કોઇની ઇષ્ટસિદ્ધિ થઇ છે ? મનોરથને અનુકૂળ પ્રયત્ન કરવો જોઇએ, અને મોક્ષ એવી વસ્તુ નથી કે જે પુરુષાર્થથી સિદ્ધ ન થાય. પરપરિણતિમાથી પાછું વળવુ-પરપરિણતિવિરુદ્ધ બેહુ બડ કરવું એ જ પુરુષાર્થ. પરવિષયક ઉપયોગોને પોતાના રૂપના વિષયમા વાળવા એ આપણુ મૌનુ કર્તવ્ય છે

× × ×

સુખ હોય કે દુઃખ, આકુળતા કોઇ પ્રકારે ન રાખશો આકુળતાથી સ્વાત્મજ્ઞાનમા અડચણ ઊભી થાય છે, એટલુ જ નહિ પણ સામાજિક કાર્યો પણ બગડી જાય છે. શાતિથી સ્વાધ્યાય કરજો આકુળતા તો મોક્ષપ્રાપ્તિની, પણ ન હોવી જોઇએ.

× × ×

મહાત્માના લક્ષણ મને બાબાજીમા દેખાયા છે. માત્ર જ્ઞાનથી આત્મા પૂજ્ય બનતો નથી, સસારની ઉપેક્ષા પૂજ્યતાનુ કારણ છે શ્રી બાબાજીમા પ્રાય રાગની મદતા છે, ને સાથે નિર્ભયતા, નિર્લોલુપતા, જિતેન્દ્રિયતા આદિ ગુણોના ભંડાર છે. એમની પ્રશસા કરવા ખાતર આ નથી લખતો આત્માનો એ જ સ્વભાવ છે હુ તો પામર પ્રાણી છુ, પણ બાબાજીના સમાગમના પ્રતાપે કઇક દિશા સૂઝી છે રોજ એમના સમર્ગની ઇચ્છા રહ્યા કરે છે, પરતુ પુણ્યોદય વિના સમર્ગ મુશ્કેલ છે

હમણા ઘણોખરો સમય સ્વાધ્યાયમા કાઢુ છુ આ કાળે જ્ઞાનાર્જન જ આત્મગુણનું પોષક છે જ્ઞાનની સાથે મોહનુ ઉપશમન ન થયુ તો એ જ્ઞાનનું કંઇ મૂલ્ય નથી

× × ×

ભવભીરુઓ કાયકલેશ કરતા થકા શરીરને ગમે તેટલુ કૃશ બનાવે, પણ મોહાદિને જો કૃશ ન કર્યા તો એ બધુ નકામુ છે, માટે બની શકે એટલો સમય જેમ જ્ઞાનાર્જનમા કાઢજો તેમ મોહને પણ ક્ષીણ કરજો, ઘર આખરે તો છોડવાનુ જ છે એ ન ભૂલશો અત્યારે ભલે ન છૂટે, કારણ કે પાચમા આરામા બાહ્ય નિમિત્તો જેવા જોઇએ તેવા ઉત્તમ પ્રકારનાં નથી હોતા-પણ સંસાર તરવો હોય તો ઘર છોડવું જ પડશે. સ્વાધ્યાય સર્વ કલ્યાણમાં સહાયક બનશે.

× × ×

જ્યાં ઊંડા ઊતરીને જોશો તો સસારમા શાતિનો અશ ગરખો પણ નહિ જણાય ઢૂંસાતૂ સીમા જિંદગીનો અત આવી જાય છે. શાતિ મેળવવાની આશાએ વ્રત, અખ્યાન, ઉપવાસ તો કરીએ છીએ, પણ મૂળ વસ્તુ પરત્વેનું લક્ષ છૂટી જાય છે. ઓપી નાખવું એ

બહુ મુશ્કેલ વસ્તુ નથી. દ્રવ્યશ્રુત માત્ર કાર્યકારી નથી, કેમ કે એ તો પરાશ્રિત છે, આપણે એમાં જ ગૂંચવાઇ ગયા છીએ. ભાવશ્રુતની તરફ ધ્યાન નથી જતું. પછી પાણી વલોવીને માખણ મેળવવા મથનારની જેમ આપણા પ્રયત્નો વ્યર્થ નીવડે છે. કલ્યાણના માર્ગે મુસાફરી કરવી હોય તો વાસનાને પહેલાં શુદ્ધ બનાવવી રહી.

× × ×

તીર્થયાત્રા કરી આવ્યા એ બહુ સારું કર્યું. તીર્થક્ષેત્રમાં પરિણામની ધારા નિર્મળ બને છે. મારી તબિયત રોજ રોજ બગડતી જાય છે, પણ નિત્યકર્મમાં કંઇ હરકત નથી આવતી. અરિહંત ભગવાનનું નામ અને સ્વાધ્યાય એ જ મારાં દવાદારુ છે. માનવજન્મને સફળ કરવો હોય તો રોજ સ્વાધ્યાય અને શુભ વિચારોનો જ આશ્રય લેવો જોઇએ. કલ્પનાઓની જાળમાં ભૂલેચૂકે પણ ફસાશો નહિ.

× × ×

આપની સભાને લાભ થાય એવો પરિશ્રમ મારાથી નહિ બની શકે. હું તો બાબાજીના જેવું જીવન જીવવા માગું છું. અષાઢ વદિ ૨ ને દિવસે શ્રી પાર્શ્વપ્રભુની નિર્વાણભૂમિમાં દર્શનાર્થે જવાનો અને ત્યાં જ ચાતુર્માસ ગાળવાનો મનસૂબો કર્યો હતો, પણ અચાનક પગના અંગુઠામાં વેદના ઉપડી જવાથી ન બની શકયું. પુણ્યહીનોને એવું જ બને.

× × ×

સંસારમાંથી તારે તે જ ખરી બંધુતા. બંધુ તો ખરા અર્હન્તો જ છે. વધુ વિકલ્પો ન કરશો. 'આ સારું, આ નરસું' એમ માનવાથી કંઇ કારજ નથી સરવાનું. રાગાદિકને છોડે તે સારા. એમાંથી આપણને બીજું કોણ છોડાવી શકવાનું હતું ? આપણે બાંધ્યા તે આપણે જ છોડવાના. એ વિષયમાં મને રતિભાર પણ સંશય નથી. બધું બળ એમાં જ લગાવવું રહ્યું.

જગતમાં અનંતાનંત જીવરાશિ છે. એમાં મનુષ્યસંખ્યા તો બહુ નાની છે. નાની હોવા છતાં સર્વ પર્યાયોમાં મુખ્ય છે. આ જ પર્યાયમાં જીવ પોતાની શક્તિનો વિકાસ સાધીને, અનાદિ સંસારના બંધનજન્ય મર્મભેદી દુઃખોનો સમૂળો નાશ કરી, અનંત સુખોના આધારરૂપ પરમપદને મેળવી શકે છે સંયમગુણની પૂર્ણતા પણ આ જ પર્યાયમાં સધાય છે, જે પરમપદના હેતુરૂપ છે.

સંયમની રક્ષા કરતાં રહીને જીવનયાત્રા નિર્વહવી. સ્વાધ્યાય, યજન, પૂજન, દાનાદિ ક્રિયામાં પણ એ જ હેતુ રહેલો છે. સંયમની રક્ષા થતી ન હોય-સંયમ ન જળવાતો હોય અને બાકીનાં ક્રિયાકાંડ ચાલતાં હોય તો એ બધું એકડા વિનાનાં મીંડાં જેવું છે. એકલા શૂન્યની કંઇ કીંમત નથી. ચહેરો મહોરો ગમે તેટલો ખૂબસુરત હોય, પણ આંખો ન હોય તો શું કામનો ? સંયમવિનાનું જીવતર એવું જ સમજવું. પુત્રો ! સતત જ્ઞાનાભ્યાસમાં સમયને સાર્થક કરતી રહેજો, એમાં જ કલ્યાણ છે.

આત્મજ્ઞાન વિનાના બધા વ્યાપારો નેત્રહીન સુંદર મુખ જેવા લાગે છે. આપણે-મનુષ્યો જો વાસ્તવિક તત્ત્વ તરફ મીટ માંડીએ તો કલ્યાણનો માર્ગ અનાયાસે મળી

જાય, પણ બને છે એવું કે શીશીમાંથી રેતી સરકે છે—એક કલાક વીતે છે અને ઝાલર ઉપર ડંકાનો પ્રહાર પડે છે. ( સંત્રી લોકો કાચની શીશીની રેતી જોઇને કલાકના ઘંટા વગાડતા—જૂના જમાનામાં ) અપરાધી આત્મા છે અને દંડપ્રહાર ખમવો પડે છે દેહને. સાચી શાંતિ અંતરમાં છે. તીર્થોમાં રઝળવા માત્રથી એ નથી મળી જતી. પરપદાર્થોને પોતાનાં માન્યાં અને આકૃતિ જંજાળમાં ચારે કોરથી ઘેરાઇ ગયા માટે બાહ્ય દૃષ્ટિ તજી દેજો. જે કાર્ય કરો તેમાં હર્ષ કે વિષાદની ભાવનાને ફરકવા ન દેશો.

× × ×

ખજુરાહામાં અપૂર્વ જૈન મંદિરો અને પ્રતિમાઓ છે, પરંતુ ઘણીખરી તૂટી ગયેલી છે. સુંદર મૂર્તિઓ જોતાં વીતરાગતાનું સ્મરણ થઇ આવે છે. શાંતિનાથસ્વામીની મૂર્તિ તો અપૂર્વ છે.

સંસારના સઘળા દશ્ય પદાર્થો નશ્વર છે, કલ્યાણમાર્ગના પથિકોને જ એ સત્ય સમજાય છે. સ્વાત્મકલ્યાણ સાધવું હોય તો બધા ઉપદ્રવોને અળગા કરી, બુદ્ધિપૂર્વક આ રાગાદિકોને નિર્મૂળ કરવા પ્રયત્ન કરો.

કેવળ બાહ્ય ભાગની પ્રતિષ્ઠા નથી. રાગાદિકનો અભાવ એ જ જ્ઞાનનો ખરો મહિમા. બાકી જ્ઞાની અને ત્યાગીઓનો ક્યાં તોટો છે? સાચા માર્ગના પથિક, હાર્દિક સ્નેહી બહુ જ ઓછા પ્રમાણમાં દેખાશે કષાયોની પ્રબળતા જ એ પુરવાર કરે છે.

સૌને જ્ઞાની ત્યાગી થવાનું મન હોય છે જ, પણ મોહનો મહિમા અપરંપાર છે. રાગાદિ મળને ધોઇ નાખવા સિવાયની બીજી વાતો મનમાંથી કાઢી નાખજો.

કોઇ કાર્ય કરતાં અંતરમાં જરા ય ક્લેશ ન થાય તો સંસારરોગની અમોઘ ઔષધિ મળી ગઇ એમ માનજો.

× × ×

મનુષ્યપર્યાયની પ્રાપ્તિ દુર્લભ છે એટલે જ સમયનો સદુપયોગ કરી લેવા વારંવાર આગ્રહ કરું છું. જેટલો સદુપયોગ થાય તેટલો જ સમય આપણો. બાકીનો નકામો.

રાગાદિક ભાવો મોહમાથી જન્મે છે, પણ એ વિકારી હોવાથી ત્યાજ્ય છે. પાણી અગ્નિના સંયોગથી ગરમ થાય છે, પણ એ તો એના સ્વરૂપનો વિઘાત છે. રાગાદિક પરિણામ, આત્માના ચારિત્રગુણના વિકાર અને જે આત્મા દ્રષ્ટા—જ્ઞાતા સ્વરૂપ છે તેના ઘાતક છે, માટે ત્યજ્ય છે.

જે વખતે રાગાદિ ઉપજે છે તે વખતે જ્ઞાન કેવળ જાણવાની ક્રિયા નથી કરતું, ઇષ્ટ અનિષ્ટની કલ્પના પણ એ ક્રિયામાં મેળભેળ થઇ જાય છે. જો કે એ કલ્પના તદ્રૂપ નથી થતી, પણ અજ્ઞાનને લીધે એવો ભાસ થાય છે. અંધારામાં દોરી પડી હોય તેને કોઇક સર્પ માની લે તેમ. પરંતુ ભયની માત્રામાં બહુ ફરક નથી પડી જતો. જાગતિની વાત એક કોરે રાખો સ્વપ્નાવસ્થામાં પણ કલ્પિત પદાર્થોને અંગે રાગ-દ્વેષના ડંખથી બચી શકતા નથી. મિથ્યા ભાવોના સહકારથી આપણી કેવી ભયંકર દુર્દશા થાય છે? સંપાદક—સુશીલ

# स्पष्टवक्ता सुखी भवेत्

ઉપરનું વાકય સાંભળીને કેટલાક બંધુઓ સ્પષ્ટ નહીં કહેનારની ભૂલ કાઢે છે અને સ્પષ્ટ કહેનારને વખાણે છે, પરંતુ તેમાં ભૂલ થાય છે; કારણ કે સ્પષ્ટ કહેવાથી સુખી થવાય છે એવો નિરધાર નથી. કેટલીક વખત સ્પષ્ટ કહેનારને ખમવું પડે છે.

કોઇ માણસનો તમે કોઇ દુર્ગુણ દીઠો, સાંભળ્યો, અમુક અંશે ખાત્રી કરી છતાં જો તે બાબત તેને વગર અવસરે સ્પષ્ટ કહી દેશો તો તેથી તેને તમારી ઉપર દ્વેષ થશે અને પરસ્પર કલેશ થશે; પરંતુ જો તમે યોગ્ય અવસરે, એકાંતે, શાંતપણે, થોડા શબ્દોમાં હિતકારકપણે કહેશો તો તેને તે ગમશે, તેના પર તે વિચાર કરશે અને દુર્ગુણ ઘટાડવાનો પ્રયત્ન કરશે; માટે સ્પષ્ટ કહેવાની વાત એકાંતે ગ્રહણ કરવા યોગ્ય નથી. કોઇપણ વખતે વાણીવ્યાપાર કરતાં 'જૈનધર્મપ્રકાશ'ના માહ માસના અંકમાં તે સંબંધી આપેલો લેખ વાંચીને તેનું યથાશક્તિ અનુકરણ કરવું.

સ્પષ્ટ કહેવાનો અર્થ એ સમજવો નહીં કે જેવું જાણ્યું કે સાંભળ્યું તેવું કહી દેવું, પરંતુ તેના પર વિચાર કરી યોગ્ય શબ્દમાં યોગ્ય અવસરે કહેવું કે જેથી તમારો વાણીવ્યાપાર નકામો ન જાય અને સાંભળનારને પણ ઠીક લાગે. આમાં કાંઇ માયાભાવ સમજવો નહીં, કારણ કે સત્યના મિષ્ટ, પથ્ય, હિત ને મિત-ચાર વિશેષણો કહ્યા છે, તે તેમાં સાર્થક થતા નથી. વાણીમાં કટુતા અથવા હલકો શબ્દ તો આવવો જ ન જોઇએ. સામો માણસ ઉચ્ચ છે કે નીચ છે તેનો વિચાર કરવા કરતાં તમે કેવા છો ? તમારે કેવી વાણી બોલવા યોગ્ય છે ? તેનો વિચાર કરવો. શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજાએ આ સંબંધમાં યોગશાસ્ત્રમાં ઘણું કહ્યું છે. વાણી ઉપરથી બોલનારની કિંમત થાય છે. ઉત્તમ મનુષ્યની વાણીના અક્ષરે અક્ષરને ત્રાજવામાં તોળાય છે, માટે પોતાના મોઢામાં શોભે અને પરને હિત થાય તેવી વાણી બોલવી. સ્પષ્ટ વક્તા થવાનો આગ્રહ ન રાખવો. કેટલાક ગુણોનો પણ અતિરેક થઇ જાય છે ત્યારે તે દોષમાં પરિણમે છે. તેનો બારીકીથી વિચાર કરવો.

આ લેખ ઉપરનું વાકય વાંચતાં જાગેલી ઊર્મિ ઉપરથી લખ્યો છે, તેમાંથી સાર જ ગ્રહણ કરવાની વિનંતિ છે.

આ વાકય જો કે ખાસ કરીને આહાર ને વ્યવહાર માટે છે, પરંતુ વ્યવહાર શબ્દ વિશાળ અર્થવાળો હોવાથી ઉપર જણાવેલી વ્યાખ્યા પણ એ વાકયની થઇ શકે છે, એમાં વિરોધ નથી.

કુંવરજી

# અક્ષરમાળા

અરિહંતાદિ ચાર શરણુ કરીને દરરોજ શયન કરવું.
આચારથી પરિપૂર્ણ મુનિમહારાજને ગુરુ માનવા.
ઈશ્વર જગતનો કર્ત્તા નથી એ વાત ચોકસ માનવી.
ઉત્તમ મનુષ્યો નિરંતર પરોપકારવૃત્તિવાળા જ હોય છે.
એકાંતવાદ તે મિથ્યાત્વ અને અનેકાંતવાદ તે સમ્યક્‌ત્વ.
ઓતપ્રોત થઇ ગયેલ દયાવાળા મનુષ્યો વિરલ હોય છે.
અંતઃકરણમાં નિરંતર પરમાત્માનું ધ્યાન કરવું.
કર્મનું સ્વરૂપ જૈનશાસ્ત્ર જેવું અન્ય કોઇ શાસ્ત્રમાં કહેલ નથી.
ખરેખરો ધર્મી તેને જ માનવો કે જે દુરાગ્રહી ન હોય.
ગમે તેટલું કહો પરંતુ ઉત્તમ મનુષ્યોના મુખમાંથી કટુ વચન નીકળતાં નથી.
ઘમઘમ શબ્દ કરતા બાળકો પૂર્વપુન્યની નિશાની છે.
ચરમ તીર્થંકર મહાવીર પરમાત્મા આપણા આસન્નોપકારી છે.
છત્રત્રય એ તીર્થંકરનાં આઠ પ્રાતિહાર્યો પૈકી એક પ્રાતિહાર્ય છે.
જયજય તેની જ બોલાય છે કે જે પરોપકારમાં તત્પર હોય.
ઝરમર ઝરમર વરસતો વરસાદ જળધારા અન્નને જ વેરે છે.
ટમટમ કરતું નાનું સરખું વાહન પૂર્વના વણિકોને પસંદ હતું.
ઠાઠમાઠ રાખવા કરતાં અંતરમાં નિર્મળતા વધારે રાખવી.
ડમરૂકમણિ ન્યાયે શુભાશુભ કર્મ ઉદયમાં આવ્યા કરે છે.
ઢ અક્ષર મૂર્ખતાવાચક ગણવામા આવે છે.
તત્ત્વાર્થનું શ્રદ્ધાન એ જ શુદ્ધ સમ્યક્‌ત્વ છે.
થનથનાટ કરતા અશ્વો રાજદરબારે જ શોભે.
દરિદ્રીને જોઇને દયા ન આવે તે દયાળુ શેનો ?
ધન મળ્યું હોય તેનો સદુપયોગ કરવો તે જ તેનું સાચું ફળ છે.
નકાર ઉત્તમ ભાગ્યશાળીના મુખમાં હોતો જ નથી.
પરમેશ્વરનું ધ્યાન કરવાથી આત્મા નિર્મળ થાય છે.
ફફડાટ કરવા કરતાં વાસ્તવિક ઉપાય શોધી કાઢવો તે જ કર્ત્તવ્ય છે.
બહેનનો સ્નેહ ભાઇ ઉપર અપૂર્વ હોય છે.
ભયંકર દુષ્કાળને દૂર કરનાર જૈન શ્રીમંતો થઇ ગયેલા છે.
મહાત્મા પુરુષોનું જીવન સ્વપરના શ્રેય માટે જ હોય છે.

# સુભાષિત–વચનમાળા

( ગતાંક પૃષ્ઠ ૩૯૫ થી શરૂ )

૧૫૧. મનુષ્ય પર કેટલીક વખત સ્નેહીજનનાં વચનરૂપ ધબ્બા એવા પડે છે કે જે થોડીઘણી ધૂળને ઉડાડી મૂકે છે, કેટલાક ધબ્બાઓ પીઠ પર પડવા છતાં તે મીઠા લાગે છે, પરંતુ કેટલાક મનુષ્ય–આપ્તજન, સ્નેહી યા વિદ્વેષીએ કરેલ મર્મ ઉપર સ્હેજ પણ પ્રહાર કરી વેદના ઉપજાવે છે, તેથી એવા વચનને બાણની ઉપમા અપાઇ છે. બને તો શબ્દ-સુધાથી કોઇને પ્રીતિ ઉપજાવો, તેમ ન બને તો મૌન રહો; પણ કોઇના મર્મ ઉપર વચન-પ્રહાર ન કરશો. સારાંશ કે માણસાઇની એ સીમાને ન ઓળંગવી જોઇએ.

૧૫૨. અધિકાર આંધળો અને બહેરો હોય છે. અધિકાર દેખતો નથી અને સાંભળતો ય નથી. એ પદને વરનાર વ્યક્તિ અતિશય સહૃદય હોય તો એમાં અપવાદરૂપ ભલે બને. એકંદર તો નાનો કે મોટો કોઇપણ અધિકાર પ્રાયઃ આંધળો–બહેરો જણાય છે. અધિકાર આવ્યા પછી જેનામાં અભિમાન, ઉદ્ધતાઇ વગેરે ન વ્યાપે તે વંદનપાત્ર છે.

૧૫૩. આપણી માન્યતા બીજાને ગળે ન ઊતરે તો એવી છેડાઇ જવાની જરૂર નથી. દરેકનાં માનસ ભિન્ન હોય છે, દરેકની રુચિ ભિન્ન હોય છે અને દરેકના પૂર્વભવના તેમ જ વર્તમાન ભવના સંસ્કારો ભિન્ન હોય છે; તેથી બધા એક વિચારવાળા ન બને તે સ્વાભાવિક છે. આપણી માન્યતા સાચી જ છે અને બધાએ તે માન્ય કરવી જોઇએ એવા ઘમંડમાંથી મુક્ત થવું જરૂરતું છે.

૧૫૪. કેટલીક વાર કરકસર અને લોભ વચ્ચેનું સીમાચિહ્ન અતિ નાજુક હોય છે, તેથી લોભ કોને કહેવો અને કરકસર કોને કહેવી એ જાણવું મુશ્કેલ થઇ પડે છે.

૧૫૫. સામાન્ય રીતે સર્વ સંસારીજનો ઇન્દ્રિયારામી હોય છે અને મુનિઓ આત્મારામી હોય છે. તેમાં પણ જેઓ મુખ્યપણે આત્મામાં રમણ કરનારા હોય–પછી તે ગૃહસ્થ હોય કે મુનિ તે જ ખરા નિષ્કામી છે. ( શ્રી આનંદઘનજી )

---

યશસ્વી થવા ઇચ્છનારે પ્રથમ સદ્ગુણોને સ્વીકારવા જોઈએ.

રમત રમતાં રીસ ન કરવી તે હિતશિક્ષા છત્રીશીનું વાક્ય છે.

લવલેશ પણ ચિંતા, સત્કાર્યમાં જીવન ગાળનારને હોતી નથી.

વહેમ રાખવાની ટેવ ઉત્તમ પુરુષોને હોતી નથી.

શત્રુ ઉપર પણ સમભાવ રાખવો તે સજ્જનોનું ભૂષણ છે.

સમુદ્ર જળનો સંગ્રહ કરનાર છતાં દાન કરનાર ન હોવાથી કંજુસ ગણાય છે.

હળવે હળવે ચાલવું એ સદ્ગુણી સ્ત્રીનું લક્ષણ છે.

ક્ષમા એ શૂરવીરનું ભૂષણ છે, તેના વડે જ તે ઉત્તમ ગણાય છે. કુંવરજી

૧૫૬. મનુષ્યની યથાર્થ પરીક્ષા તેના કથન કે લેખન ઉપરથી ન કરી શકાય, પણ તેના આભ્યંતર જીવનના પ્રચ્છન્નપણે અવલોકનથી જ થઇ શકે છે.

૧૫૭. એક યાચક બીજા યાચકને જોઇને શ્વાનની જેમ ઘુરકીયાં કરે છે.

૧૫૮. આપણી વિનોદવૃત્તિ તદ્દન શુષ્ક બની ગઇ છે એમ કહેવામાં કાંઇ ખોટું નથી. મોટા ભાગનાં મનુષ્યો ચોમેર ગંભીર મુદ્રા કરીને ફરતાં જણાશે. એરંડીઉં પીને બેઠેલ હોય કે દુનિયાનો અંત આવવાનો હોય તે રીતે ફફળાટ કરનારનો આ દેશમાં તોટો નથી. જીવનના અનેક અણુકળેલ ઝંઝાવાતો સામે ઝુઝવા માટે જેની પાસે વિનોદ છે–જે મનુષ્ય પ્રતિસમયે સ્મિત વેરી શકે છે–કોઇપણ વાતાવરણમાંથી જે નિર્દોષ વિનોદ પ્રાપ્ત કરી શકે છે–વિનોદ ઉપજાવી શકે છે તે જ જીવનસંગ્રામમાં ઘણે અંશે સફળ થઇ શકે છે અને ચડેલ થાકને ઉતારી શકે છે,

૧૫૯. આપણો હાસ્યરસ પણ સૂકાઇ ગયેલો જણાય છે, ખીલખિલાટ કરતું મુક્ત હાસ્ય, બહુ વિરલ થઈ પડયુંછે. ચહેરા પર કાયમ સ્મિત ફરકતું કોઇને જ લભ્ય હશે, સદા કમળ સમાન પ્રફુલ્લિત–વિકસ્વર ચહેરો હોવો એ સૌભાગ્યની–સદ્ભાગ્યની નિશાની ગણાવી જોઇએ. આ કળા ખીલવવા જેવી છે.

૧૬૦. પરાગવાહી જીવન અન્યને પણ તેવો ચેપ લગાડી શકે છે, તેને પણ સૌરભ ફેલાવતા કરી શકે છે.

૧૬૧. યુવક એટલે આશાઓનો પયગામધારી, યુવક એટલે સાહસોનો ભંડાર, યુવક એટલે અખૂટ શક્તિનો નિત્ય વહેતો ઝરો, યુવક એટલે પરોપકારનું સાક્ષાત્ પ્રતીક–યુવક એટલે નિત્ય નવીન ઉત્સાહનું ધામ. આ વ્યાખ્યા મુજબના યુવકો આજે બહુ અલ્પ દેખાય છે.

૧૬૨. ધર્મશાળા એટલે અનેક પ્રકારના, ચિત્રવિચિત્ર માનસવાળા મનુષ્યોનું વહેતું નિવાસસ્થાન. આવ્યા, ઊતર્યા, રાંધ્યું, ખાધું, સૂતા અને સવાર પડચે પોતાને પંથે પડ્યા. ફરી એ જ ક્રમે અન્યનું આવવું અને જવું હોય છે. ઘણું જાણવું, જોવું, સાંભળવું, અનુભવવું હોય તો મુસાફરીમા ધર્મશાળાનો આશ્રય લેજો અને મળતાવડા સ્વભાવથી તેમ જ કાન, આંખ ખુલ્લાં રાખી શતવાસો કરજો. જરૂર નવીન અનુભવ મેળશે જ મળશે.

૧૬૩. ' હિન્દની રેલ્વેગાડી ' એટલે હાલતુંચાલતું અને જીવતુંજાગતું પ્રદર્શન ! એ કથન તદ્દન સત્ય છે. થોડા કલાક કે બહુ બહુ તો થોડી રાત્રિઓ માટે મુસાફરી કરનાર પણ જાણે ત્યાં કાયમ રહેનાર હોય તે રીતનો વર્તાવ કરે છે–અન્યને આવતાં અટકાવે છે એ જોઇ માનવસ્વભાવની નિર્બળતા ઉપર હાસ્ય સ્ફુરે છે. તદુપરાંત અલકમલકની વાતો, તેમાં 'હા' માં 'હા' ભણનાં સ્ત્રી–પુરુષો વગેરે જોવા યોગ્ય હોય છે.

૧૬૪. સંસાર એક મોટું મુસાફરખાનું નથી તો બીજું શું છે ? તેમ છતાં મનુષ્યો જાણે અહિં ' યાવચ્ચંદ્રદિવાકરૌ ' પર્યંત રહેવાના હોય એ રીતે ઘર બાંધે છે–મારું તારું કરે છે અને લડે–ઝઘડે છે. ( ચાલુ )

રાજપાળ મગનલાલ વહોરા

——⊖⊖——

## ચિં....ત....ન

જગત સાક્ષરો પાસે જ્ઞાન માગે છે કવિઓનો અને લેખકોનો ધર્મ છે કે સંસારને પવિત્રતા દાખવવી.

દુનિયા આપણેની શરાશી છે, એ શગરી સાત્વિક રાખે એનુ નામ સજ્જન

અનીતિથી સમૃદ્ધિનો નાશ થાય છે અને કુસંગતથી શીલનો નાશ થાય છે.

ત્યાગીને નિર્જન વનમા આનંદ પડે છે, સંસારીને વસ્તીમા આનંદ પડે છે, પરંતુ અવ્યવસ્થિત ચિત્તવાળાને તો એમાથી કશામાં ચેન પડતુ નથી

ગુણસ્નેહ એ જ ખરો સ્નેહ, પ્રભુભક્તિ આત્માની પ્રસન્નતામાથી જ સ્ફુરે છે

માનવજિન્દગીની સાફલ્યતાનો આધાર પુરુષાર્થ અને પ્રારબ્ધના સમન્વય ઉપર છે

પુખ્તવયના સ્નેહલગ્નની પ્રથા શરૂ નહિ થાય ત્યાસુધી શુ વિધૂર કે શુ વિધવા અસંતુષ્ટ રહી પુનર્લગ્નની હિમાયત કર્યા જ કરવાના

પરગુણ–પરમાણુને પર્વત સમાન નિહાળવાની ઉમદા પ્રથા આપણી આર્યસંસ્કૃતિમા છે.

સામાન્યત સ્ત્રીને ગર્ભધારણ કરવા સમાન બીજો એકે ઉત્કૃષ્ટ આનંદ નથી

પાઘડી પહેર્યે જ મોટપ આવતી નથી મહાનુભાવિતા જ મોટપ લાવે છે

માતાપિતારૂપી નિજગૃહના તીર્થો ઉવખી અન્ય તીર્થે રખડે એનાથી દેવ પણ શરમાય

સાધુ એટલે દેશદેશાન્તરે ઘૂમતો ધર્મદૂત અજાણી ભૂમિ એને અકળાવે નહિ નવા નવા પ્રદેશોના એ અન્નોદક ચાખે અને સૌને એ ધર્મપ્રસાદ ચખાડે

સ્વતંત્રતાની જગાએ સ્વચ્છંદતા એટલે લગામ વગરના ઘોડા.

શાહ મોહનલાલ હરિચંદ શીહોરી

## મનનીય વચનામૃત

૧ જે કાઈ કરવુ હોય તે પૂર્ણ ઉત્સાહથી કરો

૨ તમારો ઉત્સાહ જે દિશામા જાય તે દિશામા ખુશીથી જવા દો તમારુ શ્રેય તેમા જ છે

૩ ભૂલી જતા શીખો, ભૂલી જવામા ઉદારતા છે, સભારવામા નીચતા છે

૪. પોતાને પીછાણો, અન્યનુ પરીક્ષણ કરતા પહેલા આત્મપરીક્ષણ કરો

૫ બહાદુરી મારવામા નથી પણ સહન કરવામા છે કઠોર વચનો કહેવા એ નબળાઇ છે, સહન કરવા એ જ ખરી બહાદુરી છે

૬ બોલવુ એ આપણી ફરજ નથી, પણ બોલવુ તો પ્રિય બોલવુ એ ફરજ છે

૭ જેટલુ જાણીએ તેટલુ જ્યા ત્યા અને જ્યારે ત્યારે જણાવવુ એ માનસિક નિર્બળતા છે.

૮. મિત્રો પાસે આનંદની વાતો કરવી, કદાપિ સ્વાર્થની વાતો ન કરવી. જીવન એટલું બધું દુઃખમય છે કે અન્યનાં દુઃખનાં રોદણાં રડવા, સાંભળવામાં મનુષ્યને સ્વાભાવિક રીતે જ ભારે બોજો વેઠવો પડે છે.

૯. દુનિયા ખરાબ છે એવો અનુભવ થાય તો દુનિયાને ન નિંદતાં, પ્રશ્ન કરવો કે મારામાં શું ખરાબ છે?

૧૦. પોતાના પર શ્રદ્ધા રાખશો તો અંતે વિજય જ મળશે.

૧૧. નાઉમેદ થવાનો વિચાર એ જ નાઉમેદી છે, બાકી નાઉમેદી છે જ નહિ, શ્રમથી સર્વ વસ્તુ સાધ્ય છે.

૧૨. તક કદાપિ ચૂકવી નહિ, છતાં કદાપિ ચૂકયા તો પછી માનવું કે તક હમેશાં મળે છે.

૧૩. વાતો કરવી એ માણસોને પસંદ છે, પણ મૂંગા રહેવું એ ઇશ્વરને પસંદ છે. બોલવા કરતાં મૂંગા રહેવામાં વધારે ગૌરવ છે.

૧૪. પ્રતિભાનો પવન બહુ હાનિકારક છે. પ્રતિભા પણ શ્રમથી જ સાધ્ય છે.

૧૫ મોટા થવાની ઇચ્છા હોય તો પ્રથમ માણસે નાના થવું. નાના થયા વિના કદાપિ મોટા થવાતું નથી.

૧૬. દાસત્વ એ સ્વાતંત્ર્યનું પહેલું પગથિયું છે. જે દાસ નથી તે સ્વતંત્ર નથી. સ્વચ્છંદી હોઇ શકે છે, પણ સ્વતંત્ર તો નથી જ. દાસત્વ તે સાધુઓની સાધુતાનું દાસત્વ, ધાર્મિકોના ધર્મનું દાસત્વ, ઇશ્વરી પુરુષોના ઐશ્વર્યનું દાસત્વ સમજવું.

૧૭. માતાપિતા, ગુરુ ને રાજા–એ ત્રણ હંમેશ પૂજ્ય છે. પશ્ચિમનો સુધારો ગમે તે કહે.

૧૮. દુઃખી મનુષ્યો, ગરીબો, દર્દીઓ ઇત્યાદિનું દુઃખ જેટલું મીઠા શબ્દોથી ઓછું કરી શકાય છે તેટલું અન્ય કશાથી કરી શકાતું નથી. બોલવામાં મીઠાશ એ ઇશ્વરી ગુણ છે.

૧૯. જીવનને હંમેશ રસિક બનાવો.

૨૦. હસવાનું મન થાય તો હસો, રડવાનું મન થાય તો રડો. બંને કામ નિડરતાથી કરો, તમને મજા જ મળશે. શરમાય તે કરમાય.

૨૧. માણસો જે કરે છે તે શુદ્ધ અંતઃકરણથી કરે છે એમ માનો. ન મનાય તો પણ માનો, હેતુઓ શોધવાની વૃત્તિને દબાવી દો.

૨૨. ઉદ્યોગી બનો, ઉદ્યોગ એ ધર્મ છે. ઘણાં અનર્થવાળા કૃત્યો ઉદ્યોગને અભાવે ઉત્પન્ન થાય છે.

૨૩. સ્વતંત્રતાનો પવન મનમાંથી તજી દેવો, દુનિયામાં કોઇ સ્વતંત્ર નથી.

૨૪. માણસ માત્રને એક રીતે મારવા. શાથી? ઉપકારથી.

૨૫. ગુન્હેગારોની દયા કરો, તિરસ્કાર કરતાં દયા એ વધારે સબળ સુધારક તત્ત્વ છે.

# અધ્યાત્મના માર્ગે

મનમાં થતા વિકલ્પ-સંકલ્પનો નાશ કરવો તે માટે યોગશાસ્ત્રોની રચના થઇ છે.

શુદ્ધ ચેતનાનાં નિર્માણ માટે કોઇ લાયક સ્થાન હોય તો તે અચંચળ મન છે.

શાંત, ધીર અને સ્થિર થવું, મનમાં શાંતિ રાખવી, બહારની પ્રકૃતિથી અંતરના પુરુષની જુદાઇ અનુભવવી એ અનુભવ ઘણો જ સહાયક અને લગભગ અપરિહાર્ય છે.

અંતરની આધ્યાત્મિક પ્રગતિનો આધાર બહારના સંજોગો ઉપર નહિ પરંતુ સંજોગો પ્રત્યે આપણે અંદરથી કેવી રીતે પ્રતિકાર કરીએ છીએ તેના ઉપર છે. એ સિદ્ધાંત આધ્યાત્મિક અનુભવવાળા લોકોનો છેવટનો છે. સંજોગો ગમે તેવા અનિષ્ટ હોય, બીજાઓનું વર્તન ગમે તેવું કંટાળો ઉપજાવે તેવું હોય, તો પણ સંપૂર્ણ સ્થિરતા સહિત તથાજાતને અશાંત કરે એવું પ્રતિકાર્ય કર્યા વિના તેમને ગ્રહણ કરતાં શીખવું જોઇએ. મુશ્કેલીઓ, સ્ખલનો કે નિષ્ફળતાઓ દેખા દે તેથી ડોલી ન જવું; દુઃખી ન થવું. નિત્ય-કર્મ તરીકે પરમાત્મપદપ્રાપ્તિ માટે સુદૃઢ અભીપ્સા સેવવી, સમતા અને અનાસક્તિપૂર્વક સર્વ મુશ્કેલીઓ અને વિરોધોનો સામનો કરવો.

આપણી અંદર એક જ સત્ય છે જેને આપણે વારંવાર પકડી રાખવાનું છે. એ સત્ય આપણી અંદર રહેલ દિવ્ય શક્યતાઓનું. એ સત્યને જો આપણે હમેશાં પકડી રાખીએ, વળગી રહીએ યા તો કદાચ થોડા સમય માટે તેમાંથી વિચલિત થઇ જવાય તો પણ વારંવાર તેને જ પાછા વળગી રહીએ તો બધી મુશ્કેલીઓ, બાધાઓ અને સ્ખલનો થયા છતાં આખરે તે સત્ય સફળ નિવડશે આપણી આધ્યાત્મિક પ્રકૃતિનો ક્રમે ક્રમે વિકાસ થતાં જે કાંઇ વિરોધ કરે છે તેનો યોગ્ય સમયે લોપ થઇ જશે. અંતિમ લક્ષની પ્રાપ્તિ માટેનો સંકલ્પ દૃઢ હોય તો પ્રભુને પંથે જતાં નિષ્ફળતા છે જ નહિ.

સંગ્રાહકઃ—શાંતિલાલ છોટાલાલ શાહ

---

૨૬. જેના જીવનમાં અડગ ધૈર્યની અને શાંતરસની હેલિ છે તેને દુઃખનો દાવાનળ કદાપિ સપડાવી શકતો નથી.

૨૭. દુનિયામાં મારે કાંઇ જ જોઇતું નથી, જે આવશે તે ભોગવીશ—એવી વૃત્તિ રાખનાર માણસ દુનિયાને દાસ બનાવી શકે છે.

૨૮. અન્યના દોષો શોધ્યા પહેલાં તમારા દોષોનું સ્મરણ કરો.

૨૯. સત્ય એ મનુષ્ય માત્રને ઊંચ શ્રેણીએ ચડવાનું મુખ્ય પગથિયું છે.

૩૦. કોઇ પણ માણસ પોતાના મૃત્યુ પહેલાં સુખી નથી, કારણ કે એક પળવારમાં તેના માટે શું બનશે તે જાણતો નથી; પણ હે જીવ! પૂર્વભવે કરેલાં કર્મનો જ્યાંસુધી તારા આત્મબળથી નાશ નહિ કર ત્યાંસુધી મૃત્યુ પછી પણ સુખ મળવાનું નથી; માટે ખરા અંતઃકરણથી મન ચોખ્ખું રાખી શ્રી વીતરાગ દેવનું સ્મરણ કર.

અમીચંદ કરસનજી શેઠ

# શ્રાવકની નિત્યકરણી

ચાર ઘડી પાછલી રાત્રે જાગીને નિદ્રાનો ત્યાગ કરી, પંચપરમેષ્ઠીને નમસ્કાર કરી ( નવકારમંત્ર ગણી ) આ પ્રમાણે ચિંતવન કરવું-અહો ! હું કોણ છું ? મનુષ્ય છું અથવા દેવતાદિક છું તેમાં જો મનુષ્ય છું તો મારી શી અવસ્થા છે ? બાલ્યાવસ્થા છે, યુવાવસ્થા છે કે વૃદ્ધઅવસ્થા છે. તેમાં જો યુવાવસ્થા છે તો બાલ્યાવસ્થાને ઉચિત એવી ચેષ્ટાઓ મારાથી રખે થાય, ને વૃદ્ધાવસ્થા છે તો યુવાવસ્થાને ઉચિત એવી ચેષ્ટાઓ રખે થાય, એ રીતે વિચાર કરે. વળી મારું કયું કુળ છે ? શ્રાવક સંબંધી છે કે બીજું ? જો શ્રાવક કુળ છે તો મારામાં કયા ગુણ છે ? મૂળગુણ છે અથવા ઉત્તરગુણ છે ? વળી મારે કયા નિયમ એટલે અભિગ્રહ વિશેષ છે ? તથા વૈભવ છતાં ૧. જિનભવન, ૨. જિનબિંબ, ૩. તેની પ્રતિષ્ઠા, ૪. પુસ્તક લખાવવું, ૫. સાધુ, ૬. સાધ્વી, ૭. શ્રાવક, ૮. શ્રાવિકા અને ૯ શત્રુંજયાદિક તીર્થની યાત્રા-આ નવ ક્ષેત્રમાંથી કયું ક્ષેત્ર મને ફરસ્યું નથી ? તથા દશવૈકાલિકાદિક ધર્મશાસ્ત્રોમાંથી કયું ધર્મશાસ્ત્ર મેં સાંભળ્યું નથી ? તો તે ક્ષેત્ર સ્પર્શવાને તથા તે ધર્મશાસ્ત્ર સાંભળવાને ઉદ્યમ કરું એમ વિચારે વળી વિચારે કે-અહો ! ધન્ય છે ! વજસ્વામી જેવા મહામુનિઓને કે જેમણે આ સંસારથી વૈરાગ્ય પામીને બાલ્યાવસ્થાને વિષે જ સંસાર ત્યાગ કરી સંજમનો માર્ગ સેવન કર્યો અને હું હજી સુધી પણ ગૃહવાસના પાસમાં પડેલો હોવાથી શુદ્ધ માર્ગનું સેવન કરવાને સમર્થ થતો નથી. હવે ક્યારે તેવો શુભ દિવસ આવશે કે હું પણ મને ધન્યપણું માનતો છતો સંજમપણું અંગીકાર કરું.

પછી પાછલી બે ઘડી રાત રહે ત્યારે શયનથકી ઊઠી જો દક્ષિણ નાડી વધારે ચાલતી હોય તો જમણો પગ અને વામ નાડીનો વધારે શ્વાસ આવતો હોય તો ડાબો પગ પ્રથમ ઉપાડી ધીમે ધીમે ચાલે -ખોંખારો-હુંકારો, ઉતાવળો શબ્દ કે ખડખડાટ ન કરે; કારણ કે દલનારી-રાંધનારી-પાણીઆરી-પંથી-કર્પણી-ધોબી-અને ચોર રખે જાગી જાય, માટે અણબોલ્યા રહેવું. દયાલુ શ્રાવકે પૂર્વે કહ્યા પ્રમાણે પોતાના આત્માની સાક્ષીએ વિચારીને સામાયિકાદિક છએ આવશ્યક કરવાં, એટલે પ્રતિક્રમણ કરવું. વળી જે શ્રાવક વ્યવહારિક કામની ઉપાધિથી ફુરસદ ન હોવાને લીધે વ્યાકુલપણાથી છએ આવશ્યક કરવાને સમર્થ ન હોય, તો પણ નિયમે કરીને પંચપરમેષ્ઠી મંત્રાદિકનો નવકારવાલીથી શક્તિ અનુસાર જાપ કરવો. સવારમાં ઊઠતાં એક ધ્યાને સ્થિર મનથકી નવકારવાલી ગણવાથી અનુક્રમે મુક્તિ પ્રાપ્ત થાય છે.

( આ સંબંધમાં શ્રાવકની કરણીની સજ્ઝાય વાંચીને કંઠે કરવા યોગ્ય છે તેમાં આખા દિવસની કરણી બહુ સારી રીતે સમજાવી છે ) મુનિ વિદ્યાનંદવિજય

# प्रश्नोत्तर

( પ્રશ્નકારઃ—શા. મંગળદાસ કંકુચંદ સાલડીવાળા-જોરાવરનગર )

**પ્રશ્ન ૧**—તીર્થંકરનું ચ્યવન અને જન્મ મધ્યરાત્રિએ થાય એમ કહેવામાં આવે છે તો વીરપ્રભુની ગર્ભસ્થિતિ નવ માસ ને ૭II દિવસની કેમ થઇ શકે ?

**ઉત્તર**—જન્મ તો મધ્યરાત્રિએ જ થાય છે. ચ્યવન મધ્યરાત્રિએ થવાનો નિર્ણય નથી, પરંતુ રાત્રિએ થાય છે. તેથી આઠ દિવસમાં કમી રહેતું હોવાથી સાડાસાત દિવસ કહેલા સંભવે છે.

**પ્રશ્ન ૨**—અક્ષતપૂજા કરીને ફળ નૈવેદ્ય કયાં મૂકવું ?

**ઉત્તર**—ફળ સ્વસ્તિક ઉપર મૂકવું ને નૈવેદ્ય સિદ્ધશિલાની આકૃતિ ઉપર મૂકવું યોગ્ય છે. કોઇ તેથી ફેરફાર મૂકે તો આગ્રહનું કારણ નથી.

**પ્રશ્ન ૩**—વંદિત્તુ કહેતાં છેલ્લી કેટલી ગાથા રહે ત્યારે ઊભા થવું ?

**ઉત્તર**—છેલ્લી સાત ગાથા બાકી રહે ત્યારે ઊભા થવું. ૪૩ મી ગાથા કહેતાં ઊભા થવું.

**પ્રશ્ન ૪**—પાક્ષિકાદિ પ્રતિક્રમણમા કેટલાક વૃહતશાંતિ કહી લોગસ્સ કહ્યા પછી સંતિકરં કહે છે, કેટલાક કહેતા નથી તો યોગ્ય શું છે ?

**ઉત્તર**—ખાસ સંતિકરં કહેવાની આવશ્યકતા નથી, પરંતુ કોઇ કહેતા હોય તો તે મંગળિકકારી હોવાથી તેમા વિરોધ કરવા જેવું નથી.

**પ્રશ્ન ૫**—દેવ, ગુરુ અને સ્વધર્મને લગતા આંગી, પૂજા, પ્રભાવના, સામૈયાદિ અનેક કાર્યો કરાય છે તેમા મુખ્યતા શેની સમજવી ?

**ઉત્તર**—જે કાર્ય કરતાં ઉત્સાહ વૃદ્ધિ પામે તેની મુખ્યતા સમજવી.

**પ્રશ્ન ૬**—ચૌદ નિયમ ધારનાર ચાર, પાંચ વસ્તુ મળીને બનેલ લાડુ વગેરેને એક જ દ્રવ્ય ગણે કે કેમ ?

**ઉત્તર**—એક જ ગણે.

**પ્રશ્ન ૭**—ઉપર જણાવેલી વસ્તુઓમાં વિગય એકથી વધારે આવી હોય તો કેટલી ગણવી ?

**ઉત્તર**—વિગય જેટલી આવી હોય તેટલી ગણવી.

**પ્રશ્ન ૮**—પૃથ્વીકાય વગેરે કેવી રીતે ધારવા ?

ઉત્તર—પૃથ્વીકાય ને અપ્કાયનો તોલ ધારવો. તેઉકાયમાં દીવા ને ચૂલાની સંખ્યા ધારવી. વાઉકાયમાં પંખા ને હીંડોળાની સંખ્યા ધારવી. વનસ્પતિકાયમાં ખાવાની લીલોતરીની સંખ્યા ધારવી ને છેદન ભેદનનો તોલ ધારવો. દીવા આપણે હાથે કરીએ કે ઓલવીએ તે જ ગણવા બીજા દીવાનો ઉપયોગ કરીએ તે ન ગણવા.

પ્રશ્ન ૯—અસી, મસી ને કૃષી શી રીતે ધારવા ?

ઉત્તર—અસીમાં છરી, કાતર વગેરે વાપરવાની સંખ્યા ધારવી. મસીમાં ખડીઆ,કલમ વાપરવાની સંખ્યા ધારવી કૃષીમાં ખેતી કરવાની જગ્યાનું પ્રમાણ ધારવું.

પ્રશ્ન ૧૦—પાક્ષિક, ચાતુર્માસિક ને સંવત્સરીના અગાઉના દિવસે દૈવસિક પ્રતિક્રમણમાં;કલ્લાણકંદંની સ્તુતિ, સંતિકરંનું સ્તવન ને મન્નહ જિણાણંની સજ્ઝાય કહેવાય છે તેનું શું કારણ ? અને તેવી પ્રવૃત્તિ કયારથી શરૂ કરવામાં આવી છે ?

ઉત્તર—એ કહેવાનું આગામી મંગળિક માટે અને પર્વદિવસનાં કૃત્યો યાદ કરાવવા માટે પૂર્વપુરુષોએ બહુ વર્ષોથી શરૂ કરેલ છે. તે આપણા વડીલો કરતા આવ્યા છે, તેથી તેમાં સવાલનું કારણ નથી.

પ્રશ્ન ૧૧—સાધુ સાધ્વી પણ વિહાર કરે છે ત્યારે પ્રથમ દિવસે ઉપર પ્રમાણે કહે છે. સજ્ઝાય ધમ્મોમંગલમુક્કિઠંની કહે છે તેનું શું કારણ ? તેની શરૂઆત પણ કયારથી થઇ છે ?

ઉત્તર—એમાં પણ મંગળિકનું ને નિર્વિઘ્નતાનું કારણ છે. એ પ્રવૃત્તિ પૂર્વ-પુરુષોએ બહુ વર્ષોથી શરૂ કરેલી છે અને તે પ્રામાણ્ય છે.

પ્રશ્ન ૧૨—રાઇપડિક્કમણમાં જેમ છેલ્લા બે ચૈત્યવંદન કર્યા અગાઉ બીજું સામાયિક, પ્રથમ સામાયિકનો કાળ પૂરો થયો હોય તો લેવાય છે એમ દૈવસિક પ્રતિક્રમણમાં છ આવશ્યક પૂરા થયા પછી લેવાય ?

ઉત્તર—ન લેવાય. લઘુશાંતિ કહીને લોગસ્સ કહ્યા પછી જ લેવાય.

પ્રશ્ન ૧૩—પ્રતિક્રમણમાં વંદિત્તુ કહેવાનો હક્ક જો શુદ્ધ બોલી શકે તેમ હોય તો ઉપધાનવાળાનો છે તેમ બીજી ક્રિયા માટે તેમનો અથ હક્ક છે ?

ઉત્તર—બીજી ક્રિયા માટે તેવો હક્ક નથી.

પ્રશ્ન ૧૪—દૈવસિપ્રતિક્રમણમાં સાધુ 'ઠાણે કમણે ચંકમણે' બોલી રહ્યા પછી 'ધન્ય મુનિરાજ' બોલાય છે, એમ ગમણાગમણે પોસાતી બાલી રહ્યા પછી 'ધન્ય પોસાતી' બોલાય ?

ઉત્તર—એમાં ધન્ય મુનિરાજ કે ધન્ય પોસાતી બંને કહેવાના નથી. 'ધન્ય મુનિરાજ' માત્ર પાક્ષિક અતિચારમાં સાધુના અતિચારને અંતે કહેવાનું છે.

**પ્રશ્ન ૧૫**—મને દિવસના વિચાર વિના રાત્રે અનેક પ્રકારનાં શુભાશુભ સ્વપ્નો આવે છે તો તેનું ફળ શું ?

**ઉત્તર**—એ બાબત ખાસ સ્વપ્નવિચાર જાણનારને પૂછવું. બાકી તો રોજ ૭ નવકાર ને ૩ ઉવસગ્ગહરં ગણીને સૂવું, જેથી સ્વપ્ન નહીં આવે છતાં આવે તો અશુભના નિવારણ માટે ઊંઘ ન આવે ત્યાંસુધી નવકાર ગણવા.

**પ્રશ્ન ૧૬**—વીંટસી વગેરેનું પચ્ચખ્ખાણ પારતાં નીચેનું આસન સ્થિર ન હોય તો વાંધો આવે ?

**ઉત્તર**—ગણનારે નવકાર સ્થિર રહીને ગણવા એટલે પછી વાંધાનું કારણ નથી.

**પ્રશ્ન ૧૭**—રાત્રે તિવિહાર કરનારને પાણી પીધા અગાઉ કે પછી નવકાર ગણવાની જરૂર છે ?

**ઉત્તર**—રાત્રિના પચ્ચખ્ખાણમા નવકાર ગણવાના નથી.

**પ્રશ્ન ૧૮**—તિવિહાર કરનાર રાત્રે કયા સુધી પાણી પી શકે ?

**ઉત્તર**—સૂતી વખતે ચૌવિહાર કરવો તે યોગ્ય છે.

**પ્રશ્ન ૧૯**—પૂજાનાં કપડાં પહેરેલા હોય ને પૂજામા વચ્ચે પાણી પીવાની જરૂર પડે તો પી શકાય ?

**ઉત્તર**—પી શકાય અને ફરી સ્નાન કરવું ન પડે.

**પ્રશ્ન ૨૦**—શ્રાવકનાં બાર વ્રતમા છઠ્ઠા ને દશમા વ્રતમાં શું તફાવત છે ?

**ઉત્તર**—છઠ્ઠું વ્રત જાવજ્જીવ માટે છે ને દશમું વ્રત તે જ દિવસ માટે છે; તેથી જ તેમાં છઠ્ઠા વ્રતમાં ધારેલી દિશાનો સક્ષેપ કરવામાં આવે છે.

**પ્રશ્ન ૨૧**—દશમા દેશાવગાસિકમાં બે પ્રતિક્રમણ ને આઠ સામાયિક કરવાની પ્રવૃત્તિ ક્યારથી શરૂ થઇ છે ?

**ઉત્તર**—એ પ્રવૃત્તિ પણ ઘણાં વર્ષોથી પૂર્વપુરુષોએ શરૂ કરી છે. તે લાભકારક હોવાથી વડીલોએ શરૂ રાખી છે.

**પ્રશ્ન ૨૨**—નિયમ ધારનારને ઘરેણાની સંખ્યા ધારવાની છે ?

**ઉત્તર**—ચૌદ નિયમમાં એ વાત આવતી નથી.

**પ્રશ્ન ૨૩**—સ્ત્રીઓએ નિયમમાં દળવા, ખાંડવાનું પ્રમાણ કરવાનું છે ?

**ઉત્તર**—એનો પણ ચૌદ નિયમમાં સમાવેશ નથી.

કુંવરજી

# પ્રભાવિક પુરુષો

## જંબૂકુમાર

(૪)

"મહારાજ સાહેબ! આપને જો ફુરસદ હોય તો, મારે જે કંઇ પૂછવાનું છે તે વાતનો આરંભ કરું ભોજન પછી તરતમાં આપને ખાસ કઇ ક્રિયા કે નિયમ પાળવાનો હશે તો નહીં જ એમ ધારી હું જમીને તરત જ આપની પાસે ચાલી આવી છું."

" બહેન ! ખુશીથી આવો. તમારે ત્યાંથી વહોરી લાવેલ આહાર શ્રમણધર્મની મર્યાદા અનુસાર વાપરી હું પણ જે કાર્ય અર્થે આ તરફ આવ્યો છું તે પાર પાડવા સારુ ઉદ્યુક્ત થયો છું. મને લાગે છે કે તમારી સહાય મળશે તો મારું એ કાર્ય જલદી ઊકલશે; એટલે તમારે જે કંઇ પૂછવું હોય તે બેધડક પૂછી શકો છો. મારે પણ જે કહેવાનું છે તે હું વિનાસંકોચે તમને જણાવીશ."

"મુનિરાજ! મેં અહીં, પૂર્વે જણાવ્યું તેમ ભિન્ન ભિન્ન પ્રકારના અતિથિઓ નિહાળ્યા છે, એ બધામાં અને તમે જે ધર્મનું પાલન કરી રહ્યા છો એમાં મુદ્દાનો ફેર મને જણાયો છે. અંતરના ભેદ ઉકેલવાનું મારા ચર્મચક્ષુમાં સામર્થ્ય નથી, છતાં બાહ્ય નજરે મને તમારા વ્રત, નિયમ કિંવા ક્રિયાકાંડ વધુ ઉત્તમ જણાયાં છે અને તેથી મને એ સમજવાની જિજ્ઞાસા ઉદ્ભવી છે છતાં એ પૂર્વે એક શંકાનું નિરસન થવાની જરૂર છે. જ્યારે આટલી ઊંચી કક્ષાએ તમે વિરાગી જીવનમાં આગળ વધી રહ્યા છો ત્યારે એવો તે કયો ભૂતકાલિન પ્રસંગ તમોને આ નાનકડા ગામ પ્રતિ આકર્ષી રહ્યો છે કે જેના વિચારમાં તમોને પંથ કાપવામાં વધુ સમય લાગ્યો!"

" ભગિનિ ! તમારી શંકા વ્યાજબી છે એટલું જ નહિ પણ મારે તમોને એ વાત જણાવવી છે અને એમાં જ તમારી સહાય લેવી છે. એટલે જ્યારે ઉભયનો પ્રશ્ન એક જ મુદ્દા પર અવલંબે છે ત્યારે મારે એની મૂળથી શરૂઆત કરવી રહી. નાગદત્ત-વાસુકીની પુત્રી નાગિલાને પરણી સંસારજીવનની પ્રથમ સંધ્યાએ ત્યજી જનાર આર્યક મુખીનો પુત્ર ભવદેવ તે હું પોતે જ. એ ઘોર અન્યાયનું પ્રાયશ્ચિત્ત કરવા આજે ઘણાં વર્ષો વિત્યાં પછી હું આવ્યો છું........એ નાગિલાને તમે ઓળખો છો કે ?"

"હા મહારાજ ! માત્ર ઓળખાણ માત્રથી મારો અને એનો સંબંધ પૂર્ણ નથી થતો. અમારા વચ્ચે એટલો ગાઢ સંબંધ છે કે 'એ' અને 'હું' જરા ય જુદાં નથી એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ ન લેખાય !"

"હું, ત્યારે એક વાર એને અહીં તમે બોલાવી ન લાવો? ગામમાં જઈ મારે તેની આ વેશે શોધ કરવી કપરી છે અને એ સાથે શરમભરી પણ છે. મારું એટલું કામ કરશો કે?"

"સંત! તમારા કામને સારુ નકારો ન ભણી શકાય, છતાં એ નાગિલાને કયા કારણે તમે તરછોડી ચાલ્યા ગયા? એ જાણ્યા વગર-એની પાછળનો હેતુ બરાબર અવધાર્યા વગર-હું કેમ તેણીને સમજાવી શકું?"

"અરે! એ એટલી બધી પ્રેમાળ છે કે મારું નામ દેશો તો, અને કહેશો કે ભવદેવ પોતે બોલાવે છે તો તુરત દોડી આવશે. મેં સાંભળ્યું છે કે મારા ચાલ્યા જવા છતાં મારા પરનો એનો પ્રેમ નથી તો તૂટ્યો કે નથી તો અન્ય માર્ગે વળ્યો! એના સ્નેહની દૃઢતા માટે મને પૂર્ણ ભરોસો છે."

"તમે ખરા સ્વામી! આવી એક સ્નેહાળ તરુણીને ખાસ કારણ વગર છેહ દઈ ચાલ્યા ગયા! એનો સંસાર તદ્દન ખારો બનાવી દીધો! 'આવું છું' કહીને ગયા તે ગયા જ! પછી ન કંઈ ભાળ આપી કે ન કંઇ સંભાળ સરખી લીધી! એક સાચા પ્રેમીને લગાર પણ ન છાજે એવું વર્તન કર્યું, છતાં તમે માનો છો કે એ હજુ તમારા પ્રત્યે પ્રેમવત્સલ છે. તેણીનો પ્રેમ અડગ છે. માત્ર સંદેશ પાઠવતાં હાજર થઈ જશે."

"ભગિની! મારું અંતર એની પવિત્રતાને માટે સાક્ષી પૂરે છે. એ સાચો પ્રેમ જ મને વર્ષો પછી અહીં ઘસડી લાવ્યો છે. એ પ્રેમે જ મને સાચા સંયમરંગમાં લયલીન નથી થવા દીધો. આજે લાંબા કાળે હું અહીં એટલા સારુ જ દોડી આવ્યો છું કે જો એ કબૂલ કરે તો આ સાધુતાના પવિત્ર અંચળાને ખીંટીએ ટાંગી દઈ, પુનઃ સંસારમાં પગ મૂકું. એની લાંબા સમયની વિરહદશાનો અંત આણું. એક વાર અમો ઉભય સંસારીજીવન યથેચ્છ રીતે માણીએ"

"સાધુજી! તો પછી આ અંચળો શા સારુ ઓઢ્યો? આ દંભ ચાલુ કેમ રાખ્યો? સાચો પ્રેમ હતો તો ગુરુ સમક્ષ એ કેમ ખુલ્લું ન કર્યું? તમે જાણો તો છો જ કે બળજબરીથી ચારિત્ર નથી લદાતું."

"બહેન! વાત સાચી છે. મારી ભૂલ થઈ છે વાત ટૂંકી છે છતાં એ ચુટકી વાતે જ એવી મજબૂત દીવાલ ખડી કરી દીધી કે દંપતીજીવનના કોડ મનમાં જ રહી ગયા અને ઉભયના રાહ તદ્દન જુદા થઈ ગયા! મારા દીક્ષિત બંધુ ભવદત્ત સાથે હું કેવળ ભક્તિથી ગયો. એમણે તકનો લાભ લઈ બંધુપ્રેમથી આકર્ષાઈ મને મુનિમંડળી સમક્ષ સંયમાકાંક્ષી તરીકે રજૂ કર્યો વડિલ ભ્રાતાના વિનયે-એ જૂઠા ન પડે એવા વિચારે-ઘડીભર હું કર્તવ્યમૂઢ બન્યો; અને ત્યાં તો રાગીના લેબાસ દૂર ફેંકાયા અને સંયમીનો આ વેશ મળ્યો!"

"મુનિરાજ! તમારી ઇચ્છા વિના તમે આટલા સમય સુધી સંયમધારી જીવનમા રહ્યા છે? આવા પવિત્ર અંચળા તળે પણ દંભનુ નાટક ભજવાય છે ખરુ? અને અવિનય થાય તો ક્ષમા કરશો પણ એ ચાલુ રાખવામા મુખ્ય ભાગ ભજવવો, હૃદયમા કઈ જુદુ જ ચિંતવવુ, એ સર્વ શુ વિનય જેવા પ્રશંસનીય ગુણની વ્યાખ્યામા સમાય છે? ધારો કે તમોએ વડીલ બંધુને જૂઠ્ઠા ન પડવા દીધા એ બાહ્યથી ખરુ છુ, એથી તમોએ વડિલનો વિનય સાચવ્યો એમ જનતા કબૂલ કરશે, પણ ચારિત્ર જેવી પવિત્ર ચીજને–તીર્થંકર પ્રભુના પવિત્ર વેશને–એથી કઇ હાણ નથી પહોંચ્યુ? તમારા આત્માને તમે પોતે નથી ઠગ્યો? ઉપાસકવર્ગમા સાધુના નામે ઓળખાયા, પૂજાયા અને એ પદના નામે વંદાયા, એમા તમોને કઇ વિસંવદિતા નથી જણાતી? માત્ર નાગિલાને મેળવવા એ સ્વાગ છોડવો સહજ છે?"

"બહેન! સમજફેર થાય છે એ અંતરના ઊંડાણમા નાગિલાની સ્મૃતિ રાખવા છતા ચારિત્રને ક્ષતિ પહોચે તેવુ એક પણ કાર્ય કર્યું નથી ભાગવતી દીક્ષાના પ્રત્યેક ધર્મો સમજણપૂર્વક શ્રદ્ધા કર્યા છે અને યથાશક્તિ નિરતિચારપણે પાળ્યા છે શ્રમણધર્મનો મારો અભ્યાસ એ કાચા ઘડામા પાણી ભરવા જેવો નથી એ જીવનમા મારો વસવાટ જેમ વર્ષોજૂનો છે તેમ એ મંબંધમા મારી છાપ જરા પણ કલિત નથી એને લગતો મારો અનુભવ સાભળશો તો તમને પણ એની પાછળ સમાયેલા સત્યની પ્રતીતિ થશે આ તો ગુરુ ને વડીલ ભ્રાતા કાળધર્મ પામ્યા. કોઇ વડીલ આગળી ચીંધે તેવુ ન લાગ્યુ એટલે મનમા થઈ આવ્યું કે અંતરની વાતનો અમલ કરવાની ઘડી અણધારી પ્રાપ્ત થઇ તો શા સારુ એ પ્રયાસ ન કરવો? યતિધર્મનુ જેમ શુદ્ધ બુદ્ધિએ પાલન કર્યું તેમ ગૃહસ્થ ધર્મનુ પણ કેમ ન કરવુ?"

મુનિરાજની આ વિસ્મયકારી વાત સાભળી નાગિલા એકાએક હસી પડી મનમા નક્કી થયું કે ભવદેવનુ આગમન આટલા વર્ષોના વહાણા વાયા પછી પણ સંસારના વિલાસો માણવા અર્થે જ અહીં આવવુ થયું છે વ્યાખ્યાનપીઠ પરથી હજારોને 'વિષયો કારમા છે, એમા લપટાવાથી આત્મા અધોગતિનુ ભાજન બને છે, માટે એને તજવાનો દરેક જીવે યત્ન કરવો જોઇએ' એવો ઉપદેશ આપનાર એ પોતે જ, એ પાછળનુ રહસ્ય પિછાની શકયા નથી જ્ઞાની પુરુષોએ મોહની ગતિ વિકટ ને સ્થિતિ લાબી કહી છે તે કઇ ખોટી વાત નથી જ એના ઉદયની વેળાએ ભલભલા વિદ્વાનો અને પદવીધરો પણ ગોથા ખાઇ જાય છે તો મારા આ પ્રેમીની ભૂલ થાય એમા શી નવાઇ! આટલા વિમાસણ પછી સહસા તે બોલી ઊઠી—

"વડીલનુ બહુમાન સાચવવા જતા વિનયપાલનના ઘેનમા તમે એક પણ ધર્મ

બરાબર સમજ્યા નથી ! ઘરના કે ઘાટના એકેના રહ્યા નથી ! મારી નજરે–અંતરમાં નાગિલાને જીવતી રાખીને ઉપરથી ચારિત્રનો અભ્યાસ કર્યો. એથી ન તો નાગિલાનો શુકરવાર વળ્યો કે ન તો સાચો સંયમ પ્રાપ્ત થયો ! અધકચરી દશા રહી !"

" નાગિલાની સખીનો દાવો કરનાર ભગિની ! જ્યારે એક પ્રેમીએ પૂરો વિશ્વાસ રાખી હૃદય ઊઘાડું કર્યું ત્યારે એને મદદ કરવાને બદલે, ઉપાલંભ દેવા તૈયાર થવાનું તમને ન છાજે."

"જે પ્રેમી ચક્ષુ સામે ઊભેલી નાગિલાને પણ પિછાની શકતા નથી, જે ચિરકાળથી દીક્ષિત છતાં દીક્ષા પાછળનું સાચું રહસ્ય જાણી શકતા નથી, એ શું ઉપાલંભને પાત્ર નથી ? કેવળ પ્રિયાનું નામસ્મરણ કરે એટલે પ્રેમી માનવો ? કેવળ યતિનો વેશ ધારે ને યતિધર્મના કાનૂન આંતરિક રસ વિના પાળે એને મુનિ માનવો ? રાગ અને ત્યાગ વચ્ચેનો ભેદ જ જેને હજુ ય પરખાયો નથી એને તો ઘણો ઘણો ઠપકો ઘટે છે."

સાધુજી તો ઘડી પૂર્વેની લજ્જાયુક્ત લલનાનો આ પ્રકારનો સ્પષ્ટ ટંકાર સાંભળી ડઘાઈ જ ગયા ! ' ચક્ષુ સામે ઊભેલી નાગિલા ' એ શબ્દો વારંવાર યાદ કરવા લાગ્યા. સ્મૃતિને તાજી કરવા લાગ્યા. એના ચહેરા તરફ ધ્યાનપૂર્વક જોઈ, એકાએક બોલી ઊઠ્યા.

"શું તું પોતે જ નાગિલા છો ? અહા ! કરાલ કાળે કેવી દશા કરી નાંખી ? ક્યાં એ તારુણ્યનો તરવરાટ ! ક્યાં એ યૌવનનો ઉન્માદ ! ક્યાં એ રંભાને હંફાવે એવું સૌન્દર્ય અને ક્યાં એ મધુર મુખાકૃતિ જાણે એ બધામાં એક સપાટો જ પડ્યો ! પ્રૌઢતાનો સર્વદેશીય વિજય આ ફેરફારો જ એવા છે કે ભલભલાને ભ્રાંતિ પ્રગટાવે. એ આકસ્મિક પ્રમાદને આગળ ધરી, પ્રેમીને નાપાસ કરવો કિંવા એને ઠપકાપાત્ર લેખવો એ શાણી પ્રિયાને ન શોભે. ચિરકાળથી જેના દેહને ભેટવા સારુ તું માર્ગપ્રતીક્ષા કરી રહેલ છો, જેના સ્નેહતંતુને નિભાવવા અર્થે આ કોમળ કાયાને કરમાવી નાંખી છે, કલેવરરૂપ બનાવી રહેલ છો એ જ્યારે સામે આવી ખડો થયેલ છે, પોતાની ભૂલનું પ્રાયશ્ચિત્ત કરવા માંગે છે ત્યારે ' गतं न शोचामि ' કરવાને બદલે ઢોળાયેલ દૂધ માટે પશ્ચાત્તાપ જેવું આચરણ કાં કરે છે ? વર્તમાનને જોવાનો મૂકી ભૂતકાળને કાં ઊકેલે છે ? શા સારુ સંભારતી નથી કે–' આજનો લ્હાવો લીજીયે રે, કાલ કોણે દીઠી છે ?' એક વાર હોંશપૂર્વક સંસાર ભોગવી લઈએ, પછી કરવું ઘટશે તે થઇ રહેશે. રજોહરણ ને પાત્ર કંઇ ચાલી જવાનાં નથી. તું હા પાડે તેટલી જ ઢીલ છે. "

ત્યાં તો પેલા ડોશીમા પણ મધ્યાહ્નનાં કાર્યોથી પરવારી આવી પહોંચ્યા. એમને જોતાં જ ભવદેવ મુનિએ ઉચ્ચાર્યું કે–" જુઓ માજી ! આ નાગિલાને હું

ક્યારનો સમજાવું છું કે ગઇ ગુજરી ભૂલી જા. મારી થયેલ સ્ખલનાને સંભારવાનું ત્યજી દે અને પુનઃ આપણે સંસાર શરૂ કરીએ."

"ત્યારે શું તમે જ મારી સખી રેવતીના નાના પુત્ર ભવદેવ કે ? તમારા એકાએક ચાલી જવાથી મારી પુત્રીતુલ્ય નાગિલાનો સંસાર ધૂળધાણી થઇ ગયો છે ! એક દિવસ પણ એવો ગયો નથી કે જેમાં તમારું સ્મરણ એકથી અધિક વાર તેણીએ ન કર્યું હોય શ્વસુરપક્ષ તરફથી નીતિનાં બંધનનો દોર ઢીલો મૂકાયા છતાં તેણીએ એનો લાભ ન લીધો. બાકી આ કળિયુગનો કાળ! અમારા જેવી ઊંચ ગણાતા દ્વિજવર્ણમાં પુનર્લગ્ન થવા લાગ્યાં છે ત્યાં બીજાની શી વાત ? પેલા મૌર્યભાર્યાની વાત કોનાથી અજાણી છે ? એ તો પાળે તેનો ધર્મ ! પણ આ વાસુકીની પુત્રી નાગિલાની કુળવટ ટપી જાય તેવી છે દૂષણનું નામ શ્રવણ કરતાં એ દૂર ભાગે છે આવા નિરહમાં કાચીપોચી ન જ ટકે તમોએ નિષ્ઠુરતાની તો હદ વાળી !!"

"માઇજી ! હું એનો બદલો ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે વાળી આપવા આવ્યો છું, ત્યાં તમારી એ પુત્રી તત્ત્વજ્ઞાનની વાતોમાં કાળ વ્યતીત કરે છે ! સામે મીઠા પાણીનું સરોવર દેખાય છે છતાં તૃષાતુર રહેવાની વૃત્તિ દાખવે છે ! તત્ત્વજ્ઞાનની શુષ્ક દલીલોનો તે કોઇ દિ' તાગ આવ્યો છે ખરો ? તમારું માને તો હું તો આ અંચળો ઊતારી, પુનઃ ઘરસંસારી બનવા તૈયાર છું. સંમતિની ઢીલ છે."

"તો પછી, દીકરી નાગિલા ! તું શો વિચાર કરી રહી છે ? અહર્નિશ જેનું ચિંતવન કરતી હતી તે જ્યારે અનુકૂળ બનેલ છે ત્યારે મુહૂર્ત શાં જોવાં ? લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જવાની મૂર્ખાઇ કરનાર કિંવા રસગુલ્લા સમું મિષ્ટ ભોજન થાળમાં પીરસાયું હોય તે વેળા વડીનીતિ યાને જંગલ જવાની તૈયારી કરનાર ગમારશિરોમણિ જ લેખાય એવી ભૂલ તું ન કરતી."

નાગિલા પ્રત્યુત્તર આપતાં બોલી કે–"વ્યાકરણમાં જેનો સંગ વિરોધ તરિકે ગણાયો છે એવા શ્રમણ અને બ્રાહ્મણ આ વાતમાં એક થયા ! વળી મારી દૃષ્ટિએ ઉભય વડીલ તેમ જ ગુરુપદે એટલે એમની આજ્ઞા ન જ લોપાય, છતાં આત્મશ્રેય એ સર્વોત્કૃષ્ટ વસ્તુ હોવાથી જ્યાં એનો સર્વનાશ થતો હોય ત્યાં ન તો સંમતિ સંભવે, ન તો મૌન શોભે; એ વેળા ખુલ્લો વિરોધ જ આવશ્યક ગણાય. તમે શું એમ સમજો છો કે આ નાગિલાએ ભવદેવ સહ પ્રીત જોડી હતી તે કેવળ વિષય માણવા ખાતર હતી ? હરગીજ નહિં. સાચો પ્રેમ કામવાસનાને તો ફુટી બદામ સમ લેખે છે. ધાન્યના લાભની દૃષ્ટિએ બી વાવનાર ખેડૂતને જેમ ધાન્ય સાથે ઘાસનો લાભ સહજ થાય છે તેમ મોક્ષ પુરુષાર્થની સાધના અર્થે માનવભવ એ યોગ્ય ભૂમિકારૂપ હોવાથી અને સ્ત્રી–પુરુષનો સમાગમ ધર્મ, અર્થ ને કામરૂપ ત્રિવર્ગની સાધનાદ્વારા ઉપર

કહેલો ચતુર્થ પુરુષાર્થ શક્ય બનાવનાર હોવાથી સાચા પ્રેમીઓનો પ્રેમ પ્રશંસનીય લેખાય. એ વેળા ભોગવિલાસ પેલા ઘાસ તુલ્ય ગણાય. લગ્ન પાછળના એ ઉમદા ભાવથી પ્રયાણ તો કર્યું પણ વિધિનો રાહ કોઈ ન્યારો હોવાથી એમાં સફળતા ન મળી ! પ્રયાણ કરનાર આત્માઓ એક અંગરૂપ ન બની શકયા. પૂર્વકર્મોના ઉદયે એમના પંથ નિરાળા બન્યા ! વિલાસ માણવાના અને વૈભવ ભોગવવાના મનોરથની ફરજીયાત અટકાયત થઈ ! એ માટેનો યોગ્ય અવસર આંતરિક ઇચ્છા ન છતાં વીતી ગયો ! કુદરતનો સંકેત જ એવો નિર્માયેલ ત્યાં સતત નાગિલાનું સ્મરણ કરનાર કે સદૈવ ભવદેવની સ્મૃતિ નેત્ર સન્મુખ ધરનાર આત્માઓનો જલદી યોગ ન થયો. કરાળ કાળે ઉભય વચ્ચે જબરો ખડક ઊભો કર્યો. માજી ! ભવદેવને સાચા પ્રેમી તરિકે ઓળખ્યા હતા એટલે તે એક વાર જરૂર મને મળશે જ એવી ખાતરી હું ધરતી હતી. આજે એ સત્યરૂપે પરિણમી પણ છે. એ આનંદ કંઇ જેવો તેવો નથી. મોડીમોડી પણ મારી મનોકામના ફળવાથી મને પૂર્ણ સંતોષ થયો છે. આ જીવનની સોનેરી પળ છે છતાં જે જાતનું ભોજન ધરવામાં આવે છે એની ભૂખ મને હવે નથી રહી. કદાચ અકરાંતિયા થઈ જમવામાં આવે તો એ પચે પણ નહીં. તમે શું એ નથી જોઈ શકતા કે જરા અવસ્થાએ દેહ ઉપર પોતાની છાયા પાથરી દીધી છે ? આપણા દિદાર હવે ભોગને લાયક ગણાય ખરા ? જ્યારે પરભવની વાટ નેત્ર સામે ડોકયાં કરતી હોય ત્યારે પાથેય તૈયાર કરવું એમાં જ બુદ્ધિમત્તા છે. જિંદગીનાં શેષ રહેલાં વર્ષો એ ચોથા પુરુષાર્થની અધૂરી રહેલી સાધના નિમિત્તે ખરચાવાં જોઈએ. સમયે સમયનું કામ કર્યું તો સમજુ ગણાતા માનવીએ માનવભવપ્રાપ્તિ પાછળનો સંકેત ન ભૂલવો ઘટે.

માજી ! તમો પણ મોહવશ બની ગયા ! હજુ આજની વાત પણ વીસરી ગયા કે શું ? તમે જ સોનામહોરના લોભે ભાઈને ખાધેલું વમન કરવાની ના નહોતા પાડતા કે ? એ દૃષ્ટાન્ત અહીં પણ લાગુ પડે છે જે જીવનનો ભરોસો નથી, જ્યાં બ્હોત ગઈ ને થોડી રહ્યા જેવું છે ત્યાં, અને જે કંદર્પને સંયમદ્વારા મહામહેનતે કાબૂમાં આણ્યો તેને ચરણે રાજીખુશીથી પડવા જવું એ હવે ઉચિત પણ નથી ને આદરણીય પણ નથી. આ જીવન ભોગ માટે નથી, પણ આત્મિક કલ્યાણ અર્થે છે. બાકી શાસ્ત્રકારનું વચન છે કે—

घनेषु जीवितव्येषु, भोगेषु आहारकार्येषु।
अतृप्ता प्राणिनः सर्वे,याता यास्यन्ति यांति च

અર્થાત્ ધન, જીવતર, ભોગ અને આહારાદિ કાર્યને વિષે અતૃપ્ત રહ્યા સતા જ સર્વે પ્રાણીઓ ગયા છે, જાય છે અને જશે.

મુનિરાજ ! તમે સિધાવી ગયા અને મારે વિરહવ્યથાના આકરા તાપ વેઠવા

પડ્યા ત્યારે તો ઘણું કપરું લાગ્યું હતું. મનમાં આપના કાર્ય પ્રત્યે રોષ પણ જન્મ્યો હતો. કેટલીએ રાત્રિઓના ઉજાગરા કર્યા હતા પણ એ બધું થોડા દિવસ ચાલ્યું. દિવસ વીતતા ગયા અને એ બધું ઠેકાણે પડતું ગયું. 'દુઃખનું ઓસડ દહાડા' એ ઉક્તિ ખોટી નથી જ. જે વાડીનો માળી સિધાવી ગયો તે વાડી નવપલ્લવિત કેવી રીતે રહે? અને કદાચ રહે તો કોના માટે? આપના જવાથી મેં ચિત્તને જે માર્ગ તમે લીધો એ પ્રતિ વાળવા માંડ્યું. એ વેળાનું ફરજીયાતપણું આજે જીવન ઉજાળવા અર્થે ઉપયોગી થઇ પડ્યું. આપનો પ્રેમ સાચો હતો એ માટે શંકા નહોતી જ એટલે જેમ દિવ્યપ્રેમી શ્રીનેમિનાથ, રાજિમતીને લગ્નનિમિત્તે સંકેત કરવા ગયા તેમ તમે પણ એક વાર મને એ માર્ગ પર લઇ જવા આવશો એવું મારું મન પોકારતું હતું. એ વાત સત્ય નિવડી છતાં જુદા સ્વરૂપે! તમારું વર્તન તો પ્રભુ નેમીશ્વર જેવું નહિ પણ તેમના બંધુ રથનેમિ જેવું નિવડ્યું! પણ તેથી કામદેવ ફાવી જાય તેવું નથી જ. ઉન્માર્ગે જતી પત્નીને સન્માર્ગે વાળવાની ફરજ જેમ પતિની છે તેમ સન્માર્ગથી પડતાં પતિને પુનઃ એ પર સ્થાપન કરવાની પવિત્ર ફરજ સતીની પણ છે જ.

પૂજ્ય શ્રમણ! ચારિત્રધર્મના પાલન પછી પુનઃ ગૃહસ્થધર્મમાં આવવાની દલીલ જ લુલી છે. કાદવથી ખરડીને પછી પગ ધોવા એના કરતાં કાદવથી ખરડાવા જ નહિં એ જ સાચી રીત છે. જીવનભર બ્રહ્મચર્યવ્રત જેવા સર્વોત્તમ ગુણનું પાલન કરી, કેવળ મામૂલી સમય ખાતર એમાં અતિચાર લગાડવો એ તો ખીલીની ખાતર મોટા મહેલને જમીનદોસ્ત કરવા બરાબર છે. આપે જ શુકેલું ચાટવામાં અને વમન કરેલને પુનઃ આરોગવામાં અત્યંત જુગુપ્સિતપણું રહેલું છે એમ શું નહોતું જણાવ્યું? એ વાત આપના જીવનને લાગુ પાડો, એટલે મારી વાત ઝટ ગળે ઉતરશે. વમન કરેલા વિષયોને ઉત્તેજવા એ શું ઉચ્છિષ્ટ-આરોગવા તુલ્ય નથી? પ્રેમાળ પ્રિયાના આત્મિક શ્રેયની દૃષ્ટિએ અતિ કિમતી વચનો હૃદયમાં ઉતારી લઇ, ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો અને માનસિક અતિચારનું પ્રાયશ્ચિત્ત લ્યો. જ્યાંથી આવ્યા ત્યાં જ પાછા ફરવાના અને પુનઃ એમાં એકચિત્ત થવાના શપથ લ્યો. હવે હું પણ એ માર્ગે સાથે આવનારી સહચરી બનીશ.

લગ્નની પીઠી પૂરી સૂકાઇ નહોતી ત્યાં અખંડ શિયળ પાળવાનો યોગ મળ્યો એમાં હવે માનવું જ પડશે કે કંઇ દૈવી સંકેત હતો. એટલે જે સાનુકૂળતા દૈવે કરી આપી તેનો પૂરતો લાભ લેવો એ જ આપણું કામ છે."

વાંચક! હાલ તો અહીં પૂર્ણ વિરામ. નાગિલા જેવી રમણીનું પાત્ર હવે નથી મળવાનું. એવા શ્રેષ્ઠ પાત્રને સિદ્ધશિલા ન લાભે તો પછી કોને લાભશે? અર્થાત્ તેણીનો એકડો પડી ચૂક્યો. ચોરાશીનો ફેરો આળસ્યો. ચોકસી.

# વૈરાગ્ય અને તેના પ્રકાર

—( અનુસંધાન પૃ૪ ૪૦૧ થી )—

## વૈતાલીય વૃત્ત.

### જ્ઞાનગર્ભ વૈરાગ્યના બે પ્રતિભેદ.

વિષયોમહિં ને ગુણોમહિં, વળી વૈરાગ્ય વિભેદ બે અહીં;
અપર પ્રથમ પ્રકાશિયો, પર અધ્યાત્મીં દ્વિતીય ભાખિયો. ૮૧

### અપર એવો વિષય વૈરાગ્ય

વિષયો અહિ પ્રાપ્તિ ગોચરા, ત્યમ છે જે શ્રુત-તેહ સુંદરા;
ન વિકારીં થતા વિરક્તને, વિષધારા જ્યું સુધા નિમગ્નને. ૮૨

### ૧. શ્રોત્રવિષય.

સહકાર રસાલ મંજરી, મહિં કોકિલ સુગીત સાંભળી;
મદ શું મન યોગિનું ધરે? અતિશે સાદર જે અનાહતે. ૮૩

---

ઉપરના ત્રણ પ્રકારના વૈરાગ્ય બતાવ્યા. તેમાં જ્ઞાનગર્ભ વૈરાગ્યના બે પ્રતિભેદ સુંદર કાવ્યચમત્કૃતિભરી આલંકારિક ભાષામા નિવેદે છેઃ—

૮૧. વિષયપરત્વે અને ગુણપરત્વે, એમ તે વૈરાગ્યના બે પ્રતિભેદ છે. તેમાં વિષય-વૈરાગ્યને અધ્યાત્મવિશારદોએ અપર કહ્યો છે અને ગુણ-વૈરાગ્યને પર કહ્યો છે.

આ લોક-પરલોકના પંચ વિષયમા વિરક્તપણું તે અપર-અનુત્કૃષ્ટ-અપ્રધાન વૈરાગ્ય. લબ્ધિ-સિદ્ધિ આદિ ગુણની વ્યક્તિમાં વિરક્તપણું તે પર-પરમ-ઉત્કૃષ્ટ-પ્રધાન વૈરાગ્ય. પૂર્વ વૈરાગ્યની અપેક્ષાએ બીજો વૈરાગ્ય ઉચ્ચતર કોટિનો હોઇ પર કહ્યો છે.

હવે પ્રથમ વિષય વૈરાગ્ય વિસ્તારથી વિવરી બતાવે છેઃ—

૮૨. આ લોકમાં જે વિષયો પ્રાપ્ત થાય છે અને પરલોક સંબંધી વિષયો જે શાસ્ત્ર-દ્વારા શ્રુતિગોચર થાય છે તે સર્વ પ્રકારના વિષયો વિરક્તજનને વિકારકારી થતા નથી; (પ્રતિવસ્તૂપમા) અમૃતરસમાં નિમગ્નને જેમ વિષધારા વિકાર કરતી નથી તેમ.

હવે શ્રોત્રવિષય વર્ણવે છે.

૮૩. આમ્રની રસાલ મંજરીમાં, કોકિલના કલરવ સાંભળી યોગીનું મન શું મદવાળું થશે? કે જેનું મન અનાહત ( ॐ ) નાદમાં અત્યંત આદર છે.

રમણી કર-કંકણોતણા, ધ્વનિ યોગી સુણી ઘૂમે જ ના;
અનુભૂતિરૂપી નટીતણા, પ્રિય ગીતે રત જેહ છે ઘણા. ૮૪

સ્ત્રીની પંચમ રાગની ગીતિ, સ્ખલનાર્થે ન વિશુદ્ધની થતી;
અહિં કારણ આ ન રુચતી,-સમતાલાપ વિષે રતિ અતિ. ૮૫

## ૨. ચક્ષુર્વિષય.

ક્ષણભંગુર શુક્ર શોણિતે, ઉપજ્યું રૂપ ગણે ન પ્રિય તે;
નિજ જે રૂપ દેખતા ભલું, અવિનાશી જ નિસર્ગ નિર્મલું. ૮૬

પર દૃશ્ય અપાય જ્યાં ઘણો, વળી જે વિષય ચર્મનેત્રનો;
ન જ એ રૂપ મોદ અર્પતું, નિરપાયી જ્યું અનુભવે થતું. ૮૭

ગતિ વિભ્રમ આદિ નારીના, અહિં મોદાર્થ થતા વિમૂઢના;
સુકૃતાદ્રિ શું વજ્ર આ ગણી, વિરતો દે ન જ દૃષ્ટિ એ ભણી. ૮૮

## ૩. ઘ્રાણવિષય

ન જ કર્પૂર ચંદનાદિની, શુભ તે સૌરભ યોગિ મોદિની;
જસ કાય સુગંધી વર્તતી, સ્મરણાથી નિરુપાધિ શીલથી. ૮૯

---

૮૪. કામિનીના કરકંકણનો ખણખણાટ સાંભળી યોગીજન ઘૂમતા જ નથી-વિકારી થતા નથી;-જે યોગીજન અનુભૂતિરૂપ નટીના પ્રિય ગીતમાં રક્ત છે. રૂપક.

૮૫. રમણીના પંચમ રાગની ગીતિ, વિશુદ્ધ ચિત્તવાળાને સ્ખલના ઉપજાવતી નથી. આ તેઓને રુચતી નથી તેનું કારણ એ છે કે તેઓને સમતાસુંદરીના આલાપપદોમાં અત્યંત રતિ-પ્રીતિ છે. કાવ્યલિંગ.

હવે બીજા ચક્ષુરિંદ્રિય વિષયનું વર્ણન કરે છેઃ—

૮૬. જે કાયમ ક્ષણવિનશ્વર છે અને જે શુક્ર-શોણિતથી ઉપજ્યું છે એવું અશુચિ-સંભવ રૂપ, તેને યોગિજન પ્રિય ગણતા નથી; કે જે યોગિજન પોતાનું અવિનાશી અને નિસર્ગ-નિર્મળ ( સ્વભાવથી નિર્મળ ) રૂપ નિહાળી રહ્યા છે.—વ્યતિરેક.

૮૭. જે રૂપ બીજાથી દેખી શકાય છે, જ્યાં અનેક અપાય-હાનિ આવી પડે છે, અને જે ચર્મચક્ષુનો વિષય છે,-એવું બાહ્ય રૂપ તેવો આનંદ નથી આપતું, કે જેવો આનંદ નિરપાય એવા નિજરૂપનો અનુભવ આપે છે.—વ્યતિરેકઅલંકાર.

૮૮. સ્ત્રીના ગતિ-વિભ્રમ આદિ અબુધને આનંદ આપે છે; પરંતુ વિરક્ત જન તો તેને સુકૃતરૂપ પર્વત પ્રત્યે વજ્ર જેવા જાણીને તેના સામી નજર પણ કરતા નથી !—રૂપક.

ઘ્રાણેન્દ્રિયનો વિષયઃ—

૮૯. કર્પૂર-કસ્તૂરી-ચંદન-માલની આદિની સુગંધ યોગીને મોદ ઉપજાવતી નથી;

ચિર જે ઉપયોગ પામતી, ન હરાતી જે વિભાવ વાતથી;
નકી એ શીલની સુગંધથી, રતિ અન્યત્ર જ યુક્ત 'હ્યાં નથી. ૯૦

### ૪. રસનાવિષય

મધુરા રસથી અધીર ના, કદી અધ્યાત્મ સુધારસી જના;
ભમરા જયમ નીરસા ફૂલે, રજથી પદ્મની મોદમાં ઝુલે. ૯૧

વિષમા પરિણામી વિકૃતિ, યુત આપાત રૂડા રસોથી શું ?
નવમા (અ)નવમા અવિકૃતિ, રસમાં છે મન મગ્ન જો અતિ. ૯૨

મધુરા રસથી જલો પડે, રસનાથી રસલોલુપીની ખરે !
કુવિપાક વિભાવતાં અરે ! વિરતોને જલ નેત્રથી પડે. ૯૩

### ૫. સ્પર્શવિષય.

ગુણ પુષ્પભર્યા સુનિર્મલા, સુવિકલ્પોરૂપ તલ્પમાં ભલા;
ધૃતિ કામિની ભેટી જે સુએ, રત સ્પર્શે કહિં બ્હાર તે હુએ ? ૯૪

---

જે યોગીની કાયા, કામની બાધક અને નિરુપાધિક સત્શીલની સુગંધીથી સદા મઘમઘે છે. વ્યતિરેક.

૯૦. યોગીજન બાહ્ય સુગંધીથી આનંદતા નથી તેનું કારણ આ છે કે-શીલની સુગંધી ચિરકાલ ઉપયોગમાં આવે છે (બાહ્ય સુગંધી ઝટ ઊડી જાય છે), તેઓને અન્ય સ્થળે રતિ ન હોય એ જ યુક્ત છે. **કાવ્યલિંગ.**

**૯૧.** મધુર રસની પ્રાપ્તિ થતાં, અધ્યાત્મ સુધારસ ચાખનારા જનો કદી ઉત્સુક થતા નથી; જેમ પદ્મની રજના રસીઆ ભ્રમરો, નીરસ ફૂલમાં ઉત્સુક થતા નથી તેમ.

**તુલ્યયોગિતા અલંકાર.**

" ઘોર તપશ્ચર્યામાં મનને તાપ ના, સરસ અન્ને નહિં મનને પ્રસન્નભાવ જો. "

**શ્રીમદ્ રાજચંદ્રજી.**

**૯૨.** જો નવમા અનવમા, અવિકારી એવા રસમાં મન મગ્ન થયું છે, તો પછી વિષમ પરિણામવાળા તથા વિકારવાળા તથા આપાતમાત્રે-આવી પડતી વેળાએ જ રૂડા લાગે છે એવા અન્ય બાહ્ય રસોનું શું પ્રયોજન છે ? **વ્યતિરેક.**

**અનવમા**-શ્લેષ: (૧) નવમો નહિં તે, નવમો રસ-રસાધિરાજ શાંતરસ. (૨) ઉચ્ચતર કોટિનો (Superior), પરિણામે વિષમ નહિ એવો.

**૯૩.** મધુર રસ પામીને, રસલોલુપની રસનામાંથી-**જીભમાંથી પાણી** પડે છે; પણ તેનો માઠો વિપાક વિચારતાં, વિરત જનની **આંખમાંથી પાણી** પડે છે ! !

**હવે સ્પર્શેન્દ્રિયના** વિષયને સ્પર્શે છેઃ—

**૯૪.** ગુણરૂપ ફૂલોથી ભરેલી અને અસંત નિર્મળ સુવિકલ્પ તળાઇમાં, જે ધૃતિરૂપ પ્રિયાને આલિંગન કરીને સુએ છે તે સંતજન કદી બાહ્ય સ્પર્શમાં ક્યાં ય રક્ત થાય કે ? **રૂપક અલંકાર.**

ન જ ચંદનલેપ મોદ દે, બુધને-નિર્વૃત્તિ જે ધરે હૃદે,
વિમલત્વ સદા ધરે રુડું, જનને તે જલસ્નાન નિષ્ફલું ૯૫

સફલો નિજ જન્મ માનતા, સુરતોલ્લાસ સુખેથી ભોગિઓ,
સ્મર નાગનું ઉગ્ર વિષનું, ગણતા મૂર્છન તે જ યોગિઓ ૯૬

વિષયો ઇહલોકના બધા, ન જ મોદાર્થ વિરક્તને થતા,
(કારણ) પરલોક સુખે ય નિઃસ્પૃહી, પરમાનંદ રસોથી આળસુ! ૯૭

## પરલોકવિષય.

મદ મોહ વિષાદ આદિથી, દુઃખિઆ છે વિબુધો ય બાધથી,
વિષમિશ્ર ક્ષીરાન્ન શું અહીં, સુખ એમાં પણ રમ્ય છે નહિ ૯૮

બહુ અશ્રુસ્વરૂપ વાયુથી, પ્રજળેલા સ્ત્રીવિયોગ-અગ્નિથી,
દુઃખ સ્વર્ગ વિષે સુરો સહે, કયમ ત્યાં તો સુખની સ્થિતિ રહે? ૯૯

---

૯૫. જે હૃદયમાં નિર્વૃત્તિ( લીનતા )સુખ ધરાવે છે એવા બુધને ચંદનનું વિલેપન આનંદ દેતું નથી. જે સદા વિમલપણું ધરાવે છે તેને જલસ્નાન નિષ્ફલ છે

જો અંતરે અશુચિ તો જલસ્નાનથી શું? જો શુચિ અંતર વિષે જલસ્નાનથી શું!
જો શીલથી સુરભિ અન્ય સુગંધીથી શું? ભૂષિત જો ગુણથી અન્ય ભૂષાથકી શું?

—મનોનંદન.

૯૬. સુરતોલ્લાસ( કામક્રીડા )સુખથી ભોગિજનો પોતાનો જન્મ સફલ માને છે, પણ યોગીજનો તો તે કામક્રીડાને કામરૂપ ફણિધરના ઉગ્ર વિષની મૂર્છના જ માને છે-રૂપક

૯૭. આમ આ લોકના પાંચે પ્રકારના વિષયો વિરક્તને આનંદદાયી થતા નથી, કારણ કે તે વૈરાગી પરલોકના સુખોમાં પણ નિઃસ્પૃહ હોઇ પરમાનંદરસથી આળસુ બની ગયા છે! કાવ્યલિંગ અલંકાર-જેમ ખૂબ ખાધુંપીધું હોય તે આળસુ-જડ થાય તેમ પરમાનંદ રસથી પરિતૃપ્ત થએલા આ મસ્તરામ ધીંગા-ધડંગા યોગિજનો આલસુ બની ગયા છે

૯૮. ( પરલોકમાં પણ નિઃસ્પૃહી કેમ તેનું કારણ ) મદ-મોહ-વિષાદ-મત્સર આદિ બાધાઓથી દેવો પણ દુઃખીઆ છે, તેથી ક્ષીરાન્ન વિષ ભેળવેલા દૂધપાકની જેમ એ દેવોનું સુખ પણ રમ્ય નથી ઉપમા.

૯૯. બહુ આંસુરૂપ વાયુવડે પ્રજ્વલિત થએલા, સ્ત્રી-વિયોગરૂપ અગ્નિવડે કરીને, દેવો પણ સ્વર્ગમાં દુઃખ સહે છે, તેથી કરીને ત્યાં પણ સુખની સ્થિતિ શી રીતે ધરે ?-રૂપક.
"રજકણ કે ઋદ્ધિ વૈમાનિક દેવની, પુદ્ગલ માન્યા સર્વે એક સ્વભાવ જો
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?" શ્રીમદ્ રાજચંદ્ર.

સુવિશાલ વિમાનશ્રીયુતા, સુરનાથે ચ્યવન સ્વ ચિંતતાં;
હૃદયો ન ચીરાઇ જાય તે, ગણું વજ્રાણુથી છે ઘડેલ તે. ૧૦૦
વિષયોમહિં સર્વ રે। ગતિ, મહિં મોક્ષાર્થિકને નહીં રતિ;
જયમ નંદન ચંદનાર્થીને, ગિરિભૂમાંહિ બીજા તરુગણે. ૧૦૧

## પર એવો ગુણ વૈરાગ્ય.

ઈતિ શુદ્ધમતિથી જેહને, સ્થિર વૈરાગ્ય જ તેહ યોગિને;
સ્વગુણે નિરીહત્વ અર્પતો, પર વૈરાગ્ય પણ પ્રવર્ત્તતો. ૧૦૨
વિપુલર્દ્ધિ પુલાક ચારણ, વળી આશીવિષ લબ્ધિઓ પણ;
અનુષંગ-જ ફોતરાં સમ, વિરતોને ન કરે મદોદ્ગમ. ૧૦૩
ગુણ કોય અતિશયે યુતો, વિબુધોને મદકારી ના થાતો;
(કારણ) નિજ ભાવ સ્વયં ઉલાસતાં, અધિકું કાંઇ ન એહ લેખતા. ૧૦૪

---

૧૦૦. અત્યંત ઉદાર એવી વિમાનની શોભાથી-લક્ષ્મીથી યુક્ત સુરોનાં હૃદયો જે પોતાના ચ્યવનની ચિંતવના કરતાં ચીરાઇ જતાં નથી, તેથી મને તો લાગે છે કે તેઓનાં હૃદયો વજ્રનાં પરમાણુથી ઘડેલાં છે!-ઉત્પ્રેક્ષાલંકાર.

૧૦૧. આમ ચારે પ્રકારની ગતિમાં સર્વ પ્રકારના વિષયોને વિષે મુમુક્ષુને રતિ હોય નહિ; જેમ નંદનવનના ચંદનના અભિલાષીને ગિરિભૂમિ પરના બીજાં વૃક્ષો પર પ્રીતિ હોય નહિ તેમ. **પ્રતિવસ્તૂપમા.**

(દ્રુતવિલંબિત)-**વિષમ વિષવૃક્ષ વિપાક શા, વિષય આત્મ વિઘાતક વેદતા;**
**સુરસ આદિકમાં કયમ તે તુઠે? કયમ વિરૂપરૂપ પ્રમુખે રૂઠે?–મનોનંદન.**

૧૦૨. એવા પ્રકારે વિશુદ્ધ બુદ્ધિથી જેને આ **અપર** એવો **વિષયવૈરાગ્ય** સ્થિર થાય છે તે યોગિને પોતાના ગુણમાં પણ નિઃસ્પૃહપણું આણતો એવો **પર વૈરાગ્ય** પણ ઉપજે છે.

**૧૦૩.** વિપુલઋદ્ધિ, પુલાક, ચારણ, પ્રબલ આશીવિષ આદિ અનેક પ્રકારની લબ્ધિઓ પણ, જે **અનુષંગથી**–આત્મિક ગુણની સંગાથે પ્રાપ્ત થાય છે, તે પણ ધાન્યની સાથેના ફોતરાં જેવી હોઇ, વિરક્ત જનને મદ ઉપજાવતી નથી–**ઉપમા.**

લબ્ધિઓના વિવરણ માટે જુઓ **શ્રીતત્ત્વાર્થ ભાષ્ય. દશમો અધ્યાય, સૂ૦ ૭.** જુવારની પાછળ સાંઠા તો હોય જ, ધાન્યની સંગાથે ફોતરાં હોય જ, તેમ આત્માની નિર્મલતા થતાં વિવિધ લબ્ધિઓનો સ્વયં આવિર્ભાવ થાય. પરંતુ આત્મવિશુદ્ધતા આગળ યોગિના મનને તે લબ્ધિઓની પ્રાપ્તિ વ્યામોહ પમાડતી નથી; કારણ કે તેઓ સારી પેઠે જાણે છે કે આ લબ્ધિ આદિ આત્માની અનંત શક્તિની માત્ર વાનકી હોઇ, તેની પાસે કંઇ વિસાતમાં નથી.

૧૦૪. અતિશયવંત એવો કોઇપણ ગુણ બુધજનોને મદ ઉપજાવતો નથી; કારણ કે આત્માના નિજભાવનો ( સહજઆત્મસ્વરૂપનો ) સ્વયં ઉલ્લાસ થયો હોવાથી, તેઓ તેનાથી અધિક બીજું કાંઇ લેખતા નથી.

## ૩. પ્રકીર્ણ



એકંદર લેખસખ્યા ૪૧ + ૮૬ + ૧૫ = કુલ ૧૪૨

પેટાવિભાગ જુદા ગણતાં લેખસંખ્યા ૨૨૧

# વીર સંવત ૨૪૬૯

# વિક્રમ સંવત ૧૯૯૯

## રાત્રિનાં ચોઘડીયાં

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ |
| ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત |
| કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ |
| લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ |
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |
| શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |

## શ્રાવકનાં બાર વ્રત.

૧ જીવહિંસા ન કરવી. ૨ અસત્ય ન બોલવું. ૩ ચોરી ન કરવી. ૪ પરદારાસેવન ન કરવું. ૫ પરિગ્રહનું પ્રમાણ કરવું. ૬ દિશાઓનું પ્રમાણ કરવું. ૭ ભોગોપભોગનું પ્રમાણ કરવું. ૮ અનર્થદંડનો ત્યાગ કરવો. ૯ દરરોજ સામાયિક કરવું. ૧૦ દેશાવગાસિક કરવું. ૧૧ પર્વતિથિએ પૌષધ કરવો. ૧૨ સુપાત્રે દાન દેવું.